# ઇતાવા

## દાઇલ ઉદૂમ માટલીવાળા (ભાગ-૧)

કિતાબનું નામ : **ફતાવા દારૂલ ઉલૂમ માટલીવાલા (ભાગ-૧)**

સંપાદક : **(હઝ. મવ.) મૂફતી અહમદ સા. દેવલ્વી**
(માજી મૂફતી તથા ઉસ્તાદે હદીષ : દારૂલ ઉલૂમ માટલીવાલા)

પ્રકાશક : **(હઝ. મવ.) મૂફતી ઈકબાલ મુહમ્મદ ટંકારવી સા.**
(મોહતમીમ : દારૂલ ઉલૂમ માટલીવાલા)

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૫, હિ.સ. ૧૪૩૬

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : ૨૦૦



: કિતાબ મેળવવાનું સ્થળ :

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,

ભરૂચ–૩૯૨૦૦૧ (ગુજરાત–ઈન્ડીયા)

ફોન : ૦૨૬૪૨–૨૨૩૮૬૪, ૨૨૩૫૦૫

# સંક્ષિપ્ત અનુક્રમણિકા

# અનુક્રમણિકા



# પ્રકાશકીય

## હઝરત મૌલાના ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)

(મુહતમિમ : દારૂલ ઉલૂમ માટલીવાલા–ભરૂચ)

જગતના સઘળા ધર્મો અને સંપ્રદાયોમાં ઈસ્લામ જ એક એવો ધર્મ અને જીવન નિયમ છે, જેણે દરેક યુગમાં ઉત્પન્ન થનાર ગુંચવણભર્યા મસાઈલના સંતોષકારક જવાબો આપ્યા છે. આજના સાયન્સ અને ટેકનોલોજીના યુગે સામાજિક, રાજકીય અને આર્થિક રીતે માનવજીવનનું સંપૂર્ણ માળખું બદલી નાંખી ઈસ્લામ સિવાય જગતના સઘળા ધર્મોને એવી મૂંઝવણમાં નાંખી દીધા છે કે, જો તે પોતાના ધાર્મિક પુસ્તકો પ્રમાણે જીવનપધ્ધતિ અપનાવવા માંગે તો તે એકવીસમી સદીમાં કદીય પ્રવેશી શકતા નથી.

પરંતુ ઈસ્લામ પોતાની આગવી અનોખી વિશિષ્ટતાઓને લઈ આજે પણ સાયન્સ સાથે કદમ મિલાવી માનવજીવનને લગતા પ્રત્યેક પ્રસંગો અને પાસાઓ ઉપર વિગતવાર ચર્ચા કરે છે. તેનું કારણ એ જ છે કે આ ઉમ્મતના પ્રારંભિક યુગથી જ અલ્લાહ તઆલાએ પોતાની મરજી અને ઈચ્છાનુસાર એવી વિભૂતિઓ પેદા કરી, જે પોતાની બુધ્ધિ, હોશિયારી, કાનૂન-રચનાની ક્ષમતા, વિદ્વતા અને ધગશ તથા નિખાલસતામાં સૌથી મોખરે છે. (અને બીજી ઉમ્મતોમાં એનું ઉદાહરણ મળવુ અશકય છે.)

તેમણે ઘણા ચિંતન–મનન, ઉંડી માહિતી અને ચકાસણીપૂર્વક કુર્આન શરીફ અને હદીષ શરીફનો અભ્યાસ કર્યા બાદ તેમાંથી એવા નવા મસાઈલ અને સામાન્ય ઉસૂલો (શરઈ છૂટછાટ) તથા કાયદાઓ ઘડયા,

જેની રોશનીમાં પાછલા ઉલમાએ કિરામે દરેક યુગમાં તે સમયને લગતા મસાઈલ હલ કર્યા છે.

પરંતુ વર્તમાન યુગમાં વૈજ્ઞાનિક શોધખોળો અને નિતનવા સંશોધનો તથા ઉદ્યોગો, વેપાર વાણિજ્ય, આયાત–નિકાસ તથા ડોકટરી લાઈનની હરણફાળ પ્રગતિએ ઘણા નવા મસાઈલ ઉત્પન્ન કર્યા છે, જે થોડા સમય પહેલાના ઉલમાએ કિરામની કલ્પનામાં પણ ન હતા. સાથે આ વાત જાણવી જરૂરી છે કે, આજના યુગમાં આ મસાઈલને હલ કરવા ઘણું જ નાજુક અને મહત્વનું કામ છે, જેમાં થોડી સમજફેરથી અથવા વધુ પડતી છૂટછાટથી ખતરનાક દીની નુકસાન પહોંચવાનો ભય છે. એના માટે કુર્આન શરીફ અને હદીષ શરીફમાં પરિપકવતા, દઢતા, દીર્ઘદ્રષ્ટિ અને ભારે સાવચેતીની જરૂર છે.

ઈસ્લામી જ્ઞાનભંડારમાં ફિકહ (મસ્અલા-મસાઈલ)નું જ્ઞાન અને ઈલ્મ સૌથી વધુ વિશાળ, બારીક, નાજુક અને ઉંડુ જ્ઞાનભંડાર છે. કારણ કે, એક ફકીહ અને મૂફતી માટે એક તરફ તફસીર, ઉલૂમૂલ કુર્આન, હદીષ શરીફ, ઉસૂલે હદીષ, ઉલૂમૂલ હદીષ, સહાબાએ કિરામના મંતવ્યો, ઈજતિહાદ (સ-શોધન), ફિકહના ઈમામોના મંતવ્યો, નાના નાના મસ્અલાને મળતા બીજા મસ્અલા (અશબાહો નઝાઈર) અને જાહેરમાં એક પ્રકારના માલૂમ પડતા બે મસ્અલા વચ્ચેની ભેદરેખાઓ (ફુરૂક) જાણી તેમની વચ્ચે ફર્ક કરવો, પોત-ાના મસ્લકના ઈમામોના સર્વમાન્ય ફત્વાઓ તથા ઝઈફ મંતવ્યોથી સંપૂર્ણ માહિતગાર હોવુ, ઉમ્મતની ચોક્કસ અને હકીકી (વાસ્તવિક) જરૂરતોથી સતત-લગાતાર માહિતગાર રહેવુ, સંજોગો અને સમયના વહેણને પારખી બદલાયેલ યુગમાં શરીઅતના માપદંડને જાળવી રાખી દીનની હકીકી રૂહ અને ઉમ્મતની જરૂરતોમાં સમતુલતા જાળવવાનો બહોળો અનુભવ વગેરે સંખ્યાબંધ બાબતોનો સમાવેશ થાય છે.

એની સાથે સાથે ફિકહમાં પાકી-નાપાકીના મસ્અલાથી લઈ સઘળી ઈબાદતો (નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ), સામાજિક (નિકાહ, તલાક) તથા આર્થિક સઘળી બાબતો, આપસી વાદવિવાદ અને કજિયાનો ઉકેલ, ઈસ્લામી

આચારસંહિતા, અખ્લાક (સભ્યતા) વગેરે તે બધી જ બાબતો અને પ્રકરણો શામેલ છે, જેનો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે હલાલ-હરામથી સબંધ છે.

દરેક યુગમાં મૂંઝવતા સઘળા પ્રશ્નોને હલ કરવા મૂફતીની જવાબદારી બને છે. માટે મૂફતી સાહેબને કુર્આન શરીફ, હદીષ શરીફ, ફિકહ, ઉસૂલે ફિકહ, કવાઈદે ફિકહ, મકાસિદે શરીઅત, તારીખ, સીરત, અકાઈદ (ઈસ્લામ તથા અન્ય ધર્મોની જાણકારી) વગેરે બધી જ ઈસ્લામી અને વર્તમાનયુગની ચહેલપહેલવાળી બાબતોની જાણકારી પ્રાપ્ત કરવી જરૂરી અને આવશ્યક બને છે. કારણ કે, ફતાવામાં ઈમાન, અકીદાઓ, અલગ-અલગ ફિરકાઓ, સંપ્રદાયો, ઈતિહાસ, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સીરતે મુબારકા, સહાબએ કિરામનું જીવનચરિત્ર, તસવ્વુફ (સૂફીવાદ), ઈસ્લામી અખ્લાક-સંસ્કાર, માનવિય તેમજ દરેક સજીવના હક્કોના બધા જ પ્રકારો, ઈબાદતો, વહેવારિક, રાજકીય, સામાજિક સમસ્યાઓ અને તેનો ઉકેલ શોધતી બાબતો તથા બધા જ જુના-નવા ગુંચવડભર્યા મસ્અલાનો સચોટ હલ, ઉસૂલે ફિકહ, કવાઈદે ફિકહ (કાયદાઓ), શરીઅતના ઉચ્ચ વિશાળ હેતુઓ (મકાસિદ) વગેરેથી સંપૂર્ણ રીતે માહિતગાર હોવું જરૂરી છે.

અલ્હમ્દુલિલ્લાહ ! આપણા સૂબા ગુજરાતમાં પણ માનવંત મૂફતીઓ અને મહાન ફકીહોએ મહાન ખિદમતો અંજામ આપી છે.

ફતાવા હુસૈનિય્યહ, ફતાવા અશરફિય્યહ, ફતાવા મુસ્લિમ ગુજરાત, ફતાવા રહીમિય્યહ, ફતાવા મૂફતી અબ્દુલગની (રહ.), રવઝતુલ ફતાવા અને ઝુબ્દતુલ ફતાવા વગેરે ફતાવા સંગ્રહો અને ફિકહની ગુજરાતી કિતાબોએ મહદ્અંશે ઉમ્મતની જરૂરતોને પૂરી ફરમાવી છે.

અલ્હમ્દુલિલ્લાહ ! હઝરત મૌલાના મૂફતી અહમદ સા. દેવલ્વી (દા. બ.) માજી ઉસ્તાદે હદીષ તથા સદર મૂફતી દારૂલ ઉલૂમ માટલીવાલા (હાલ મોહતમીમ : જામિઅહ ઉલૂમુલ કુર્આન-જંબુસર)એ ઉપર જણાવેલ બધા જ ઈસ્લામી ઈલ્મી ભંડારોના સંપૂર્ણ માહિતગાર હોવાની સાથે પ્રખર અનુભવી અને પારંગત મૂફતી, બેહતરીન મુહદ્દિષ, મુફસ્સિર તથા વર્તમાન યુગના

તકાદાઓ અને લોકોમાં પ્રચલિત રિતરિવાજો બાબતે ઉંડુ જ્ઞાન ધરાવે છે.

આપ શવ્વાલ ૧૩૯૯ હિ. મુતાબિક ૧૯૭૯ ઈસ્વીમાં હઝ. મૌલાના યઅકૂબ સા. (રહ.)ની દઅવત ઉપર દારૂલ ઉલૂમ માટલીવાલામાં ઉસ્તાદે હદીષ તરીકે તશરીફ લાવ્યા. સાથે સાથે ફત્વા આપવાની જવાબદારી પણ આપના ઝિમ્મે હતી. જે લગાતાર શાબાન ૧૪૨૦ હિ. મુતાબિક ૧૯૯૯ સુધી આપે ઘણી સારી રીતે બજાવી. લેખિત અને મૌખિક હજારો સવાલોના જવાબો આપે આપ્યા. તે સિવાય ઘણી મિલ્લી-સાર્વજનિક સેવાઓ આપે બજાવી. જેનો ઉલ્લેખ જીવનચરિત્રમાં વિગતવાર કરવામાં આવ્યો છે.

હું ઘણી જ ખુશી અને મસર્રત મહસૂસ કરી રહ્યો છું કે, હઝરત મૂફ્તી સા. (દા.બ.)ના આ ફતાવા સંપાદન કરવાથી દારૂલ ઉલૂમ માટલીવાલાની ઈલ્મી, દીની સેવાઓનો એક ઐતિહાસિક મોટો જરૂરી હિસ્સો એમાં શરીક થઈ ગયો. અને ઈલ્મી તસલસુલ (સાંકળની કડીઓ) એકબીજાથી જોડવાય ગયો. તથા દારૂલ ઉલૂમ માટલીવાલાની અકાઈદ, તફસીર, હદીષ, ઉસૂલે હદીષ, સીરત, ફિકહ અને તારીખને લગતી બધી સેવાઓનો સમન્વય પણ જળવાય ગયો. ફિકહી સેમીનારોના મકાલા (મહાનિબંધો)થી ઉલમાએ કિરામ ફાયદો ઉઠાવી શકે છે. તો ફતાવાથી ઈન્શાઅલ્લાહ સામાન્ય મુસ્લિમો ફાયદો ઉઠાવશે. આ રીતે દારૂલ ઉલૂમ માટલીવાલાનો ફૈઝ સમાજના બધા જ વર્ગો સુધી પહોંચશે. ઈન્શાઅલ્લાહ. અલ્હમ્દુલિલ્લાહ ! દારૂલ ઉલૂમ તરફથી ફિકહી મકાલા (મહાનિબંધો) પણ અગિયારસો પેજમાં (બે ભાગમાં) છપાય ચૂક્યા છે.

ફતાવા વિભાગથી હું પોતે દારૂલ ઉલૂમ માટલીવાલામાં હઝ. મૂફ્તી અહમદ સા.ના સથવારે આપની રેહબરીમાં કામ કરી ચૂક્યો છું. અને હઝ. મૂફ્તી સા. (દા.બ.)ની નિગરાનીમાં ફતાવા તથા ફિકહી મકાલા પણ લખી ચૂક્યો છું. માટે મારી દિલી તમન્ના હતી કે, હઝ. મૂફ્તી સા. (દા.બ.)ના ફિહકી મકાલાની જેમ ફતાવા સામાન્ય મુસ્લિમો સુધી પહોંચે, તો એ મારા માટે પણ સદકએ જારિઅહ બને. હઝ. મૂફ્તી સા. (દા.બ.)થી જ્યારે મેં

વાત કરી, તો આપે આ વાત દિલ ઉપર લઈ ફતાવાના સંકલન, સંપાદન અને કંપોઝની બધી જ જવાબદારીઓ પૂરી કરી પ્રેસ માટેની ફાઈનલ કોપી મને ઈ-મેઈલ કરી. અને હમારા બધા જ કામ આસાન કરી આપ્યા. ફજઝા-હુમુલ્લાહુ અહસનલ્જઝાઅ. આમીન.

દુઆ છે કે, અલ્લાહ તઆલા હઝરત મૂફ્તી સાહબ અને સંપાદક હઝ. મૌલાના ઈસ્માઈલ અદા સાહબ ઉપરાંત આ ખૈરના કામમાં શામિલ સર્વ મુખ્લિસોને બેહતરીન બદલો અતા ફરમાવે, આમીન.

અલ્લાહપાક હઝરત મૂફ્તી સા.ની વિવિધ ક્ષેત્રોને લગતી બધી જ ખિદમતોને કબૂલ ફરમાવે અને આપને સિહતે કામિલા, આજિલા, મુસ્તમિરરહ નસીબ ફરમાવે. ઉમ્મતના અવામ-ખવાસ બધા જ આપના ફતાવાથી વધુથી વધુ ફાયદો ઉઠાવે, આમીન બિહુરમતિ સય્યિદિલ્મુરસલીન સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ.





# સંક્ષિપ્ત જીવનચરિત્ર

## હઝરત મવલાના મુફતી અહમદ સાહેબ દેવલવી (દા.બ.)

### સ્થાપક : જામિઅહ ઉલૂમુલ કુર્આન–જંબુસર

આપનો જન્મ ૧૪ મુહર્રમુલ હરામ ૧૩૬૫ હિ.સ.મુતાબિક ૧૯, ડિસેમ્બર, ૧૯૪૫ ઈ.સ. અને બુધવારના દિવસે દેવલા, તા.જંબુસર, ડી.ભરૂચમાં થયો હતો; આપના વાલિદે મોહતરમ હાજી યાકૂબભાઈ (રહ.) ખેતી અને વેપાર કરતા હતા, જેઓ શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના હુસૈન અહમદ મદની (રહ.)ના મુરીદ હતા, આપના વાલિદ સાહેબ ધર્મ પ્રત્યે ઘણાં સજાગ અને ઔલાદની તા'લીમ–તરબિયત અને કેળવણી વિષે ઘણાં ચુસ્ત હતા, જે કદાપી સુસ્તી કરતા ન હતા.

બુનિયાદી દીની તા'લીમ આપે પોતાના અસલી વતન દેવલામાં હઝરત મવલાના ઈબ્રાહીમ દેવલવી સાહેબ દામત બરકાતુહુમ (અત્યારે જેઓ તબ્લીગી મરકઝ હઝ. નિઝામુદ્દીન–દિલ્લીમાં સ્થાઈ છે) તથા હઝ. મવલાના યાકૂબ શૈખ સાહેબ (રહ.) જેવા અન્ય ઉલમાએ કિરામ પાસે ગ્રહણ કરી.

આપના બુનિયાદી તા'લીમીકાળથી આજ સુધી આ વિસ્તારના ગામડઢ ાઓની બુનિયાદી દીની તથા દુન્યવી તા'લીમ પ્રશંસાપાત્ર રહેલ છે; ભરૂચ જિલ્લાના જંબુસર તાલુકાનો આ વિસ્તાર બિદઅતોનો મરકઝ હતો; જમીઅતે ઉલમાએ હિન્દની સ્થાપના અને હિન્દુસ્તાનની સ્વતંત્રતાના સંબંધથી વિસ્તારના અગ્રણીઓનો સંબંધ હઝ. મવલાના હુસૈન અહમદ મદની (રહ.) સાથે થયો, અને હઝરત શૈખુલ ઈસ્લામ (રહ.)એ આ વિસ્તારનો સફર કર્યો, સેં કડો માણસોએ આપના મુબારક હસ્તે બૈઅત લીધી, અને તેઓશ્રીના ફૈઝ અને બરકતવંત સંબંધના પરિણામરૂપે આ વિસ્તારમાંથી બિદઅતો જળમુળ

માંથી નાબૂદ થઈ ગઈ; સામાન્ય મુસ્લિમ જનતા તથા દીનદાર જેવા દરેક લોકોનું કહેવું છે કે જયાં જયાં હઝરત શૈખુલ ઈસ્લામ (રહ.)નો સફર થયો, પોગ્રામથયો, બયાન થયું ત્યાંથી બિદઅત સંપૂર્ણપણે નાબૂદ થઈ ગઈ અથવા નહિંવત રહી ગઈ.

પ્રાથમિક દીની તા'લીમ સંપૂર્ણ થઈ તે જ દિવસોમાં હઝરત મવલાના યાકૂબ મુન્શી કાવીવાલા સાહેબ (દા.બ.)ની નિમણુંક જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલમાં થઈ; જેથી મકતબના ઉસ્તાદ હઝરત મવલાના યાકૂબ શેખ સાહેબ (રહ.) (ફાઝિલ જામિઅહ હુસૈનિય્યહ–રાંદેર)ના મશવેરાથી આપના વાલિદે મોહતરમ (રહ.)એ મવલાના યાકૂબ મુન્શી કાસમી કાવીવાલાની દેખરેખ હેઠળ રાખી આપને ગુજરાતની અગ્રણિય અને વિશ્વ પ્રખ્યાત ઈલ્મી દર્સગાહ જામિઅહ ઈસ્લામિય્યહ તાલીમુદ્દીન ડાભેલ ઉચ્ચ દીની તા'લીમ આપવા રવાના કર્યા. હિ.સ. ૧૩૮૦ મુતાબિક ૧૯૬૦માં આપે જામિઅહમાં ફારસી પહેલા દરજામાં પ્રવેશ મેળવ્યો અને હિ.સ.૧૩૮૯ મુતાબિક ૧૯૬૯ ઈ.સ.માં આલિમની પદવી મેળવી ફરાગત પ્રાપ્ત કરી, જામિઅહના ઉકત સમયકાળ દર્મિયાન આ બધા ઉસ્તાદો પાસેથી તા'લીમ મેળવી; શૈખુલ હદીષ હઝરત મવલાના ઐયૂબ આ'ઝમી સાહેબ (રહ.), હઝરત મવલાના મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.), હઝરત મવલાના અબ્દુલ્લાહ કાપોદ્રવી (દા.બ.), હઝરત મવલાના યાકૂબ મુન્શી કાસમી કાવીવાલા (દા.બ.), હઝરત મવલાના ઈબ્રાહીમ સાહેબ પાલનપુરી (રહ.), હઝરત મવલાના મુફતી ઈબ્રાહીમ આછોદી સાહેબ (દા.બ.), હઝરત મવલાના ઈબ્રાહીમ ઈન્દોરી સાહેબ (દા.બ.) તથા હઝરત મવલાના આદમ તાલેઅપૂરી સાહેબ (રહ.), હઝરત મવલાના કાસિમ આંટીવાલા સાહેબ (દા.બ.) જેવા અન્ય ઉલમાએ કિરામ પાસેથી તા'લીમ પ્રાપ્ત કરી.

જામિઅહના મર્હૂમ મોહતમિમ હઝ. મવલાના મુહમ્મદ સઈદ બુઝરૂગ (રહ.) ઉચ્ચ કક્ષાના વ્યવસ્થાપક અને નિર્દેશક હતા,ઘણા નાજુક સમયે આપે જામિઅહની સુકાની સંભાળી હતી, જામિઅહના તા'લીમી અને તર્બિયતી મેઅયારને ઉચ્ચ કક્ષાએ પહોંચાડવા માટે જયાં આપે ઉત્તમથી સર્વોત્તમ

ઉસ્તાદોને એકત્રિત કર્યા હતા ત્યાં જ એક મુશફિક બાપ સમાન તલબાની વ્યકિતગત દેખરેખ રાખતા હતા, અને દરેક રીતે તેને આગળ લાવવાના પ્રયાસો કરતા હતા; દરેક માણસ એ જાણે છે કે આ બે જુથો દરેક મોહતમિમની ખરી પુંજી છે, હઝરત મોહતમિમ સાહેબની નઝરમાં હતા, હઝરત મોહતમિમ સાહેબના જીવન જરમર ઉપર લખાયેલ આર્ટિકલમાં હઝરત મુફતી સાહબે લખ્યું છે કે :

“એક વખતે હું ઘેર જવાની છુટ્ટી લેવા મોહતમિમ સાહેબ પાસે ગયો, હઝરત મુહતમિમે ઘણા જ દર્દભર્યા અંદાઝમાં ફરમાવ્યું : “એક બે તાલિબે ઈલ્મ તો પઢનારા હોય છે તે પણ નહિં હોય તો ઉસ્તાદો કોને કિતાબ સમઝાવશે ?”

મુફતી સાહેબ પણ મોહતમિમ સાહેબ સાથે સંબંધ રાખતા હતા, ફારિગ થયા પછી દારૂલ ઉલૂમ દેવબંદના રહેઠાણ દરમિયાન હઝરત મોહતમિમ સાહેબનો લખેલ કાગળ અહિંયા ટાંકવામાં આવે છે; જેનાથી હઝ. મોહતમિમ સાહેબ સાથે મુફતી સાહેબ (દા.બ.)ના સંબંધનો પણ અંદાઝો લગાવી શકાશે અને હઝરત મોહતમિમની વ્યકિતઓના ઘડતર અને ખ્યાલ રાખવાની ચિવટ ખબર પડશે;

પહેલી રજબ ૯૧ હિજરી. ૨૩/ઓગષ્ટ/૭૧ ઈ.સ.

માનનિય વહાલા મોલવી અહમદ દેવલવી સાહેબ (ઝાદલ્લાહુ ઈલ્મકુમ વ મજદુકુમ)

અસ્સલામુ અલયકુમ (વ.વ.)

આપની તબીયત સારી હશે.

તમારો કાગળ મળ્યો, ખુશીની વાત છે કે તમો મુખ્લિસ લોકો મુઝ નાકારાને યાદ કરો છો; એ મારૂ સદ્ભાગ્ય છે, ઉમ્મીદ છે કે પોતાનો ખાદિમ સમજીને પોતાની ખેરીયત અને કામ કાજની જાણ કરી એહસાન ફરમાવશો, આપ તંદુરસ્ત થઈ રહયા છે, જેનાથી ખુશી થઈ, રબ્બુલ ઈઝઝત સંપૂર્ણ તંદુરસ્તી આપી પોતાના પસંદ આમાલ કરવાની તૌફીક આપે, દુઆ કરૂ

છું, બસો રૂપિયા દવા–ઈલાજ માટે રવાના કર્યા છે કબૂલ ફરમાવશો, મુઝ નાકારાને એનો એહલ સમજીને તમારો જે હક મારા ઉપર છે એની જાણ કરીને મારા ઉપર એહસાન ફરમાવ્યું, જઝાકુમુલ્લાહ. હવે પછી પણ પોતાનો ખાદિમ સમજીને સેવાનો મોકો આપી કરમ ફરમાવશો તો એહસાન થશે.

આપનું માદરે ઈલ્મી આ ફિત્નાઓના યુગમાં ઘણાં જ શાંત વાતાવરણમાં એક વધુ વર્ષ પુરૂ કરી રહયું છે, અલ્લાહ સુબ્હાનુહુ તઆલાનો મહાન ફઝલ અને આપ સૌ મુખ્લિસોની ઈખ્લાસભરી દુઆઓ અને તવજજુહોનું પરિણામ છે, રબ્બે કરીમ કયામત સુધી આ ફૈઝને ચાલુ રાખે અને ખરાબ નઝરથી સુરક્ષિત રાખે એવી દરેક પ્રકારની દુઆઓ કરતા રહેશો.

જામિઅહમાં પરિક્ષાની તૈયારીઓ અલ્હમ્દુલિલ્લાહ સંપુર્ણ થઈ ગયેલ છે, દસ્તારબંદીનો જલસો ૧૨/શાબાન, ૧૩/ઓકટબરને રવિવારે રાખવામાં આવ્યો છે, દુઆઓ કરતા રહેશો, અલ્લાહ સુબ્હાનુહુ તઆલા દરેક ક્ષેત્રે સફળતા અર્પણ કરે, બાકી હાલતો સારી છે, તમારી યાદ આવ્યા કરે છે હવે પછી પોતાના વિચારોથી જો યોગ્ય લાગે તો જાણ કરશો.

હઝરતે અકદસ મુફતી મહમૂદ સા. (મ.ઝિ.)ની સેવામાં સલામ મસનૂન અને દુઆની અરજ.

અહકર ખાદિમ

**મુહમ્મદ સઈદ સિમલકી અફલ્લાહુ અન્હુ**

શૈખુલ હદીષ હઝરત મવલાના ઐયૂબ આ'ઝમી સાહેબ (રહ.)પણ આપનો ઘણો ખ્યાલ રાખતા હતા, આપ અરબી ત્રીજાથી ફારિગ થતા સુધી અને ફારિગ થયા પછી પણ આપની ખિદમત–સેવા કરતા રહયા. એવી જ રીતે હઝરત મવલાના મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) અને હઝરત મવલાના અબ્દુલ્લાહ કાપોદ્રવી સાહેબ (દામત બરકાતુહુમ) પણ આપના ખાસ મુરબ્બી હતા.

વધુ તા'લીમ અર્થે આપનો વિચાર દેવબંદ પાછા ફરવાનો હતો, પરંતુ નવા વર્ષના આરંભમાં આપ પોતાના નાનાભાઈ મોલ્વી અબ્દુલ્લાહને જામિઅહ

ડાભેલ છોડવા ગયા ત્યારે હઝરત મવલાના મુહમ્મદ સઈદ સાહેબ બુઝુર્ગ (રહ.) એ ફરમાવ્યું : ‘‘આપ વધુ તા'લીમનો વિચાર છોડી દો અને અહિંયા પઢાવવાનું શરૂ કરી આપો;’’ જેથી આપ હઝરત મોહતમિમ સાહેબના હુકમનું પાલન કરીને ત્યાં જ રોકાય ગયા (મોલ્વી અબ્દુલ્લાહે પછી ફલાહે દારૈન તડકેશ્વરથી ફારિગ થઈ ''ઉચ્ચ અરબી અદબ''ની સનદ મેળવી, ત્યારે દારૂલ ઉલૂમ ઝકરિય્યહ સાઉથ આફ્રિકામાં મુદર્રિસ છે.)

એક વર્ષના સયમગાળાથી ઓછો સમય તા'લીમ આપ્યા પછી હકિમુલ ઉમ્મત હઝરતે અકદસ મવલાના મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)ની સેવામાં રહેવા તથા ફતવા લખવાની પ્રેકટીશ કરવાના ઈરાદે દેવબંદ તશરીફ લઈ ગયા; એક વર્ષ ત્યાં રહયા અને પછી મુદર્રિસ હોવાની હેસિયતથી જામિઅહ ડાભેલ આવી ગયા, અહિંયા પાંચ વર્ષ સુધી પઢાવવાની સેવા બજાવી, ત્યારે ફારસી, અરબી અને મધ્યમ દરજાની ઘણી કિતાબો આપે પઢાવી. જે નાના ભાઈને આપ છોડવા આવ્યા હતા તે તો ના રહયા પરંતુ આપ પોતે ત્યાં રહી ગયા, અને ત્યાર પછી આપના સૌથી નાના ભાઈ મુહમ્મદને પણ જામિઅહ ડાભેલ લઈ આવ્યા, જેઓ ત્યાંથી ફારિગ થયા અને મદીના યુનિવર્સિટીમાં પ્રવેશ લીધો અને તે જ સંબંધના કારણે આજે ''મવલાના મુહમ્મદ મદની'' તરીકે ઓળખાય છે.

૧૩૯૪ હિજરી મુતાબિક ૧૯૭૪માં ડાભેલથી રાજીનામુ આપ્યું, એક વર્ષ પછી દારૂલ ઉલૂમ લુણાવાડામાં ઉચ્ચ દરજાની તા'લીમ આપવા અર્થે આપને આમંત્રણ આપવામાં આવ્યું, અહિંયા તિર્મિઝી શરીફ તથા અન્ય હદીસ અને તફસીર, ફિકહની કિતાબોની જવાબદારી આપના સિરે રહી.

આપની સફળતા ભરી તદરીસ અને તલબા વચ્ચે આપની મકબૂલિય્યતના કારણે આપને નાઝિમે આ'લા બનાવવામાં આવ્યા અને આપે જવાબદારીનો પણ હક અદા કર્યો, આપના નિઝામતના કાળ દરમિયાન મદ્રસાએ તા'લીમ અને તા'મીરી તરકકી અને પ્રગતિ કરી, તે સમયે દારૂલ ઉલૂમ લુણાવાડામાં તલબા માટે બોર્ડિંગ ના હતી આપ જનાબે જ સર્વપ્રથમ તેની ચળવળ ઉઠાવી અને શૈખુલ હદીસ હઝ. મવ. ઈસ્હાક મડાનવી સા.

(દા.બ.) સાથે કાઠિવાડનો સફર કર્યો અને માલી સહાય મેળવ્યા પછી બોર્ડિ ગની બુનિયાદ નાંખી.

રમઝાન ૧૩૯૯ હિજરી મુતાબિક ૧૯૭૯માં શૈખુલ હદીસ હઝરત મવલાના ઝકરયા (રહ.)ની ખાનકાહમાં હઝરત મવલાના યાકુબ વલણવી સાહેબ (રહ.) (મોહતમિમ દારૂલ ઉલૂમ માટલીવાલા)ની મુલાકાત હઝરત મુફતી સાહેબ (દા.બ.) સાથે થઈ ત્યારે મવલાના યાકૂબ સાહેબ (રહ.)એ આપને માટલીવાલામાં ઉસ્તાઝે હદીસની હેસિયતથી તશરીફ લાવવાનું આમંત્રણ આપ્યું; જેને કબૂલ ફરમાવી શવ્વાલ ૧૩૯૯ હિજરી સન મુતાબિક ૧૯૭૯ ઈ.સ.માં દારૂલ ઉલૂમ માટલીવાલા તશરીફ લઈ ગયા; જયાં આપે અબૂદાઉદ શરીફ,મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ, હિદાયા, તરજમએ કલામે પાક, મુખ્તસરૂલ મઆની જેવી અનેક ઈસ્લામી ઉલૂમનો સબક આપ્યો.

દારૂલ ઉલૂમ માટલીવાલામાં ફતવાઓ આપવાની જવાબદારી પણ આપના સિરે હતી, અને અહિંયાથી રાજીનામુ આપવાના સમય સુધી સદર મુફતી હોવાની હેસિયતથી ઘણી સારી જવાબદારી બજાવી; લેખિત અને મૌખિક હજારો સવાલોના જવાબો આપ્યા. મોહતમિમ હઝ. મવ. યાકૂબ સા. (રહ.)ની ગેરહાજરી (જેમકે હજના સફર, ઈંગ્લેન્ડના સફર જેવા અન્ય સમયોમાં દારૂલ ઉલૂમ માટલીવાલાના મોહતમિમ તરીકે પણ આપે ફરજ બજાવી.

દારૂલ ઉલૂમ માટલીવાલામાં પઢાવવાના સમયગાળામાં સાર્વજનિક અને સામાજિક સેવાઓ બજાવવા ખાતર મુસ્લિમ સમાજની પ્રગતિ અર્થે આપ જમિઅતે ઉલમાએ હિન્દમાં જોડાયા ; અને જમિઅતના માધ્યમથી સાર્વજનિક કામો અને જનસેવા કરવામાં સંપૂર્ણ ભાગ લીધો, રાજય અને જિલ્લા કક્ષાએ જમિઅતની અનેક જવાબદારીઓ આપના સિરે છે; શરઈ પંચાયત જિલ્લા ભરૂચની સેક્રેટરીની જવાબદારી પણ આપને સુપરત કરવામાં આવી હતી, આવી અનેક પ્રવૃત્તિઓનો જોઈએ તેવો હક બજાવવાના સાથે સાથે પઢાવવાની જવાબદારી પણ આપે સંપૂર્ણપણે અદા ફરમાવી જે નિઃશક આપની ઈલ્મી લાયકાત અને વિષયમાં પરિપૂર્ણતાનું પરિણામ છે.

માટલીવાલામાં રોકાણ દર્મિયાન આપે આપના ઉસ્તાઝો પૈકી મર્હૂમ મવલાના યાકૂબ શેખ દેવલ્વી (રહ.) અને મવ. યાકૂબ કાસિમી કાવીવાલા (દા.બ.) ના મશ્વેરાથી જંબુસર શહેરમાં ''દારૂલ કુર્આન'' નામી સંસ્થાની બુનિયાદ નાખી, ભાડાના મકાનમાં શરૂ કરાએલ આ સંસ્થા એક ફળદાર ઝાડ સમાન વિવિધ ભાગોમાં ઈસ્લામ અને મુસલમાનોની અનેક જાતની સેવાઓ બજાવી રહેલ છે; માહે શાબાન ૧૪૨૦ હિ.સ. મુતાબિક ૧૯૯૯ ઈ.સ.માં આપ માટલીવાલાથી અલગ થઈ સંપૂર્ણપણે જંબુસર તશરીફ લઈ આવ્યા, અહિંયા વ્યવસ્થાની જવાબદારીઓ અદા કરવાના સાથે સાથે અબૂ દાઉદ શરીફ અને શમાઈલે તિર્મિઝી શરીફ પણ આપ પઢાવે છે.

જામિઅહ ઉલૂમુલ કુર્આનની સ્થાપના અને વ્યવસ્થા હઝરત મુફતી સાહેબનું મહાન કાર્ય છે. અત્યારે તેમાં ૭૫૦ તલબા ઈલ્મે દીન પ્રાપ્ત કરી રહયા છે અન્ય ઈસ્લામી મદ્રસાઓની જેમ અહિંયા પણ દૌરએ હદીસ શરીફ સુધી દર્સે નિઝામીની તા'લીમ થાય છે, ઉપરાંત મુફતી કલાસ તથા તજવીદ અને કિરાઅતના વિષયમાં પરિપૂર્ણતા પ્રાપ્ત કરવા કિરાઅતના વિવિધ કલાસો પણ ચાલે છે. આ સંસ્થાના તાબા હેઠળ એક પ્રાઈમરી સ્કૂલ, એક હાઈસ્કૂલ,૧૧–૧૨ સાયન્સ અને અને ટેકનિકલ ઈન્સટીટયૂટ કાર્યરત છે, જેમાં શહેર જંબુસર અને આજુબાજુ વિસ્તારના અનેક ગામડાઓમાંથી ૮૦૦ વિદ્યાર્થીઓ ઈસ્લામી વાતાવરણમાં દુન્યવી તા'લીમ લઈ રહયા છે.

## ❃ આપના જીવનના અન્ય અમુક પાસાઓ ❃

### તસવ્વુફ અને સુલૂક :

તાલિબે ઈલ્મીના સમય (અરબી ત્રીજા)માં આપ હઝરત મવલાના શાહ વસિયુલ્લાહ (રહ.) સાહેબના મુબારક હાથે બૈઅત થયા; પરંતુ વધુ ફાયદો ઉઠાવવાનો અવસર મળયો નહિં અને હઝરત (રહ.)ની વફાત થઈ ગઈ. તે પછી દૌરએ હદીષ શરીફ પઢી રહયા પછી સહારનપુરનો સફર કર્યો અને હઝરતે અકદસ શૈખુલ હદીષ મવલાના ઝકરયા સાહેબ (રહ.)ના મુબારક હાથ પર બૈઅત થયા, અમુક સમય પછી હઝરત શૈખુલ હદીષ (રહ.)ની વફાત થઈ ગઈ, તે સમયે દારૂલ ઉલૂમ દેવબંદ ફતવા લખવાની

પ્રેકટીશ અને ફકીહુલ ઉમ્મત (રહ.)ની ખિદમત–સેવા માટે ગયા ત્યારથી જ હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ની ખાસ તવજ્જુહ અને મહોબ્બત મળી રહી; હઝરત શૈખુલ હદીષ (રહ.)ની વફાત સુધી માહે મુબારક હઝરત શૈખ (રહ.) પાસે પસાર કરતા રહયા, હઝરત શૈખ (રહ.) ની વફાત પછી જેમની તર્બિયત અને તવજ્જુહ પ્રાપ્ત હતી એવા મુરબ્બી અને માર્ગદર્શક ફકીહુલ ઉમ્મત હઝરતે અકદસ મવલાના મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.) પાસે તસવ્વુફ અને સુલૂકના દરજાઓ પાર કરવા રૂજુઅ કર્યો, અને હવે માહે મુ બારકમાં તેમની સેવામાં હાજર થવા લાગ્યા; પરંતુ રમઝાન માસનો વધુ ભાગ મદ્રસાના કામ અર્થે દેશ–પરદેશના સફરો થવા લાગ્યા જેના કારણે હઝરતની સેવામાં વધુ રમઝાન પસાર કરવાનો અવસર મળયો નહી, જો કે પત્ર વ્યવહાર મારફતે પોતાના શૈખ સાથે સંબંધ રહયો; હઝરત (રહ.) પણ આવતા જતાને આપની ખબર પુછતા રહેતા હતા.

માહે રમઝાન ૧૯૯૦માં પોતાના શૈખની સાથે રહેવાની સોનેરી તક મળી અને તે જ વર્ષે હઝરતે અકદસ ફકીહુલ ઉમ્મત (રહ.)એ ૨૭/રમઝાનુલ મુ બારક ૧૪૧૧ હિજરી સનના દિવસે મૌખિક ઈજાઝત આપી. હઝરત ફકીહુલ ઉમ્મતની વફાત પછી હઝરત (રહ.)ના ખલીફા હઝરત મવલાના મુફતી ઈબ્રાહીમ આફ્રિકી (દા.બ.) એ હઝરત ફકીહુલ ઉમ્મતના અન્ય ખલીફાઓ સાથે મશવેરો કરી કોઈ એક જગ્યાએ ખાનકાહ ચલાવવાના બદલે દર વર્ષે અલગ અલગ જગ્યાએ રમઝાન પસાર કરવાનો જયારે ફૈંસલો કર્યો ત્યારે રમઝાન ૧૪૨૦ હિ.સ. (મુતાબિક ૨૦૦૦ ઈ.સ.)ની મેઝબાની કરવાનું ભાગ્ય જામિઅહ ઉલૂમુલ કુર્આનને પ્રાપ્ત થયું અને તે પછી દર વર્ષે જામિઢ અહની મસ્જિદમાં પણ હઝરત મુફતી સાહેબની સરપરસ્તીમાં ખાનકાહી નિઝામ શરૂ થયો, અલ્હમ્દુલિલ્લાહ ! શહેર અને અન્ય વિસ્તારના સેંકડો લોકો રમઝાનના આ પોગ્રામથી લાભવંત થાય છે; ૧૪૩૬ હિજરી સન (મુ તાબિક ૨૦૧૫)માં પણ હઝરતે અકદસ મવલાના મુફતી ઈબ્રાહીમ સાહેબ આફ્રિકી (દા.બ.) અને તેમના સાથે ચાલનારાની મેઝબાની કરવાનો ફખ્ર જામિઅહને પ્રાપ્ત થઈ રહેલ છે. ઈન્શા અલ્લાહ.

**સાર્વજનિક સેવાઓ :**

જમીઅતે ઉલમાએ હિંદ આપની સામાજિક અને સાર્વજનિક સેવાઓનો આરંભ માટલીવાલાના રોકાળ વખતે જમીઅતે ઉલમાએ હિંદના પ્લેટ ફોર્મ ઉપરથી થયો, જમીઅતે ઉલમાએ હિંદ ભરૂચમાં જનરલ સેક્રેટરીના હોદ્દા પર ઘણાં વર્ષો સુધી સેવા બજાવી આપનો ચળવળરૂપે કામ કરવાનો સ્વભાવ હોવાના કારણે ભરૂચ જિલ્લાની જમીઅત સમગ્ર ગુજરાતમાં સૌથી વધારે કાર્યરત જમીઅત ઘણવામાં આવી એક પાક્ષિક પેપર "ફિદાએ મિલ્લત" પણ ચાલુ કર્યુ, ૧૯૯૭માં જયારે આ પેપર બંધ થયુ ત્યાં સુધી આપ જ તેના એડિટર રહયા, જમીઅતે ઉલમાએ હિંદ મારફતે કૌમી તોફાનોના કારણે બરબાદ થઈ ગયેલ માલ મિલ્કતોને નવેસરથી ઉભા કરવા માટે ઘણા કારનામાઓ પુરા કર્યા, ભરૂચ શહેરમાં એક શાક માર્કેટ અને અન્ય બે જગ્યાઓ પર જમીઅત મંઝિલના નામથી મોટી ઈમારતો ઉભી કરી અને તોફાનોના કારણે પ્રભાવિત થયેલ લોકોને ત્યાં વસાવવામાં આવ્યા, ગુજરાત સરકાર તરફથી વિશેષત મુસલમાનોને એક દુરાચાર્ય ભર્યો કાયદા "ટાડા"ના હેઠળ ધરપકડ કરવામાં આવી ત્યારે તેઓના છુટકારા માટે પ્રખ્યાત વકીલો મારફતે પ્રયાસો કર્યા, અને એ કાયદા હેઠળ પકડાયેલ લોકોના છુટકારા માટે અને એક કાયદાને રદ કરવા માટે તનતોડ પ્રયાસો કર્યા, બલ્કે સુ પ્રિમ કોર્ટ સુધી આ કેસને લઈ જવાની વ્યવસ્થા કરી, છેવટે સફળતા મળ ી, આર.એસ.એસ.ના એક ગુસ્તાખે રસૂલે નબીએ કરીમ (સ.અ.વ.) વિષે ઘણી તુચ્છ ભાષામાં કિતાબો લખી સરકારી વર્તુળમાં વહેંચળી કરી ઈસ્લામ અને મુસલમાનોના વિરોધ ઝહેર ફેલાવવાની અને નફરત ઉતપન્ન કરવાની નાપાક હરકત કરી, ત્યારે તેની રોકટોક અને મનાઈ હુકમ મેળવવા માટે તે સમયના ગુજરાતના મુખ્ય મંત્રી કેશુભાઈ પટેલ સાથે મુલાકાત લીધી. ગાય કાપવાના કાયદાને અયોગ્ય રીતે વાપરવાની બાબતે પણ મુખ્યમંત્રીની મુલાકાત લઈ મુસલમાનોની લાગણીઓનો ખ્યાલ અપાવ્યો.

૧૯૯૪માં આપ જમીઅતે ઉલમા ગુજરાત રાજયના જનરલ સેક્રેટરી તરીકે નિમણુંક થયા તે સમયે આપને જે અભિનંદન પત્રો પાઠવવામાં આવ્યા

તેઓ પૈકી બે ફકરાઓ લખવામાં આવે છે જેનાથી આપની કારકિર્દીનો ખ્યાલ આવશે.

માનનિયશ્રી ! જમીઅતે ઉલમાએ હિંદ જિલ્લા ભરૂચ માટે આપની સેવાઓ અને મુસલમાનો માટે આપના પ્રયાસોને આલેખવાની જરૂરત કયાં છે ? આપના જનરલ સેક્રેટરી બન્યા પછી આપની મુખલિસ બોડીના સહકારથી એવા કારનામાઓ અંઝામ દીધા કે ભરૂચ જિલ્લા જમીઅત પર રાજય રશ્ક કરવા લાગ્યું અને સૌથી વધારે કાર્યરત જમીઅત કહેવામાં આવી, મુસ્લિમ પર્સનલોની કોઈ બાબત હોય કે પછી કૌમી રમખાણોની, અવકાફનો કોઈ પ્રશ્ન હોય કે મસ્જિદ મદ્રસાની વ્યવસ્થાનો, મુસલમાનોના જાઈઝ હકકોની માંગણીની ચળવળ હોય કે ગાય કતલ કરવા પર નાજાઈઝ પાબંદીની વાત હોય, સરકારના ખોટા પગલા પર ટીકા કરવાની વાત હોય કે મુસલમાનોની સમાજ સુધારણાની ચળવળ હોય, દરેક ટાણે આપની દૂરઅંદેશી, આપની દોડધામ, અને આપની કુર્બાનીઓ એહસાન માનનારાઓ દિલોને પોતાના તાબેદાર અને એહસાન માનનારા લોકોને એહતેરામ અને અકીદતના ખાતર ઝુકી જવા પર મજબૂર કરી આપે છે.

અલ્લાહપાક આપની જાતમાં મુજાહિદે મિલ્લતના ગુણો પૈદા ફરમાવે.

(દારૂલ ઉલૂમ માટલીવાલાના બોર્ડ ઓફ ટ્રસ્ટીજ : ૧/૧૦/૯૪ના અભિનંદન પત્રમાં થી)

કૌમી રમખાણો, દુકાળની આપત્તિ, મુસલમાનોના ધાર્મિક, તા'લિમી, આર્થિક સમસ્યાઓ, ટાડાના કાયદા હેઠળ ધરપકડ થયેલ મુસલમાન કેદીઓ, લાતુરનો ધરતીકંપ, સુરતનો પ્લેગ, ઈસ્લામી પ્રતિકોનું અપમાન તથા અનાદર અને કૌમ તથા મુસ્લિમ સમાજના કોઈ પણ પ્રશ્ન હોય આપે હમેંશા દિલની ભાવનાઓથી કામ કર્યુ, તેનો નિચોડ લાવવા માટે તનતોડ પ્રયાસો કર્યા અને દરેક સ્થળે ફાયરબ્રિગેડની જેમ આપ પહોંચ્યા છે.

સંક્ષિપ્ત રીતે અમે એટલુ જ કહીએ છીએ કે "મુલ્લાકી દોળ મસ્જિદ તક" ની કહેવતને આપ જેવા મોલ્વીએ ખોટી પુરવાર કરી દીધી."

(જમીઅતે ઉલમા જંબુસર શહેર, ૧૧/૧૧/૯૪ના અભિનંદન પત્રમાંથી)

જમીઅતે ઉલમાએ હિંદ મારફતે "શરઈ પંચાયત"ની વ્યવસ્થાની ઓળખ કરાવવામાં આવી ત્યારે આપ તે ત્રણ માણસો પૈકી એક હતા, જેમની કઝા–ફેસલો આપવાની ટ્રેનીંગ માટે નિમણુંક કરવામાં આવી હતી.

એ વાસ્તવિકતા છે કે વ્યકિતઓની સફળતા પાછળ તે સામુહિક પીઠબળ અને સારા વાતાવરણનો ખાસ હાથ હોય છે, અહીંયા પણ જમીઅતે ઉલમાએ હિંદની વ્યવસ્થાપક બોડીએ અને સારા વાતાવરણે આપની ઘણી મોટી મદદ કરી, પરંતુ એ પણ ખોટુ નથી કે જમાઅતો, જમીઅતો અને ચળવળોની સફળતામાં તેના માર્ગદર્શક અને વડીલનો મોટો ભાગ હોય છે બિલકુલ એવી રીતે જેમકે સફળતા મેળવવામાં સિપાહીઓની ધગશ, રણભૂમીની અનુકુળતા જેવા અનેક વર્તુળો હોવા છતાં સિપેહસાલારની લાયકાતનો પણ મોટો હાઠ હોય છે અને આગલી પાછલી કારકીર્દીઓ જોઈ તેનું અનુમાન કરી શકાય છે.

## મુસ્લિમ પર્સનલ લો બોર્ડ :

આપની અનેક સેવાઓ અને લોક પ્રિયતા (ઝબાને ખલ્ક નકકારએ ખુદા)ના પરિણામે ૧૯૯૩માં આપને મુસ્લિમ પર્સનલો બોર્ડના સભ્ય બનઢાવવામાં આવ્યા, તે દિવસોમાં મુસ્લિમ પર્સનલો બોર્ડની જનરલ સંમેલન અમદાવાદમાં નકકી થયેલ હતી, સ્વાગત કમિટીના સદર હઝરતે અકદસ મવલાના મુફતી અહમદ ખાનપુરી સાહેબ (દા.બ.) હતા, હઝરતે અકદસ મવલાના મુફતી અહમદ ખાનપુરી સાહેબ (દા.બ.)પછી આપ એ બીજી વ્યકિત હતા જેઓએ સંમેલનને સફળ બનાવવા માટે જવાબદાર વ્યકિતઓની સૌથી વધારે સહાય કરી, મુસ્લિમ પર્સનલો બોર્ડના જવાબદાર લોકો આજ સુધી તે સફળ સંમેલનને યાદ કરે છે.

બોર્ડના માજી પ્રમુખ હઝરત મવલાના કાઝી મુજાહિદુલ ઈસ્લામ કાસિમી સાહેબ સાથે આપના ખાસ સંબંધો હતા, કાઝી સાહેબ કયારે પણ આપની કોઈ દરખાસ્તને રદ ન કરતા હતા, કફલેતાના જનાબ મવલાના અબ્દુલહય હકીમ સાહેબ (રહ.)એ તારીખે ગુજરાતના શિર્ષક હેઠળ એક દળદાળ પુસ્તક

"અકાબિરીને ગુજરાત" પાંચ ભાગોમાં ૨૫૦૦ પેજથી વધારે સંપાદન કરી; ઈદારા ફલાહુલ મુસ્લિમીન ડાભેલ,સીમલક અને અંજુમને શબાબુલ મુ સ્લિમીન વેસ્મા તરફથી કિતાબની વિમોચન વિધી અને સંપાદકના માનમાં એક જાહેર સંમેલન કરવાનો નિર્ણય થયો, સંમેલનમાં વિશેષત અતિથી તરીકે કાઝી સાહેબ (રહ.)ને આમંત્રણ આપવાનો ફેસલો કરવામાં આવ્યો, પરંતુ કાઝી સાહેબ તે સમયે ઘણા જ બીમાર હતા, હાડકાઓના કેન્સરની સારવાર ચાલી રહી હતી અને એક ઈન્જેકશન લીધા પછી કલાકો સુધી આરામની જરૂરત પડતી હતી, જેના કારણે કોઈનામાં હઝરત કાઝી સાહેબ (રહ.)નો આમંત્રણ રજૂ કરવાની હિમ્મત ન હતી, અને કાઝી સાહેબ તરફથી આમંત્રણ સ્વીકારવાની કોઈને ઉમીદ પણ ન હતી, તેવા સમયે આપે (મુફતી સાહેબે) જ હઝરત કાઝી સાહેબને આમંત્રણ રજુ કર્યુ, જેથી હઝરત કાઝી સાહેબ (રહ.) તશરીફ પણ લાવ્યા અને બે દિવસ રોકાણ પણ કર્યુ.

આપ ‘‘ઈસ્લામીક ફિકહ એકેડમી ઈન્ડિયા’’ના પણ સભ્ય હતા, અને એકેડમીના દરેક સેમિનારોમાં ભાગ લે છે, દારૂલ ઉલૂમ માટલીવાલામાં આપ મુફતી સાહેબના જ પ્રયાસોથી એકેડમીનો એક સેમિનાર યોજવામાં આવ્યો હતો.

જેમકે આગળ લખવામાં આવ્યું કે, જામિઅહ ઉલૂમુલ કુર્આનની સ્થાપના આપનું એક મહાન કાર્ય છે, જેના તાબા હેઠળ એક પ્રાયમરી સ્કૂલ, એક હાઈસ્કૂલ અને એક ટેકનીકલ ઈન્સ્ટીટયુટ પણ કાર્યરત છે, આ ત્રણેવ સંસ્થાઓ સરકાર માન્ય અને તેના સર્ટીફીકેટ, દુનિયાભરમાં માન્ય હોય છે. આ સંસ્થાઓને તેની સારી કારકીર્દી હોવાના કારણે સરકાર તરફથી એવી સારી સહાયતાઓ પણ મળેલ છે. સરકારી રીતે માન્યતાઓ મેળવી સરકારી ગ્રાન્ટો પણ ચાલુ કરવામાં આવી છે, આ સંસ્થાઓના વિષે એક વાત ખાસ વર્ણન કરવા લાયક એ છે કે આ સર્વે સંસ્થાઓની સ્થાપના, પરવાનગી, પ્રગતિ, સર્વે ગુજરાતની ભાજપા સરકારના સમયમાં થઈ, આ બાબત નિઃશક હઝરત મુફતી સાહેબના સંબંધો અને વ્યવસ્થાની લાયકતના પરિણામરૂપે છે.

જામિઅહના નેઝા હેઠળ મદ્રસાઓ અને મસ્જિદોની સ્થાપના માટે એક અલગ વિભાગ પણ કાર્યરત છે, જેના હેઠળ આજ સુધી ૧૨ મસ્જિદો અને ૧૩ મદ્રસાઓ (મકતબો) સ્થાપવામાં આવ્યા, જામિઅહનો પ્રકાશન-પ્રસારણનો વિભાગ પણ એવો સારો કાર્યરત વિભાગ છે, જયાંથી આજ સુધી ઉર્દૂ, ગુજરાતી, હિંદી ભાષાઓમાં કુલ ૫૪ પુસ્તકો પ્રગટ કરવામાં આવી ચુકયા છે. જેમાંથી અનેક કિતાબો અનેકવાર પ્રગટ થઈને વહેંચવામાં આવી રહી છે. એક માસિક પેપર "અલ–બલાગ" ગુજરાતી ભાષામાં પણ પ્રગટ થાય છે, જેના હઝરત મુફતી સાહેબ તંત્રી છે.

જમીઅતે ઉલમાએ હિંદની જવાબદારીઓથી હલકા થઈ અને માટલીવાલાથી જંબુસર આવ્યા પછી સામાજિક કાર્યો માટે આપના પાસે કોઈ પ્લેટ ફાર્મ અથવા ચળવળ ન હતી પરંતુ માજી સેવાઓ અને પરિચયોના કારણે આપનાથી અનેક પ્રકારની મદદ-સહાયતાની માંગણીઓ કરવામાં આવતી, અને ગુજરાત રાજય ભરમાંથી આપના સંબંધીઓએ આપને મજબૂર કર્યા કે એક સંસ્થા સ્થાપી તેના નેઝા હેઠળ સાર્વજનિક કાર્યોમાં આપ પોતાની કુર્બાનીઓ અને બલિદાનોને ચાલુ રાખે, જેથી સાર્વજનિક સહાયતા અને રીલીફના કામો કરવા માટે એક સંસ્થા "અલ-મહમૂદ ચેરીટેબલ ટ્રસ્ટ" નામે સ્થાપના કરી, હઝરત મવલાના મુફતી અહમદ ખાનપુરી સાહેબ (દા.બ.) તેના પ્રમુખ અને હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ ભડકોદ્રવી (રહ.) (શૈખુલ હદીષ જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબુસર)નાયબ પ્રમુખ અને આપ (મુફતી સાહેબ) તેના જનરલ સેક્રેટરી છે, તેની દરેક કોશિશો આપ જનરલ સેક્રેટરી હોવાની રૂએ અંજામ આપે છે. તેના તાબા હેઠળ ધરતીકંપ, પુર, કૌમી રમખાણો જેવા અનેક સમયે આર્થિક સહાયના કામો કરવામાં આવે છે, એવી જ રીતે જરૂરતમંદ નાના વેપારીઓને બિન વ્યાજકિય કર્જ, ઉચ્ચ દુનિયવી શિક્ષણ માટે વિદ્યાર્થીઓને સહાય, દવાખાનાની સ્થાપના વિગેરે અનેક પ્રકારની સેવાઓ આ ટ્રસ્ટ મારફતે પાર પાડવામાં આવી રહી છે.

ગુજરાતના મદ્રસાઓનું સંમત પ્લેટફોર્મ "મજલિસે તહફફુઝે મદારિસ ગુજરાત"ના આપ પ્રમુખ છે. આપની જ પ્રયાસોથી એની સ્થાપના કરવામાં

આવી, જેની સ્થાપનાનો હેતુ એ છે કે સરકાર તરફથી મદ્રસાઓના વિરૂધ્ધ કરવામાં આવતી દૂરાચાર્ય પ્રવૃત્તિઓ અને પગલાઓનો મુકાબલો કરવામાં આવે, જેથી મદ્રસાઓને ધમકાવવા અને તેની કારકીર્દીને ભયભીત કરવાની સરકારની તમામ ફિત્ના ભરી કોશિશોનો સામનો કરવામાં આવ્યો, અને સરકારને પોતાની પોલીસી બદલવા પર મજબૂર થવું પડયું, ૧૧/ડિસેમ્બરના આંતક અને ગુજરાતના કૌમી રમખાણો પછી જયારે મદ્રસાઓના વિરૂધ્ધ મીડિયાએ ઝહેર ઓકવાનું શરૂ કર્યુ ત્યારે મજલિસ તરફથી એની રોકથામ અને મદ્રસાઓનુ વાસ્તવિક કાર્ય આમ જનતા સામે રજુ કરવાના સંપૂર્ણ પ્રયાસો કરવામાં આવ્યા, એવી જ રીતે કેન્દ્ર સરકાર તરફથી તા'લીમી કોર્ષમાં તબદીલીના પ્રયાસોનો પણ જવાબ દેવામાં આવ્યો.

**આ સર્વે સિવાય અમુક અલ્પ વિગતો નીચે મુજબ છે :**

સ્થાપક અને મોહતમિમ : જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબુસર, ગુજરાત

જનરલ સેક્રેટરી : અલ–મહમૂદ ચેરીટેબલ ટ્રસ્ટ જંબુસર, ગુ
જરાત

સ્થાપક : અલ–મહમૂદ જનરલ હોસ્પીટલ જંબુસર

પ્રમુખ : મજલિસે તહફ્ફુઝે મદારિસે ગુજરાત

પ્રમુખ : રાબતએ અદબે ઈસ્લામી ગુજરાત શાખા

પ્રમુખ : અલ્લામા તાહિર ઈલ્મી એકેડમી

સ્થાપક સભ્ય : ઈસ્લામિક ફિકહે એકેડમી દિલ્લી, ભારત

સ્થાપક સભ્ય : ઓલ ઈન્ડિયા મુસ્લિમ પર્સનલલો બોર્ડ દિલ્લી

સ્થાપક તથા સંરક્ષક : જામિઅતુલ ઈમામ અબૂલહસન અલી નદવી
ઝારખંડ

પ્રમુખ : મવલાના મદની મેમોરિયલ હાઈસ્કૂલ જંબુસર

પ્રમુખ : જામિઅહ ટેકનીકલ ઈન્સ્ટીટયૂટ જંબુસર

પ્રમુખ : તન્ઝીમુલમસાજિદ વલમકાતિબ પાલેજ,ગુ જરાત
પ્રમુખ : બચ્ચોકા ઘર વલણ, ડી.ભરૂચ, ગુજરાત
તંત્રી : માસિક પેપર "અલ–બલાગ" ગુજરાતી
વ્યવસ્થાપક : મહકમએ શર્ઈઆ ભરૂચ, ગુજરાત
પ્રમુખ : જમીઅતે ઉલમાએ હિંદ જિલ્લા ભરૂચ
કમિટી સભ્ય : જામિઅહ નૂરૂલ ઈસ્લામ દમણ, ગુજરાત
કમિટી સભ્ય : બચ્ચોકા ઘર દેવલિયા, ડી.નર્મદા, ગુજરાત
કમિટી સભ્ય : બચ્ચોકા ઘર વાગરા, ડી.ભરૂચ, ગુજરાત

# પ્રસ્તાવના

## હઝરતે અકદસ મુફતી અહમદ યાકૂબ દેવલવી (દા.બ.)

(માજી સદર મુફતી દારૂલ ઉલૂમ માટલીવાલા તથા સ્થાપક
અને ઉસ્તાદે હદીષ શરીફ જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર ડી.ભરૂચ)

بسم الله الرحمن الرحيم

الحمد لله رب العلمين ؛ والصلوة والسلام على سيد الانبياء
والمرسلين وعلى آله واصحابه اجمعين ؛ اما بعد

દરેક મુસલમાન ઉપર ઈસ્લામી શરીઅતના કાનૂનોનું અમલીકરણ કરવું ફર્ઝ છે ; શરીઅતનો જે તે હુકમ જે મુસલમાનને લાગુ પડતો હોય તેના પર અમલ કરવા બંધાયેલો છે, અને કુર્આન તથા હદીષના માર્ગદર્શનો ઉપર અમલ કરવો તેના માટે જરૂરી છે, હવે જો તે પોતે કુર્આન અને હદીષથી માર્ગદર્શન મેળવવાની લાયકાત ધરાવતો હોય તો પોતે જ પોતાને લાગુ પડતો હુકમ જાણી લે અને તેના ઉપર અમલ કરે, અર્થાત શરીઅતના ઉસૂલો મુજબ હુકમ શોધી લે અને જો તેમાં એટલી લાયકાત ના હોય અને શરીઅતના હુકમો કુર્આન અને હદીષથી જાણવાની કે સમઝવાની શકિત ના

હોય તો પોતાને લાગુ પડતા હુકમને જાણવા માટે કોઈ કુર્આન અને હદીષના જાણકાર અને નિષ્ણાંતને પુછીને અમલ કરે.

કુર્આન શરીફમાં આદેશ આપવામાં આવ્યો છે કે :

فَاسْئَلُوْا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ (سورۃ انبیاء : ۷)

અર્થાત : જો તમે ન જાણતા હોય તો જાણનારાઓને પુછો.

પુછપરછ કરીને અમલ કરવાને "તકલીદ" કહેવામાં આવે છે ; દલીલ જાણ્યા વિના કોઈ જાણનારની વાત માનવાને પરિભાષામાં તકલીદ કહે છે.

اَلتَّقْلِيْدُ هُوَ اَخْذُ قَوْلِ الْغَيْرِ بِغَيْرِ مَعْرِفَةِ دَلِيْلِهٖ ۔ (شرح عقود رسم المفتی : ص، ۷٤)

અલ્લામા શામી (રહ.) ફરમાવે છે કે અન્યના કથનને દલીલ જાણવા વિના એખ્તિયાર કરી લેવાને તકલીદ કહેવાય છે.

"મોઅજમ લુગતુલ ફુકહા" નામી કિતાબમાં લખેલ છે કે "આલિમ અને મુફતીની તકલીદનો ભાવાર્થ એ છે કે તેમનો બતાવેલ હુકમ કુર્આન અને હદીષ મુજબ હોવાનું યકીન કરીને દલીલની માંગણી કર્યા વિના તેમની વાતનું અનુકરણ કરવામાં આવે. (મોઅજમ લુગતુલ ફુકહા : પેજ / ૧૪૧)

સરાંશ કે આપણે પૂર્વજો સાથે સારૂ ગુમાન રાખીને એવો ભરોષો કરી લઈએ કે તેઓએ કુર્આન અને હદીષથી જે કાઈ સમજયું અને સાબિત કર્યુ છે તે સાચુ અને અનુસરણ કરવાને લાયક છે અને સામાન્ય માણસ જે કુર્આન અને હદીષ સમજી શકતો નથી તેના માટે આલિમ અને મુફતીના કથનનું અનુકરણ કર્યા સિવાય બીજો કોઈ માર્ગ નથી, અનુકરણ કર્યા સિવાય ગુમરાહીથી સુરક્ષિત પણ રહી શકતો નથી એટલા માટે તકલીદ દીનની બુનિયાદી જરૂરત છે; નહિ તો પછી દીન એક રમકડા સમાન બનીને રહી જશે ; અને અલ્લાહના રસૂલ (સ.અ.વ.)નું ફરમાન :

مَنْ قَالَ فِى الْقُرْاٰنِ بِرَاْيِهٖ فَلْيَتَبَوَّاْ مَقْعَدَهٗ مِنَ النَّارِ ۔

અર્થાત : જે માણસે કુર્આને કરીમ(ની કોઈ આયત અને હુકમ) વિષે પોતાના મંતવ્યથી કાંઈ કહયું તો તેણે પોતાનું ઠેકાણું દોઝખમાં બનાવી લીધું.
(તિરમિઝી શરીફ : ૨/ ૧૨૩)

આ પ્રકારની ધમકીઓનો કોઈ હેતુ બાકી રહેશે નહિં, એટલા જ માટે ઈસ્લામના આરંભકાળથી જ તકલીદ અને એક આલિમ તથા મુફતી તથા જાણકારની વાતના અનુકરણ કરવાનો રિવાજ ચાલતો આવ્યો છે.

પણ તફાવત એ હતો કે ઈસ્લામના આરંભકાળમાં મુસ્લિમ પ્રજામાં દિયાનતદારી, અમાનતદારી, અલ્લાહનો ડર અને તકવો, નફસાની ખ્વાહિશથી દૂર, દીની અનુકરણ કરવાની ધગશ જેવા અનેક વિશેષણો વધુ પ્રમાણમાં રચ્યા પચ્યા હોય "તકલીદે મુતલક" કરવામાં પણ કોઈ વાંધાજનક બાબત ન હતી, અર્થાત કોઈ પણ પ્રકારની બંધી–પાબંદી વિના જે આલિમ અને મુફતીથી શરીઅતનો હુકમ પુછીને અમલ કરી લેતા હતા અને કોઈ ખાસ વ્યકિતની વાતને અનુકરણ કરવામાં આવતી ના હતી, સહાબા (રદિ.) અને તાબેઈન (રહ.)ના યુગમાં આ પ્રકારની જ બાબતો જોવા મળે છે.
(એઅ્લાઉસ્સુન્નનઃ૧/૩૩)

પરંતુ પાછળથી જયારે દિયાનતદારી, અમાનતદારી જેવા વિશેષણોનું અસ્તિત્વ રહયું નહીં, શરીઅતની તાબેદારી અને અનુકરણના બદલે નફસાની ખ્વાહિશોનું અનુકરણ અને રબચાહીના બદલે મન ચાહીનો સમય આવવા લાગ્યો અને એ ભય થવા લાગ્યો કે તકલીદે મુતલકના બહાના હેઠળ દીન અને શરીઅતનો મજાક અને ઠઠ્ઠો કરવામા આવશે; જેથી ઉમ્મતના ભરોષપાત્ર અને મોઅ્તબર લોકોએ વાસ્તવિકતાની ગંભીરતા અને નઝાકતનો એહસાસ કરીને "તકલીદે શખ્સી" એક જ માણસની વાતનું અનુકરણ કરવાના વાજિબ હોવાનો ફેંસલો કર્યો જેથી ફિત્ના અને આઝાદીના દ્વારને બંધ કરી શકાય.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થયો કે કોણ અને કયા અને માણસની તકલીદ કરવામાં આવે ? જેથી અનુભવ અને તહકીક વડે ઉમ્મત એ વાત પર સંમત થઈ કે શરીઅતના હુકમોનું સંપાદન અને હુકમોને આવરી લેવાની રૂએ ચારેવ ઈમામોના મસ્લક અને મઝહબથી વધારે અન્ય કોઈ મસ્લક આ જરૂરતને

પૂરી કરી શકતો નથી, એટલે ચોથી સદી હિજરીમાં અમલની રૂએ સંમતિ થઈ ગઈ કે ચારેવ ઈમામો સિવાય કોઈ એક વ્યકિતની કાયદેસર તકલીદ કરવામાં નહીં આવે.

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિષ દહેલવી (રહ.) લખે છે :

આ ચારેવ મઝહબો જેમનું સંપાદન થઈ ચુકયું છે તેમની તકલીદ કરવા ઉપર આજ સુધી ઉમ્મતની સર્વાનુમતિ ચાલતી આવી છે અને એમાં જે ફાયદાઓ, હિકમતો અને મસ્લિહતો છે તે અદ્રશ્ય નથી, વિશેષત આ યુગ કે જેમાં હિમ્મતો કમઝોર અને નબળી પડી ગયેલ છે, અને નફસાની ખ્વાહિશો તથા વાસનાઓ દિલમાં ઉતરી ચુકેલ છે અને પોતાના મંતવ્યને જે સત્ય સમઝવામાં આવી રહયા છે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ : ૧/૧૫૪)

અને વધુ જણાવે છે કે આ ચાર મઝહબ સિવાયના અન્ય મઝહબો નાબૂદ સમાન થઈ ગયા, જેથી આ ચાર મઝહબોનું અનુકરણ જ મહાન સમુદાયનું અનુકરણ અને તાબેદારી લેખાશે અને ચારેવ મઝહબોને છોડી દેવું મહાન સમુદાયને છોડવા સમાન લેખાશે. (ઈકદુલ જીદ : પેજ / ૩૮)

અને વાસ્તવિક રૂએ ઉમ્મતે મુહમ્મદિય્યહ (અલા સાહિબિહા અસ્સલાતુ વસ્સલામ) ઉપર અલ્લાહ રબ્બુલ ઈઝઝતનો મહાન ઉપકાર અને ફઝલ છે કે તેણે ચારેવ મઝહબના સ્વરૂપમાં આપણા માટે અમલીકરણના એવા માર્ગો નક્કી કરી આપ્યા છે જે દરેક પ્રકારની ખામીઓથી પવિત્ર અને આત્મિક તથા રૂહાની સુકૂનના સાથે દરેક પ્રકારના શરીઅતના હુકમોની બજામણી માટે એક માધ્યમ સમાન અને ઘાટ છે.

અને ઈન્સાફની વાત એ છે કે અમલીકરણ માટે ચારેવ મઝહબોને માધ્યમ બનાવવું અલ્લાહનો મહાન ઉપકાર છે. (તફસીરે અહમદિય્યહ : પેજ / ૨૯૭)

ચારેવ મઝહબોના વિરૂધ્ધ મંતવ્ય અપનાવવાના વિરૂધ્ધ હોવા ઉપર ઉમ્મતની સર્વાનુમતિ થઈ ચુકેલ છે. (અલ અશબાહ વન્નઝાઈરઃ ૧/૧૪૩)

ઉપરોકત અલ્પ કિતાબોના હવાલાથી પૂરવાર થયું કે ચારેવ મઝહબોના

ઉપર અમલ કરવાનો મર્યાદિત હોવા પર ઉમ્મતની સર્વાનુમતિ થયેલ છે.

પરંતુ એ સ્પષ્ટતા કરવી જરૂરી છે કે એ મતલબ સમઝવામાં ન આવે કે જયારે ચારેવ ઈમામોનું અનુકરણ કરવું મર્યાદિત છે તો એમાંથી જે મઝહબ અને મસ્લક પર જયારે ઈચ્છે અમલ કરી લે, બલ્કે એ ચારેવ મઝબહમાં થી કોઈ એક મઝહબનું અમલીકરણ કરવા માટે નક્કી કરી લે, જો એવું નહીં કરવામાં આવે અને જો કોઈ એક મઝબહ અને ઈમામનું અમલીકરણ નક્કી કરવામાં નહીં આવે તો પછી તકલીદે મુત્લકના અનુકરણમાં જે ખરાબી ઉત્પન્ન થઈ શકે છે તે એમાં પણ ઉત્પન્ન થશે.

અલ્લામા નવવી (રહ.)એ એક જ મઝહબનું અનુકરણ જરૂરી હોવા પર લખ્યું છે કે "અને તેનું કારણ એ છે કે મઝહબનું અનુકરણ ઈચ્છે તેની પરવાનગી આપી દેવામાં આવે તો તેનું પરિણામ એ આવશે કે મુસલમાન પોતાના નફસની ખ્વાહિશોની તાબેદારી કરીને દરેક મઝહબની રૂખસતોને અપનાવશે અને હલાલ–હરામ તથા જાઈઝ–નાજાઈઝ ઉપર અમલ કરવા માટે પોતે જ અમલ કરવા હુકમ નક્કી કરશે, જેના પરિણામરૂપે શરીઅતની પાબંદી પોતના સિરેથી ઉતારી પાડશે. (એઅ્લાઉસ્સુનન : ૨ / ૨૩૩)

સારાંશ કે એ કોઈ ખેલ તમાશો નથી કે જયારે ઈચ્છે જેનું કથન લઈ લે અને અમલ કરે બલ્કે ચારેવ મઝહબમાંથી કોઈ એક મઝહબ સાથે સંબંધ જોડીને અમલ કરવો પડશે.

ગેરમુકલ્લિદીન તરફથી હમેશાં એક ગલત ફેહમી ફેલાવવામાં આવે છે કે ચારેવ ઈમામોની તકલીદ શરીઅતના વિરૂધ્ધ કોઈ બાબત છે, ખાસ કરીને ફિકહે હનફીના વિષે તેઓ વ્યર્થ ટીકાઓ કરે છે અને શરીઅતના ઈલ્મથી અજાણ લોકોને પોતના જમાઅતમાં વધારો કરવા માટે તેઓ સામે કોઈ હદીષ રજૂ કરે છે પછી તેના વિરૂધ્ધમાં ઈમામ અબૂહનિફાનું મંતવ્ય રજૂ કરી સાબિત કરે છે કે (નઉઝુબિલ્લાહ) હનફી લોકો અલ્લાહના રસૂલ (સ.અ.વ.)ના મુકાબલામાં ઈમામ અબૂહનિફાના કથનને પ્રધાન્ય આપે છે અને હદીષ પર અમલ કરતા નથી.

વાસ્તવિકતા એ છે કે ઈમામ અબૂહનિફા (રહ.) એ કાયદેસર લેખન–

સંપાદનનું કામ કર્યુ નથી પરંતુ મસાઈલ સાબિત કરવામાં તહકીક કરવામાં પોતાની સર્વશકિતનો ઉપયોગ કર્યો અને ઈસ્લામી ઈતિહાસમાં સૌપ્રથમ ''ફિહકી તહકીકાત''ને પોતાનો વિષય બનાવ્યો અને ફિકહે ઈસ્લામીના સંપાદનનું મહાન કાર્ય અંજામ આપ્યું જેમાં આપના ભરોષાપાત્ર ૪૦ જેટલા શાગરિતોએ ભાગ લીધો. ત્યાર બાદ આપના ભરોષાપાત્ર મહાન શાગરિત ઈમામ અબૂયુસૂફ (રહ.)ને પણ અનેક જવાબદારીઓ હોવાના કારણે લેખન–સંપાદનનો સમય મળ્યો નહીં, અલબત્ત ઈમામ અબૂહનિફાના મહાન શાગરિત ઈમામ મુહમ્મદ (રહ.) એ પોતાની ખુદા અર્પિત સલાહિય્યતોના કારણે પોતાના બન્ને ઉસ્તાદોના ઈલ્મને પોતાની કિતાબોમાં એકત્રિત કર્યુ બલ્કે સંપૂર્ણ ફિકહે હનફીના મસાઈલને પ્રકરણવાર એકત્રિત કર્યા. એટલા જ માટે ફિકહે હનફીનો વધુ પડતો આધાર ઈમામ મુહમ્મદની કિતાબો ઉપર છે.

ઈમામ મુહમ્મદ (રહ.) પછી સર્વ પ્રથમ ફતાવા હનફિય્યહમાં ફકીહ અબુલ્લૈષ સમરકંદી (રહ.) (વફાત : ૨૯૪ હિજરી સન)ને કિતાબ લખી, તેઓ પછી દરેક યુગમાં ઉલમાએ કિરામે કિતાબો લખી, ઉલમાએ મુતઅખ્ખિ ખરીન (પાછળના યુગના આલિમો)એ ફતાવાની કિતાબો લખી.

ફતાવાના સંપાદનનું કામ દરેક યુગમાં ચાલુ રહયું અને અત્યારે પણ ચાલુ છે અને સેંકડો કિતાબો અરબી–ઉર્દૂ ભાષામાં પ્રગટ થઈ ચુકી છે અને પ્રગટ થઈ રહેલ છે અને વર્તમાન યુગમાં અરબી મદ્રસાઓએ મુસ્લિમ સમાજને સાચુ ઈસ્લામી–દીની માર્ગદર્શન મળી રહે તે માટે પોતાને ત્યાં દારૂલ ઈફતાનો વિભાગ કાયમ કરી લાયક અને વિશ્વાસનીય મુફતીઓને દીની પ્રશ્નોના ઉત્તરો આપવા નિયુકત કરવાનું શરૂ કર્યુ.

ગુજરાતના મશહૂર અને પ્રખ્યાત અરબી મદ્રસાઓમાંથી એક દારૂલ ઉલૂમ માટલીવાલા ભરૂચ પણ છે,આ દર્સગાહથી જેમ ઈલ્મના પિયાસુઓ પોતાની ઈલ્મી પ્યાસ બુઝાવતા હતા ત્યાં તેમાં કાયમ દારૂલ ઈફતા વડે સામાન્ય મુસ્લિમ દીની મસાઈને લગતા સવાલોના જવાબો પણ પ્રાપ્ત કરતા હતા, દારૂલ ઉલૂમ માટલીવાલાના મર્હૂમ મોહતમિમ હઝરત મવલાના યાકૂ

બ સાહબ વલણવી (રહ.)એ દારૂલ ઉલૂમમાં પઢાવવાની જવાબદારી સાથે ફતાવા વિભાગની ઝિમ્મેદારી પણ મુઝ નાચીઝને સુપરત કરી, લેખિત તથા મૌખિક સેંકડો સવાલોના જવાબ આપવાનું કાર્ય અલ્લાહ પાકે મુઝનાચીઝથી લીધું જેમાંથી આપના હાથમાં જે પુસ્તક છે તે મુસ્લિમ સમાજ તરફથી પુ છાએલ સવાલોના જવાબો છે ઘણા સમયથી અનેક નાની મોટી વ્યકિતઓ તરફથી સંપાદન કરી પ્રગટ કરવાની વાતો મારા કાનસર આવતી રહી પરંતુ મેં અત્યાર સુધી તે બાબત ધ્યાન આપ્યું નહીં છેવટે દારૂલ ઉલૂમ માટલીવાલાના મોહતમિમ હઝરત મવલાના મુફતી ઈકબાલ બિન મુહમ્મદ ટં કારવી સાહબ (ઝી.મ.)એ મને આગ્રહ કર્યો અને દારૂલ ઉલૂમ માટલીવાલાની પચાસ વર્ષની ઈલ્મી અને દીની સેવાઓ ઉપર એક ખાસ જલ્સો યોજાય રહેલ હોય તેમાં પ્રગટ કરવાની નેક તમન્ના જાહેર કરી, મવસૂફે શું ખબર કેવા ઈખ્લાસભર્યા અંદાજમાં મુઝ નાચીઝ સામે વાત રજૂ કરી કે જેના માટે હું તૈયાર થઈ ગયો અને મવલાના મૌસૂફના સાથે મશવેરો કરી અઝીઝમ મવલાના મુફતી ઈસ્માઈલ મૂસા અદા સારોદી (સલ્લમહૂ) ઉસ્તાદે હદીષ : જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબુસરને સંપાદન કરવાનું કાર્ય સુપરત કરવામાં આવ્યું , જેઓ આથી અગાઉ ફતાવા અબ્દુલ ગનીનું કામ ઘણા જ ખંતથી સું દર રીતે પાળ પાડી ચુકયા હતા અને ફતાવા અ.ગનીનું ઉર્દૂ ભાષમાં ભાષાં તર કરી ચુકયા હોવાથી એમના અનુભવથી ફાયદો ઉઠાવવાનું નક્કી કર્યુ, જે અઝીઝે મુકર્રમે રાત–દિનની મહેનત કરી મારા ફતાવાની તરતીબ આપી

દરેક સવાલ જવાબ ઉપર હેડિંગ અને શિર્ષક લગાવી ફિકહી તરતીબ મુજબ તરતીબ આપી.

અલ્લાહ તઆલા અઝીઝમ મવલાના મુફતી ઈસ્માઈલ મૂસા અદા સારોદી (સલ્લમહૂ) તથા હઝરત મવલાના મુફતી ઈકબાલ મુહમ્મદ ટંકારવી (દા.બ.)ને પોતાની શાન મુજબ બેહતરીન બદલો દુનિયા અને આખિરતમાં આપે અને આવી સેવાઓ તેઓ બજાવતા રહે તેની અલ્લાહ તઆલા તેઓને તૌફીક આપે અને ફતાવાથી ગુર્જર મુસ્લિમને ફાયદો પહોંચાડે, ફતાવાના આ સંગ્રહને કબૂલ ફરમાવે અને મારી તથા આપણ સૌની આખિરતમાં નજાતનો જરીયો બનાવે અને જે ભાઈઓએ એને પ્રગટ કરવા માટે વિવિધ રૂપી સાથ–સહકાર આપ્યો તે સૌને તેમની આ કોશિષોનો અજ્ર અને સવાબ પોતાની શાન મુજબ ખુબ–ખુબ આપે, (આમીન યા રબ્બલ આલમીન)

**અહકર અહમદ યાકૂબ દેવલ્વી**
૨૫, રજબ ૧૪૩૬ હિજરી ૧૫–૫–૨૦૧૫

# સંપાદકના બે બોલ

**الحمد لله رب العلمين ، والصلوة والسلام على سيد الانبياء والمرسلين وبعد**

ફતાવાનો કીંમતી સંગ્રહ જે આપના હાથમાં છે તે ઉસ્તાદુલ અસાતિઝહ હઝરત મવલાના મુફતી અહમદ બિન અલહાજ યાકૂબ દેવલવી સાહેબ (દા.બ.) રહેવાસી દેવલા (તા. જંબુસર ડી.ભરૂચ)ના કીંમતી અને સચોટ ફતવાઓનો સંગ્રહ છે; જે આપે દારૂલ ઉલૂમ માટલીવાલા–ભરૂચ (તા. જી. ભરૂચ)માં પોતાના પઢાવવાના કાર્ય સાથે મુસ્લિમ સમાજે પુછેલ પ્રશ્નોના માહિતી સભર, કયાંક વિસ્તાતપૂર્વક તો કયાંક સંક્ષિપ્તપણે આપેલ જવાબો પર આધારિત છે.

હઝરત મવલાના મુફતી અહમદ સાહેબ (દા.બ.) સ્થાપક જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર જેમનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર આ સંગ્રહના આરંભમાં લખાયેલ છે તે પૈકી ફકીહુલ ઉમ્મત હઝરતે અકદસ મૌલાના મુફતી

મહમૂદ હસન ગંગોહી (રહ.)ની સેવામાં ફતવા–લેખનની પ્રેકટીશ માટે દારૂલ ઉલૂમ દેવબંદ તશરીફ લઈ ગયા, અને એક વરસ સુધી ત્યાં રોકાણ કરી ફતવા– લેખનમાં પરિપૂર્ણતા મેળવી; તે જ વરસે હઝરત મુફતી નિઝામુદીન સાહેબ (રહ.) અને મુફતી સઈદ અહમદ દેવબંદી (રહ.) પાસે ઈફતાની કિતાબો પઢી; અને મદ્રસાના નિર્ધારિત સમય સિવાય અન્ય સમયે હકીમુલ ઈસ્લામ હઝરત મવલાના કારી મુહમ્મદ તૈય્યબ સાહેબ (રહ.) પાસે "હુજજતુલ્લાહિલ બાલિગહ" (નામી કિતાબ) પઢી.

રમઝાન ૧૩૯૯ હિજરી મુતાબિક ૧૯૭૯ માં શૈખુલ હદીષ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરયા (રહ.)ની ખાનકાહમાં હઝરત મૌલાના યાકૂબ વલણવી (રહ.) માજી મોહતમિમ દારૂલ ઉલૂમ માટલીવાલાની મુલાકાત મૌસૂફ મુફતી સાહેબ (દા.બ.) સાથે થઈ ત્યારે આપને દારૂલ ઉલૂમ માટલીવાલામાં ઉસ્તાદે હદીષ તરીકે તશરીફ લાવવાનું આમંત્રણ આપ્યું જેને કબૂલ ફરમાવી ૧૩૯૯ હિજરી મુતાબિક ૧૯૭૯ માં દારૂલ ઉલૂમ માટલીવાલા તશરીફ લઈ ગયા; જયાં આપે અબૂદાઉદ શરીફ, મુસ્લિમ શરીફ, મિશકાત શરીફ જેવી હદીષની કિતાબો સાથે અન્ય કિતાબો પઢાવી.

દારૂલ ઉલૂમ માટલીવાલામાં ફતવાઓ આપવાની જવાબદારી પણ આપના સિરે હતી, અહિંયાથી રાજીનામુ આપવાના સમય (શાબાન ૧૪૨૦ હિ.સ. મુતાબિક ૧૯૯૯ ઈ.સ.) સુધી આપે વીસ વરસ સુધી સદર મુફતી હોવાની હેસિયતથી ઘણી સારી જવાબદારી બજાવી, લેખિત અને મૌખિક સેંકળો સવાલોના જવાબો આપ્યા તે પૈકી નોંધ કરાયેલ સવાલોના જવાબોનો એવો સારો સંગ્રહ હતો.

હઝરત મુફતી સાહેબ (દા.બ.) ઉપર ઉકત ફતાવાના પ્રગટ કરવા માટે ઘણાં માણસોનું દબાણ હોવા છતાં આપે ધ્યાન આપ્યું નહિં; છેવટે દારૂલ ઉલૂમ માટલીવાલા પોતાની ઈલ્મી અને દીની સેવાઓનો ૫૦ વર્ષિય જલસાનું આયોજન કરી રહયો હોય ત્યારે દારૂલ ઉલૂમ માટલીવાલાના વર્તમાનકાળના મોહતમિમ હઝ. મવ. મુફતી ઈકબાલ મુહમ્મદ ટંકારવી (દા.બ.) એ મુફતી સાહેબ મૌસૂફને આ ૫૦ વર્ષિય જલસામાં આપના ફતાવા પ્રગટ થઈ વિમોચન વીધી થઈ જાય તે માટે દબાણ કર્યુ અને હઝરત મૌસૂફે સંમતિ

દર્શાવી.

આથી અગાઉ મૌસૂફના આદશેથી ''ફતાવા અ.ગની (રહ.)'' ગુ જરાતીનું સંપાદન તથા તે પછી ઉર્દૂ ભાષામાં અનૂવાદ કરવાની સઆદત મુઝ નાચીઝને અલ્લાહ પાકે અર્પણ ફરમાવી હતી જેથી આપના ફતાવાના સંપાદનનું કામ મુફતી સાહેબ (દા.બ.) એ હઝરત મવલાના ઈકબાલ સાહેબ ટંકારવી (દા.બ.) સાથે મશવેરો કરી અને સુપરત ફરમાવ્યું :

અગાઉ ''ફતાવા અ.ગની (રહ.)''ના સંપાદનની જેમ જ પ્રસ્તુત કિતઢ ાબમાં મારૂ કામ વિશેષત આ પ્રમાણે રહયું :

- મસાઈલની અરબી કિતાબોમાં વર્ણન થયેલ મસાઈલના પ્રકરણો મુજબ પ્રકરણો નક્કી કર્યા, અને દરેક મસઅલો તેના જ પ્રકરણમાં ફિકહી તરતીબ પ્રમાણે પ્રકરણ બધ્ધ કર્યા.
- સવાલ–જવાબનો ભાવાર્થ સુચવે એવા હેડિંગ અને મથાળા આપ્યા.
- મસ્અલહને ફિકહી કિતાબોના આપેલ હવાલા જોઈ પ્રમાણિત કર્યો.
- જયાં માત્ર કિતાબનો હવાલો હતો ત્યાં કિતાબનો ભાગ અને પેજ નં .વધાર્યો.
- જયાં કોઈ હવાલો આપવા જેવો હતો અને હવાલો આપ્યો ન હતો ત્યાં હવાલો વધાર્યો.
- અમુક જવાબો હઝરત મુફતી સાહેબે પોતાની આગવી શૈલીમાં અને દીની, ઈમાનિય સમઝબુઝ વડે આપેલ છે જયાં મુફતી સાહેબની વ્યકિત જ હવાલા સમાન છે.

અલ્લાહપાક હઝરત મુફતી અહમદ દેવલવી સાહેબ (દા.બ.)ના આ ઈલ્મી સંગ્રહને કબૂલ ફરમાવે, સદકએ જારિયહ બનાવે, આપની ઉમરમાં બરકત અતા ફરમાવે, તંદુરસ્તી અને આફિયત સાથે ઉમ્મતે મુસ્લિમહની ઈલ્મી, દીની, સામાજીક, સાર્વજનિક, દીની–દુન્યવી ખિદમતો કબૂલ કરવાની તૌફીક વધારે કબૂલ ફરમાવે. અને આપણ સૌ ગુર્જર મુસ્લિમોને આપના તફવાઓથી ફાયદો ઉઠાવવાની તૌફીક આપે અને જે ભાઈઓએ એને પ્રગટ કરવા માટે વિવિધ રૂપી સાથ–સહકાર આપ્યો તે સૌને તેમની કોશિશોનો



# પ્રકરણ – (૧)

## ''અકાઈદ''

### જાહેરાત માટે મુર્તિવાળા કેલેન્ડર

**સવાલઃ–૧ /૧**

લંડનમાં વેપારી વર્ગમાં વરસના અંતે પોતાના ધંધાની જાહેરાત માટે ઈંગ્લીશ કેલેન્ડરો છપાવવાની પ્રથા છે; જેઓ પોતાના ગ્રાહકોને વહેંચે છે; જો મુસ્લિમ ગ્રાહક હોય તો તેને ઈસ્લામિક કેલેન્ડર અને જો હિંદુ હોય તો તેઓના ધાર્મિક અને દેવી–દેવતાઓ વાળા કેલેન્ડર આપે છે. તો એ વિષે શરીઅતનું માર્ગદર્શન શું છે ?

**જવાબઃ–૧/૧** حامدًا و مصليًا و مسلما ۔ هو الموفق للصواب

હિન્દુ ધર્મની દેવી–દેવતાઓ વાળા કેલેન્ડરો છાપવામાં અનેક પ્રકારની ખરાબીઓ છે; જે પૈકી એક એ છે કે આ પ્રકારના કેલેન્ડરો છપાવી વહેંચતો રહેશે તો વહેંચણી કરનાર મુસલમાનના દિલમાંથી શિર્ક અને હિન્દુ ધર્મ પ્રત્યેની ધ્રુરણા અને હિન્દુ ધર્મની ખરાબી દિલમાંથી નીકળી જશે જેથી હિન્દુ ધર્મની બુરાઈ કરવાનું છોડી દેશે.

બીજુ એ કે ગુનાહિત કાર્યોમાં મદદરૂપ લેખાશે; કારણ કે બિન મુસ્લિમ લોકો કેલેન્ડરમાં રહેલ મુર્તિઓના ફોટાઓને પણ નમન અને દીવાબત્તી કરી પૂંજા કરે છે; કુર્આન શરીફમાં ગુનાહિત કાર્યોમાં મદદ ન કરવાનો સ્પષ્ટ આદેશ ટાંકવામાં આવ્યો છે:

وتعاونوا على البر والتقوى ولا تعاونوا على الاثم والعدوان ۔

*(સૂરએ માઈદા આયત :૨)*

અર્થાતઃ– સદકાર્યો અને પરહેઝગારીના કામોમાં અરસ પરસ એક બીજાને સહાય કરો, અને ગુનાહિત તથા અત્યાચારના કાર્યોમાં એક બીજાને કદાપી મદદ ના કરો.

ત્રીજુ એ કે ફોટા પાડવા અને પડાવવા પણ શરીઅતની રૂએ નાજાઈઝ અને પ્રબંધિત બાબત છે; આ પ્રકારના અનેક કારણોસર મુર્તિવાળા કેલેન્ડરો છપાવી વહેંચવું શરીઅતની રૂએ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ગોકુળ આથમનો મેળો

**સવાલઃ–૨ / ૨**

કોઈ ગરીબ માણસ સુરત શહેરના ગોકુળ આઠમના મેળામાં વેચાતી સસ્તી વસ્તુઓ ખરીદવા જાય તો ગુનેગાર થશે કે નહિ ? કારણ કે ત્યાં મેળામાં સુરત બજાર કરતા સસ્તા ભાવે વસ્તુ વેચાય છે.

**જવાબઃ–૨/૨** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

બિન મુસ્લિમ લોકોના ધાર્મિક મેળાઓમાં જઈ લે–વેચ કરવુ યોગ્ય નથી, તેનાથી બચવું અનિવાર્ય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(અઝીઝુલ ફતાવાઃ ૧/૭૧૮)*

## નજરથી બચવા કાળુ ટીકુ કરવુ.

**સવાલઃ–૩/ ૩**

નાના બચ્ચાને નઝરે બદ (ખરાબ નઝર)ન લાગે તે માટે ગાલ ઉપર કાળો ટીકો કરવો જાઈઝ છે ?

**જવાબઃ–૩ /૩** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

જાઈઝ છે. શર્હે સુન્નહમાં હઝરત ઉસ્માન (રદિ.) વિષે બયાન કરવામાં આવ્યું છે કે આપે એક ખુબસૂરત છોકરાને જોયો તો ફરમાવ્યુ કે તેની હડપચીના ખાધરા (દાઢીના ખાધરાને) કાળુ કરી આપો. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(મિરકાત શર્હે મિશ્કાતઃ૮/૩૦૫)*

## વિંછુડાની રાશીમાં કોઈ અમલ કરવો

**સવાલઃ– ૪ /૪**

(૧) શું મુસલમાનથી વિંછુડાની રાશીમાં કોઈ અમલ કરી શકાય છે?

**જવાબ:–૪/૪** حامدًا و مصليًا و مسلما ۔ هو الموفق للصواب

ઘણા ખરા અમલિય્યાત તથા મંતરોમાં અલ્લાહ તઆલાના તરફથી કોઈ વખત અથવા દિવસ નકકી નથી. પરંતુ અમલ કરનાર લોકોએ પોતાના અનુભવથી દિવસ અને ટાઈમ નકકી કરી લીધેલ છે, જો તે ટાઈમ જેમકે વિંછુડાની રાશી તથા ખાસ પરીબળોને અસરકારક એટલે કે તે સમયે પઢવાથી જ આ કામ થશે, નહી તો નહી થાય; એ પ્રમાણેનો અકીદો રાખ્યા વગર ફકત એમ સમજે કે જે પ્રમાણે કપાસ–ઘઉં વિગેરેના વાવેતર માટે વરસાદની મોસમ અથવા સરદી–ગરમીની મોસમ નકકી કરી લેવામાં આવે છે તે પ્રમાણે મંતરો અમલિયાત પઢવામાં કોઈ દિવસ કે ટાઈમ નકકી કરવામાં વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ઈમદાદુલ મુફતિય્યીન:૧/૩૫)*

## પીરના નામની મન્નત માનવી

**સવાલ:–૫ /૫**

જો કોઈએ કોઈ પીરની મન્નત માની હોય અને તેને પાછળથી ખબર થાય કે મન્નત ફકત ખુદાની જ માની શકાય છે, જેથી તે વ્યકિતએ મન્નત પુરી ન કરી તો તેને કંઈ નુકશાન થશે ?

**જવાબ:–૫ /૫** حامدًا و مصليًا و مسلما ۔ هو الموفق للصواب

પીર સાહેબના નામની મન્નત આ પ્રમાણે માનવી કે ફલાણા બુઝુર્ગ મારૂ ફલાણુ કામ થઈ ગયુ તો હું આપના નામથી ખાવુ ખવડાવીશ અથવા આપની કબરને ચાદર ચઢાવીશ એ તો સ્પષ્ટ શિર્ક છે, કેમકે મન્નત પણ ઈબાદતનો એક પ્રકાર છે. ઈબાદતમાં બીજાને શરીક ઠેરાવવું સ્પષ્ટ શિર્ક છે; જેથી તેનાથી તૌબા કરવામાં આવે અને પોતાના અકીદાને સુધારવામાં આવે, અને આ મન્નત જાઈઝ નથી; તેને પુરી ન કરવામાં કોઈ ગુનોહ લાગુ પડશે નહી.અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી :૨/૧૨૮)*

## અસ્હાબે કહફના નામોને અસરકારક સમજવા

**સવાલ:– ૬/૬**

ખેતી મે જો કીડે લગતે હેં તો કયા અસહાબે કહફ કે કૂત્તે કા નામ લિખ કર કીડો કો દૂર કર સકતે હેં ? કયા એસા કરના શિર્ક હે યા નહી ?

**જવાબઃ–૬/૬** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

ખેતીમે જો કીડે લગતે હે વહ કાશ્ત કે લિએ નુકસાનદેહ હે ઈસ વજા સે ઉનકો આગ કે સિવા કિસી ઓર તરીકે સે હલાક વ દફઅ કરના જાઈઝ હે, અસ્હાબે કહફ કે નામ સે ઉન કીડો કો દૂર કર સકતે હે બશર્તે કે અસહાબે કહફ કે નામો કો મુઅષ્થિરે હકીકી ન માના જાએ; બલ્કે જરીઆ ઓર વસીલા કે તોર પર. અગર કીડો કો દફઅ કરને મે અસ્હાબે કહફ કે નામોકો મુઅષ્થિરે હકીકી માના જાએગા તો શિર્ક લાઝિમ આએગા. (મિરકાત)

# પ્રકરણ – (૨)

# "ઈલ્મ અને બિદઅત"

## ટેસ્ટટયુબ બેબી, ચક્ષુદાન, હેર ટ્રાન્સ્લેટ પ્લાન્ટ અને શરીઅત

**સવાલઃ– ૭/૧**

(૧) એક ભાઈએ ૬–૭ વર્ષથી શાદી કરી છે પણ ઔલાદ થઈ નથી. તો શું તેઓ દત્તક સંતાન લઈ શકે કે કેમ ? ટેસ્ટ ટયુબ બેબી જાઈઝ છે?

(૨) શરીરનું કોઈ અંગ ગુમાવવાથી તેની ઓપરેશન દ્વારા ખામી પુરી કરી શકાય કે કેમ ? દા.ત. આંખની રોશની જતી રહે કે આંખ ગુમાવી દે તો કોઈએ દાનમાં આપેલી આંખ ઓપરેશન દ્વારા લગાવી શકાય ?

(૩) કોઈ માણસના માથાના વાળ આગળના ભાગ ઉપરથી ખરી ગયા છે તેની ઉમર પણ જવાનીની છે. તો હાલમાં એવી શોધ થઈ છે કે માણસના પોતાના જ માથાના વાળ દ્વારા જે જગ્યાએથી વાળ ખરી ગયા હોય તેને પુરી આપવામાં આવે છે તો આપ જણાવશો કે હેર ટ્રાન્સ્લેટ પ્લાન્ટ કરાવી શકાય ?

**જવાબઃ–૭/૧** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

(૧) દત્તક પુત્ર લેવાની જે પ્રથા પ્રચલિત છે કે જેમાં તેને સગા પુત્રોના હકો આપવામાં આવે છે. જેમકે ઓરતોની સામે કોઈ પણ જાતના ખચકાટ વગર ચાલ્યા જવું અને ગેરમહરમ ઓરતોના સમાગમમાં રહેવું તથા તેને સાચો વારસદાર બનાવવો જેથી પોતાના મૂળ સગા સંબંધીઓ વારસાના હકદાર હોવા છતાં એનાથી વંચિત બની જાય જેના લઈને ખરા

હકદાર વારસોના દિલમાં મોં બોલ્યા પુત્ર માટે કપટ અને વેરઝેરની ભાવના દિલમાં પેદા થાય છે. જેનું પરિણામ લડાઈ ઝઘડો અને સંબંધને તોડનાર બને છે. આ કારણને લઈને કુર્આને પાકમાં આ જ હાલ ભરી પ્રથાને ખોટી અને હરામ જાહેર કરી છે. સૂરએ અહઝાબમાં અલ્લાહ તઆલાનું ફરમાન છે : "એણે તમારા મો બોલ્યા પુત્રોને તમારા વાસ્તવિક સંતાનો બનાવ્યા નથી.આ તમારા મોં થી નિકળેલી માત્ર એક વાત જ છે. પરંતુ અલ્લાહ પાક સત્ય વાત જાહેર કરે છે. અને સાચા માર્ગ તરફ રેહનુમાઈ કરે છે. તેમને (દત્તક પુત્રોને) તેમના સગા બાપના નામથી પુકારો, આ અલ્લાહના ત્યાં ઘણી જ ન્યાયપૂર્ણ વાત છે. પરંતુ જો તમને ખબર ના હોય કે તેમના (દત્તક પુત્રોના) પિતા કોણ છે ? તો એ તમારા દીની ભાઈ અને સાથી છે."

*(સૂરએ અહઝાબ :૨૧/૫)*

હદીષ શરીફમાં છે કે હુઝૂર (સ.અ.વ.)એ ફરમાવ્યું કે જેણે પોતાના બાપના સિવાય બીજા કોઈનો પુત્ર હોવાનો દાવો કર્યો તે છતાં કે એ જાણે છે કે તે એના બાપ નથી તો એવા માણસ પર જન્નત હરામ છે.

*(સહીહુલ મુસ્લિમ :૧/૫૭)*

બીજી એક હદીસમાં હુઝૂર (સ.અ.વ.)એ ફરમાવ્યું કે જેણે પોતાના સાચા બાપના સિવાય પોતાની જાતને બીજાના તરફથી હોવાનો દાવો કર્યો તો એના પર અલ્લાહની ફરિશ્તઓની સમગ્ર માનવ જાતિની (લઅનત) ફિટકાર છે. કયામતના દિવસે અલ્લાહ તઆલા ન તો એની તૌબા કબૂલ કરશે ન તો ફિદયો.

પરંતુ દત્તક પુત્ર સાથે પોતાના સગા પુત્રના અહકામ છે તે લાગુ પાડવામાં ન આવે. બલ્કે બીજાના તે પુત્ર સાથે પ્રેમ ભર્યો વર્તાવ કરે, દયા દાખવે વળી એનુ પાલણ પોષણ અને રહેણી કરણી એવી રીતે કરે કે જાણે એ તેનો સગો પુત્ર હોય. તેને ખાવા–પીવા કપડા અને તાલીમ કેળવણી વિગેરે જરૂરિયાતોમાં તેની સાથે બિલ્કુલ સગા પુત્રના જેવો જ વર્તાવ કરે. અને તેની સાથે સગા પુત્રના જેવા સંબંધ રાખવા છતાં એની નસલનો સંબંધ પોતાની સાથે ના જોડે એને ન તો પોતાના સગા પુત્રના જેવા હકોનો એને હકદાર બનાવે. તો આ પ્રમાણે દત્તક લેવું જાઈઝ છે. *(કિફાયતુલ મુફતી : ૫/૨૯૫,૨૯૬)*

ઉપરોકત બતાવેલ હદમાં રહીને તે મોં બોલા પુત્ર સાથે વર્તાવ કરવામાં આવે. તો તે એક ઘણી જ ઉત્તમ વાત થશે. જેના લઈને તે દત્તક લેનાર સવાબને પાત્ર થશે.

હદીસ શરીફમાં નબી (સ.અ.વ.)નું ફરમાન છે કે આપ (સ.અ.વ.)એ પોતાની શહાદતની અને વચ્ચેની આંગળીઓમાં અંતર રાખી ઈશારો કરી ફરમાવ્યું કે હું અને યતીમનું પાલણ પોષણ કરવાવાળો જન્નતમાં આવી રીતે હોઈશું.

જેથી જ્યારે કોઈ માણસનો પુત્ર ન હોય અને તે આ પ્રકારના બાળકને માલની રૂએ ફાયદો પહોંચાડવા ઈચ્છે તો બક્ષિસ સ્વરૂપે આપી શકે છે. અને પોતાના મરણ પહેલાં પોતાની મિલ્કતમાં ૧/૩ની હદ સુધી તેના માટે વસિય્યત પણ કરી શકે છે. *(કિફાયતુલ મુફ્તી : ૫/૨૯૬)*

ઈસ્લામ ધર્મની દ્રષ્ટિએ નસલનું રક્ષણ ઘણી જ અગત્યની બાબત હોય એની એહમિય્યત પણ ઘણી જ છે. જેના લઈને એવી કોઈ પણ રીતભાત કે જેનાથી નસલમાં નજેવી શંકા કુશંકાને સ્થાન મળતું હોય તેવા રીતભાતને શરીઅતની વિરૂધ્ધ લેખવામાં આવશે. જેના લઈને જ ઈસ્લામ દત્તકની પ્રથાને હરામ જાહેર કરીને કુટુંબને બનાવટી સભ્યોથી પવિત્ર રાખવા ઈચ્છે છે. જેથી હમલ સ્થાપિત કરવાની કૃત્રિમ (બનાવટી) ટેસ્ટ ટયુબ બેબી રિત ભાત વડે હમલ સ્થાપિત કરવાની જેટલી રિત ભાતો છે તે બધી જ મમનુઅ અને હરામ છે.

કૃત્રિમ રીતે :– હમલ સ્થાપિત કરવાની ત્રણ રીતો છે. ટેસ્ટ ટયુબ બેબી કૃત્રિમ રીતે હમલ સ્થાપિત કરવાની પહેલી રીત : ડોકટર પતિનો વિર્ય નલકીમાં લઈને પરાઈ નવજુવાન સ્ત્રીને ભાડે લઈને તેની બચ્ચાદાનીમાં પિચકારીથી તે વિર્યને પહોંચાડવામાં આવે છે. ૯ માસ પછી જનમેલ બાળકને ડોકટરના મારફત જેનો વિર્ય લેવામાં આવ્યો છે. તેની પત્નિને સોંપવામાં આવે છે. ડોકટર અને તે નવજુવાન સ્ત્રીને મહેનતાણુ મળે છે.

શરીઅતમાં આ પ્રમાણે હમલ સ્થાપિત કરવાની જાઈઝ હોવાની કોઈ આધારિત દલીલ નથી જેના આધારે જાઈઝ હોવાનો ફતવો આપવામાં આવે. શરીઅતના કાનૂન અને ઉસૂલની રોશનીમાં આ રીત નાજાઈઝ છે.

અને આ તો દત્તકની પ્રથાથી પણ વિશેષ ખોટું અને નાજાઈઝ કામ છે. કારણ કે આવી રીતે જે બાળક પેદા થશે તેમાં બે પ્રકારની ખરાબીઓ ભેગી થશે એક તો દત્તકની પ્રથામાં જે ગુનોહ છે તે એટલે કે નસલ (વંશ)માં પરાયા અંગને કુટુંબના સભ્ય તરીકે પ્રવેશ આપવો, અને બીજો ગુનોહ વ્યભિચારના પોષક ધારણ કરાશે. જેથી એક ઘણો જ ફિટકારપાત્ર ગુનોહ થશે બલ્કે આ વ્યાભિચારનો જ એક પ્રકાર છે. બન્નેવનું સ્વરૂપ પણ એક સરખુ છે અને પરિણામ પણ બન્નેવનું એક જ છે. જો ઈસ્લામી કાનૂનોની આડ ન હોત તો (જેમકે શિક્ષારૂપી હદને શંકા કુશંકાના લઈને માફ કરો) અને શરીઅતની પરિભાષામાં જેને વ્યાભિચાર કહેવામાં આવે છે તે વ્યાખ્યા પણ આને લાગુ પડતી નથી. *(હિદાયા ભાગઃ૨, કિતાબુલ હુકુક)*

તે વ્યાભિચાર (ઝિના)ની શિક્ષાને પાત્ર ગણાત. આ કૃત્રિમ રિત ભાત હદીસની વિરૂધ્ધ છે. હુઝૂર (સ.અ.વ.)નું ફરમાન છે કે જે માણસ અલ્લાહ તઆલા અને આખિરત પર ઈમાન રાખતો હોય તે બીજાની ખેતીને પોતાનું પાણી ન પાય. એટલે હામેલા ઓરતથી નિકાહ કર્યો હોય તો જયાં સુધી સુવાવડ ન થઈ જાય ત્યાં સુધી તેના સાથે સંભોગ ના કરે. *(મિશ્કાતઃ ૨/૨૯૦)*

આ રીત અપનાવવામાં ઘણી મોટી ખરાબીઓ રહી છે. આ રીતથી જે બાળક પેદા થશે તેણે જેનો વિર્ય લીધેલ છે તેની નસલ (વંશ) માંથી નહી ગણવામાં આવે અને શર્ઈ દ્રષ્ટિએ તેનું બાળક નહી કહેવાય, જેના લઈને એને એક બીજાના શર્ઈ વારિસો પણ નહી બની શકે એટલા માટે કે શર્ઈ દ્રષ્ટિએ નસલ (વંશ)ના સુબૂત માટે શરીઅતના બતાવેલ રીત પ્રમાણે નિકાહ પઢી પતિ–પત્નિ બનવું જરૂરી છે. હમલ સ્થાપિત કરવાની આ રીતમાં જે સ્ત્રીની બચ્ચાદાનીમાં પિચકારીથી વિર્ય પહોંચાડવામાં આવ્યો છે તે એની શર્ઈ પત્નિ નથી.

وعلى المولود لهٗ رزقهن و كسوَتهنّ بالمعروف۔ وفى

ذکرالمولودله اشارة الى ان النسب للاباء۔ (شامی: --)

કુર્આને પાકની આ આયતથી છોકરો એ બાપની વંશમાંથી ગણાશે જેના માટે શરત એ છે કે તે તેની શર્ઈ પત્નિથી તે બાળકનો જનમ થયો હોય.

હદીસ શરીફમાં " નાકિહુલ યદિ મલઉનુન" હાથ મારીને પોતાની મની કાઢવાવાળા પર અલ્લાહની ફિટકાર વરસે છે. નલકીમાં વિર્ય લેવા વાળા પર પણ આ વઈદ લાગુ પડશે. કેમકે ઉપરોકત હદીસમાં વિર્યને બરબાદ કરવાનો કૃત્યને ફિટકારપાત્ર બતાવવામાં આવ્યું છે.

તો આમા પણ એજ સૂરત છે કે જે બાળક આ પ્રમાણે જનમશે તે બાળકને પત્નિના પતિથી નસલ (વંશ) સાથે જોડવામાં આવે નહી. જેના લઈને બાળક બરબાદ થશે. ઉપર લખેલ બધી જ ખરાબીઓ આ રીતમાં પણ છે. જેના લઈને આ રીત પણ નાજાઈઝ અને હરામ છે.

બીજી રીત :– પતિ અને પત્નિ બન્નેવના વિર્યને ટયુબમાં લઈને એક ટયુબમાં મિક્ષચર કરી તેના FATUS બનાવવામાં આવે છે, તે FATUS ને બીજી સ્ત્રીના બચ્ચાદાનીમાં દાખલ કરવામાં આવે છે. બાળકનો જનમ થાય છે. તો તે બાળકને જે પતિ–પત્નિનો વિર્ય લેવામાં આવ્યો છે તેમને તે બાળક સોંપવામાં આવે છે સ્ત્રી અને ડોકટર બન્નેને સારૂ એવું મહેનતાણુ આપવામાં આવે છે. આ રીત પણ બાળકને પ્રાપ્ત કરવાની ગેર ફિતરી અને નાજાઈઝ રીત છે. અને પહેલી રીતમાં લખેલ બધી જ ખરાબીઓ આમા પણ છે. જેના લઈને આ રીત પણ નાજાઈઝ અને હરામ છે.

ત્રીજી રીત :– પુરૂષ નામર્દ હોય જેના લઈને કોઈ બીજા માણસનો વિર્ય લઈને તે નામર્દની પત્નિના બચ્ચાદાનીમાં પિચકારીથી તે પરાયા મર્દનું વિર્ય દાખલ કરવામાં આવે છે. આ સૂરતમાં નસલ (વંશ) તો સાબિત થશે, કેમકે હદીસ શરીફમાં છે કે :

الولد للفراش وللعاهرالحجر ۔(مشکوۃ: ۲/۲۸۲)

પરણિત સ્ત્રીએ પરાયા માણસ સાથે વ્યભિચાર કર્યો જેનાથી બાળકનો જનમ થયો સ્ત્રી જેના નિકાહમાં છે, તે છોકરો તેનો ગણાશે, તે વ્યાભિચારીના માટે પથ્થર છે; જેથી આ ત્રીજી રીતમાં જે સ્ત્રીની બચ્ચાદાનીમાં વિર્ય પહોંચાડવામાં આવ્યો છે તે ઓરત તેના નિકાહમાં છે જેથી એમ સમજવામાં આવશે કે એ તેના પતિથી બાળકનો જનમ થયો છે અને આ પધ્ધતિમાં પતિ– પત્નિ બન્નેવ ગુનેહગાર થશે.

ખુલાસો એ છે કે આ ત્રણ પધ્ધતિમાંથી કોઈ પણ પધ્ધતિ જાઈઝ નથી અને ઈન્સાની ઈઝઝત અને બુઝુર્ગીને ખતમ કરવા વાળી છે.પહેલી અને બીજી પધ્ધતિમાં નસલ તે પત્નિના પતિથી સાબિત નહી થાય પરંતુ બાળક બરબાદ ન થઈ જાય જેના લઈને તેની માં થી નસબ સાબિત થશે.

(૨) અલ્લાહ તઆલાએ માનવજીવન ઘણો જ બુઝુર્ગ ઈઝઝત વાળો બનાવ્યો છે. તે અલ્લાહ તઆલાની આપેલ એક અમાનત છે. જે ઈન્સાનને સોંપવામાં આવી છે. જેના લઈને એ જાત બરબાદ કરે કોઈ પણ સૂરતમાં ઘણો જ મોટો ગુનોહ અને હરામ લેખવામાં આવશે.

આ કીંમતી જાનની રક્ષા માટે મોટી વસ્તુઓ પેદા કરી છે. જાન બચાવવા માટે અને તકલીફ દૂર કરવા માટે અલ્લાહની પેદા કરેલ વસ્તુઓને માત્ર વાપરવાની જ છુટ નથી આપી બલકે તેને વાપરવાનો હુકમ કર્યો છે, સારવાર દવા કરવી સુન્નત છે. પરંતુ અમુક ટાઈમે દવા કરાવી જરૂરી થઈ જાય છે. જેમકે કોઈ બીમાર પાસે એવી દવા હોય કે જેના વાપરવાથી એની સો ટકા એની જાન બચવાની ખાત્રી હોય તેવા સમયે તેના માટે તે દવા વાપરવી જરૂરી છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યુ : અલ્લાહે કોઈ એવી બીમારી પૈદા નથી કરી કે જેની દવા પણ પૈદા ન કરી હોય.

*(મિશ્કાતઃ૨/૩૮)*

બીમારની તકલીફ અને તેના દર્દનો ખ્યાલ નમાઝ જેવી અહમ ઈબાદતમાં પણ રાખવામાં આવ્યો છે કે બીમાર ઉભો રહીને નમાઝ ન પઢી શકે તો બેસીને નમાઝ પઢે, અને બેસીને ન પઢી શકે તો ચટાપાટ સુઈને નમાઝ પઢે, અને જો રૂકૂઅ તથા સિજદા ન કરી શકે તો તેવી સ્થિતીમાં ઈશારાથી નમાઝ અદા કરવાની સહુલત આપી છે. શરીઅતમાં બીમાર માટે નમાઝની જેમ રોઝા તથા બીજા શરઈ કામોમાં પણ જુદા હુકમો આપ્યા છે. મજબૂરીની હાલતમાં ઈન્સાનની જાન બચાવવા માટે અમુક શરતોને આધિન રહીને ઘણા તે કામો અને વસ્તુઓને જે આમ હાલાતમાં હરામ છે તે હલાલ કરી આપી છે.

હરામ વસ્તુને વાપરવાની ફુકહાએ ત્રણ શરતોને આધિન રહીને

વાપરવાની ઈજાઝત આપેલી છે. (૧) મજબૂરીની એવી હાલત હોય કે હરામ વસ્તુથી દવા ન કરવામાં જાનનું જોખમ છે (૨)જાનનું જોખમ ફકત ખ્યાલના દરજામાં ના હોય બલ્કે કોઈ ભરોસાપાત્ર હકીમ અથવા ડોકટરનું કહેવુ છે કે જાનનું જોખમ છે (૩) તે હરામ વસ્તુથી જાન બચશે તેવી ખાત્રી કોઈ ભરોસાપાત્ર ડોકટર અથવા હકીમ આપે. *(જવાહિરૂલ ફિકહ ભાગ :૨)*

જીવતા અથવા મરણ પામેલા ઈન્સાનના અવયવો કાપીને અથવા કાઢીને લઈને બીજા માણસના શરીરને લગાડવો તે ઈન્સાની શરાફત અને તેની માન પાત્ર મરતબાના વિરૂધ્ધ છે. કેમકે અલ્લાહ તઆલાએ દુનિયાની સમગ્ર નિર્જીવ અને સજીવ વસ્તુઓને ઈન્સાનના ફાયદા અને તેના ઉપયોગ માટે બનાવી છે. અને ઈન્સાનને બધી દુનિયાને ઉપયોગમાં લેવાવાળો અને તેનો મખદૂમ બનાવેલ છે. જેથી ઈન્સાન જીવતો હોય કે મરણ પામેલ હોય તેના અવયવો કાપીને કે કાઢીને ઉપયોગ કરવો નાજાઈઝ અને હરામ છે અને ઘણો મોટો ગુનોહ છે.

શામીમાં છે કે જો કોઈ આદમી બીજાને કહે કે મારા શરીરનો ફલાણો ભાગ કાપીને તે ખાઓ તો પણ તે આદમીને ખાવો જાઈઝ નથી. ભુખ તરસની દયા જનક પરિસ્થિતી તથા તકલીફમાં પણ ઈન્સાનનું માંસ ખાવું જાઈઝ નથી, કારણ કે ખુદા તઆલાએ ઈન્સાનને નવાઝેલ ઊંચા મરતબાનો એ જ તકાઝો છે. *(શામી:૫/૨૫૬)*

જયારે ભુખ તરસથી પીડાય રહેલા ઈન્સાનને આવું કરવાની ઈજાઝત નથી તો એનાથી સહેલાઈથી એ વાત સમજી શકાશે કે શરીઅતમાં ભુખ્યા તરસ્યા માણસ મરણ પામે તે સહન કરી શકાય પરંતુ ઈન્સાનનું ગોશ્ત ખાવાની રજા નથી. જેનાથી એ સાબિત થાય છે કે કોઈ પણ માણસના શરીરનો કોઈ પણ ભાગ છુટો પાડીને કે કાઢી લઈને બીજાના શરીરમાં ફિટ કરવો જાઈઝ નથી. કેમકે એમાં ઈન્સાનની જિલ્લતી અને બેકદરી છે. જેને ઈસ્લામ કદી સહન કરી શકશે નહી.

ઈન્સાન પોતાના અવયવને બીજાને ભેટ આપે અથવા વેચાતો આપે અથવા મરણ પછી અપર્ણ કરવાની વસિય્યત કરે તો એ પણ જાઈઝ નથી કેમકે ઈન્સાનની પુરી જાતની માલિકી ખુદાની છે. અને ઈન્સાન તો એનો

દેખરેખ રાખનાર અને અમીન છે.

શામીમાં છે કે આદમીના છોકરાનું વેચાણ બાતિલ છે તેને વેચવું જાઈઝ નથી એ જ પ્રમાણે ઈન્સાનના બાલોનું પણ વેચવું જાઈઝ નથી.

*(શામી:૪/૧૪૫, હિદાયાઃ૧/૨૪)*

હદીસ શરીફમાં છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે જે સ્ત્રી પોતાના બાલ બીજી સ્ત્રીને આપે એવી સ્ત્રી પર અલ્લાહ તઆલાની ફિટકાર થાઓ અને સાથે સાથે તે સ્ત્રીના ઉપર પણ ફિટકાર છે. જે એ બાલને પોતાના બાલમાં મેળવે. *(મિશ્કાતઃ ૨/૩૮૧)*

આ હદીસથી સહેલાઈથી સમજી શકાશે કે ઈન્સાનના વાળોનો આવો લાભ ઉઠાવવો જાઈઝ નથી ઈન્સાન માન પાન અને ઈઝઝત અને એનો ઊંચો મરતબો શર્ઈ રીતે સાબિત છે. પછી ભલે તેનો ધર્મ ગમે તે હોય. જેના લઈને તેના અવયવોનું ખરીદ વેચાણ કરવું તથા એને બેકીંમત સમજવુ. તેનો ધાતુ, પથ્થર કે વૃક્ષની જેમ ઉપયોગ કરવો એ એનું અપમાન છે. જે કુર્આન અને હદીસની વિરૂધ છે. જેના લઈને જે કોઈ મુસલમાન એવી વસિય્યત કરે કે મારા મૃત્યુ પછી મારા શરીરના ફલાણા ભાગને કાઢીને બીજા જરૂરત વાળા માણસને લગાડી આપવાની મારા તરફથી ઈજાઝત છે. એ વસિય્યત જાઈઝ નથી. ખુદા ના કરે જો કોઈ મુસ્લિમ આ વસિય્યત કરે તો તેના મરણ પછી એની વસિય્યત પર અમલ કરવો જાઈઝ નથી. કેમકે મરણ પછી તેની લાશની હિફાજત કરવી તેના વારસોની અને બીજા મુસલમાનોની ફરજ છે. મુસલમાનની લાશને ચીરવુ અથવા ફાડવુ હરામ છે. ફિકહની કિતાબોમાં તો એટલે સુધી લખ્યું છે કે કાફિરની લાશના હાડકા તોડવા ભાગવા પણ ઈન્સાનના માન પાનના લઈને જાઈઝ નથી. *(શામીઃ ૪/૧૪૫)*

જયારે કાફિર સાથે આવો વ્યવહાર યોગ્ય નથી તો એક મુસ્લિમની લાશની સે આવો વ્યવહાર કઈ રીતે જાઈઝ થઈ શકે !

ઈન્સાનની જીંદગી બચાવવા માટે અવયવો બદલવાની જરૂરત પડે તો ધાતુઓનો અથવા કોઈ ખાસ પ્રકારના પથ્થરનો કે કોઈ વનસ્પિતીમાંથી બનાવેલા અવયવો કે પછી કોઈ પ્રાણીમાંથી કાઢેલા અવયવોને બેસાડવાની શરીઅત ઈજાઝત આપે છે. હલાલ પ્રાણી અને હરામ પ્રાણીના જે

અવયવોને શરીઅતે પાક કહયા છે. તે અવયવોને જુબેહ કરેલ જાનવર અથવા મરણ પામેલ જાનવરમાંથી કાઢવામાં આવ્યા હોય તેવા અવયવોને ઉપયોગમાં લેવાની ઈજાઝત છે. અને જો કોઈ જીવતા જાનવરનો કોઈ અવયવ કાઢી લીધો અથવા કાપી લીધો તેનો ઉપયોગ કરવો જાઈઝ નથી.

*(શામી: ૧/૧૫૨)*

સુવ્વર પુરેપુરૂ નાપાક છે તેનો કોઈ પણ અંગનો ઉપયોગ કરવો જાઈઝ નથી. *(હિદાયા: ૧/૨૪)*

(૩) માથાના જે વાળને માથાના તે ભાગમાં કે જયાંથી વાળ ખરી જાય છે ત્યાં સેટ કરી આપવામાં આવે છે. જેની એક રીત તો આ હોય કે તે વાળને ત્યાંથી કાઢયા વગર કોઈ આધુનિક ઢબે આગળના ભાગમાં લગાડી આપવામાં આવે છે. જો આવી કોઈ રીત હોય તો એમાં શર્ઈ દ્રષ્ટિએ કોઈ વાંધો નથી. અને જો તે વાળને કાપી નાંખ્યા પછી પુરવામાં આવતા હોય તો આ બીજી રીતમાં જવાબ નં. બેમાં દર્શાવેલ હકીકત મુજબ માણસના વાળોની બેહુરમતી થશે જેના લઈ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## કયામતના દિવસે કોના નામથી પુકારવામાં આવશે ?

**સવાલઃ– ૮/૨**

ઈન્સાન કો કયામત કે દિન અલ્લાહપાક કિસ નામ સે પુકારેગા ? વાલિદ યા વાલિદા કે નામ સે ?

**જવાબઃ–૮/૨** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

કયામતના દિવસે દરેક માણસને તેના અને તેના બાપના નામથી પુકારવામાં આવશે.

હઝરત અબૂ દર્દાઅ (રદિ.) આપ (સ.અ.વ.)થી રિવાયત બયાન ફરમાવે છે કે આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે કયામતના દિવસે તમોને તમારા અને તમારા બાપ દાદાના નામોથી પુકારવામાં આવશે. જેથી તમો તમારા સારા નામ રાખો. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(અબૂદાઉદ:૨/૩૨૮,મઆરિફુલ હદીસ:૬/૩૦)*

## ઈમામના પાછળ જોરથી આમીન કહેવું

**સવાલઃ– ૯/૩**

અમારી મસ્જિદમાં હનફી મઝહબ પ્રમાણે નમાઝ થાય છે, અમારા ઈમામ સાહબ જયારે અલ્હમ્દુની સૂરત પુરી કરે છે ત્યારે ગેરમુકલ્લિદ જોરથી આમીન બોલે છે જેનાથી ઈમામ સાહબ કિરાઅત પઢવામાં મુઝવણ અનુભવે છે, અમો ગેરમુકલ્લિદને ધીમેથી આમીન કહેવા સમજાવીએ છીએ ત્યારે દલીલ કરે છે કે હદીષ શરીફમાં જોરથી બોલવાનો હુકમ આવ્યો છે, ખુલાસાવાર જવાબ આપશો, અને જો તે ગેરમુકલ્લિદ ભાઈને મસ્જિદમાં આવવાની મનાઈ કરીએ તો અમે ગુનેગાર થઈશું ?

**જવાબઃ–૯/૩** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

ઈમામના પાછળ આમીન જોરથી અને ધીમે કહેવામાં બે પ્રકારના મત છે એક જોરથી કહેવું સુન્નત છે બીજો ધીમેથી કહેવું સુન્નત છે; જોરથી કહેનારના મત મુજબ જો ધીમેથી કહેવામાં આવે અને ધીમેથી કહેનારના મત મુજબ જો જોરથી કહેવામાં આવે તો નમાઝમાં (બન્નેના મત મુજબ)કોઈ ખરાબી કે ઉણપ આવશે નહિ; અને ગુનાહને પાત્ર ગણાશે નહિં.

*(શામીઃ ૧/૪૦૨)*

જયારે જોરથી આમીન કહેનારના મત મુજબ ધીમેથી આમીન કહેવામાં કોઈ વાંધો શર્ઈ દ્રષ્ટિએ આવતો નથી તો બેહતર એ છે કે જે મસ્જિદના ઈમામ અને મોટા ભાગના મુસલ્લિયો હનફી હોય કે જેમના મત પ્રમાણે ધીમી અવાઝે આમીન કહેવું સુન્નત છે તેવી મસ્જિદમાં જોરથી આમીન ના કહેવું જોઈએ. ભલે તેના મઝહબ અનુસાર જોરથી આમીન કહેવું મુસ્તહબ છે.

વાસ્તવિકતા એ છે કે જોરથી આમીન કહેવાવાળાનો હેતુ સુન્નત પર અમલ કરવાનો નથી હોતો, બલકે હનફી નમાઝીઓને ચીડાવવાનો હોય છે. જેમકે આજ કાલ જોવામાં આવે છે કે ગેરમુકલ્લિદો એટલા જોરથી આમીન કહે છે કે નમાઝીઓ ગભરાય જાય છે, તેનાથી મુસલમાનોમાં શંકા–કુશંકા ઉત્તપન્ન થશે લોકો નવી વાત સમઝીને વિરોધ કરશે, લડાઈ ઝઘડો થશે; જે હરામ છે અને દીનને બરબાદ કરવા વાળી વાત છે; આ સર્વે ખરાબીઓ

ઉત્તપન્ન થવાનું કારણ જોરથી આમીન કહેવા વાળો બનશે, શરીઅતની રૂએ એક સુન્નતની અદાયગી માટે જો હરામ કાર્ય કરવા સુધી વાત પહોંચતી હોય તો તે સુન્નતને છોડી દેવી જોઈએ અને જે સુન્નતની અદાયગી માટે મુસલમાનોમાં મતભેદ ઉત્તપન્ન થતો હોય એવી બાબતથી દૂર રહેવુ જોઈએ.

એવી જ રીતે હનફી મુસલ્લિયોએ કોઈ મુસલમાન પોતાના પંથ પ્રમાણે જો જોરથી આમીન કહેતો હોય તો તેના ઉપર ગુસ્સે ના થવુ જોઈએ અને તેને મસ્જિદમાં આવવા માટે રોકવામાં ન આવે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(કિફાયતુલ મુફતીઃ૩/૪૪૮, શામીઃ ૧/૪૦૨)*

## ફઝીલત વાળી રાત્રીઓમાં બયાન કરવું

**સવાલઃ– ૧૦/૪**

કયા ફરમાતે હૈં ઉલમાએ દીન ઓર શરઅ કે મુફતી સાહબ ઈસ મસ્અલે મે કે ઈન રાતો મે તકરીર, વાઅઝ કરના કૈસા હૈં ? ૨૭વી મેઅરાજ કી રાત, ૧૫વી શાબાન કી રાત, ૨૭ લયલતુલ કદ્ર કી રાત, મુહર્રમ કી ૧૦વી રાત ઓર બારે વફાત કી રાતો મે.

હમારે યહા ઝયાદાતર નવજુવાન ઓર જો ઈન રાતો કી ફઝીલત નહી જાનતે વો ઈન રાતોમેં મસ્જિદમે વઅજ, તકરીર ન હોને કી વજા સે યા તો બાજારો મે રેહતે હૈં યા ફિર નાટક સિનેમાઓમેં હોતે હૈ.

**જવાબઃ–૧૦/૪** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

જિન રાતો કે બારે મે રસૂલુલ્લાહ (સ.અ.વ.)સે ફઝીલત વારિદ હુઈ હે ઉન રાતોંમેં વાઅઝ, બયાન, તકરીર કરને મે કોઈ હર્જ નહી. બલકે સવાબ કા કામ હે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## નાફરમાન ઔરતની વ્યાખ્યા

**સવાલઃ– ૧૧/૫**

એક સ્ત્રીના લગ્ન ઝૈદના સાથે કરવામાં આવ્યા. અને લગ્નને આશરે ૩–૪ વર્ષ થવા આવ્યા છે તે સમય ગાળામાં ખેતર તથા સહિયારા કામકાજ વિષે મામૂલી વાતમાં બન્નેવમાં અણબનાવ થયો છે,શોહરની ખિદમત માટે નહીં, સહિયારા અને ખેતમજૂરના કામકાજના કારણથી સ્ત્રીને તકલીફ આપે છે અને તેના પર ઝુલ્મ અને અત્યાચાર વર્તાવે છે, તદઉપરાંત પોતાની

પત્નિને શરીઅતના કહેવા મુજબ અલગ ઘર પણ આપતો નથી, ભાઈઓના કારણે અપશબ્દ અને બૂરૂભલુ કહે છે, અને મજબૂર અને તંગ કરી કહે છે કે તારા બાપના ઘેર જતી રહે, અથવા આવું ખરાબ વર્તન કરી સ્ત્રી તંગ થઈ તેના બાપના ત્યાં આવવા પર મજબૂર થાય છે, પોતાનો પતિ સહિયારો તથા ખેતમજુરી કરાવી અનહદ તકલીફ આપે અને ન કરવા પર ખરાબ વર્તાવ કરે, તો શરીઅત પ્રમાણે આ જાઈઝ છે ? એવી સ્ત્રીને નાફરમાન ગણાશે ? જયારે કે પત્નિ તો માત્ર પતિની સેવા ચાકરી માટે છે. આ પ્રમાણે પત્નિ અમલ ના કરે તો પત્નિને મારી, ખરાબ વર્તન કરી કાઢી મૂકે, અથવા સ્ત્રી પોતાના બાપના ત્યાં આવવા પર મજબૂર થાય અને એવી હાલતમાં પતિ તલાક આપે તો જેટલી મુદ્દત સ્ત્રી પોતાના બાપના ત્યાં રહી અને આશરે અઢી વર્ષ જેવી મુદ્દતનો ખાધા ખોરાકીનો ખર્ચ અને તેનો પોકેટ ખર્ચ પતિના જીમ્મે આપવાનું રહેશે અથવા નહી ? જવાબ આપવા મહેરબાની.

તલાક પછીના ઈદ્દતના ૩ મહીનાનું ભરણપોષણ પતિના જીમ્મે આપવાનું છે, પણ જયારે આ મસ્અલામાં પૂછવાનું માત્ર એ કે અઢી વર્ષના ગાળામાં જે બાપના ત્યાં કાઢી મુકી છે અથવા ખરાબ વર્તનથી આવવા પર મજબૂર થઈ છે તે સમય દર્મિયાનનો ખર્ચ પતિના જીમ્મે રહેશે કે નહી ? જવાબ આપશો.

<u>**જવાબ:–૧૧/૫**</u> حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

શરીઅતની પરિભાષામાં "નાશિઝહ" એવી સ્ત્રીને કહેવામાં આવે છે કે જે શર્ઈ કારણ વગર અને પતિની રજા વગર પતિના ઘેરથી ચાલી જાય અથવા પત્નિ એવું ગુનાહિત કામ કરે કે જેના લઈને પતિ–પત્નિના લગ્નનો સંબંધ તુટી જાય એવું કામ કરવાથી પણ "નાશિઝહ" કહેવાશે.

خارجة من البيت بغيرحق وهی ناشزة حتی تعود الی منزله۔(شامی: ٦٤٥/٢)

و كل فرقةجاء ت من قبل المرأة بمعصية الخ ۔(هدايه:٤٢٢/٢)

પરંતુ જો પતિ તરફથી સતામણી અને ઝુલ્મ હોય અને એણે જ પત્નિ સાથે ખરાબ વર્તન કરી કાઢી મુકી હોય તો 'નાશિઝહ' નહી કહેવાય, હવે

જેટલી મુદત સ્ત્રી પોતાના બાપના ઘેર પતિના નિકાહમાં રહીને ગુજારે અને આ મુદત દર્મિયાન પોતાના ઘેર બોલાવવાનો પ્રયાસ પણ નથી કર્યો તો પત્નિ આ મુદતનો ખાધા ખોરાકીનો ખર્ચ પતિ પાસેથી મેળવવાની હકદાર છે.

ولو بيت ابيها واذالم يطع بهاالزوج بالنقل وبه يفتى۔

(شامى:٢/٦٤٦)

## હઝરત યૂસુફ (અલ.)એ બિન્યામીનને રોકવા ચોર ઠેરવ્યા

**સવાલઃ– ૧૨/૬**

હઝરત યૂસુફ (અલ.)એ પોતાના ભાઈ બિન્યામીનને રોકવા માટે જે વાસણ અનાજમાં મુકી તેમને ચોર ઠેરાવી લીધા એ શરીઅતની દ્રષ્ટિએ કેવુ છે ? શું આ જાઈઝ છે ?

**જવાબઃ–૧૨/૬** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

બિન્યામીન અને હઝરત યૂસુફ (અ.સ.)નો ઉપરોકત કિસ્સો વર્ણન કરતી વખતે સાથે એમના ભાઈઓએ કરેલ હસદ ઈર્ષા અને કુવામાં નાંખવુ બલ્કે કતલ કરવાનો મશ્વેરો કરવો વગેરે બાબતો ધ્યાનમાં રાખવી જરૂરી છે યૂસુફ (અલયહિસ્સલામ)ને કુવામાં નાખવા બાદ બિન્યામીન સાથે પણ તે જ હસદવાળો વ્યવહાર ચાલુ રાખ્યો બલ્કે જયારે યૂસુફ (અલયહિસ્સલામ)એ બિન્યામીનને સાથે લાવવાની શર્તે અનાજ આપવાનું કહયુ ત્યારે પણ મિસર જતા રસ્તામાં તેમને સતાવવુ અને બદસુલૂકીનો વ્યવહાર ચાલુ રાખ્યો જયારે અનાજ લઈ પાછા ફરવા લાગ્યા ત્યારે બિન્યામીને યૂસુફ (અ.સ.) ને કહયુ કે તમો કોઈ પણ રીતે મને તમારી પાસે રોકી રાખો. યૂસુફ (અ.સ.)ને વહી મારફત એવી જાણ કરવામાં ન આવી હતી કે તે સમગ્ર બનાવને લોકો સમક્ષ રજુ કરી બિન્યામીનનું તેમના ભાઈ હોવુ સાબિત કરે. કારણ કે આ સમગ્ર બનાવ એટલા જ માટે મિસરના વઝીર બન્યા બાદ પણ પોતાના પિતા જે તેમના ગમમાં આંખો ગુમાવી ચુકયા હતા ને જાણ કરે બીજી તરફ મિસરના કાયદા હેઠળ પરદેશીને રોકી સકતા ન હતા, માટે એમણે બિન્યામીનને જણાવ્યુ કે હું તમોને રોકી શકુ તેમ નથી. પરંતુ એક તદબીર છે જેમાં તમારૂ જાહેરી દ્રષ્ટિએ ચોર હોવુ માલમ પડશે. બિન્યામીને ભાઈઓની હસદની

વૃત્તિ અને સતામણીના મુકાબલામાં આ બદનામી ને હલકી સમજી કબૂલ કરવાનું પસંદ કર્યુ ત્યાર બાદ તેમના થેલામાં વાસણ મુકવામાં આવ્યું, યાકૂબ (અ.સ.)ની શરીઅત પ્રમાણે ચોરની સજા ચોરને (જેની માલની ચોરી કરી હોય)નોકર બનાવી રાખવાની હતી.

જયારે મિસરમાં ચોરની સજા થોડીક માર પીટ અને દંડ આપી છોડી મુકવાની હતી આ કાયદા પ્રમાણે રોકી ન સકતા હતા જેનુ વર્ણન કુર્આન શરીફમાં પણ છે. હવે ભાઈઓ ચોરી કરે તેને મિસરી સજા આપનુ પણ કહી સકતા હતા કારણ કે તે દેશમાં હતા; છતા તેમણે પોતે આગળ ચાલીને કન્આની (યાકૂબી શરીઅત) સજા પસંદ કરી યૂસુફ અ.સ.ની ઉપરની તદબીર અને ભાઈઓનું તેને (જવાબથી) પરીપૂર્ણ કરવું એ ખુદાઈ તદબીર હતી. ભાઈઓ મિસરી સજા કબૂલ કરી બિન્યામીનને સજા આપી સાથે લઈ જઈ સકતા હતા પરંતુ તેમના દિલોમાં પોતાની શરીઅત પ્રમાણે વાત આવી એ અલ્લાહ પાકની તદબીર હતી.

હઝરત યૂસુફ (અ.સ.)પછી હઝરત યાકૂબ (અ.સ.)ના દિલમાં બિન્યામીન ની મુહબ્બત વધી ગઈ હતી તેની પણ કસોટી લેવાની હતી, જેથી આ તદબીર થઈ કુર્આન શ.આ સમગ્ર કિસ્સાને અલ્લાહ તઆલાની હિકમત, તદબીર અને યુકિત દર્શાવે છે, الا ان يشاء الله અને આયત પુરી થતા وفوق كل ذى عليم પણ જણાવે છે. માટે આયત ઉપર ઈમાન લાવવુ જરૂરી છે.

## અસ્કલાનના કબ્રસ્તાનની ફઝીલત

**સવાલઃ– ૧૩/૭**

ફઝાઈલે હજજ મુસન્નિફ હઝરત શેખ મવ.મુહમ્મદ ઝકરિયા (રહ.)ની તસનીફમાં એક ઈબારત લખેલ છે કે બે કબ્રસ્તાન આસમાન વાળાને ત્યાં એવા ચમકદાર – રોશન છે જેવી રીતે જમીન વાળાઓ માટે ચાંદ–સિતારા; તેમાં એક કબ્રસ્તાન જન્નતુલ બકીઅનું અને બીજુ મકબરા અસ્કલાન; તો પુછવાનું એકે અસ્કલાનના કબ્રસ્તાનની શું ખુબી છે ? જેના કારણે તેને બકીઅની જેમ રોશન ચમકદાર તરીકે ઉલ્લેખ કરેલ છે ! શું ત્યાં વધુ નબી (સ.અ.વ.) મદફૂન થયેલ છે ? *(હવાલો ફ.હજજ પેજ ૧૫૯)*

**જવાબ:–૧૩/૭** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

અસ્કલાન ફલસ્તીનના શહેરો પૈકી એક શહેર હતુ અને ફલસ્તીન અંબિયા (અ.વ.)નું મદફન રહયુ છે. જેના લઈને તેની ફઝીલત વર્ણવવામાં આવી છે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

## બીજાના પુત્રને દત્તક લેવાની પ્રથા

**સવાલ:– ૧૫/૮**

ગુજરાતના સુન્ની વહોરા જેઓ ૬૦૦થી ૭૦૦ વર્ષો પહેલા હિન્દુમાંથી મુસલમાન થયેલ છે તેઓના સમાજમાં દત્તક લેવાનો સમાજ ચાલુ છે તો તે સુન્ની વહોરા સમાજની રૂઢી પ્રમાણે બરાબર છે કે નહિં ? કોઈ સુન્ની વહોરા સમાજના વ્યકિતને ઔલાદ ન હોય તો તે દત્તક પુત્ર કે પુત્રી લઈ શકે છે કે કેમ ?

**જવાબ:–૧૫/૮** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

બીજાના પુત્રને દત્તક લેવુ શરીઅતની દ્રષ્ટિએ સહીહ છે, સગા છોકરા માટે જે હુકમો શરીઅતમાં છે તે દત્તક લીધેલ પુત્રને લાગુ પડશે નહી; મુસ્લિમ વહોરા સમાજમાં જે રિવાજ ચાલ્યો આવે છે કે દત્તક લીધેલ પુત્ર અને પોતાના સગા પુત્ર બન્નેવના નિકાહ વિરાસત પરદામાં સમાન ગણવામાં આવે છે તે રિવાજ ઈસ્લામી શરીઅતની વિરૂધ્ધ છે.

*(કિફાયતુલ મુફતી:૫/૨૯૬)*

## કુદરતી રીતે છોકરાઓની ખતના થયેલ હોય

**સવાલ:– ૧૪/૯**

હમારા છોકરા ઈરફાન તથા રફીક તથા ઉસ્માનગની ત્રણ ભાઈને કુદરત થી જ ખતના થઈને આવી છે ઉપરના ભાગ પર થોડી ચામડી છે તો ખતના કરાવવી જરૂરી છે કે નહી ? અને ડોકટરને પણ પુછી જોયુ છે પણ ના કહે છે અને એવુ કહે છે કે ખતના થયેલી છે છોકરાઓની ઉમર ૪ વર્ષ ૬ મહીના આ ત્રણેવની ઉમર છે.

**જવાબ:–૧૪/૯** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

નબીએ કરીમ (સ.અ.વ.)એ જે દસ વસ્તુઓ ફિતરતની ગણાવી છે

તેમાંની એક ખતના પણ છે જે આજ કાલ પણ મુસ્લિમ અને ગેરમુસ્લિમ વચ્ચે પરિચય અને તમીઝ કરવાની નિશાની બની ગઈ છે ખત્ના કરવી સુન્નત છે અને તે એક ઈસ્લામી ઓળખ વિશેષતામાંથી છે તેના લઈને દીનના ફુકહાએ અંહિ સુધી કહયુ છે કે જો કોઈ વસ્તીના બધા મુસલમાનો એને છોડી દે અને ઈસ્લામી હુકૂમત હોય તો અમીર પર લાઝિમ છે કે તેમની સાથે લડાઈ કરે. *(શામીઃ૫/૫૩૦)*

કોઈ બાળક એવુ જન્મે કે તેની સોપારી ખુલ્લી હોય એટલે કે તેના પર ચામડી ના હોય જોવાવાળાને તે જન્મથી ખત્ના થયેલ જેવી હાલતમાં દેખાય છે અને ચામડી એટલી બધી ઓછી છે કે કાપી શકાતી નથી અથવા ખેચવાથી કે કાપવાથી તકલીફ થશે એવુ હોય તો તેની ખત્ના કરવાની જરૂરત નથી. *(શામી :૫/૫૨૯,૫૩૦, આલમગીરીઃ૫/૩૫૭)*

ફત્હુલબારી શર્હે બુખારીમાં છે કે શાફિઈ મઝહબના આલિમો માંથી એક આલિમ કહે છે કે બાળક ખત્ના થયેલી જેવી હાલતમાં જનમ્યો હોય તો પણ અસ્ત્રો ફેરવી દેવો જોઈએ કારણ કે અબૂસમાહ કહે છે કે ખત્ના થયેલી જેવી હાલતમાં જે બાળકનો જનમ થાય છે તેની પુરી ખત્ના થયેલી હોતી નથી એવુ ઘણા દાખલાઓમાં જણાયુ માત્ર સોપારી જેવો અમુક ભાગ નજર પડે છે એટલે એ વાત એવી હાલતમાં લક્ષ રાખવાની છે જો એમ હોય અને પુરી ખત્ના જેવુ ના હોય તો પુરી કરી દેવી જોઈએ. ફકત અલ્લાહ પાક વધુ જાણકાર છે. *(ફત્હુલ બારીઃ૧૦/૨૫૬)*

## <u>વધુ પ્રમાણમાં મોત થવા</u>

**સવાલઃ– ૧૬/૧૦**

રાજપીપલાના એક મહોલ્લા સિંધવાડમાં એક વર્ષમાં અંદાજે દસ થી પંદર મૌત થયા છે. એ વિસ્તારમાં આવેલ મદ્રસા તથા મસ્જિદ આબાદ નથી, બે વિસ્તાર સિવાય અન્ય વિસ્તારમાં આટલી સંખ્યામાં મોત થયા નથી એક મોતના ચાલીસા કે દસ દિવસ પુરા ન થાય કે બીજી મોત થાય છે એ વિસ્તારના લોકોમાં ગભરાટ પૈદા થઈ છે. તો એ માટે શરીઅતના દાયરામાં એ વિસ્તારના લોકો માટે કરવાની કાર્યવાહી જેમકે સદકા વિગેરે કરી શકાય? અચાનક મોત થી એ વિસ્તારના લોકો શું કરી શકે ? શરીઅતના દાયરામાં

એ માટે વિસ્તાર પૂર્વક માર્ગદર્શન આપશો જો કે મોત તો બરહક છે અને દરેક જાનદાર વસ્તુને મોત આવે છે પરંતુ આટલી મોટી સંખ્યામાં અચાનક મોતથી બચવાનો અને પરહેઝ કરવા માટે શરીઅતના દાયરામાં માર્ગદર્શન આપવા વિનંતી છે.

**જવાબ:– ૧૬/૧૦** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મોતનું વધુ પ્રમાણમાં થવુ એ આજ કાલ ઘણી જગ્યાઓ પર જોવામાં આવે છે અચાનક મોત, અકસ્માતિક મોત તથા કુદરતી આફતોના કારણે મરણ થવુ એ માત્ર આપે દર્શાવેલ જગ્યામાં જ નથી ગુનાહોનું પ્રમાણ અને પ્રકાર વધવાને કારણે અલ્લાહ પાકની નારાઝગી અને ગુસ્સો તથા ગઝબ વધી જાય છે જે કુર્આન શરીફ અને હદીસ શરીફથી સ્પષ્ટ થાય છે. પરંતુ એક મો'મિન માટે મોત તોહફો છે. હદીસ શરીફમાં છે કે મો'મિનનો મઆમલો અજીબ છે એના સઘળા મઆમલા ખૈર અને ભલાઈ વાળા છે આ ફકત મો'મિન બંદા–બંદીઓ માટે છે. એને કોઈ ભલાઈ પહોંચવા પર શુક્ર અદા કરે તો પણ ભલાઈ છે. અને મુસીબત પર સબ્ર કરવાથી પણ ભલાઈ પ્રાપ્ત થશે. *(બુખારી શરીફ)*

મિશ્કાત શરીફમાં હદીસ છે કે આપ (સલ.)એ ફરમાવ્યુ કે જે કોમમાં ઝિનાનું પ્રમાણ વધી જશે તેમાં મોતનું પ્રમાણ વધી જશે.

બીજી રિવાયતમાં છે કે જે કોમમાં ઝિનાકારી અને ખરાબીઓ (અશ્લીલતા) છડેચોક થશે તો તે કોમમાં નવી નવી બીમારીઓ થશે જે પહેલા કદી સાંભળવામાં ન આવી હોય. *(તરગીબ)*

આજે આપણા સમાજમાં આ બદીઓ ઘર કરી ગઈ છે. માટે આપણે આ પ્રકારની બુરાઈઓથી દૂર રહેવુ જોઈએ. તે સાથે નીચે દર્શાવેલ આયતોને દરેક નમાઝ બાદ પઢવામાં આવે . શરૂમાં તથા છેવટમાં દુરૂદ શરીફ ત્રણ વખત પઢવામાં આવે ચોથો સિપારો સૂરએ આલે ઈમ્રાન આયત નં.૧૭૨ થી ૧૭૪ ત્રણ આયતો છે.

﴿ اَلَّـذِيْنَ اسْتَجَابُوْا لِلّٰهِ وَالرَّسُوْلِ مِنْۢ بَعْدِ مَآ اَصَابَهُمُ الْقَرْحُ لِلَّذِيْنَ

اَحْسَنُوْا مِنْهُمْ وَ اتَّقَوْا اَجْرٌ عَظِيْمٌ (١٧٢) اَلَّذِيْنَ قَالَ لَهُمُ النَّاسُ اِنَّ النَّاسَ

قَدْ جَمَعُوْا لَكُمْ فَاخْشَوْهُمْ فَزَادَهُمْ اِيْمَانًا ۔ وَّقَالُوْا حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ

(١٧٣) فَانْقَلَبُوْا بِنِعْمَةٍ مِّنَ اللّٰهِ وَفَضْلٍ لَّمْ يَمْسَسْهُمْ سُوْٓءٌ ۔ وَّاتَّبَعُوْا

رِضْوَانَ اللّٰهِ، وَاللّٰهُ ذُوْفَضْلٍ عَظِيْمٍ ۔

દરેક નમાઝ બાદ પઢવી; સાથે લિઈલાફી કુરયશિનની સુરત પણ પઢવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## પોતાની ઈસ્લાહ માટે તબ્લીગી જમાઅતમાં નિકળવું

**સવાલ:—૧૭/૧૧**

ઝૈદ ૪૦ દિવસના માટે તબ્લીગી જમાઅતમાં નિકળી ગયો હાલાંકે તેના ઘરમાં તેના છોકરા—છોકરીઓ, માં—બાપ, ભાઈ—બહેન, નાના મોટા ગુનાહ કરી રહયા છે પેહલી સૂરત—બીજી સૂરત તેના પડોશી અને તેના મહોલ્લા વાળા પણ નાના—મોટા ગુનાહ કરે છે, ત્રીજી સૂરત તેના ગામ વાળા નાના—મોટા ગુનાહ કરી રહયા છે, ચોથી સૂરત આ ત્રણેવ સૂરતના લોકો નાના—મોટા ગુનાહ કરી રહયા છે. તો આ ચારેવ સૂરતોને નઝર સમક્ષ રાખી ઝૈદના માટે તબ્લીગી જમાઅતમાં ૪૦ દિવસ અને ગશતમાં જવું કેવું રહેશે ?

**જવાબ:—૧૭/૧૧** حامدًا و مصليًا و مسلما ۔ هو الموفق للصواب

જે લોકો તબ્લીગી જમાઅતમાં નિકળે છે તે પોતાની ઈસ્લાહ માટે નિકળે છે. તે બીજાઓને નસીહત કરવા અને ઈસ્લાહ કરવા નિકળતા નથી અલબત્તા જે લોકો મુસ્લિહ છે તેમને અલ અકરબ ફલ અકરબનો રવિય્યો અપનાવવો જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## અગિયારમી શરીફના દિવસે અલ્લાહના નામે ખવડાવવું

**સવાલ:—૧૮/૧૨**

અગિયારમી શરીફ રબિઉલ અવ્વલ કે રબિઉલ આખરની કઈ તારીખે આવે છે ? અને એનો ખરો દિવસ જણાવશો એ દિવસે ખાસ અલ્લાહના નામથી ખાવાનું ખવડાવવુ અને એ દિવસે કંઈ પઢવાનુ જાઈઝ છે કે નહી ? તે જણાવશો.

ઘણા માણસો આ દિવસે પૈસા ભેગા કરીને ખાવાનું બનાવે છે. અને ખવડાવે છે માત્ર અલ્લાહના નામથી પોતાના મર્હૂમોને સવાબ પહોંચાડવા માટે જાઈઝ છે કે નહી ? આ દિવસને કોઈ તહેવાર રૂપે મનાવવું જાઈઝ છે કે નહી ? ઘણા ગામમાં મવલૂદ શરીફ પઢાવવામાં આવે છે. મવલૂદ શરીફમાં ખાસ શું પઢાવવામાં આવે તે ખાસ જણાવશો.

**જવાબ:–૧૮/૧૨** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

શેખ અબ્દુલ હક મુહદ્દિષ દહેલ્વી (રહ.) "માષબત બિસ્સુન્નહ" માં પીરાને પીર ગવસુલ આઝમ (રહ)ની વફાત બાબત ઈતિહાસકારોના જે મંતવ્યો લખેલ છે તેમાંથી એક મંતવ્ય એ પણ છે કે રબિઉલ આખરની અગિયારમી તારીખે એમની વફાત થઈ હતી. *(ફઝાઈલે ઈમામ મશહૂર : ૮૬)*

ફિકહની કિતાબોમાં ગવસુલ આઝમ (રહ.)ના વફાતના દિવસે કોઈ ખાસ અમલ કરવા વિશે ત્યાં તે દિવસે અલ્લાહના નામથી ખાવુ બનાવી ઈસાલે સવાબ કરવામાં આવે એ પ્રમાણે કોઈ હુકમ આપવામાં આવ્યો નથી, બલ્કે અગિયારમી શરીફના દિવસને તહેવાર રૂપે ધામધુમથી મનાવવુ; જેમાં મહેફિલો કરવામાં આવે, તેમાં ફાતેહા આપવામાં આવે અને અગિયારમીના દિવસે ઈસાલે સવાબને સવાબનું કામ સમજી ઈસાલે સવાબ કરવામાં આવે છે અથવા તે દિવસે ઈસાલે સવાબને વધારે સવાબનું કામ સમજે એ બધી વાતો બેબુન્યાદ અને બિદઅત છે. *(કિફાયતુલ મુફતી:૧/૨૧૪)*

હઝરત ગવસુલ આઝમ (રહ.)ના ઈસ્લામ અને મુસલમાનો પર જે એહસાન છે તે એહસાનનો બદલો આપી શકતા નથી, હઝરત ગવસુલ આઝમ (રહ.)ના એહસાનને યાદ કરવામાં આવે અને તેમના હાલાત જાણીને તેના પર અમલ કરવામાં આવે અને એમના ઉપકારોનો બદલો આપવા માટે વખતો વખત નફિલ નમાઝ પઢવામાં આવે, રોઝા, ખૈરાત, સદકા, કુર્આન પઢી તેનો સવાબ તેમને પહોંચાડવામાં આવે, પરંતુ તેના માટે જરૂરી છે કે શરીઅતની હદમાં અને તેના હુકમોને આધિન રહીને કરવામાં આવે કેમકે ઈસાલે સવાબ કરવું સારૂ અને જાઈઝ છે. પરંતુ ઈસાલે સવાબ કરવા માટે તારીખ અને દિવસ નકકી કરવામાં આવે એ નાજાઈઝ છે.

*(ઈમદાદુલ ફતાવા :૫/૩૦૧)*

મવલૂદ શરીફનો અર્થ એ છે કે હુઝૂર (સલ.)ની વિલાદત શરીફ તથા આપના અખ્લાક અને આદતનું વર્ણન કરવામાં આવે. જેમાં સાદગીના સાથે અમૂક લોકો ભેગા થઈ જાય અને આપનો ઝિક્રે ખૈર કરવામાં આવે પરંતુ આજ કાલના રબિઉલ અવ્વલના માંસમાં મોહલ્લે ફળીયે ફળીયે અને મસ્જિદોમાં જે મહેફિલો કરવામાં આવે છે તેમાં ઘણી વસ્તુઓ શરીઅતના વિરૂધ હોઈ બિદઅત અને નાજાઈઝ છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ઈમદાદુલ ફતાવા: ૫/૨૪૯)*

## <u>અગિયારમી શરીફ</u>

**<u>સવાલ:– ૧૯/૧૩</u>**

અગિયારમી શરીફ કયા મહીનામાં આવેલ છે ? અને તે દિવસે માત્ર અલ્લાહના નામે ખવડાવવું અને કંઈક પઢવું જાઈઝ છે કે નહિ ?

**<u>જવાબ:–૧૯/૧૩</u>** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

શેખ અબ્દુલહકક મુહદ્દિષ દહેલવી(રહ.)પોતાની કિતાબ ''મા ષબત બિસ્સુન્નહ''માં હઝરત અ.કાદિર જીલાની(રહ.)ની વફાત બાબત લખે છે કે '' રબિઉલ આખિરની અગિયારમી તારીખે તેઓનું મૃત્યુ થયુ હતું.''

હઝરત અબ્દુલ કાદિર જીલાની (રહ.)ના મૃત્યુના દિવસે કોઈ ખાસ અમલ કરવા તથા તે દિવસે અલ્લાહના નામે ખાવા બનાવી ખવડાવી ઈસાલે સવાબ કરવા વિષે શરીઅતમાં કોઈ પ્રકારનો હુકમ આવ્યો નથી, બલ્કે અગિયારમી તારીખના દિવસને તહેવાર રૂપે ધામધુમથી મનાવવુ, મેહફિલો કરવી, ફાતિહા આપવા તથા તે દિવસે ઈસાલે સવાબને વધુ સવાબનુ કામ સમજી ઈસાલે સવાબ કરવુ એ સર્વે બાબતો બિદઅત અને ઉપજાવી કાઢેલ છે. *(કિફાયતુલ મુફતી: ૧/૨૧૮)*

હઝરત શેખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)ના ઈસ્લામ અને મુસલમાનો ઉપર જે ઉપકારો છે તે ઉપકારોનો બદલો કોઈ આપી સકતુ નથી, હઝરત (રહ.)ના ઉપકારોને યાદ કરવામાં આવે અને તેમનું જીવન ચરિત્ર જાણીને તેમના જીવનનું અનુકરણ કરવામાં આવે, તેમના ઉપકારોનો બદલો આપવા માટે કયારેક કયારેક નફિલ નમાઝ પઢી, સદકો ખેરાત કરી, કુર્આન શરીફ પઢી તેનો સવાબ હઝરતની રૂહને પહોંચાડવામાં આવે.

પરંતુ સર્વે કામ શરીઅતની હદમાં રહીને અને તેના આદેશોને આધિન રહીને કરવામાં આવે; ઈસાલે સવાબ કરવુ જાઈઝ અને સારૂ કામ છે પરંતુ તેના માટે તારીખ અને દિવસ નક્કી કરવામાં આવે એ નાજાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવા:૫/૩૦૧)*

## મૌલૂદ શરીફ

**સવાલઃ– ૨૦/૧૪**

ઘણાં ગામોમાં મૌલૂદ શરીફ પઢાવવામાં આવે છે; મૌલૂદ શરીફમાં વિશેષત શું પઢાવવામાં આવે તે વિગતવાર જણાવશો.

**જવાબઃ– ૨૦ /૧૪** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

મૌલૂદ શરીફનો અર્થ એ છે કે હુઝૂર (સ.અ.વ.)ના જન્મનું તથા આપના સંસ્કાર અને આપની ટેવોનું વર્ણન કરવામાં આવે; જે માટે અમુક લોકો કોઈ પ્રકારનો પ્રબંધ કર્યા વિના એકત્રિત થઈ જાય અને આપના જીવનચરિત્રનું વર્ણન કરવામાં આવે.

પરંતુ વર્તમાનયુગમાં રબીઉલ અવ્વલ માસમાં દરેક મહોલ્લા અને ફળિયા તથા મસ્જિદોમાં જે બિનશર્ઈ પ્રબંધો કરવામાં આવે છે તે બિદઅત અને નાજાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ઈમદાદુલ ફતાવા: ૫/૨૪૯)*

## સામુહિક રીતે ફાતિહા અને દુઆએ સાનિયા

**સવાલઃ–૨૧ /૧૫**

સુનન અને નવાફિલ પછી નમાઝી અને ઈમામ એક જગ્યાએ ભેગા થઈ દુઆ માંગે છે તેનો શરીઅતમાં શું હુકમ છે ?

દરેક નમાઝ પછી અમારે ત્યાં ઈમામ સાથે મુસાફહો કરવાનો રિવાજ છે તેનો શરીઅતમાં શું હુકમ છે ?

**જવાબઃ–૨૧ /૧૫** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

સુનન અને નવાફિલ પછી ભેગા મળી દુઆ કરવી બિદઅત છે તેની કોઈ અસલ નથી. *(ઈમદાદુલ અહકામ : ૧/૭૮)*

ફતાવા રહીમિય્યામાં બીજો તરીકો ફરાઈઝ પછી ફકત અલ્લાહુમ્મ

અન્નતસ્સલામુ..... દુઆ માંગવી પછી સુનન વગેરે મસ્જીદમાં પઢી ઈમામ અને મુકતદી ભેગા મળી અલ ફાતિહા કહી દુઆ માંગે છે તે સુન્નતના ખિલાફ છે. બે અસલ અને વગર દલીલનું કામ છે. અલગ અલગ સુનન અને નફિલ પળ્યા પછી બધાનું ભેગા મળી દુઆ કરવું ન હુઝૂર (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)ના કોઈ અમલ કે કોલથી સાબિત છે ન સહાબા અને તાબિઈન કે તબે તાબિઈન કે ન કોઈ ઈમામે દીનના અમલ કે કોલથી સાબિત છે. *(ફતાવા રહીમિય્યા : ૧/૨૧૫/૨૧૬)*

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)ની હદીસોમાં ગોર કરવાથી આ તરીકો ન હોવાનું સાબિત થાય છે. કેમકે સહીહ હદીસથી સાબિત થાય છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)ની આદતે શરીફા આ હતી કે સુન્નતોને ઘરે જઈને પઢતા હતા. અને સહાબાએ કિરામને પણ તેની તરગીબ આપતા હતા. આપ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)નો ઈર્શાદ છે કે આદમીની અફઝલ નમાઝ તે છે જે ઘરમાં પઢવામાં આવે. સિવાય ફર્જ નમાઝના. એટલે કે ફર્ઝ નમાઝના સિવાય બાકી બધી જ નમાઝો ઘરમાં પઢવી અફઝલ છે. *(મિશ્કાત : ૧/૧૧૪)*

કઅબ ઈબ્ને ઉજરા બયાન ફરમાવે છે કે એક વખતે આપ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ) એ મસ્જીદે બની અસહલમાં મગરિબની નમાઝ અદા કરી અને નમાઝ પછી જોયું કે જમાઅતમાં શરીક થયેલા લોકો પણ નમાઝ પછી મસ્જીદમાં જ સુન્નતો અને નફિલો અદા કરે છે તો આપ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે આ નમાઝ તો ઘરમાં જઈ પઢવામાં આવે.

અબ્દુલ્લાહ ઈબ્ને સઅદ અન્સારી રદિ. ફરમાવે છે કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)ને પૂછયું કે નમાઝ મસ્જીદમાં પઢવું અફઝલ છે કે ઘરમાં પઢવું અફઝલ છે ?તો ફરમાવ્યું કે મને ઘરમાં નમાઝ પઢવું વધારે પ્યારૂ છે મસ્જીદમાં નમાઝ પઢવાથી. સિવાય ફરજ નમાઝના.

પહેલી હદીસથી સાફ જણાય છે કે સુનન અને નવાફિલ ઘરમાં પઢવું મસ્જીદમાં પઢવાથી વધારે અફઝલ છે. અને બીજી હદીસથી પણ સુનન અને નવાફિલ ઘરમાં પઢવાનું અફઝલ સાબિત થાય છે. બલ્કે હુઝૂર

(સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)ના સહાબાએ નફલ નમાઝો શરૂ કરી દીધી તો આપ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)એ હિદાયત ફરમાવી કે આ નમાઝો તો ઘરમાં પઢવાની છે. અને ત્રીજી હદીસથી પણ આ વસ્તુ જાણવા મળે છે કે નફલ નમાઝ ઘરમાં અદા કરવી મસ્જીદમાં અદા કરવાથી વધારે અફઝલ છે.

હઝરત અબ્દુલ્લાહ બિન શકીક રદિ. રિવાયત કરે છે કે મેં હઝરત આયશા રદિ.ને આપ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)ની નમાઝની હાલત પુછી તો તેમણે ફરમાવ્યું કે આપ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ) મારા ઘરમાં ઝોહરના પહેલા ચાર રકાત પઢતા, પછી બહાર તશરીફ લઈ જતા અને લોકોને ઝોહરની નમાઝ પઢાવતા, પછી અંદર તશરીફ લાવતા અને બે રકાતો પઢતા. પછી (અસરના વખતે) બહાર જતા અને અસરની તમાઝ પઢાવતા, અને (મગરિબના વખતે) મગરિબની નમાઝ પઢાવતા અને પછી અંદર તશરીફ લાવી બે રકાતો પઢતા પછી ઈશાંની નમાઝ લોકોને પઢાવતા અને મારા ઘરમાં આવી બે રકાતો પઢતા.

અબ્દુલ્લાહ બિન શકીક રદિ.ની આ રિવાયત થી માલૂમ થાય છે કે નબીએ અકરમ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ) ફર્જ નમાઝોના પછી સુન્નતો પોતાના કમરા મુબારકમાં જઈ પઢતા હતા, જયારે કે આ હદીસોથી સાબિત થાય છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ) અને સહાબા રદિ.વધુ પડતી સુન્નતો ઘરે જઈને અદા કરતા હતા. તો પછી ઈમામ અને મુકતદીએ ભેગા મળી દુઆ કરવાનો સવાલ જ ઉભો થતો નથી. બલ્કે કોઈ વખતે કોઈ મસલિહત અને જરૂરતના કારણે આપ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)એ મસ્જીદમાં સુન્નતો અદા કરી ત્યારે પણ આપ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)એ મુકતદીઓની સાથે મળી દુઆ નથી ફરમાવી. બલ્કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ) સુન્નતોમાં મશગૂલ રહેતા હતા અને મુકતદીઓ પોતે પોતાની સુન્નતો પઢીને આપ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)નો ઈન્તિઝાર કર્યા વગર ચાલ્યા જતા હતા. ઈબ્ને અબ્બાસ રદિ.થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ) મગરિબની નમાઝ પછી મગરિબની સુન્નતોમાં

એટલી લાંબી કિરાઅત ફરમાવતા હતા કે નમાઝીઓ મસ્જીદમાંથી ચાલ્યા જતા હતા. *(મિશ્કાત શરીફ : ૧/૧૦૫)*

આ હદીસથી પણ સાબિત થાય છે કે સુનન અને નવાફિલ પછી ઈમામ અને મુકતદીઓમાં ઈજતિમાઈ દુઆ માંગવાનો રિવાજ હતો જ નહી. એટલા માટે આ તરીકો સુન્નતના વિરૂધ્ધ છે.અને તેના બિદઅત હોવામાં કોઈ શક નથી. તેને છોડવો જરૂરી છે, ખાસ કરી જયારે કે તેમાં રોજ બરોજ વધારો થતો જાય, ઈમામ લોકોના ફારિગ થતાં સુધી ઈન્તિઝાર કરે અને પછી અલફાતિહા જોરથી કહી દુઆ શરૂ કરે અને તેને લાઝિમ અને જરૂરી સમજે અને જે દુઆએ સાનિયા ન કરે તેને મલામત કરે. તો તેના બિદઅત હોવામાં કોઈ શક બાકી નથી રહેતો, એટલા માટે કે શરીઅતનો હુકમ છે કે અગર કોઈ જાઈઝ કામ અથવા મુસ્તહબ કામને લાઝિમ અને જરૂરી સમજવામાં આવે અને તેના પર હમેશગી કરવામાં આવે તો તે બિદઅત છે.

જે માણસ મુસ્તહબ કામને હમેશા કરે  અને તેને જરૂરી સમજે અને રૂખસત પર અમલ ના કરે. તો શેતાન તેને ગુમરાહ કરવામાં કામયાબ થઈ જાય છે. પછી તેની તો વાત જ શી રહી જે કોઈ બિદઅત કામને  હમેશા કરે, મતલબ એ છે કે આ અમ્રમાં જે મબાહ અથવા મુસ્તહબ છે તેને પાબંદીના સાથે કરવું અને જરૂરી સમજવું તે અમ્રને નાજાઈઝ અને બિદઅત બનાવે છે. જે વસ્તુનો સુબૂત જ ના હોય તેને પાબંદીના સાથે હમેશા કરવું ઉચા દરજાની બિદઅત ગણાશે.

દુઆએ સાનિયાના બિદઅત હોવાના બારામાં મુફતીયાએ કિરામના ફતાવા લખવામાં આવે છે.

ફતાવાએ અહનાફની તશરીહના મુતાબિક મસ્નૂન તરીકો આ છે કે જે નમાઝો પછી સુન્નતો છે તેમા ફર્ઝ નમાઝની સલામ ફેરવવાની સાથે જ મુખ્તસર દુઆ કરી સુન્નત અને નવાફિલમાં મશ્ગૂલ થઈ જાય અને સુન્નતો પઢયા પછી દરેક માણસ પોત પોતાના કામમાં લાગી જાય. અને જે ફર્ઝોના પછી સુન્નતો નથી તેમાં સલામ ફેરવ્યા પછી ઈમામ જમણી અથવા ડાબી બાજુ ફરી જાય અને અઝકારે મસ્નૂન પળ્હે પછી બધા નમાઝીઓ દુઆ કરે

અને જે દુઆએ સાનિયાની સૂરત અવામમાં મશહૂર છે તેની કોઈ અસલ નથી. હજરત મવ. જફર અહદમ થાનવી રહ. ઈમદાદુલ અહકામમાં લખે છે કે જે સૂરતે ફાતિહા સાનિયાના સવાલમાં લખેલ છે કે આ બિદઅત છે તેની કોઈ અસલ નથી, ખાસ કરી તેની પાબંદીના કારણે બિદઅતે સય્યિઅહમાં દાખલ છે. *(ઈમદાદુલ અહકામ : ૧/૮૭)*

કિફાયતુલ મુફતીમાં હઝરત મવ. મુફતી કિફાયતુલ્લાહ રહ. દુઆએ સાનિયાના બારામાં ફરમાવે છે :

" ફર્ઝ નમાઝ કે બાદ ઈમામ બલંદ આવાજ સે દુઆ માંગતા હે ઓર મુકતદી આમીન આમીન કેહતે હે, દુરૂસ્ત હે યા નહી ? યે તો ઠીક હે કે સુનનો નવાફિલકે બાદ ઈન્તિઝાર કરના ઓર ઈજતીમાઈ દુઆ માંગના સુન્નતકે ખિલાફ હે મગર ફર્ઝો કે બાદ દુઆ માંગના તો સાબિત હે. "

જવાબ યે લિખતે હૈં કે : ઈસ તરીકા કો જરૂરી ઓર લાઝિમ ન સમજા જાયે તો મબાહ હે મગર સુનન વ નવાફિલ કે બાદ સબકા મૌજૂદ રેહના ઓર ફિર ઈસ તરીકા સે દુઆ માંગના વાજિબુત્તરક હે. *(૩/૨૮૦)*

ફતાવા રહીમિય્યાહમાં હઝરત મવ. મુફતી અ.રહીમ લાજપૂરી (દા.બ.) ફર્ઝ નમાઝોના પછી સુનન અને નવાફિલથી ફારિગ થઈ ફાતિહા પઢવું; લખે છે કે દુસરા તરીકા (દુઆએ સાનિયા) ખિલાફે સુન્નત, બે અસલ, મનઘડત ઓર બિલા દલીલ હે અલગ અલગ સુન્નતેં ઓર નવાફિલ પળ્હને કે બાદ સબકા ઈકટ્ટા હોના ઓર ઈકટ્ટે હો કર દુઆ માંગના આ હઝરત (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)કે કિસી અમલસે ઓર ફરમાન સે સાબિત હે ન સહાબા વ તાબેઈન, તબે તાબેઈન ઓર અઈમ્મએ દીન મે સે કિસી કે કોલ વ અમલ સે સાબિત હે. *(ફતાવા રહીમિય્યાહ : ૧/૨૧૬)*

હઝરત મવ.મુફતી અઝીઝુર્રહમાન રહ. ફતાવા દારૂલ ઉલૂમમાં એક સવાલના જવાબમાં લખે છે કે : ફરાઈઝ કે બાદ દુઆ કરકે મુતફર્રિક હો જાના ચાહીએ, સુનન વ નવાફિલ કે બાદ ઈજતિમાઅન દુઆકા પાબંદ મુકતદીયોંકો ન કરના ચાહિએ. *(ફતાવા દારૂલ ઉલૂમ : ૪/૨૧૨)*

(૨) મુસાફહા માટે શરીઅતે પહેલા મુલાકાતનો વખત નક્કી કરેલ છે. કોઈ નમાઝ પછી તેનો વખત નક્કી કરવો ગલત છે બિદઅત છે મકરૂહ છે રવાફિઝનો તરીકો છે. હનફિય્યાહ શાફિઈય્યાહ બધાથી અલ્લામા શામી

રહ.એ રદુલ મુખ્તારમાં આમ જ નકલ કર્યુ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૫/૨૪૪)*

## નમાઝ પછી મુસાફો કરવા વિષે

**સવાલઃ– ૨૨/૧૬**

મુસાફો કયા કયા વખતે કરવો જાઈઝ તથા સુન્નત છે ? કોઈ વ્યકિત ઘણા વખત પછી સામે મળે તો મુસાફો કરવો સુન્નત છે ? ગામનો જ માણસ છ આઠ દિવસ બહાર રહીને આવે તો તેની સાથે મુસાફો સાબિત છે કે કેમ ?

**જવાબઃ– ૨૨/૧૬** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મુસાફા વિષે સુન્નત એ છે કે જયારે એક મેકની પ્રથમ મુલાકાત થાય ત્યારે પરસ્પર મુસાફો કરે.

હદીસ શરીફમાં છે કે આપ (સ.અ.વ.)એ ફરમાવ્યુ કે બે મુસલમાનો આપસમાં મળે ત્યારે પરસ્પર મુસાફો કરે તો બન્નેવ છુટા પડે તે પહેલા તેમની બક્ષિસ થઈ જાય છે. *(મિશ્કાતઃ ૨/૪૦૧)*

પરંતુ નમાઝ પછી ભલેને પછી તે જુમ્આની નમાઝ હોય કે ઈદની નમાઝ હોય કે કોઈ અન્ય નમાઝ હોય મુસાફો કરવાની જે પ્રથા છે તે બિદઅત છે. મકરૂહે તહરીમી છે. એને મુહકકીને અહનાફે રાફઝી સુન્નત લખી છે. મિરકાત શર્હે મિશ્કાતમાં છે કે ખરેખર મુસાફો કરવાની તક પ્રસંગ મુલાકાત થાય ત્યારે છે. અમુક માણસો એવુ કરે છે કે જયારે મળે છે ત્યારે મુસાફો કરતા નથી બલકે ઘણી વાર સુધી એમ તેમની વાતો કરતા રહે છે અને જયારે નમાઝ પઢી લે છે ત્યારે મુસાફો કરે છે. એ કયાંની સુન્નત છે ? એટલા જ માટે અમુક ઉલમાએ કિરામે તે વખતે (નમાઝ પછી) મુસાફો કરવો મકરૂહ હોવાની ચોખવટ કરી છે. અને બિદઅતે મજમુમહ કવિય્યા લખે છે. *(મિરકાતઃ૯/૭૪)*

અલ્લામા શામી (રહ.)રદદુલ મોહતારમાં અહનાફ, માલિક, શવાફેએ વધુ બયાન કર્યુ છે, કોઈ પણ નમાઝ પછી મુસાફો કરવાની જે તક નકકી કરો તે શર્ઈ દલીલ વગર છે, ગલત છે, બિદઅતે મજમુમા છે, રાફઝી સુન્નત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(રદદુલ મોહતારઃ૨/૨૪૪)*

# પ્રકરણ – (૩)

# "પાકી-નાપાકી"

## વુઝૂ, ગુસલ અને મસહ

### હોઝનું ક્ષેત્રફળ

**સવાલઃ– ૨૩/૧**

અમારે ત્યાં નવી મસ્જિદના બાંધકામ સાથે હોઝ તૈયાર થાય છે જે ઈંડા આકારની બનાવવામાં આવી રહેલ છે, ગોળાઈનું માપ ૫૮.૫૦ ફુટ અને ઊંડાઈ ૪.૫૦ ફુટ છે, આ હોઝ શરીઅત મુજબ માન્ય ગણાશે કે નહિ? હોઝનું ક્ષેત્રફળ કેટલુ હોવું જોઈએ ?

**જવાબઃ–૨૩/૧** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

જે હોઝની લંબાઈ ૧૫ ફુટ અને પહોળાઈ ૧૫ ફુટ મળી (૧૫×૧૫=૨૨૫) ચોરસ ફુટ હોય તે શર્ઈ હોઝ લેખાશે, એટલા ક્ષેત્રફળવાળી હોઝ ગમે તે આકારમાં હોય તે માન્ય ગણાશે. તે છતાં પણ જગ્યા વધુ પડતી હોય તો વધારે લાંબી–પહોળી હોઝ બનાવવી સારી છે. હોઝના ક્ષેત્રફળમાં લંબાઈ - પહોળાઈ માન્ય હોય છે, ઊંડાઈનું માપ ગણાશે નહી. જેથી ઉપરોકત સવાલમાં દર્શાવેલ માપ શરીઅત મુજબ નથી.અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયાઃ૧/૩૬,શામી :૧/૧૪૧)*

### મસ્જિદના ભાગમાં હોઝ બનાવવી

**સવાલઃ– ૨૪/૨**

શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે એક મહોલ્લામાં એક જુની મસ્જિદ છે. તેના સામે એક બીજી જમીન છે. મસ્જિદની સહનથી તેમાં હોઝ બનાવવા માગે છે, મસાલિહે મસ્જિદના માટે; પરંતુ હોઝ માટે તે જગ્યા પુરતી નથી જો તે હોઝ થોડીક મસ્જિદના નીચે આવે અને તેના

ઉપરથી એવી રીતે ધાબુ (છપ્પર) નાખી દેવામાં આવે જેમકે પહેલા હતું તો આ યોગ્ય છે કે નથી ? તે હાલતમાં મસ્જિદ પણ નાની નહી થાય અને હોઝ પણ બે ગજ જેટલી મસ્જિદના નીચે આવી જશે અને ઉપરથી ઢાંકેલુ રહેશે. પહેલાની જેમ લોકો તેના ઉપર નમાઝ પઢી શકે છે ? તેનો જવાબ આપશો.

**જવાબઃ—૨૪/૨** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

યોગ્ય નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મસ્જિદની સહેનમાં હોઝ બનાવવી

**સવાલઃ— ૨૫/૩**

હસનપુર ગામની મસ્જિદમાં હોઝ નથી જેના કારણે વુઝૂ આસાનીથી નથી થઈ શકતુ. અને મસ્જિદની સહન વગર હોઝ બનાવવા માટે જમીન નથી મળી શકતી, જો મસ્જિદની સહનથી હોઝને લંબાવી દઈએ જેની લંબાઈ ૨૪ ગઝ અને પહોળાઈ ૪ ગઝ જેટલી બનાવી ઉપરથી બંધ કરી આપવામાં આવે જેથી નમાઝની જગ્યામાં કંઈ ઉણપ ન આવે અને વુઝૂ કરવા માટે જે હાલમાં વુઝૂની નીક બનાવેલ છે તે અને કુલ સવા ગઝ છે પુરતી છે. તો આ રીતે હોઝ બનાવવી જાઈઝ છે કે નથી ? જવાબ આપશો.

**જવાબઃ—૨૫/૩** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

શામીમાં છે કે એ મસ્જિદ આસમાનની ઊંચાઈ સુધી અને નીચે પાતાળ સુધી ગણાશે. જેથી તે જગ્યાએ હોઝ બનાવવી જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## વરસાદનું પાણી

**સવાલઃ—૨૬/૪**

ચોમાસાની ઋતુમાં માર્ગ ઉપર વરસાદના પાણીના છાંટા ઉડે અથવા લીલા ઘાસ ઉપરથી પાણીના છાંટા ઉડે તો તે પાણી પાક ગણાશે કે નાપાક ?

**જવાબઃ—૨૬/૪** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

ચોમાસામાં રસ્તામાંથી જે પાણીના છાંટા ઉડીને કપડા કે શરીર ઉપર લાગે છે તે પાક છે; એ જ પ્રમાણે ઘાસ પરના પાણીના છાંટા ઉડે છે તે પાક છે, જયાં સુધી રસ્તા અથવા ઘાસ ઉપર કોઈ નાપાક વસ્તુ લાગેલી ન જોઈ લઈએ ત્યાં સુધી પાક ગણાશે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

*(શામીઃ ૧/૨૩૬)*

## વુઝૂમાં દાઢીનો હુકમ

**સવાલઃ– ૨૭/૫**

કોઈ માણસની દાઢીના વાળ એટલા વધારે હોય કે બાલોના નીચેની ચામડી દેખાતી ના હોય તો તેવા માણસ માટે ખિલાલ કરવુ સુન્નત છે, પરંતુ દાઢીના બાલ ઓછા હોય અને બાલોના નીચેની ચામડી દેખાતી હોય તો તેવા માણસે દાઢીના સર્વે બાલ ધોવા સુન્નત છે પરંતુ પુછવાનુ એ છે કે સંપુર્ણ દાઢી ધોયા પછી ખિલાલ કરવુ સુન્નત છે કે પછી ખિલાલ કરવુ સુન્નત નથી ?

**જવાબઃ– ૨૭/૫** حامدًا و مصليًا و مسلما ۔ هو الموفق للصواب

દાઢીના વાળ નીચેની ચામડી દેખાતી હોય તો વુઝૂમાં ચામડી અર્થાત વાળના મૂળ સુધી પાણી પહોંચાડવુ ફર્જ છે, અને જે અવયવને ધોવુ ફર્ઝ હોય તે અવયવને ત્રણ વખત ધોવું સુન્નત છે. ઓછા વાળ વાળી દાઢીને ધોયા પછી ખિલાલ કરવો સુન્નત નથી. અલ્લાહ વધુ જાણનાર છે.

(શામીઃ૧/૭૫,મરાકિયુલ ફલાહઃ૧ ૬)

## ઉનના મોઝા ઉપર મસહ કરવો.

**સવાલઃ–૨૮/૬**

આપના પ્રકાશન વિભાગ હેઠળ છપાયેલ કિતાબ ''મસનૂન નમાઝની ચાલીસ હદીષો'' પોકેટ સાઈઝની છે તેમાં પેજ નં.૭ ઉપર (વુઝૂ દર્મિયાન મોઝા પર મસહ કરવો) લખ્યુ છે કે વુઝૂ દર્મિયાન મોઝા ઉપર મસહ કરવો જાઈઝ નથી, અને તેના કારણમાં ''સહીહ હદીષથી સાબિત નથી'' એવું લખેલ છે, તો શું આપણા મહાન બુઝુર્ગો અને ઉલમાએ કિરામ જે વુઝૂ કરતી વખતે ચામડાના મોઝા ઉપર મસહ કરે છે તે ખોટુ છે ? તે લખશો.

**જવાબઃ–૨૮/૬** حامدًا و مصليًا و مسلما ۔ هو الموفق للصواب

અમારા પ્રકાશન હેઠળ ''મસનૂન નમાઝની ચાલીસ હદીષો'' નામની જે કિતાબ છપાઈ છે. તેમાં પાન નં.૭ ઉપર છપાયેલ મસઅલો મોઝા ઉપર મસહ કરવો વુઝૂ દર્મિયાન જાઈઝ નથી એનો ભાવાર્થ એ છે કે ઉનના મોઝા ઉપર મસહ કરવો સહીહ હદીષોથી સાબિત નથી; એહલે હદીષ (ગેર મુકલ્લિદીન) ઉનના મોઝા ઉપર પણ મસહ કરવો સાબિત માને છે એ

દ્રષ્ટિએ અમે એ મસઅલો લખ્યો છે; અલબત્ત ચામડાના મોઝા ઉપર મસહ કરવો હદીષથી સાબિત છે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## રૂ ભરેલ ગાદલાને પાક કરવાની રીત

**સવાલઃ– ૨૯/૭**

રૂ ભરેલ ગાદલા ઉપર બાળક પેશાબ કરે તો તેને પાક કરવાનો હુકમ શરીઅતમાં શું છે ?

**જવાબઃ–૨૯/૭** حامدًاو مصليًا و مسلما۔ ھوالموفق للصواب

રૂ ભરેલ ગાદલાને પાક કરવાની રીત એ છે કે ત્રણ વાર ધોય લે અને ત્રણેવ વખતે નીચોવી કાઢે જેમાં ત્રીજી વખતે પોતાની યથા શકિત મુજબ નીચોવી લે, આ પ્રમાણે ત્રણ વાર કરવાથી ગાદલુ પાક થઈ જશે અને જો ઘણી શકિત સાથે નીચોવવામાં નહિ આવે તો ગાદલુ પાક નહિ થાય. અને ગાદલામાં એટલી માત્રામાં રૂ ભરેલ હોય કે જેને નીચોવવુ શકય ન હોય તો તેને પાક કરવાની રીત એ છે કે એક વાર ધોયને થોભી જાય અને પાણી ટપકતુ બંધ થયા પછી ફરી ધોય લે; એવી રીતે ત્રણ વાર ધોવાથી ગાદલુ પાક થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(કબીરીઃ પેજ ૧૬૩ – શામીઃ ૧/૨૨૮ – બહરઃ ૧/૨૩૭)*

## ચરબી વડે બનેલ સાબુ વાપરવો

**સવાલઃ– ૩૦/૮**

આજ કાલ સાબુ તથા ડીટર્જન્ટ વોશિંગ પાવડર તથા અન્ય વસ્તુઓમાં મટન કિટ્ટો અર્થાત ચરબીનો ઉપયોગ થાય છે, આ ચરબી મોટા ભાગે મુરદાર હલાલ જાનવરો (ઘેટાં, બકરા, પાડા, ભેંસ, બળદ) ની હોય છે સારાંશ કે આ ચરબીમાંથી બનાવેલ વસ્તુઓ જેવાં કે સાબુ તથા ડીટર્જન્ટ, મિણબત્તી વિગેરે વાપરવુ શરીઅતની રૂએ કેવું છે ?

**નોધ :–** આ મટન કિટ્ટો જે તે વસ્તુમાં વપરાયા પછી પોતાની મુળ સ્થિતી અને સ્વરૂપમાં રહેતો નથી.

**જવાબઃ–૩૦/૮** حامدًاو مصليًا و مسلما۔ ھوالموفق للصواب

સાબુ વિગેરે બનાવવાના કારણે તેની ખરી વાસ્તવિકતા અને સ્વરૂપ બદલાય જવાથી તે નાપાક ગણાશે નહિં, પાક છે; એવી વસ્તુઓ વાપરવાનો

શરીઅતની રૂએ કોઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૧/૨૩૯ તથા ફતાવા મહમૂદિય્યા: ૫/૨૪૧)*

## ખારા કુવાથી કેટલે દૂર બોરિંગ કરવું ?

**સવાલ:– ૩૧/૯**

શું ફરમાવે છે મુફતિયાને કિરામ નીચેના મસ્અલામાં

(૧) અમારા ગામની મસ્જિદમાં મુકતદીઓને વુઝૂ માટે પાણીની તકલીફ છે. હાલમાં પનીહારીઓ પાસે ટાંકી ભરાવી વુઝૂ કરીએ છીએ, છતાં તકલીફ રહે છે. હાલમાં લોકોએ એક યોજના એવી તૈયાર કરી છે કે મસ્જિદમાં પાણીની ટાંકી પાસે અથવા તો મસ્જિદના જમાઅતખાના સિવાયના અન્ય ભાગમાં ટયુબવેલ બોરીંગ કરીને એક મોટર મુકી આપીએ જેથી પાણીની તંગી દૂર થઈ શકે એમ છે. પરંતુ પુછવાનું એ કે પાસે સંડાસ છે, બિલકુલ પાસે એટલે ૪–૫ ફુટનું જ અંતર છે. જેથી શરીઅતની રૂએ માર્ગદર્શન આપવા કૃપાળુ થશો.

(૨) બીજો મસ્અલો પુછવાનો છે તે આ પ્રમાણે છે કે એક ભાઈ ઝકાતના રૂા.૫૦૦૦/– ગામના કામમાં દા.ત.ગામત વાસણો લાવવા માટે અથવા તો વાસણોની ખોલી (મકાન) બનાવવા માટે આપવા તૈયાર છે. માટે આ પૈસા ગામના કામ માટે જાઈઝ કરવા માટે કોઈ રીત છે ? તે શરીઅતની રૂએ બતાવવા મહેરબાની કરશો.

**જવાબ:–૩૧/૯** حامدًاو مصليًا و مسلما ـ هو الموفق للصواب

(૧) સંડાસ–ખારકુવાથી ૧૫ ફુટ દૂર બોરીંગ કરવામાં આવે.

(૨) મજકૂર ઝકાતની રકમને જે ઝકાતના હકદાર હોય તેને માલિક બનાવી આપે પછી તે ગરીબ પોતાના તરફથી વાસણો ખરીદ કરીને આપે અથવા જે તે સંસ્થામાં વાસણો લાવવા રકમ આપી દે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ડુંટીના નીચેના વાળની સાફાઈ કયાંથી કરવી ?

**સવાલ:– ૩૨/૧૦**

ડુંટીના નીચેના વાળ ચાર આંગળ મુકીને સાફ કરવા કે ડુંટીની નીચેથી જ સાફ કરવા આ બાબત શર્ઈ હુકમ શું છે ?

**જવાબઃ– ૩૨/૧૦** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

પેટના નીચેના ભાગમાં જયાંથી વાળ ઉગવાનું શરૂ થયુ છે ત્યાંથી વાળ સાફ કરવામાં આવે. શામીમાં છે કે : ડુંટીના નીચેના વાળ ડુંટીની નીચેથી સાફ કરવાનું શરૂ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.(શામીઃ ૫/૨૬૧)

## માસિકની આદત ત્રણ દિવસ હોય તો ?

**સવાલઃ– ૩૩/૧૧**

ગત બે વરસથી મારી પત્નિની માસિકની આદત ત્રણ દિવસની છે, અને મારે જો સંભોગ કરવો હોય તો ત્રણ દિવસ પછી કરી શકાય કે નહિં ? અથવા દસ દિવસ સુધી રાહ જોવી જોઈએ ? અને આ ત્રણ દિવસ પછી તેણી સંપુર્ણ પાક ગણાશે કે નહિં ? અને નમાઝ વિગેરે પઢી શકે છે કે નહિં ?

**જવાબઃ– ૩૩/૧૧** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

પત્નિની ત્રણ દિવસ માસિકની આદત છે જેથી પત્નિ જયાં સુધી ગુસલ ના કરી લે ત્યાં સુધી સંભોગ કરવો જાઈઝ નથી, ત્રણ દિવસે માસિકનું લોહી બંધ થયા પછી ગુસલ કરે તે પછી સંભોગ કરવો જાઈઝ છે, અને જો પત્નિ ગુસલ ના કરી શકે અને નમાઝનો ઓછામાં ઓછો એટલો સમય પસાર થઈ જાય કે જેમાં ગુસલ કરીને તકબીરે તહરીમા કહી શકે ત્યારે સંભોગ કરવો જાઈઝ છે. ત્રણ દિવસનો સમય પસાર થયા પછી દસ દિવસ સુધી રાહ જોવી જરૂરી નથી, જયારે પત્નિની માસિકની આદત જ ત્રણ દિવસની છે ત્યારે માસિકનુ લોહી બંધ થયા પછી નમાઝ, ફર્ઝ રોઝા અદા કરવા જરૂરી છે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયાઃ ૧/૬૫ તથા શામીઃ ૧/ ૨૦૮)*

## સ્ત્રીને પોતાની આદતથી વધારે માસિક આવે તો ?

**સવાલઃ–૩૪/૧૨**

એક સ્ત્રીને માસિક આવવાની આદત સાત દિવસની હતી, પરંતુ આઠમાં દિવસે માસિકનુ ખુન બદલાયને પીળા રંગનું લોહી પડવા લાગ્યુ, તો શું તે સ્ત્રી (જયારે કે આઠમાં દિવસે લોહીનો રંગ લાલના બદલે પીળો થઈ ગયો છે) પોતાના ધણી સાથે સંભોગ કરી શકે છે ? નમાઝ અદા કરી શકે છે?

**જવાબ:– ૩૪/૧૨** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

માસિકની ઓછામાં ઓછી ત્રણ દિવસ અને વધુમાં વધુ દસ દિવસની મુદત હોય છે, જેથી કોઈ સ્ત્રીને પોતાની આદતથી માસિક આવે તો દસ દિવસ સુધી માસિક ગણાશે;

પીળો રંગ પણ માસિકનુ લોહી ગણાશે, જેમકે મસાઈલની ભરોષાપાત્ર અને હદીષની કિતાબોમાં લખેલ છે કે લોહીનો રંગ લાલ અને પીળો અથવા માટી જેવો હોય તે માસિકનું લોહી ગણાશે, જેથી મજકૂર સ્ત્રી તે દિવસે નમાઝ ન પઢે અને સંભોગ પણ કરાવી સકતી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા:૧/૬૧)*

# માઅઝુરના અહકામ

## આંખનુ ઓપરેશન અને વુઝૂ–ગુસલ

**સવાલ:– ૩૫/૧૩**

એક ભાઈને આંખના મોતિયાનું ઓપરેશન કરી લેન્સ બેસાડવાનો છે જેમને ડોકટર સાહબે કહયુ છે આશરે (૪૦) દિવસ સુધી ઓપરેશનવાળી આંખમાં પાણી જવું જોઈએ નહિ; પાણીથી આંખને બચાવવી જરૂરી છે એટલે આ ભાઈએ શું કરવું જોઈએ ? એ વાત અનિવાર્ય છે કે વુઝૂ–ગુસલ કરતી વખતે શર્ઈ દ્રષ્ટિએ પાણી પહોંચાડવામાં આવે, તો આ ભાઈ શું કરે ?

**નોંધ:–** સવાલનો જવાબ જલ્દી આપવા મહેરબાની કરશો.

**જવાબ:–૩૫/૧૩** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

વુઝૂ–ગુસલમાં આંખના અંદરના ભાગે પાણી પહોંચાડવું ફર્ઝ નથી, ઉપરાંત આંખનો બાહય ભાગ ધોવામાં અંદરના ભાગ સુધી પાણી પહોંચાડવાનો ભય હોય આંખના બાહય ભાગ ઉપર લિલો હાથ ફેરવી લે, અને પાણી વાળો લિલો હાથ ફેરવવામાં પણ નુકસાનનો ભય હોય તો તે પણ છોડી દે. અને આંખ ઉપર પાટો બાંધેલો હોય તો તેના ઉપર મસહ કરી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી:૧/૭૨ તથા તહતાવી: ૬૨)*

## પેશાબના ટીંપા પડવા

**સવાલ:–૩૬/૧૪**

કોઈ માણસને પેશાબ અથવા જાજરૂ કર્યા પછી પેશાબના ટીંપા પડયા કરતા હોય તો તે કેવી રીતે પાકી પ્રાપ્ત કરી શકે ? પેશાબ–જાજરૂ કર્યા પછી પોતાની ઈન્દ્રીને ખુબ દબાવે છે ત્યારે પેશાબ નિકળી જાય છે તો શું આ કરવુ જાઈઝ છે ? અને જો ઈન્દ્રીને ખુબ દબાવે નહિ તો પેશાબના ટીંપા જલ્દી નીકળતા નથી અને ઉભા થયા પછી કયારે ટીંપા પડે છે તેની ખબર પડતી નથી તો આ માટે શું કરવુ જોઈએ ?

**જવાબ:–૩૬/૧૪** حامدًا ومصليًا ومسلما ـ هو الموفق للصواب

કોઈ માણસને પેશાબ કરવા પછી પેશાબના ટીંપા પડતા રહેતા હોય તો તેવા માણસે પાકી પ્રાપ્ત કરવા માટે ઉતાવળ કરવી જોઈએ નહિ, તેવા માણસે પાણીથી પાકી પ્રાપ્ત કરતાં પહેલા ઈંટના ટુકડા અથવા માટીના ઢેફા પેશાબ નીકળવાની જગ્યાએ રાખી ચાલવુ જોઈએ અથવા જમીન ઉપર પગ જોરથી મારવા જોઈએ અને જોર જોરથી ખંખારા ખાવા જોઈએ, જમણાં પગનો ડાબા પગમાં વીંટો મારવો જોઈએ અથવા ઉપરથી નીચે ઉતરવુ જોઈએ, મજકૂર રીતોમાંથી કોઈ પણ રીત અપનાવ્યા પછી પેશાબના ટીંપા પડવાનું બંધ થઈ જવાનો આત્મવિશ્વાસ થઈ જાય પછી જ પાણી વડે પાકી પ્રાપ્ત કરવી જોઈએ.

અમુક આલિમ લખે છે કે જેને પેશાબ કર્યા પછી ટીંપા પડતા હોય તેણે પેશાબ કર્યા પછી ડાબા પડખા ઉપર સુઈ જવુ જોઈએ.

જયારે અમુક આલિમ લખે છે કે આવા માણસે પેશાબ કર્યા પછી કપડાનો નાનો ટુકડો પેશાબ નીકળવાની જગ્યાએ બાંધી દેવો જોઈએ, થોડી વાર ચાલ્યા પછી કપડાનો ટુકડો કાઢી લઈ ફરીથી પાણી વડે પાકી પ્રાપ્ત કરવી જોઈએ.

મસાઈલની કિતાબોમાં એક ઉપાય એ પણ લખેલ છે કે પેશાબની જગ્યાને ધીમે ધીમે દબાવે; આપને જે રીત અપનાવવાથી સંતોષ થાય તે રીત અપનાવી સંતોષ થયા પછી પાણી વડે પાકી પ્રાપ્ત કરવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલમગીરી : ૧/૪૯, શામી : ૧/૨૫૪)*

# પ્રકરણ – (૪)
# નમાઝ
## " સમયનું વર્ણન "
### સુર્યોદય થયા પછી ફજરની સુન્નતો

**સવાલઃ– ૩૭/૧**

ફજરની ફરજ નમાઝ પઢવા મસ્જિદમાં આવ્યો, ફરજ નમાઝ પઢી અને સુન્નત પઢી નહિં, હજુ ફજરનો સમય બાકી છે તો ફજરના ફરજ પઢયા પછી સુન્નત પઢી શકાય ? અને ફજરની સુન્નતો બીજા સમયે પઢી શકાય ?

**જવાબઃ–૩૭/૧** حامدًاو مصليًا و مسلما_ هوالموفق للصواب

ફજરના બે ફર્ઝ અદા કર્યા પછી સુર્યોદય સુધી કોઈ નમાઝ જાઈઝ નથી; હદીષ શરીફમાં મનાઈ કરવામાં આવેલ છે :

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સ.અ.વ.)એ ફરમાવ્યું ફજરની નમાઝ અદા કર્યા પછી સુર્યોદય સુધી અને અસરની ફરજ અદા કર્યા પછી કોઈ નમાઝ નથી.

*(મિશ્કાતઃ૧/૯૪)*

મસાઈલની પ્રખ્યાત કિતાબ શામીમાં લખ્યું છે. ولا يـقضيهاالا بطريق التبعية. ફજરની સુન્નતોની કઝા અલગ રીતે ના કરે, બલ્કે ફજરના ફર્ઝ સાથે કઝા કરે, ઝવાલના સમય પહેલાં પહેલાં કઝા કરવામાં આવે, અને જો માત્ર ફજરની સુન્નત છુટી ગઈ હોય તો તેની કઝા કરવામાં આવતી નથી.

ઈમામ અબૂહનીફા (રહ.) અને ઈમામ અબૂ યૂસુફ (રહ.)તો કોઈ પણ રીતે સુર્યોદય પહેલાં કે સુર્યોદય પછી કઝા કરવાને માનતા નથી; જયારે ઈમામ મુહમ્મદ (રહ.)લખે છે કે સુર્યોદય પછી ઝવાલના સમય પહેલાં પહેલાં ફજરની સુન્નતોની કઝા કરવી બેહતર છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયાઃ૧/૧૫૨)*

## અસરની નમાઝનો સમય

**સવાલઃ– ૩૮/૨**

સાઉથ આફ્રિકામાં ઉનાળાની સીજનમાં સાડા સાત વાગે ગુરૂબે આફતાબ થાય છે અને ઝવાલ સાડા બાર વાગે થાય છે, શાફેઈ લોકો વધારે હોવાથી અસરની અજાન જલ્દીથી સાડા ચાર વાગે થાય છે; હનફી માણસો નમાઝ પઢી શકે છે ? અને હનફી ટાઈમ થાય છે કે નહિં ? તે જણાવશો.

**જવાબઃ– ૩૮/૨** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

એહતિયાત અને બેહતર તો એ છે કે અસરની નમાઝ મિસ્લૈન એટલે દરેક વસ્તુનો છાયડો મુળ છાયડા ઉપરાંત બમણો થઈ ગયા પછી અદા કરવામાં આવે; તે છતાં જો કોઈએ પઢી લીધી તો અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(કબીરી : ૨૦૪,શામી : ૧/૨૬૫)*

## ઈશાંની નમાઝનો સમય

**સવાલઃ– ૩૯/૩**

ઈશાંની નમાઝનો સમય શું છે ? રાતે બાર બે વાગ્યાના શુમારે ઈશાંની નમાઝ પઢી શકાય ?

**જવાબઃ– ૩૯/૩** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

ઈમામ અબૂહનીફા (રહ.)ના મંતવ્ય પ્રમાણે સુર્યાસ્ત પછી જયારે શફકે અબ્યઝ દેખાતી બંધ થઈ જાય ત્યારે ઈશાંની નમાઝનો સમય શરૂ થઈ જાય છે. *(હિદાયા:૧/૮૨)*

સુર્યાસ્ત થયા પછી પશ્ચિમ દિશામાં લાલ રંગનો પ્રકાશ દેખાય છે તે દેખાતો બંધ થયા પછી સફેદ પ્રકાશ દેખાય છે તે શફકે અબ્યઝ કહેવાય છે. આ સફેદ પ્રકાશ આજ કાલ નવ વાગતા પહેલાં પહેલાં દેખાય છે, આજ કાલ મગરિબનો સમય સાડા સાત વાગે શરૂ થાય છે જેથી ઈશાનો સમય નવ વાગતાની આસપાસ શરૂ થઈ જશે; દરેક સિજનમાં સફેદ પ્રકાશ છુપાવવાનો સમયગાળો અલગ અલગ રહે છે અમુક ૠતુમાં સુર્યાસ્ત પછી એક કલાક અને ચોવીસ મિનિટનો અને અન્ય ૠતુમાં એક કલાક અને સત્તાવીસ મિનિટનો જયારે અમુક ૠતુમાં એનાથી પણ વધારે સમયગાળો રહે છે જેથી મગરિબ અને ઈશાંની નમાઝના વચ્ચે દોઢ કલાકથી ઓછું

અંત્તર રાખવુ ના જોઈએ.

ઈમામ મુહમ્મદ (રહ.)અને ઈમામ અબૂ યૂસુફ (રહ.)ના મંતવ્ય પ્રમાણે સુર્યાસ્ત થયા પછી જયારે લાલ પ્રકાશ દેખાતો બંધ થઈ જાય ત્યારે ઈશાનો વખત શરૂ થઈ જાય છે. *(હિદાયા:૧/૮૨)*

પરંતુ ઈમામ અબૂહનીફાના મંતવ્ય ઉપર અમલ કરવામાં સાવચેતી છે. *(શામી : ૧/૨૬૫)*

ઈશાંની નમાઝનો મુસ્તહબ સમય રાતનો ત્રીજો ભાગ પસાર થતાં સુધી ગણાય છે, રાતનો ત્રીજો ભાગ પસાર થયા પછી ઈશાની નમાઝ અદા કરવી મકરૂહ લેખાશે; અમુક આલિમો તેને મકરૂહે તન્ઝીહી અને અમુક આલિમો મકરૂહે તહરીમી લખે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૧/૨૭૦)*

# અઝાનનું વર્ણન

## અઝાન આપવાનો હેતુ

**સવાલઃ—૪૦/૪**

(૧)એક માણસ મસ્જિદમાં એવી જગ્યાએ અઝાન આપી રહયો છે જયાંથી આજુબાજુ અવાઝ જાય છે જયારે બીજો માણસ માઈક્રોફોનમાં અઝાન આપી રહયો છે જેનો ખુલાસાથી જવાબ આપશો.

(૨) એક માણસ લાઈટ ન હોવા છતાં માઈક્રોફોન પાસે અઝાન આપે છે, અર્ધી અઝાન થયા પછી લાઈટ આવી; ત્યારે બીજા માણસ અઝાન આપવા ઉભો થયો, વારંવાર બને છે જેનો ખુલાસો આપશો.

**જવાબ :—૪૦/૪** حامداً و مصلیًا و مسلما_ هو الموفق للصواب

(૧)અઝાનનો હેતુ લોકોને નમાઝના સમયની ખબર કરવાનો હોય છે, મસ્જિદમાં એવી જગ્યાએ ઉભા રહી અજાન આપે જયાંથી આજુબાજુના લોકોને ખબર થઈ જાય, અથવા માઈક્રોફોનમાં આપવામાં આવે બન્ને બરાબર છે.

(૨) મસ્જિદમાં એક માણસે લાઈટ ન હોવાના કારણે માઈક્રોફોન વગર અજાન આપવાનું શરૂ કરી દીધુ જેથી હવે જયારે લાઈટ આવી જાય ત્યારે માઈક્રોફોન ચાલુ ના કરે, બલ્કે પહેલી અજાન જે થઈ રહી હતી તેને જ

પુરી કરવામાં આવે એ શ્રેષ્ઠ છે, માઈક્રોફોન વગર પણ અજાન આપવાથી અજાનનો હેતુ પ્રાપ્ત થઈ જાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### દાઢી મુંડાવનારની અઝાન

**સવાલ :– ૪૧/૫**

કોઈ પણ નમાઝની અઝાન દાઢી વિનાનો માણસ આપી શકે છે ? શરીઅતની રૂએ જાઈઝ છે કે મકરૂહ ?

**જવાબ :– ૪૧/૫** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

ફાસિકની અઝાન મકરૂહ છે; હદીષ શરીફમાં છે કે "તમારામાં જે દીનદાર અને નેક હોય તે અઝાન આપે." જેથી દાઢી મુંડાવનારની અઝાન મકરૂહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(નૂરૂલ ઈઝાહ:૬૧,આલમગીરી:૧/૫૪,અબૂદાઉદ: ૧/૧૯૪, શામી : ૧/૨૮૯)*

## ઈમામતનું વર્ણન

### ઈમામ સાહબ નમાઝીને ના પાડે તો ?

**સવાલ :– ૪૨/૬**

ઝોહરની નમાઝ એક મસ્જિદમાં જમાત સાથે અદા કરીએ છીએ, ઝોહર, અસર અને મગરિબની નમાઝ જમાત સાથે પઢીએ છીએ, આ મસ્જિદના ઈમામ સાહબ વધુ પડતા પોતાની જગ્યાએ નમાઝ પઢાવવા કોઈ તાલિબે ઈલ્મને મોકલી આપે છે અને પોતે હાજર રહેતા નથી; મેં પોતે છવ્વીસમી જાન્યુઆરીના દિવસે ઝોહર, અસર, મગરિબ ઈશાંની નમાઝ અલગ અલગ તાલિબે ઈલ્મ પાછળ પઢી, સત્તાવીસમી તારીખે એક બીજા નમાઝીએ કહયુ કે શું વાત છે ઈમામ સાહબ નમાઝ પઢાવવા વખતસર આવતા નથી અને બીજાને નમાઝ પઢાવવા મોકલી આપે છે; બસ આટલી વાત થઈ, જેની જાણ ઈમામ સાહબને થતાં બીજા દિવસે ઝોહરના સમયે વુઝૂ કરી રહયો હતો ત્યારે ઉપરોકત બાબતે મારા સાથે ઝઘડો કરવા લાગ્યા અને કહયુ કે તમે મસ્જિદમાં ફિતનો કરી રહયા છો ? શું તમે ટ્રસ્ટી છો ? અથવા મુતવલ્લી છો ? તમારે મારી પાછળ નમાઝ પઢવી હોય તો પઢો, નહિં તો મસ્જિદે ના આવો, હું તમોને બોલાવવા નથી આવતો.

સવાલ પુછવાનો હેતુ એ છે કે ઈમામ સાહબ કોઈ નમાઝી સાથે આવી ગેરવર્તણુક કરે તો શરીઅતમાં તેનો શું હુકમ છે ? એવા ઈમામ પાછળ નમાઝ પઢવી જાઈઝ છે કે નહિં ? જવાબ આપી આભારિત કરશો.

**જવાબઃ– ૪૨/૬** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

ઈમામ સાહેબ નજેવી બાબતે નમાઝીના સાથે આટલી બધી સખ્તીથી વાત કરે એ ઈસ્લામી સંસ્કાર અને ઈસ્લામ જે નરમી કરવાને ઈચ્છે છે તેના વિરૂધ્ધ છે. ઈમામ સાહેબનો આ રીતનો વર્તાવ અયોગ્ય ગણાશે.

એવા ઈમામના પાછળ નમાઝ જાઈઝ છે અને નમાઝમાં કોઈ પણ પ્રકારની ઉણપ આવશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મસ્જિદના ઈમામ સાહેબને ઝકાત–સદકો

**સવાલઃ– ૪૩/૭**

(૧)મસ્જિદના ઈમામ સાહેબને ઝકાત–સદકો–ફિત્રો આપવો શરીઅતની રૂએ કેવું છે ?

(૨) ઈમામ સાહેબ ઝકાત–સદકો લેતા હોય તો તેમની પાછળ નમાઝ પઢવી કેવી છે ?

(૩) ઝકાત–સદકો–ફિત્રો લેનાર ઈમામ સાહેબની પાછળ નમાઝ પઢવી શરીઅતની રૂએ જાઈઝ ના હોય તો ઝકાત,સદકો,ફિત્રો આપનાર ગુનેહગાર થશે ?

(૪) ઉપરોકત પ્રશ્નોને સંબધિત મુતવલ્લી સાહેબની શરીઅતની રૂએ શું ફરજ બને છે ? શરીઅતની રૂએ ઈમામ સાહેબ માટે મુતવલ્લી સાહેબની જેટલી ફરજો બનતી હોય એ સર્વે ખુલાસાવાર જણાવવા વિનંતી.

**જવાબઃ– ૪૩/૭** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

(૧) મસ્જિદના ઈમામ ગરીબ અને મોહતાજ હોય કે જેમના પાસે સાડા બાવન તોલા ચાંદી અથવા એટલી કીંમતનો જરૂરતથી વધારે સામાન ન હોય તો તેમને ઝકાત–સદકો–ફિત્રો આપવો જાઈઝ છે. *(હિદાયાઃ ૧/૨૦૪)*

(૨) ઝકાત–સદકો–ફિત્રો લેવાના હકદાર ઈમામ પાછળ નમાઝ પઢવી શરીઅતની રૂએ જાઈઝ છે, અને જો તે ઈમામ સાહેબ ઝકાત લેવાના હકદાર ના હોય છતાં ઝકાત લેતા હોય તો તે ગુનેહગાર અને ફાસિક ગણાશે,

અને ફાસિકની પાછળ નમાઝ પઢવી મકરૂહ છે; કરાહિય્યતના સાથે નમાઝ તો અદા થઈ જશે.

(૩) પેશ ઈમામ ઝકાતના હકદાર નથી એવી જાણકારી હોવા છતાં જો કોઈ ઝકાત આપશે તો તેની ઝકાત અદા થશે નહી; ફરીથી ઝકાત આપવી પડશે. *(શામી : ૨/૭૦)*

(૪)મુતવલ્લીને ઈમામ સાહેબના ઝકાતના હકદાર ના હોવાની જાણ હોય તો તે તરફ ઈમામ સાહેબનું ધ્યાન કેન્દ્રિત કરવા પ્રયાસ કરે, અને તે છતાં પણ જો ઈમામ સાહેબ ઝકાત લેવાનું ચાલુ રાખે તો મસ્જિદની કમીટીના સભ્યોને જાણ કરી એમને ઈમામતથી અલગ કરે.

ઈમામતના હોદ્દા ઉપર જયારે ઈમામ સાહેબને રાખવામાં આવે ત્યારે શરીઅતના કાનૂનની પાબંદી કરવાનું ઈમામ સાહેબને કહેવામાં આવે અને પાછળથી તેનું પાલન કરાવે, મસ્જિદની આવક સારી હોય તો એટલો પગાર આપે કે જેથી તેમનું જીવન સારી રીતે પસાર થઈ શકે; ઈમામ સાહેબનો જે ઉચ્ચ દરજજો છે તેનો ખ્યાલ રાખે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ઈમામ સાહેબ અંડરવેર નથી પહેરતા

**સવાલઃ– ૪૪/૮**

એક ઈમામ સાહેબ લુંગી પહેરીને નમાઝ પઢાવે છે અને નીચે ચડ્ડી પહેરતા નથી તો શું તેમની પાછળ નમાઝ થઈ જશે ?

**જવાબઃ– ૪૪/૮** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

પુરૂષ માટે શરીરનો જે ભાગ ઢાંકવાનો હુકમ છે (નાફથી લઈને ગુંઠણ સુધીનો ભાગ) તે ઢંકાયલો રહેતો હોય તો નમાઝ અદા થઈ જશે.

*(કબીરીઃ ૧૮૩)*

પુછેલ સવાલમાં પુરૂષ માટે શરીરનો જેટલો ભાગ ઢાંકવો જરૂરી છે તેટલો ભાગ લુંગી પહેરવાથી ઢંકાયલો રહે તો નમાઝ અદા થઈ જશે.

*(શામીઃ ૧/૨૯૭)*

હુઝૂર (સ.અ.વ.)ની મુબારક આદત લુંગી પહેરી નમાઝ પઢાવવાની હતી; બલ્કે હુઝૂર (સ.અ.વ.)ના યુગમાં ચડ્ડી પહેરવાનો રિવાજ પણ ના

હતો.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## જે ઈમામ સાહબ સાથે બોલચાલ ના હોય

**સવાલઃ– ૪૫/૯**

દુન્યવી અંગત બાબતના કારણે તરાવીહ પઢાવનાર ઈમામ સાથે બોલચાલનો વ્યવહાર ના હોય તેવા ઈમામ પાછળ તરાવીહની નમાઝ પઢવી સહીહ છે કે કેમ ? ઉપરાંત તેમની પાછળ ફર્ઝ નમાઝ પઢવાથી અદા થશે કે કેમ ? તેનો ખુલાસો શરીઅતની રૂએ આપશો.

**જવાબઃ– ૪૫/૯** حامدًاو مصليًا و مسلما_ هوالموفق للصواب

અલ્લાહના રસૂલ (સ.અ.વ.)નું ફરમાન છે કે " કોઈ મુસલમાન માટે બીજા મુસલમાન સાથે ત્રણ દિવસથી વધારે (દુન્યવી બાબતના કારણે) બોલચાલ બંધ કરવુ હલાલ નથી." જો ત્રણ દિવસથી વધારે બોલચાલ બંધ કરી દે અને તે પરિસ્થિતીમાં મૃત્યુ થઈ જાય તો તે દોઝખમાં જશે.

*(મિશ્કાત ભાગઃ ૨/૪૨૭)*

ઉપરોકત હદીષમાં વર્ણન થયેલ ધમકીને પાત્ર તે મુસલમાન છે જે દુન્યવી કારણને લઈ પોતાના મુસલમાન ભાઈ સાથે બોલતો નથી અને સંબધ રાખતો નથી; હાં ! જો કોઈ મુસલમાન શરીઅત વિરૂધ્ધ પ્રવૃત્તિ કરતો હોય અને તેના કૃત્યથી નારાજ થઈ તેની સાથે વાતચીત કરવાનુ ત્યજી દે તેવા માણસને ઉકત હદીષની ધમકી લાગુ પડતી નથી;

જેથી જો ઈમામ સાહબ દુન્યવી બાબતના કારણે કોઈ મુસલમાન સાથે બોલતા ના હોય તો ઈમામ સાહબ ગુનેહગાર અને ફાસિક લેખાશે અને ફાસિક ઈમામ પાછળ નમાઝ પઢવી મકરૂહ છે.

પરંતુ જો કોઈ મુસલમાન અંગત દુન્યવી બાબતને લઈ ઈમામ સાહબસાથે બોલતો ના હોય તો ઈમામ સાહબપાછળ નમાઝ પઢવી યોગ્ય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયાઃ૧/૧૨૨)*

## કર્ઝ ભરપાય ન કરનાર ઈમામ

**સવાલઃ– ૪૬/૧૦**

મસ્જિદના ઈમામ સાહબમાં અનેક પ્રકારની ખામીઓ હોય, જેમકે દુનિયાદાર બની જાય, ધંધો વેપાર કરતા હોય, ધંધામાં ઉધારે સામાન લઈને

હજારથી લાખ સુધી દેવુ માથા પર ચઢેલ હોય અને વરસો વીતી જવા છતાં કરજ ભર્પાય નથી કરી રહયા, કરજ આપનાર લોકોએ એમ સમજીને કે અનેક વાર રકમની માંગણી કરવા છતાં અદાયગી ના કરવાના કારણે માંગણી કરવાનું છોડી દીધું, કારણ કે પોતાના ધંધામાં નફો કમાવવા છતાં જુનુ કર્ઝ અદા કરતા નથી આવી અનેક ખામીઓ વાળા માણસને મસ્જિદના ટ્રસ્ટીઓ પેશઈમામની જવાબદારી સોંપે છે અને લોકોએ આવા ઈમામના પાછળ નમાઝ પઢવી પડે છે તો શું એવા ઈમામ પાછળ નમાઝ પઢવી જાઈઝ છે કે નહિ ? એનો શરીઅતમાં શું હુકમ છે ?

**જવાબઃ– ૪૬/૧૦** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

ધંધો–રોઝગાર કરવો તથા ઉધાર અને કર્ઝ લેવું શરીઅતની રૂએ કોઈ ગુનાહિત કાર્ય નથી, બલ્કે માણસ માટે હલાલ કમાણી કમાવવી જરૂરી છે; જેમાં ઉધાર અને કર્ઝની પણ લેવડ–દેવડ કરવી પડે છે, પરંતુ શકિત હોવા છતાં પણ કર્ઝને ભરપાય ના કરવું ગુનાહે કબીરા–મહાન ગુનાહ છે;

જેથી ઈમામ સાહેબે કર્ઝ ભર્પાય કરી દેવુ જોઈએ, નહિં તો એવા ઈમામ પાછળ નમાઝ પઢવી મકરૂહ લેખાશે. નમાઝ તો અદા થઈ જશે; કારણ કે હદીષ શરીફમાં છેઃ صَلُّوا خَلْفَ كُلِّ بِرٍّ وَفَاجِرٍ. અર્થાત દરેક નેક અને ખરાબના પાછળ નમાઝ પઢી લો.અલ્લાહપાક વધુ જાણનાર છે.

*(તબ્યિનુલ હકાઈકઃ ૧/૩૪૬)*

## ચોરીનો માલ ખરીદનાર ઈમામ

**સવાલઃ– ૪૭/૧૧**

એક માણસ પોતાના ધંધામાં એવો માલ પણ શામેલ કરે છે જે તેને કોઈ માણસ ચોરી કરી લાવી આપે છે, કારણ કે તે માલ બિલકુલ જ સસ્તા ભાવે લાવી આપે છે; તો શું આવો માણસ ઈમામત કરવાને પાત્ર છે ? શરીઅત અને હદીષની રૂએ જવાબ આપશો.

**જવાબઃ– ૪૭/૧૧** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

ઈમામ સાહબને જયારે ખબર છે કે જે માણસ મારા પાસે માલ લાવે છે તે ચોરીનો માલ છે ત્યારે એવો માલ ના લેવો જાઈએ;

જયારે એક માણસ મસ્જિદનો ઈમામ છે, લોકો જેની પાછળ નમાઝ પઢે છે, અને તેને પોતાના ઈમામ માને છે ત્યારે તેણે આવા તુચ્છ કાર્યોથી દૂર

રહેવું જોઈએ; નહિં તો એ ઈમામ પાછળ નમાઝ મકરૂહ થશે, પરંતુ આપ સૌ એ રીતે કામ કરશો જેથી મુસલમાનો માંહે લડાઈ–ઝઘડો ના થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૧/૪૧૨)*

# કિરાઅતનું વર્ણન

## ઈમામ સાહબ કિરાઅતમાં આયત છોડી દે

**સવાલઃ– ૪૮/૧૨**

એક ઈમામ સાહેબ કિરાઅત પઢે છે અને કોઈ આયત વચ્ચેથી છુટી જાય છે તો નમાઝ અદા થઈ જશે કે પછી સિજદએ સહવ કરવો પડશે ?

**જવાબઃ– ૪૮/૧૨** هو الموفق للصواب ـ اومصليًا ومسلما

ભુલથી એકાદ આયત છુટી જાય અને પઢતાં પઢતાં યાદ આવી જાય ફરીથી લોટાવીને પઢી લે, એટલે કે છુટી ગયેલ આયતને પઢીને તર્તીબ ઠીક કરી લે, જાણી જોઈને કોઈ આયત છોડી દેવાથી નમાઝ મકરૂહ થશે.

*(ઉમદતુલ ફિકહ:૨/૧૪)*

પુછેલ સવાલમાં કોઈ પણ પ્રકારની કરાહત વિના નમાઝ અદા થઈ જશે અને સિજદએ સહવ લાગુ પડશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## એકલા નમાઝ પઢનાર માટે કિરાઅતનો હુકમ

**સવાલઃ– ૪૯/૧૩**

કોઈ માણસ એકલો નમાઝ પઢતો હોય અને હોઠ હલાવ્યા વિના કુર્આન શરીફ દિલમાં પઢતો હોય તો તેની નમાઝ ફાસિદ ગણાશે કે કેમ ? દિલમાં સૂરએ ફાતિહા અને બીજી સૂરત પઢશે અને જીભને હલાવે નહિ તો નમાઝ થશે ?

**જવાબઃ– ૪૯/૧૩** هو الموفق للصواب ـ حامدًاومصليًا ومسلما

નમાઝની હાલતમાં ધીમે પઢવાને માન્ય રાખવામાં ત્રણ પ્રકારના મંતવ્યો વર્ણન કરવામાં આવ્યા છે;

(૧) અલ્લામા હિન્દવાની (રહ.)અને અલ્લામા ફુઝૈલી (રહ.)ના મંતવ્ય પ્રમાણે નમાઝીના મોઢેથી પઢવાનો એટલો અવાજ નીકળે કે તે પોતે સાંભળી શકે એ માન્ય ગણાશે; એજ મંતવ્ય ઈમામ શાફેઈ (રહ.)નું પણ છે.

(૨) બિશ્ર અને મરીષ તથા ઈમામ અહમદ (રહ.)નું મંતવ્ય એ છે કે મોઢેથી અવાજ નીકળવો જોઈએ ભલે તેના કાન સુધી અવાજ ના જાય, પરંતુ તેને સાંભળવું શકય હોય; જેમકે કોઈ માણસ પોતાના કાનને તેના મોઢા પાસે લઈ જાય તો સાંભળી શકે એટલી કક્ષાએ પઢવાને માન્ય ગણે છે.

(૩) અલ્લામા કર્ખી (રહ.) અને અલ્લામા અબૂબકર બલ્ખી (રહ.)ના મંતવ્ય મુજબ ખરો ઉચ્ચાર સાંભળવો શર્ત નથી.

શૈખુલ ઈસ્લામ કાઝીખાન (રહ.) અને અલ્લામા હલવાનીએ હિન્દવાનીના મંતવ્યને પસંદ કરેલ છે. ફતહુલ કદીરમાં લખેલ છે કે બિશ્ર અને હિન્દવાનીનો મંતવ્ય એક જ છે.

અલ્લામા ખૈરૂદ્દીન રમલી (રહ.) પોતાના ફતવામાં ફતહુલ કદીરના મંતવ્યની પુષ્ટી કરી છે. અને આગળ ચાલીને લખે છે કે હિન્દવાની અને કર્ખી બન્નેના મંતવ્યો દુરૂસ્ત છે. *(શામીઃ ૧/૩૯૪ તથા ૧/૩૯૫)*

શામીનાં ઉકત લખેલ મંતવ્ય મુજબ સવાલમાં પુછેલ કિરાઅત જે નમાઝનો મહાન રૂકન છે અદા થશે નહિં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## નમાઝમાં લાઉડ સ્પિકર વાપરવું

**સવાલઃ–૫૦/૧૪**

અમારે ત્યાં ફર્ઝ નમાઝ માઈક ઉપર અદા કરવાનો બધાનો વિચાર છે નાની સાઈઝનું બટન સાથે લગાવવાનું માઈક લાવેલા છે અને બધાનું કહેવું છે કે માઈક ઉપર નમાઝ ચાલુ કરો, તો આ વિષે મસ્અલા અનુસાર શું જવાબ છે તે લખી જણાવવા મહેરબાની કરશો, બે રકાતવાળી નમાઝ માઈક ઉપર અદા થઈ શકે કે કેમ ? ચાર રકાતવાળી નમાઝ માટે શું હુકમ છે ? તે તાકીદે લખી જણાવશો. આજે જુમ્માની નમાઝ માઈક ઉપર અદા કરી હતી તો અમુક લોકોનુ કહેવુ છે કે માઈક ઉપર નમાઝ થઈ શકે છે અને અમુકનું કહેવુ છે કે માઈક ઉપર નમાઝ થતી નથી; તો આ વિષે તમારો જવાબ તાકીદે અમને મોકલી આપવા આપને વિનંતી છે આશા છે કે આપ તાકીદે જવાબ આપશો.

**જવાબઃ– ૫૦/૧૪** حامداً و مصلیًا و مسلما ـ ھو الموفق للصواب

લાઉડ સ્પિકરનો ઉપયોગ ખુત્બો અને તકબીરોમાં ઈમામ પાછળ

ઉભેલા માણસો અને જમાઅતને અવાઝ પહોંચાડવા માટે પુનરાવર્તન થતી તકબીરોમાં અને કિરાઅતમાં સારાંશ કે નમાઝમાં ઉપયોગ કરવો જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(આલાતે જદીદહ કે શરઈ અહકામ : ૬૬)*

# નમાઝ ફાસિદ થવા ન થવા બાબત

## <u>સલામ ફેરવવાથી મસબૂકની નમાઝ ફાસિદ</u>

**<u>સવાલઃ– ૫૧/૧૫</u>**

નીચેના મસ્અલાનો ખુલાસા વાર જવાબ આપી મસ્નુન વ મશ્કુર ફરમાવશો.

(૧) ઈમામની પાછળ (જમાઅતની નમાઝમાં) અગર ઈમામ સિજદએ સહવ કરે તો મસબૂકે (જેની એક–બે રકાત ગઈ હોય) સિજદએ સહવ કરવો કે નહી ?

(૨) મુકતદીઓ તથા ઈમામ સિજદએ સહવ પહેલા તશહહુદ પછી એક તરફ સલામ ફેરવે છે તેમની સાથે મસબૂકે એક તરફ સલામ ફેરવવી કે નહી ?

(૩) મસબૂકે જો સલામ ભુલમાં ફેરવી તો અને જો ઈરાદા પુર્વક જાણી જોઈને ફેરવી તો બન્નેવ સુરતોમાં નમાઝ અદા થશે કે નહી ?

**<u>જવાબઃ–૫૧/૧૫</u>** حامدًاو مصليًا و مسلما ۔ هو الموفق للصواب

(૧–૨) મસબૂક સિજદએ સહવ અદા કરવામાં ઈમામની તાબેદારી કરે, સિજદએ સહવ ઈમામ સાથે અદા કરે, પરંતુ સહવના સલામમાં ઈમામની તાબેદારી ન કરે. મસબૂક સલામ પર મો ફેરવ્યા વગર ઈમામની સાથે સિજદએ સહવમાં ચાલ્યો જાય.

ثـم المسبوق انما يتابع لامام فى السهواى فى سجدتا السهو بان دون السـلام بل ينتظرالامام حتى بيسلم فيسجد فيتابعه فى سجود السهو لافى سلامه ۔ (بدائع: ۱۲۶/۱، درالمختارباب سجودالسهو: ۶۶۹/۱)

(૩) ઈમામના સિજદએ સહવના સલામની સાથે જો મસબૂક ઈમામની સાથે જાણી બુજીને શરીક થશે તો મસબૂકની નમાઝ ફાસિદ થઈ જશે.

وان سلم فان كان عامدًا انفسد صلاته . (بدائع: ١/١٧٦)

**અને જો મસબૂકે ઈમામના સલામની સાથે સહવ ભુલથી સલામ ફેરવશે તો નમાઝ ફાસિદ થશે નહી.**

وان كان مساهيالاتفسد (١/١٧٦)

**અને સિજદએ સહવ પણ પોતાની નમાઝના આખિરમાં લાઝિમ થશે નહી. એ જ પ્રમાણે ઈમામ જયારે નમાઝના પુરી થવા પર સલામ ફેરવે તો તે સલામમાં પણ મસબૂક ઈમામની સાથે શિરકત ન કરે.**

ولاسلم اذاسلم الامام (اي الخروج عن الصلوة) لان هذا السلام للخروج عن الصلوة وقد بقى عليه اركان الصلوة . (حواله مذكورة)

**હવે જો મસબૂક આ સલામમાં ઈમામની સાથે સલામમાં શરીક થશે તો જો જાણીબુજીને પોતાની નમાઝ બાકી છે એ યાદ હોવા છતાં સલામમાં ઈમામની સાથે શરીક થઈ જશે તો નમાઝ ફાસિદ થઈ જશે.**

فاذاسلم مع الامام فان كان ذاكرا لما عليه من ال____ فسدت صلوته لانه سلم عمدًا . (بدائع: ١/١٧٦)

**અને જો પોતાની નમાઝ બાકી હોવાનું યાદ ન હતું અને ભુલથી સલામમાં શરીક થઈ ગયો તો નમાઝ ફાસિદ થશે નહી હવે, ભુલથી સલામ ફેરવવામાં નમાઝ ફાસિદ નહી થાય; પરંતુ જો આ સલામ ઈમામના સલામની સાથે અથવા ઈમામની સલામની સાથે ને સાથે જ હશે તો મસબૂકના ઉપર પોતાની નમાઝના છેલ્લે આ સહવના કારણે સિજદએ સહવ વાજિબ નહી થાય અને ઈમામના સલામના પછી સલામ ફેરવશે તો પોતાની નમાઝના છેલ્લે તેના ઉપર સિજદએ સહવ વાજિબ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.** *(બદાઈઅ:૧/૧૭૬)*

## સિજદામાં બન્ને પગ જમીન પરથી ઉઠી જાય

**સવાલ :– ૫૨/૧૬**

ઝૈદ કોઈ કોઈ વખતે નમાઝમાં જમણા પગનો અંગુઠો મિલાવે છે તો શું નમાઝમાં આવી હરકતના કારણે ફસાદ આવશે ?

**જવાબ:– ૫૨/૧૬** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

ફકત પગનો અંગુઠો મિલાવે છે જેનાથી બન્નેવ પગ જમીન પરથી ઉઠી ન જતા હોય તો નમાઝમાં કોઈ નુકસાન અને ખલલ નહિ આવે. અલબત્તા બન્નેવ પગો જમીન પર મુકવાથી પહેલા ઉઠી જાય છે અને થોડીવાર પણ નથી ગોઠવાતા તો નમાઝ નહી થાય, એટલા માટે કે સિજદામાં બન્નેવ પગોને જમીન પર મુકવું જરૂરી છે. પરંતુ જમીન પર મુકયા પછી ઉઠી ગયા અથવા ઉઠી ગયા પછી મુકયા તો નમાઝ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## કુનૂતે નાઝિલા પઢવા વિષે

**સવાલ:– ૫૩/૧૭**

(૧) સોજીત્રાની મરકજ મસ્જિદમાં કુનૂતે નાઝિલા પઢે છે. ત્રણ નમાઝોમાં પઢે છે, ત્રણ નમાઝોમાં પઢવું જાઈઝ છે કે નથી ?

(૨) ઈમામ સાહેબ કુનૂતે નાઝિલા પઢે છે અને બધા જ મુકતદિઓ જોરથી આમીન કહે છે તો નમાઝ ફાસિદ થાય છે કે નહી ? અને ઈમામ સાહેબ પર ગુનોહ થાય કે નહી ?

(૩) કુનૂતે નાઝિલા કેટલા દિવસ પઢવી જરૂરી છે. અને સાથે સાથે હુલ્લડોના લીધે કેટલા દિવસ પઢવી જરૂરી છે ?

**જવાબ:– ૫૩/૧૭** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

(૧) અહનાફ (રહ.)જે મંતવ્યને અગ્રિમતા આપે છે તે મંતવ્ય મુજબ માત્ર કુનૂતે નાઝિલા ફજરની નમાઝમાં પઢવામાં આવે અને બીજા મંતવ્ય મુજબ બીજી જહરી નમાઝોમાં પઢવુ જાઈઝ છે.

*(શામી:૧/૪૫૧, કબીરી:૪૦૦)*

આપણા ઉલમાએ દેવબંદનો અમલ પણ માત્ર ફજરની નમાઝમાં પઢવાનો છે.

(૨) મુકતદિઓને કુનૂતે નાઝિલા આવડતુ ના હોય જેમકે આજ કાલ મોટે ભાગે મુકતદિઓને કુનૂતે નાઝિલા નથી આવડતુ જેથી મુકતદિઓ કુનૂતે નાઝિલાના દરેક ટુકડા પર ધીમેથી આમીન પઢવુ સુન્નત અને અફઝલ છે. જોરથી આમીન પઢવાથી નમાઝમાં ફસાદ થશે નહી. *(કબીરી:૩૦૨, ૪૦૩)*

(૩) કુનૂતે નાઝિલા જે વ્યાપક મુસીબત અને આફતને લઈ પઢવાનું

શરૂ કર્યુ તે મુસીબત અને આફતથી છુટકારો ના થાય અને જરૂરત જણાય ત્યાં સુધી પઢતુ રહેવુ, આયતે શરીફાનું ખતમ પણ જરૂરત જણાય ત્યાં સુધી ખતમ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# તરાવીહનું વર્ણન

## તરાવીહનો સમય

**સવાલઃ– ૫૪/૧૮**

શું ફરમાવે છે ઉલમાએ કિરામ ? રમઝાનુલ મુબારકનો ચાંદ દેખાયો નહિં, અને કોઈ જગ્યાએથી ચાંદ જોવાની પણ ખબર આવી નહિં, જેથી ઈશાંની નમાઝ અને વિતર પઢી લીધા, પરંતુ રાતે અગિયાર વાગ્યા પછી ચાંદની જાણ થઈ, તો એવા સમયે તરાવીહ પઢવી જરૂરી છે કે નહિં ? ઉપરાંત જો તરાવીહ પઢવી જરૂરી હોય તો વિતર વાજિબ બીજી વાર જમાત સાથે પઢવા જરૂરી છે કે નહિં ?

**જવાબઃ– ૫૪/૧૮** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

ووقتهابعد صلوة العشاء الى الفجرقبل الوتر وبعده فى الأصح

(شامى:١/٥٢٠)(شرح منية المصلى:٣٩٤+ فتاوى عالمغيريه:١/١١٥)

ونفس التراويح سنة على الاعيان عندنا...... والجماعة فيها سنة على الكفاے (عالمغيريه:١/١١٦)

ઉપરોકત અરબી લખાણથી પુરવાર થયું કે સહીહ કથન મુજબ તરાવીહનો સમય ઈશાંની નમાઝ પછી થી સુબ્હે સાદિક સુધી છે, અને એજ સમુદાયનું કથન છે, ભલે વિતરથી પહેલાં હોય કે પછી ! બન્ને રીતે જાઈઝ છે. પરંતુ વિતરથી પહેલાં પઢવુ અફઝલ છે.

હનફીયોના મતાનુસાર તરાવીહની નમાઝ સુન્નતે મુઅકકદહ છે અને જમાત સાથે પઢવુ પણ સુન્નત છે, શરીઅતની રૂએ કોઈ ઉજર ના હોય છતાં કોઈ છોડી દે તો ગુનેહગાર થશે.

પુછેલ મસઅલામાં રાતના જયારે પણ ચાંદ જોવાની ખબર આવે ત્યારે તરાવીહ પઢવી જોઈએ; ઈશાં અને વિતરની નમાઝ અદા કરી લીધા

પછી ચાંદની ખબર આવી જેથી હવે વિતરને ફરીવાર પઢવાની જરૂર નથી.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## નાબાલિગ છોકરા પાછળ ઔરતોની તરાવીહ

**સવાલ:– ૫૫/૧૯**

ઔરતો માટે તરાવીહની નમાઝ જમાત સાથે પઢવી જાઈઝ છે કે નહિ ? અમારે ત્યાં અમુક ઔરતો તરાવીહની નમાઝ જમાત સાથે પઢે છે અને નમાઝ પઢાવનાર નાબાલિગ છોકરો છે, અને નમાઝ પઢનાર ઔરતો ઈમામ માટે મહરમ અને ગેરમહરમ સૌ એકત્રિત હોય છે જેથી ઔરતોની નમાઝ અદા થશે કે નહિ ?

**જવાબ:– ૫૫/૧૯** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

નાબાલિગ પાછળ ફરજ અને તરાવીહ પઢવી જાઈઝ નથી હદીષ શરીફ અને મસાઈલની કિતાબોમાં નાબાલિગની ઈમામત વિષે સ્પષ્ટતા સાથે મનાઈ કરવામાં આવેલ છે. *(શામી:૧/૪૦૬)*

قال:ﷺ الامام ضامن والمؤذن مؤتمن۔ (اعلاء السنن:٢/١٤٤)

و الظاهر أن الضامن لابدان يكون اقوى من المضمون له وقال ﷺ وليؤمكما اكبركما اخرجه الشيخان۔(اعلاء السنن:٢/١٣٦) وعن ابن مسعودرضى الله عنه قال: لايؤم الغلام حتى تجب عليه الحدود۔(اعلاء السنن:٤/٢٩٨) وعن ابن عباس رضى اللهعنه قال:لايؤم الغلام حتى يحتلم۔ (اعلاء السنن:٤/٢٩٩)

ઉપરોકત હદીષોના કારણે નાબાલિગની ઈમામત જાઈઝ નથી. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# વિત્રની નમાઝનું વર્ણન

## શાફિઈ ઈમામ પાછળ રમઝાનની વિત્ર પઢવી

**સવાલ:– ૫૬/૨૦**

સલામ બાદ જણાવવાનું કે નીચેના સવાલનો જલ્દીથી ખુલાસાવાર જવાબ આપી શુક્રિયાનો મોકો ઈનાયત ફરમાવશો.

સાઉથ આફ્રિકામાં યુટનહેસ નામની નાની સીટી છે ત્યાં મુસલમાનોની વસ્તી છે જેમાં ૯૫ ટકા લોકો શાફેઈ છે અને ૫ ટકા લોકો હનફી છે, રમઝાન શરીફમાં વિતરની નમાઝમાં શાફેઈ ઈમામ બે રકાત ઉપર સલામ ફેરવી આપે છે અને પછી એક રકાત પઢે છે; હનફી લોકો પણ શાફેઈ ઈમામના પાછળ નમાઝ પઢે છે તો શું તેમની વિતરની નમાઝ થઈ જશે ? અમુક લોકોનું કહેવું છે કે જો વિતરની બે રકાત ઉપર સલામ ના ફેરવી દે તો નમાઝ થઈ જશે. શું એ ખરૂ છે ? અથવા તો હનફી લોકોએ વિતરની નમાઝ અલગ રીતે પઢવી પડશે ? ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની ફરમાવશો.

**જવાબ:–૫૬/૨૦** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

સર્વ પ્રથમ એ જાણી લેવામાં આવે કે શું શાફેઈ મઝહબના ઈમામ પાછળ હનફી મઝહબના મુકતદીની નમાઝ અદા થશે કે નહિ ? તે વિષે હનફી આલિમોમાં મતફેર છે અમુક આલિમો શાફેઈ ઈમામના મુકતદી બનવાની ના પાડે છે અને નાજાઈઝ લખે છે જયારે એમનાથી વિરૂધ જઈ અમુક આલિમો જણાવે છે કે કોઈ પણ વાંધા વિના જાઈઝ છે અને તેના માટે કોઈ બંધન લગાવતા નથી.

જયારે હનફી આલિમોમાં જેઓ મુહકકિકીન–તહકીક કરનાર આલિમો ગણાય છે તેઓએ ઉપરની બન્ને વાતોમાંથી વચલો માર્ગ ધારણ કરેલ છે; તેઓ જણાવે છે કે જો શાફેઈ ઈમામ પોતાના પાછળ નમાઝ પઢનારા હનફી મુકતદિયોની ફર્ઝ, વાજિબ વિગેરેમાં રિઆયત કરતો હોય અને તેની રિઆયત કરવાની ચોકકસ ખાતરી હોય તો તેવા ઈમામના મુકતદી બનવુ જાઈઝ છે અને જો તે એવી બાબતની રિઆયત ન કરતો હોય તો તેના મુકતદી બનવુ જાઈઝ નથી, અગર એ વિષે શક હોય કે રિઆયત કરે છે યા નથી કરતો તેના મુકતદી થવુ મકરૂહ છે.

હવે રહી વાત વિતરની નમાઝમાં શાફેઈ ઈમામની પાછળ પઢવા બાબત તો જો શાફેઈ ઈમામ નીચે દર્શાવેલ બાબતોનો ખ્યાલ રાખે તો તેની પાછળ વિતરની નમાઝ અદા કરવી સહીહ છે;

(૧) વિતરની ત્રણ રકાતો એક સલામ વડે પઢે (૨) અને બીજી

રકાતે બેસીને કાયદો કરે (૩) માત્ર વિતરની નિય્યત કરે કે હું વિતર પઢુ છું, નફિલ વિતર અથવા સુન્નત વિતરની નિય્યત ના કરે.

*(શામી:૧/૪૧૬, કબીરી:૪૪૪, તહતાવી:૨૯૪)*

સવાલમાં પુછેલ હનફી મુકતદિયોની વિતર નમાઝ અદા થશે નહી; હનફી લોકો વિતરની નમાઝ અલગ થઈને પઢે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## <u>રમઝાનની વિત્ર પછી નફિલ નમાઝ</u>

**સવાલઃ– ૫૭/૨૧**

ઈમામ અબૂ હનીફા (રહ.)ના મઝહબ પ્રમાણે ઈન્ડીયા કે પાકિસ્તાનમાં વિતરની નમાઝ પઢયા પછી બે રકાત નફિલ નમાઝ પઢે છે; ત્યારે અહિયાના ઈમામ સાહેબ અને બીજા નમાઝીઓનું કહેવુ છે કે વિતરની નમાઝ બાદ કોઈ નમાઝ પઢવી નહિં; ગુનેહગાર થશે શું એ ખરૂ છે ?

**જવાબઃ– ૫૭/૨૧** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

*વિતર પછી બે રકાત નફિલ નમાઝ પઢવી હુઝૂર (સ.અ.વ.)થી સાબિત છે. (કિફાયતુલ મુફતીઃ૩/૨૯૧)*

(૧) હઝરત આઈશા (રદિ.)ની રિવાયતમાં છે કે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) વિતર પછી બેસીને બે રકાત પઢતા; અને જયારે રૂકૂઅ કરવા ઈચ્છતા ત્યારે ઉભા થઈને રૂકૂઅ કરતા. *(અબૂ દાઉદઃ૧/૧૯૮)*

(૨) હઝરત ઉમ્મે સલમા (રદિ.) રિવાયત બયાન કરે છે અલ્લાહના રસૂલ (સ.અ.વ.)વિતર પછી બે રકાત પઢતા હતા. *(તિર્મિઝી : ૧/૧૦૮)*

(૩) હઝરત ઉમ્મે સલમા (રદિ.)ની આ જ રિવાયત મિશ્કાતમાં છે.

*(મિશ્કાતઃ૧/૧૧૩)*

(૪) હઝરત ષૌબાન (રદિ.) રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સ.અ.વ.)એ ફરમાવ્યુંઃ રાત્રે જાગતા રહેવું તકલીફનુ કામ છે, તમારામાંથી કોઈ જયારે વિતર પઢે ત્યારે બે રકાત નમાઝ પઢી લે; રાત્રે (નમાઝ પઢવા) ઉઠી જવાય તો સારૂ; નહિ તો આ બે રકાત તેના માટે તહજજુદની ગણાશે. *(મિશકાતઃ૧/૧૧૩)*

ઉપરોકત બધી હદીષોથી પુરવાર થાય છે કે અલ્લાહપાકના રસૂલ

(સ.અ.વ.) વિતરની નમાઝ પછી બે રકાત પઢતા હતા; આપને બેસીને નમાઝ પઢવાનો સવાબ પણ પુરો મળતો હતો; ઉમ્મતના માટે આ બે રકાત ઉભા થઈને પઢવી મુસ્તહબ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# કઝા નમાઝનું વર્ણન

## અસરની નમાઝ પછી કઝા નમાઝ

**સવાલઃ– ૫૮/૨૨**

અસરની નમાઝ પછી કોઈ નમાઝ પઢી શકાય નહિં, પણ અસરની પછી કઝાએ ઉમરી (ઝિન્દગીમાં છુટી ગયેલ નમાઝ)પઢી શકાય કે નહિ ?

**જવાબઃ– ૫૮/૨૨** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

અસરની નમાઝ પછી ઝિન્દગીમાં રહી ગયેલ કઝા નમાઝ સુર્ય પીળો થતાં પહેલા પઢી શકો છો.ફકત અલ્લાહ તઅલા વધુ જાણનાર છે.

*(ફત્હુલ કદીરઃ ૧/૨૦૭, શામીઃ ૧/૨૭૬,કિફાયતુલ મુફતીઃ ૩/૩૬૦)*

## ફજરની સુન્નતોની કઝા વિષે

**સવાલઃ– ૫૯/૨૩**

એક માણસ મસ્જિદમાં આવ્યો ત્યારે ફજરની નમાઝમાં કાયદએ અખિરામાં શામિલ થઈ ગયો, અને તેનાથી ફજરની સુન્નતો છુટી ગઈ છે. તો તે માણસ ફજરની સુન્નતની કઝા કરી શકે છે કે કેમ ? અને કરી શકે તો કયા સમયે ? તેનો ખુલાસા વાર જવાબ આપશો.

**જવાબઃ– ૫૯/૨૩** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

ફજરની સુન્નતો છુટી જાય તો તેની કઝા નથી, હાં ! જો તે ફજરના ફર્ઝની નમાઝ કઝા કરે તો તેની સાથે ફજરની સુન્નતોની પણ કઝા કરે. અને જો માત્ર સુન્નતો છુટી જાય તો તેવી સ્થિતિમાં સૂર્ય નિકળતા પહેલા તથા સૂર્ય નિકળ્યા પછી કોઈ પણ વખતમાં કઝા ન કરવામાં આવે. ઈમામ અબૂ હનીફા (રહ.) અને ઈમામ અબૂ યૂસુફ (રહ.)ના મત મુજબ અને ઈમામ મુહમ્મદ (રહ.)ના મત મુજબ સૂર્યોદય થયા પછી થી ઝવાલ પહેલાં પહેલાં સુન્નતોને પઢી લેવું બેહતર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૧/૬૭૨)*

## સિજદએ તિલાવતની કઝા

**સવાલ:– ૬૦/૨૪**

કુર્આન શરીફના સિજદા અમુક ટાઈમ પછી યાદ આવવાથી કરવા કેવુ છે ?

**જવાબ:– ૬૦/૨૪** حامدًا ومصليًا ومسلما۔ هوالموفق للصواب

સિજદાની આયત પઢવાથી અથવા સાંભળવાથી સિજદો વાજિબ થઈ જાય છે, જેનો છોડનાર ગુનેહગાર ગણાશે, સિજદાની આયત પઢયા બાદ તુરંત જ સિજદો કરવો વાજિબ નથી, તુરંત સિજદો કરે અને પછી મોડેથી કરે તો પણ સિજદો થઈ જશે, છતાં નમાઝથી બાહિર સિજદાની આયત પઢી હોય તો સિજદો તુરંત કરી લેવો સારૂ છે, વગર કારણે ઢીલ કરવી મકરૂએ તનઝીહી લખ્યુ છે અને જયારે પણ સિજદો કરશે અદા જ લેખાશે, તુરંત સિજદો ન કરી શકે તો આ દુઆ પઢી લેવી મુસ્તહબ છે: સમિઅ્ના વ અતઅ્ના ગુફરાનક રબ્બના વ ઈલય્કલ મસીર : પછી મોકો મળે ત્યારે સિજદો કરી લે. ફકત અલ્લાહ વધુ જાણનાર છે. *(શામી: ૧/૫૬૯)*

## કઝાએ ઉમરી વખતે તકબીરે તશરીક

**સવાલ:–૬૧/૨૫**

કઝાએ ઉમરી નમાઝ પછી જિલ્હજના ૯ ચાંદે શરૂ થતી તકબીર પઢવી ? એટલે ૯ ચાંદથી ફજરની કઝાએ ઉમરીની નમાઝ બાદ પઢવી ?

**જવાબ:–૬૧/૨૫** حامدًا ومصليًا ومسلما۔ هوالموفق للصواب

કઝાએ ઉમરીની નમાઝ પઢયા પછી અય્યામે તશરીકમાં તકબીરે તશરીક પઢવામાં ન આવે. ફકત અલ્લાહ તઅલા વધુ જાણનાર છે.

*(શામી:૧/૬૨૦)*

# મુસાફિરની નમાઝનું વર્ણન

## મુસાફિર તહકીક કર્યા વિના જમાતમાં શામેલ થાય

**સવાલ :– ૬૨/૨૬**

(૧) એક જગ્યાએ જમાઅતની નમાઝ થઈ રહી છે અને એક મુસાફિર છેલ્લા કાયદામાં શામેલ થઈ ગયો અને મુસાફિરને તે વાતની ખબર

નથી કે આ નમાઝ મુકીમોની છે કે મુસાફિરોની, તો આ મુસાફિર કઈ નમાઝની નિય્યત કરશે ? ઈકામતની કે કસરની ?

(૨) તે મુસાફિર કસરની નિય્યત કરી જમાઅતમાં શામેલ થઈ ગયો અને નમાઝ પછી તે મુસાફિરને તહકીક કરવાનો મોકો ન મળ્યો, તો મુસાફિરની નમાઝ સહીહ થશે કે નહી ? અને તે મુસાફિરે છેલ્લા કાયદામાં શામિલ થતી વખતે કસરની નિય્યત કરી અને કસર જ પઢી.

**જવાબઃ–૬૨/૨૬** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

(૧) મુસાફિર ઈકામતની હાલતમાં કોઈની ઈકતિદા કરે તો પુરી નમાઝની નિય્યત કરે અને અગર ગેરે ઈકામતની હાલતમાં કોઈની ઈકતિદા કરે તો કસરની નિય્યત કરે, હવે એવી સૂરત થઈ કે ઈકામતની હાલતમાં ઈમામને ચાર રકાત વાળી નમાઝમાં બે પર સલામ ફેરવી દીધી. અને લોકોને ખબર ન થઈ કે તેણે ભૂલથી બે પર સલામ ફેરવી છે કે સફરના લીધે તો નમાઝ દુરૂસ્ત નહી થાય. અને અગર ગેરે ઈકામતની હાલતમાં આવું થયું તો નમાઝ ફાસિદ નહી થાય કેમકે ત્યાં તેનું મુસાફિર થવું જાહીર છે.

(૨) ઈકતિદાની શરતોમાંથી એક શર્ત આ પણ છે કે ઈમામ મુસાફિર છે કે મુકીમ તેનાથી વાકિફ થવું જરૂરી છે ચાહે તે જાણવું પહેલેથી હોય કે પછી છેલ્લે. *(અલ બહર : ૧૪૬, શામી :૨૩૫)*

હવે સૂરતે મસ્અલામાં મુસાફિરને ઈમામની વાકિફિય્યત ન પહેલેથી છે ન પાછળથી થઈ એટલા માટે નમાઝ દુરૂસ્ત નહી થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# જુમ્અહનું વર્ણન

## જુમ્આના ખુતબા બાબત

**સવાલઃ– ૬૩/૨૭**

આજથી ૧૫–૨૦ વરસ પહેલા બાળકોને મદ્રસાનું પ્રાથમિક શિક્ષણ મળી રહે એ હેતુસર મદ્રસા માટે ત્રણ આવાસ (કવાટર્સ) વેચાણ કરી લીધા છે; દિન પ્રતિદિન મુસલમાનોની વસ્તી વધતાં એ જ મદ્રસાના આવાસોમાં પાંચ ટાઈમની નમાઝ અલ્હમ્દુ લિલ્લાહ જમાત સાથે થાય છે.

હવે અમુક વર્ગ જુમ્આનો ખુતબો શરૂ કરવા આગ્રહ રાખે છે જયારે અમુક વર્ગને મુકતદિયો વધુ પ્રમાણમાં થાય નહિ એ ભય છે કારણ કે મોટા ભાગના લોકો સરકારી કર્મચારીઓ છે;

હજુ સુધી જુમ્આનો ખુતબો શરૂ કર્યો નથી, વિશેષમાં મદ્રસાના મકાન ઉપર મસ્જિદ બનાવવાના ચક્રો અલ્હમ્દુલિલ્લાહ ગતિમાન થયા છે અને એ માટે મદ્રસાના ત્રણ આવાસો ઉપરાંત વધુ એક આવાસ (કવાટર્સ)નો વેચાણનો સોદો કર્યો છે જેની બાનાની રકમ પણ ચુકવી આપેલ છે અને ઈ.અ. ૩૧/૧૦/૮૯ સુધીમાં એનો કબ્જો મળી જશે.

ઉપરોકત બાબતો ધ્યાનમાં લઈ જુમ્આનો ખુતબો શરૂ કરવો કે કેમ ? તેની જાણ કરવા ગુજારિશ છે; વસાહતમાં મસ્જિદની તા'મીર માટે દુઆની દરખાસ્ત.

**જવાબઃ–૬૩/૨૭** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

જુમ્આને જામિઅતુલ જમાઅત અર્થાત અનેક જમાતોને એકત્રિત કરનાર પ્રસંગ લેખવામાં આવેલ છે; એ જ કારણે ઈમામ અબૂ યૂસુફ (રહ.) ફરમાવે છે કે એક વિસ્તારમાં બે જગ્યાથી વધુ જગ્યાએ જુમ્આ પઢવી જાઈઝ નથી. અને ઈમામ અબૂ હનીફા (રહ.)એક રિવાયતમાં એક જ જગ્યા પર પઢવાનું કહે છે; ઈમામ અબૂ હનીફા (રહ.)અને ઈમામ મુહમ્મદ (રહ.)નું સહીહ મંતવ્ય તો એ જ છે કે જે જગ્યા પર જુમ્આની નમાઝ અદા કરવાની શર્તો મૌજૂદ છે તે જગ્યા પર એકથી વધુ જગ્યાએ જુમ્આ પઢવામાં આવશે તો નમાઝ તો અદા થઈ જશે. *(કબીરીઃ ૫૫૧)*

અને જે જગ્યાએ જુમ્આની નમાઝ પઢવાની ફુકહાએ ઈજાઝત આપેલી છે; શહેર કે મોટા ગામડામાં જુમ્આની નમાઝ સહી થવા માટે જામે મસ્જિદ કે મસ્જિદ હોવુ શરત નથી બલ્કે શહેર અને તેના પરાઓમાં ગમે તે જગ્યા પર નમાઝ પઢવી સહીહ છે. *(કબીરીઃ૪૭૩)*

પુછેલ સવાલમાં વસાહતની આજુબાજુ બીજી મસ્જિદો છે અને ત્યાં જુમ્આની (નમાઝ અદા થવાની) શરતો મૌજૂદ હોવાના કારણે જુમ્આ થાય છે તો વસાહતવાળાઓએ ત્યાં જુમ્આ અદા કરવી જોઈએ. જેથી જુમ્આનો હેતુ પુરો થાય.

છતાં મસ્જિદે ના જાય અને જે જગ્યાએ નમાઝ થાય છે જેમાં કોઈ પણ નમાઝ પઢનાર આવનારને રોકવામાં ના આવતો હોય તો તે જગ્યાએ જુમ્આની નમાઝ પઢશો તો જુમ્આ તો અદા થઈ જશે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

## ગામડામાં જુમ્આ વિષે

**સવાલઃ– ૬૪/૨૮**

નીચે જણાવેલ મસ્અલાનો ક્રમવાર વિગતથી જવાબ આપવા અરજ છે.

(૧) અમારા ગામમાં મુસ્લિમોના આશરે ૩૫ ઘરો છે, જેની કુલ વસ્તી આશરે ૨૫૦ છે; મુસ્લિમ તથા બિનમુસ્લિમની આશરે ૫૦૦ ની કુલ વસ્તી છે; તો અમારા ગામે જુમ્આ થશે ?

(૨) શરીઅતની રૂએ જુમ્આની નમાઝ થતી ન હોય તો શું અમારે ઝોહરની નમાઝ પઢવી જોઈએ ?

(૩) હાલમાં અમારા ગામમાં વરસોથી જુમ્આની નમાઝ તથા ઈદની નમાઝ થાય છે તો શું અમારે જુમ્આની નમાઝ ચાલુ રાખવી કે બંધ કરવી ?

(૪) કેટલાક ભાઈઓનું કહેવું છે કે જુમ્આ પહેલેથી ચાલુ છે તો હવે એને બંધ કરવી બેહતર નથી; તો શું અમે જુમ્આની નમાઝ અદા કરીએ તો ચાલશે ? અથવા હમારા જીમ્મે ઝોહર બાકી રહેશે ?

(૫) હાલમાં અમારા ગામમાં કેટલાક ભાઈઓ ઘણાં વખતથી જુમ્આના દિવસે ઝોહરની નમાઝ અલાયદી પઢી લે છે; તો શું એ રીતે ઝોહરની નમાઝ પઢવી યોગ્ય છે ? કે પછી જુમ્આ પઢવા માટે ભરૂચ શહેર જે ૧૫ કિ.મી.દૂર છે ત્યાં જવુ પડશે ?

(૬) અત્યારે ચારેક મહીનાથી ગામમાં બીજી મસ્જિદ પુરા ગામના મશવેરાથી બાંધવામાં આવી છે, પરંતુ જુમ્આની નમાઝ જુની મસ્જિદમાં જ ચાલુ છે, જયારે નવી મસ્જિદમાં અમુક ભાઈઓ જુમ્આના દિવસે ઝોહરની નમાઝ બાજમાઅત પઢી લે છે આ અંગે ગામમાં બધા લોકો જાણે છે તો શું આ ભાઈઓ નવી મસ્જિદમાં ઝોહર અદા કરશે તો શરીઅતની રૂએ કોઈ વાંધો આવશે ?

(૭) અમુક ભાઈઓ ફિતનાના ડરથી જુમ્આના દિવસે જુની

મસ્જિદમાં જુમ્આની નમાઝ પઢી લે છે તો ફિતનાની વ્યાખ્યા શું ? જો કે તે ભાઈઓ અગર ઝોહરની નમાઝ પઢી લે તો કોઈ વાંધો ઉઠાવતુ નથી; દરેક પોતાના અમલ માટે આઝાદ છે.

ઉપરોકત બાબતે આપ સાહેબ કુર્આન અને હદીષની રોશનીમાં ક્રમાનુસાર જવાબ આપશો તો એહસાનમંદ થઈશ.

**જવાબ:– ૬૪/૨૮** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

હનફી મસલક પ્રમાણે જુમ્આની નમાઝ અદા થવા માટે અમુક શર્તો છે; જેમાની એક શર્ત શહેર અથવા કસબો હોવુ જરૂરી છે;

શહેરની વ્યાખ્યા ઘણા પ્રકારે કરવામાં આવી છે કે તેમાં પોલીસ ચોકી હોય, અથવા જીવન જરૂરતની વસ્તુઓ મળતી હોય અથવા અમુક હજારની વસ્તી હોય; આપે આપના ગામની જેટલી વસ્તી લખેલી છે તે જુમ્આની નમાઝ સહી થવા માટે કાફી નથી, માટે હનફી મસ્લક પ્રમાણે આપના ગામમાં જુમ્આ સહી થશે નહિ.

શરીઅતે દરેક ઈબાદતની અમુક શર્તો અને મસ્લિહતો રાખી છે તે પ્રમાણે અદા કરવાથી જ ઈબાદત અદા થશે; જુમ્આ જેવી શરીઅતની મહાન ઈબાદત (ઈસ્લામી શાનો શૌકતનું પ્રતિક)નાના ગામડામાં અદા થઈ સકતી નથી.

પરંતુ જો વરસોથી જુમ્આ તથા ઈદની નમાઝ પઢવામાં આવતી હોય અને રોકવાથી લડાઈ–ઝઘડો તથા ફિતનાનો અંદેશો હોય તો જુમ્આની નમાઝ બંધ કરવામાં ન આવે.

જે લોકો જુમ્આ ન પઢે તેમની ટીકા ન કરવામાં આવે, તે પોતાની ઝોહરની નમાઝ પઢી લે. *(કિફાયતુલ મુફ્તી: ૩/૨૦૭ તથા ૨૧૦)*

(૨) શર્ઈ મસ્અલા પ્રમાણે તો આપ લોકોએ ઝોહર જ પઢવી જોઈએ.

(૩) કોઈ પણ પ્રકારના લડાઈ–ઝઘડા તથા ફસાદ વગર લોકો પોતાની સ્વેચ્છાએ જુમ્આ પઢવાની છોડી આપે તો ઝોહર પઢવી જોઈએ.

(૪) કેટલાક ભાઈઓના કહેવા પ્રમાણે જો જુમ્આ બંધ કરાવવી બેહતર ન હોય તો આપની જુમ્આ અદા થઈ જશે. ઝોહરની નમાઝ આપના

જિમ્મે બાકી નહિ રહેશે.

મુફતીએ આ'ઝમ (રહ.)આ પ્રકારના સવાલના જવાબમાં ફરમાવે છેઃ

"જો એક લાંબા સમયથી જુમ્આની નમાઝ પઢવામાં આવતી હોય તો તેવા સમયે હનફી મઝહબના સિંધ્ધાતો મુજબ તો એને બંધ કરી દેવામાં આવે એટલે બંધ કરી આપવી જરૂરી છે, પરંતુ લાંબા સમયથી ચાલી રહેલ જુમ્આને બંધ કરવામાં જે ફિતનાઓ અને ઉપાષણો ઉભા થાય છે તેને જોતાં આ મસઅલામાં હનફીયોએ શવાફેઅના મસલક ઉપર અમલ કરવો જાઈઝ છે અને તેઓ જયારે શાફેઈ મસલકના ઉપર અમલ કરીને જુમ્આ પઢશે તો પછી ઝોહર સિરે ઉતરી ન જવાનો કોઈ અર્થ જ નથી રહેતો. (ઉકત) મસઅલો મતભેદ વાળો છે અને ફિતનાઓ ઉત્પન્ન થવાના કારણે અન્ય મસલક ઉપર અમલ કરવો જાઈઝ છે. *(કિફાયતુલ મુફતીઃ૩/૨૧૫)*

(૫) એમના માટે ઝોહર પઢવી યોગ્ય છે, અને જો શૌખ તથા હિંમત હોય તો નજીકના કસબા કે શહેરમાં જવું બેહતર છે; વાજિબ નથી.

*(ફતાવા રહીમિય્યાઃ૩/૩૯૨)*

(૬) લડાઈ ઝઘડાની બીક ન હોય જેમકે આપના કહેવાથી માલુમ પડે છે તો ઝોહર અદા કરવામાં કોઈ વાંધો આવશે નહિં.

(૭) ફિતનાનો શબ્દ કુર્આન શરીફમાં ઘણી જ જગ્યાએ આવ્યો છે; દરેક જગ્યાએ એનો અર્થ વિભિન્ન પ્રકારનો થયેલો છે, પરંતુ ભાવાર્થ લડાઈ—ઝઘડો અને ફસાદ થાય છે;

વધુ વ્યાખ્યા આપ એ ભાઈઓને જ પૂછી લેશો. અથવા ગામનુ વાતાવરણ અને લોકોનો સ્વભાવ તથા દીન પ્રત્યેની એમની લાગણીઓ જોઈ આપ પોતે સમજી શકો છો.અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# ઈદનુ વર્ણન

## ઈદની નમાઝ ખુત્બા વિના પઢવી

**સવાલઃ— ૬૫/૨૯**

વાજિબની કઝા ખરી ? જેમકે ઈદની નમાઝ ખુતબા વગર પઢવી ?

**જવાબઃ—૬૫/૨૯** حامدًا ومصليًا ومسلما ـ هو الموفق للصواب

ઈદની નમાઝ ખુતબા વગર અદા કરવામાં આવી છે તો નમાઝ તો

અદા થઈ ગઈ, એ નમાઝ અને ખુતબાને ફરીથી અદા કરવાની જરૂરત નથી ખુતબા વગર ઈદની નમાઝ અદા કરવી સુન્નતના વિરૂધ ગણાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૧/૬૧૧)*

## સ્ત્રી ઉપર ઈદની નમાઝનો હુકમ

**સવાલ:– ૬૬/૩૦**

શું ઈદની નમાઝ સ્ત્રી ઉપર વાજિબ છે ?

**જવાબ:–૬૬/૩૦** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

ઈદની નમાઝ સ્ત્રી ઉપર વાજિબ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ફતાવા આલમગીરી: ૧/૧૪૪)*

## રમઝાનના રોઝા ના રાખે તો ઈદની નમાઝ પઢાય ?

**સવાલ:– ૬૭/૩૧**

જે માણસે રમઝાન શરીફના રોઝા રાખ્યા નથી તો તેના માટે ઈદના દિવસે ઈદગાહમાં જવું કેવું છે ? અને શરીઅત શું બતાવે છે ? તે ખુલાસાવાર લખશો.

**જવાબ:–૬૭/૩૧** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

શર્ઈ ઉઝર વિના રમઝાનુલ મુબારકના રોઝા ન રાખનાર ગુનાહને પાત્ર છે હદીસ શરીફમાં રમઝાનુલ મુબારકનો રોઝો ના રાખનાર વિષે સખત વઈદ આવેલી છે. પરંતુ તેના લઈને તેને ઈદગાહમાં ઈદની નમાઝ અદા કરવા માટે આવવાથી શર્ઈ દ્રષ્ટિએ રોકવામાં નહી આવે બલ્કે જો એ સમજીને કે મે રમઝાનુલ મુબારકના રોઝા રાખ્યા નથી મારા પર ઈદની નમાઝ નથી તો તેનો આ ખ્યાલ ગલત છે અને ઈદની નમાઝ ના પઢવાનો ગુનોહ પણ લાગુ પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## વરસાદના કારણે મસ્જિદમાં ઈદની નમાઝ

**સવાલ:– ૬૮/૩૨**

હમારે વહાં મોહલ્લેમે બારિશ કી વજહસે ઈદકી નમાઝ દો બાર પઢી જાતી હૈ. ઉસી મહોલ્લેમે એક છોટી મસ્જિદ હૈ. ઉસે બંધ રખી જાતી હૈ, ઓર બડી મસ્જિદમેં ઈદકી નમાઝ દો બાર પઢી જાતી હૈ. ઓર ઈદ કે રોઝ

સુબહકી નમાઝસે હી એઅલાન કિયા જાતા હે કે, ઈદકી પહેલી નમાઝ ફુલા બજે હોગી ઓર દુસરી નમાઝ ફુલાં બજે હોગી અબ યહાં બાઝોકા કહેના હૈ ઈદકી નમાજ જો દુસરી પઢી જાતી હૈ વો મકરૂહ હોતી હૈ, ઓર બાઝોંકા કેહના હૈ કે બગેર કરાહત નમાઝ હો જાતી હૈ.

લિહાઝા આપ બરાએ મહેરબાની કુર્આન ઓર હદીસકી રોશનીમે તફસીલ કે સાથ સમજાએ. અગર મકરૂહ હૈ તો મકરૂહે તનઝીહી યા મકરૂહે તહરીમી હે ? યા બગેર કરાહત કે નમાઝ હો જાતી હૈ ? વો આપ તફસીલ સે સમજાએ.

**જવાબઃ– ૬૮/૩૨** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

ઈદકી નમાઝ શહરસે બાહિર જાકર ઈદગાહમે પઢના મસનૂન હે.

ولخروج الى المصلى وهى ---- سنة وان كاسعهم الجامع وعليهم عامة الم---- (منية المصلى : ٥٧١)

ઈદકી નમાઝ અદા કરને કે વાસ્તે ઈદગાહ કી તરફ (જંગલકી તરફ નિકલના સુન્નત હે, શામી મે ભી યે મસ્અલા ઈસી તરહ બયાન કિયા ગયા હે. (શામીઃ૧/૫૫૭) ઓર શહરમે બગેર ઉઝર કે નમાજે ઈદ પઢના મકરૂહ હે અગરચે નમાઝ તો હો જાએગી મગર સવાબ કમ હોગા ઓર અગર ઉઝર હો તો જૈસે બારિશ વગૈરા તો બિલા કરાહત જાઈઝ હે.

*(કબીરીઃ ૫૭૨, શામીઃ૧/૫૫૭)*

અબ સૂરતે મસ્અલા કે બારે મે કે ઈદકી નમાઝ એક હી મસ્જિદ મે દો મરતબા પઢી જાએ, સવાલ મે બતાઈ હુઈ તફસીલ કે સાથ તો ઈસ તરહ તકરારે જમાઅતે ઈદ ભી મકરૂહ હે જેસે કે મુફતિયાનને ઓર નમાઝો કા હુકમ બયાન કિયા હે કે મહલ્લે કી મસ્જિદ મે મહોલ્લેવાલોં ને અઝાન કે એઅલાન સે જમાઅત કી ઉસકે બાદ દુસરી જમાઅત અદા કી ગઈ તકરારે એઅલાન કે સાથ. દુસરી સૂરત યે હે કે પહેલી જમાઅત તો એઅલાન કે સાથ હુઈ ઓર દુસરી જમાઅત અઝાનકે એઅલાન કે બગેર હુઈ તો ઈન દોનો સૂરતો મે તમામ કે નજદીક તકરારે જમાઅત મકરૂહે તહરીમી હે. શામી મે હે કે :

العلامة الشيخ رحمة الله -----

ઈદ કી નમાઝ કે વાજિબ હોને કે વોહી શરાઈત હે જો જુમ્આ કી નમાઝ કે વાજિબ હોને કે શરાઈત હેં, ઓર જુમ્આ કી નમાઝ કી તકરાર કે બારે મે તહાવી શરીફમે હે કે હઝરત ઉમર (રદિ.) જુમ્અહ કી નમાઝ કે બાદ ઉસી જૈસી નમાઝ પઢના મકરૂહ સમજતે થે. *(અહસનુલ ફતાવા: ૨/૩૨૫)*

જબ હઝરત ઉમર (રદિ.)કી ઈસ બાત સે યે માલૂમ હુવા કે જુમ્અહ કી નમાઝ એક મરતબા અદા હો જાને કે બાદ દૂસરી મરતબા પઢના મકરૂહ હે તો ઈદકી નમાઝ કે તકરાર કા ભી યેહી હુકમ હોગા. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ઈદની નમાઝ જુમ્આ મસ્જિદમાં પઢવા બાબત

**સવાલ:– ૬૯/૩૩**

ઈદની નમાઝ ઈદગાહના બદલે ગામ (શહેર)ની જુમ્આ મસ્જિદમાં પઢવાથી અદા થઈ જશે ?

**જવાબ:– ૬૯/૩૩** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

ઈદની નમાઝ જુમ્આ મસ્જિદમાં પઢવાથી અદા થઈ જશે, પરંતુ ઈદગાહમાં પઢવી સુન્નત છે. કોઈ કારણ વગર ઈદગાહમાં નમાઝ અદા ન કરવી સુન્નતના વિરૂધ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૧/૭૭૬, આલમગીરી : ૧/૧૫૦)*

# તકબીરે તશરીકનું વર્ણન

## તકબીરે તશરીક વિષે સંપૂર્ણ ખુલાસો

**સવાલ:– ૭૦/૩૪**

(૧)ઈદુલ ફિત્રના દિવસે તકબીરે તશરીક બુલંદ અવાઝથી પઢવું અને ઘેરથી નીકળતાં બુલંદ અવાઝથી પઢતાં પઢતાં મસ્જિદ અથવા ઈદગાહમાં જવું અને ત્યાં પછી મસ્જિદ માં પણ ઘણાં એહતિમામથી પઢવુ અને ઈદની નમાઝ બાદ ઈમામ સાહબ સલામ ફેરવે ત્યારે તકબીરે તશરીક પઢવું કેવું છે ? તો ઈદુલફિત્ર (રમઝાન ઈદ)ના દિવસે તકબીર કેવી રીતે પઢવી જોઈએ ? આહિસ્તા પઢવામાં કોઈ વાંધો છે ?

(૨) ઈદુલ અદહા (બકરા ઈદ)ના દિવસે ઉપર મુજબ તકબીરે

તશરીક પઢી શકાય કે કેમ ? અને પઢી શકાય તો કેવી રીતે ? સુન્નત મુજબ અમલ બતાવશો. ?

(૩) બકરા ઈદના ત્રણ દિવસોની અંદર જો જુમ્આ આવે તો તેમાં જુમ્આની નમાઝ બાદ ઈમામ સાહબ સલામ ફેરવે એ ટાઈમે તકબીરે તશરીક પઢવી કે કેમ ? દા.ત. જુમ્આ, શની, રવી ઈદ હોય તો આ જુમ્આએ તકબીર પઢવું કેવું છે ?

રમઝાન ઈદ અને બકરા ઈદના વિષે તકબીર પઢવાના બાબત ફરક બતાવશો.

<u>**જવાબ:–૭૦/૩૪**</u> حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

(૧) ઈદુલ ફિત્રની નમાઝ માટે ઈદગાહ–મસ્જિદ તરફ જતાં રસ્તામાં ધીમેથી તકબીર પઢતા જવું મુસ્તહબ છે અને ઈદગાહ અથવા મસ્જિદ માં પહોંચ્યા પછી તકબીર પઢવાનું બંધ કરી આપે, આ જાહેરી રિવાયત છે અને એને જ પ્રાધાન્ય આપવામાં આવે છે; અને અમુક મંતવ્યો મુજબ ઈદની નમાઝ શરૂ થતાં સુધી તકબીર પઢવાની છુટ છે, પરંતુ અમુક જગ્યાઓ પર એક માણસ બુલંદ અવાઝથી તકબીર કહી ચુપ થઈ જાય છે ત્યાર પછી ઈદગાહ કે મસ્જિદ માં જે નમાઝીઓ હોય તે બધા એક સાથે અવાઝને મેળવી બુલંદ અવાઝથી તકબીર પઢે છે આ પ્રમાણે તકબીર પઢવી સુન્નતના વિરૂધ્ધ અને બિદઅત છે અને તે છોડવાને પાત્ર છે; હુઝૂર (સ.અ.વ.)નો પાક ઈરશાદ છે કે " તમે તમારી જાત પર નરમી કરો, તમે કોઈ ગુંગાને કે ગેરહાજરને નથી સંભળાવતા. *(મિશ્કાત:૧/૧૨૫)*

અને જો ઊંચા અવાઝે અને નમાઝ થતાં સુધી તે પઢવું જ હોય તો પછી દરેક માણસ પોત પોતાની રીતે તકબીર પઢે અને અવાઝ એટલા જોરથી કરે કે આજુ બાજુના બે ત્રણ માણસ સાંભળી શકે; ન તો વધારે ઊંચા અવાઝે પઢે અને ન બીજાના અવાઝ સાથે તાલ મેળવી પઢવાનો પ્રબંધ કરે.

*(મરાકિયુલ ફલાહ: ૫૩૭ ,શામી: ૧/૬૧૯ અને ૬૨૦,કબીરી:૪૯૪)*

(૨) બકરા ઈદના દિવસે તકબીર પઢવાનો હુકમ પણ ઈદુલ ફિત્રની જેમ જ છે, તફાવત માત્ર એટલો છે કે બકરા ઈદના દિવસે ઘેરથી ઈદગાહ કે મસ્જિદ જતાં રસ્તામાં ઊંચા અવાઝે પઢવું મુસ્તહબ છે.

(૩) બકરા ઈદના સમયે તકબીરે તશરીકના દિવસોમાં જુમ્આ આવી જાય તો જુમ્આની નમાઝ પછી પણ તકબીરે તશરીક પઢવામાં આવે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## તકબીરે તશરીક સ્ત્રી માટે પઢવું કેવું છે ?

**સવાલઃ– ૭૧/૩૫**

ઈદના દિવસોમાં તેમજ ૯મી ઝિલહજની સવારથી ૧૩મી ઝિલહજ સુધી દરેક નમાઝ પછી તકબીરે તશ્રીક સ્ત્રી માટે પઢવુ જાઈઝ છે કે નહી ? તે જણાવશો.

**જવાબઃ–૭૧/૩૫** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

સ્ત્રી જો એવા માણસ પાછળ નમાઝ અદા કરે જેના પર તકબીરે તશ્રીક વાજિબ છે. તો ઓરત ઉપર તકબીરે તશ્રીક વાજિબ નથી. પરંતુ પઢવી બેહતર છે. કેમકે સાહિબેન (ઈમામ મુહમ્મદ તથા ઈમામ અબૂ યૂસુફ (રહ.))ના મઝહબમાં સ્ત્રી પર તકબીર પઢવી વાજિબ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ૧/૫૬૪)*

# નમાઝના પરચુરણ મસાઈલ

## ઔરતોના સિજદા કરવાની રીત

**સવાલઃ– ૭૨/૩૬**

સ્ત્રીઓ નમાઝમાં કૌવમાથી સિજદામાં જવાના સમયે જમીન ઉપર ટેકો લગાવીને જાય છે તો એવું કરવામાં કંઈ વાંધો તો નથી ? ગુંઠણ ટેકવીને બેસી જઈ સિજદામાં જાય છે; તો સ્ત્રીઓ કેવી રીતે સિજદામાં જાય ?

**જવાબઃ– ૭૨/૩૬** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

હઝરત થાનવી (રહ.)એ સ્ત્રીઓને સિજદો કરવાની જે રીત લખેલ છે તે આ છે (રૂકૂઅ કરીને) જયારે સંપૂર્ણ ઉભી થઈ જાય ત્યાર પછી અલ્લાહુ અકબર કહેતાં કહેતાં સિજદામાં જાય, ઝમીન ઉપર પ્રથમ ગુંઠણ રાખે પછી કાનો સામે હાથ રાખે, અને આંગણીઓ ખૂબ મેળવી લે, પછી બન્ને હાથો વચ્ચે માથુ રાખે. *(બેહિશ્તી ઝેવર :૨/૧૭)*

મસાઈલની કિતાબોથી એ પૂરવાર થાય છે કે પુરૂષ અને સ્ત્રીની સિજદામાં જવાની એક જ રીત છે અને તે મસનૂન રીત છે જેથી સ્ત્રીઓ પણ પુરૂષના જેમ જ સિજદામાં જાય, જે સ્ત્રીઓ આ મસનૂન રીતની વિરૂધ્ધ કરે છે તેના કારણે નમાઝમાં કોઈ પણ પ્રકારનો ફસાદ ઉત્પન્ન થશે નહિ.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# મસ્જિદનું વર્ણન

## મસ્જિદના બાંધકામથી મુકત રાખેલ જગ્યા

**સવાલઃ– ૭૩/૩૭**

એક મસ્જિદને કિબ્લા તરફથી લગભગ ૩ ફુટ જગ્યા મુકી નવું બાંધકામ લીધુ હોય આમ કરવાનું કારણ હવા, ઉજાસ અને સફોનો વધારો વગેરે હોય તો જાઈઝ છે કે કેમ ?

**નોટઃ–** નવુ બાંધકામ લગભગ ૧૦ ફુટ જમીનથી ઉપર પુરૂ થયુ છે અને કિબ્લા તરફનું મકાન બિનમુસ્લિમનું હોવાથી કોઈ સહુલત મળવાની આશા નથી.

**જવાબઃ–૭૩/૩૭** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

કિબ્લા તરફ જે જગ્યા મસ્જિદની બાંધકામમાંથી મુકત રાખવામાં આવી છે તો આવું કરવું જાઈઝ છે. મસ્જિદ માટે જેટલી જગ્યા વકફ કરવામાં આવી હોય તે બધી જ જગ્યા પર બાંધકામ કરવું જરૂરી નથી. હાં ! તે જગ્યા મસ્જિદના જ હુકમમાં ગણાશે. જેથી તે જગ્યાને સ્વચ્છ રાખવી અને તે જગ્યાને બીજા કોઈ કામમાં લેવી જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## જમાતખાનુ નીચે રાખવું

**સવાલઃ– ૭૪/૩૮**

વલસાડમાં નાના તાઈવાડની મસ્જિદના ટ્રસ્ટીઓ પૈકી હું પણ એક ટ્રસ્ટી છું અને મસ્જિદ આશરે ૧૦૫ વરસ જુની હતી, એ મસ્જિદ માં જમાતખાનુ નીચે ઝમીન ઉપર હતું, અને જયારે વધારે નમાઝીયોના કારણે ઉપરના જમાતખાનામાં નમાઝ પઢાતી હતી, ઈમામ ઝમીન પરના જમાતખાનામાંથી નમાઝ સાથે પઢાવતા હતા.

હવે જુની મસ્જિદ નાની પડતાં શહીદ કરીને નવી મસ્જિદનું બાંધકામ ચાલુ છે. અને નવી મસ્જિદમાં જમાતખાનું કયાં રાખવુ એ અંગે કેટલાક સવાલો ઉપસ્થિત થયા છે, તો તે અંગે આપ શરીઅતની રોશનીમાં જવાબ આપવા મહેરબાની કરશોજી અને રેહબરી આપશોજી.

(૧) મસ્જિદ આશરે ૧૦૫ વરસ જુની છે જયાં જુની મસ્જિદની તામીરથી આજ સુધી જમાતખાનુ નીચે જમીન ઉપર હતું અને જમાત સાથે નમાઝ અને જુમ્આનો ખુત્બો પઢાતો હતો જયાં બુઝુર્ગાને દીન પણ નમાઝ પઢી ગયા છે.

(૨) નવી તામીરની મસ્જિદમાં જમાતખાનુ નીચે ન રહેતા ઉપરના ભાગે જમાતખાનુ લઈ જવું કે કેમ ? જમીનનો હક અદા થાય કે કેમ તે વિગતવાર હદીષથી રેહબરી આપશોજી.

(૩) ઝઈફ અને આધેડ વયના માઝૂર મુસલ્લીઓ જમાતખાનું નીચે રહે એવું ઈચ્છે છે; તો શું કરવું ? જમાતખાનુ ઉપર લઈ જવું કે નીચે જમીન ઉપર જમાતખાનુ રાખવું ?

(૪) ખુતબાનો મિમ્બર કયાં રાખવો ? તથા ઈમામ નમાઝ કયાંથી પઢાવે ? જો જમાતખાનુ ઉપરના માળે રાખે તો નીચે મિમ્બર રાખી શકાય કે કેમ ? બન્ને જગ્યાએ મિમ્બર રાખી શકાય કે કેમ ?

(૫) અમારી મસ્જિદની ચારેવ બાજુ રસ્તા આવેલા છે, અવાઝ અને ઘોંઘાટને લઈને જમાતખાનુ ઉપર રાખી શકાય કે કેમ ? બીજા માળ ઉપર જમાત કરે તો આશરે ૩૦ પગથિયાં ચઢવા અને ઉતરવા પડે; બીજુ કે બૈતુલખલા, હોઝ, પેશાબખાનુ નીચે જ નવી મસ્જિદ માં પણ આવેલ છે એવી સૂરતમાં જમાતખાનુ નીચે કે ઉપર રાખવું હિતાવહ છે ? તે જણાવશો.

(૬) ફજર અને મગરિબ નીચે જમાતખાનામાં નમાઝ પઢી શકાય કે કેમ ? અથવા ઝોહર, અસર, ઈશા ઉપરના જમાતખાનામાં નમાઝ ઈમામ સાથે પઢી શકાય કે કેમ ? અથવા વખતની નમાઝ નીચે પઢી જુમ્આના દિવસે ખુતબો અને નમાઝ ઉપરના જમાતખાનામાં પઢી શકાય કે કેમ ? તે વિષે રોશની આપશો.

જમાતખાનુ નીચે જમીન ઉપર રાખવું કે ઉપર માળ ઉપર લઈ જવું ?

એ વિષે હદીષની રોશનીમાં જવાબ આપશો. જમીનનો હક અદા થાય કે કેમ?

**જવાબઃ–૭૪/૩૮** حامدًا و مصليًا و مسلما ۔ هو الموفق للصواب

મસ્જિદ પાતાળથી લઈ આકાશ સુધી મસ્જિદ છે, જેથી ઉપરના ભાગે જમાતખાનુ બનાવી શકાય છે, ત્યાં પણ નમાઝ પઢવાનો એટલો જ સવાબ મળશે જે નીચેના જમાતખાનામાં પઢવાનો મળે છે.

બે માળની મસ્જિદ બનાવવામાં આવે, ગ્રાઉન્ડ ફલોરમાં નમાઝ શરૂ કરવામાં આવે, ગ્રાઉન્ડ ફલોર ફુલ થઈ જાય તો બાકી મુસલ્લીઓ પહેલા માળે ઈમામની ઈકતિદામાં નમાઝ અદા કરે, જેથી મોટી ઉમરના લોકોની જમાત ન છુટે, જયારે કે માળ ઉપર જવા માટે ૩૦ પગથિયાં ચઢવા–ઉતરવા પડે, તો તેવી સ્થિતીમાં મોટી ઉમરના ઘરડા અને કમઝોર લોકો જમાતના સવાબથી મહરૂમ રહી જશે, જેથી બેહતર તો એ છે કે જગ્યાની તંગી હોય તો બીજો માળ લેવામાં આવે, પરંતુ ઈમામનો મુસલ્લો નીચેના જમાતખાનામાં રાખવામાં આવે.

ઈમામ નીચેના જમાતખાનામાં નમાઝ પઢાવે અને ખુતબો આપે. ઈમામ મસ્જિદના જે ભાગમાં નમાઝ પઢાવે તે ભાગમાં મેહરાબ રાખવામાં આવે, મુસલ્લીઓની રાહત જેમાં હોય તે પ્રમાણે બધી નમાઝો જમાત સાથે ઉપર નીચે દરેક જગ્યાએ અદા કરી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મસ્જિદમાં હોઝ બનાવવા બાબત

**સવાલઃ– ૭૫/૩૯**

જુની મસ્જિદના જમાતખાના નીચે (ભોંય તરયો) હોઝનું પાણી છે અને વુઝૂની બેઠકો જમાઅતખાનાની બહાર છે. પરંતુ નવી મસ્જિદ જે બનાવી છે. તેમાં જમાઅતખાનાનુ લેવલ ઊંચુ કરીને આખી હોઝ જમાઅતખાનાની નીચે બેઠકો સાથે બનાવી છે તો શરીઅતનો કોઈ વાંધો છે કે નહી ? તેનો ખુલાસો કરવા વિનંતી.

**જવાબઃ–૭૫/૩૯** حامدًا و مصليًا و مسلما ۔ هو الموفق للصواب

એક વખતે જે જગ્યાએ મસ્જિદ બની ગઈ તો હવે તે જગ્યા મસ્જિદના ઉપરનો ભાગ અર્શે ઈલાહી સુધી અને નીચેનો ભાગ તહતુસ્સરા

સુધી મસ્જિદમાં શામેલ છે. *(શામી: ૧/૫૮૫)*

એ જ પ્રમાણે મસ્જિદમાં કોઈ એવું કામ કરવામાં ના આવે કે જેનાથી મસ્જિદની તોહીન અને તેનાથી મસ્જિદમાં ગંદગી થાય. *(બહર: ૫/૨૭૧)*

સવાલમાં દર્શાવ્યા મુજબ જુના જમાઅતખાનાની જગ્યા પર હોઝ બનાવી શકતા નથી કારણ કે એ જગ્યા પહેલાથી જમાઅતખાનુ હતું એટલે હવે તેને મસ્જિદને લગતી અન્ય જરૂરતો માટે વાપરી શકતા નથી. કારણ કે હવે જુના જમાઅતખાનાની જગ્યા પર હોઝ બનાવવામાં આવશે તો મસ્જિદ અવર જવરનો રસ્તો તથા તેમાં થુકવુ અને કોગળા વિગેરે ગંદકી થશે જેના લઈને તે જગ્યા પર હોઝ બનાવી શકતા નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મસ્જિદના ટ્રસ્ટી કોને બનાવવા ?

**સવાલ:– ૭૬/૪૦**

સલામે મસનૂન, તારીખ ૨૮/૧/૧૯૮૯ ના રોજ ઈશાની નમાઝ પછી મિયાં ઈસ્માઈલ હાજી ગુલામ હુસૈન પથ્થરવાલાના મકાન ઉપર જનરલ મિટિંગમાં ત્રણ માણસોની ટ્રસ્ટી તરીકેની નિમણુંક હાજરજનોની બહુમતી વડે થઈ છે, તેઓમાંથી એક જનાબ શહાબુદીન જી શેખ, મુંડા ફળિયા– ગઝનવી મસ્જિદ બી/૨૩ ભરૂચના ભાડુત નથી, ટ્રસ્ટીની હેસિયતથી ચુંટવામા આવ્યા છે ટ્રસ્ટીના એકાઉન્ટમાં લેવડ–દેવડ અને તેમના નામની ભાડાની રસીદ પણ બનેલ નથી. તેમની વાલિદા સાહેબા આયશાબીબી ગુલામ મુહમ્મદ મસ્જિદની માલિકીના મકાનમાં ભાડુત છે; શહાબુદીન જી.શેખ ઉપર સર્વે ફળિયાવાળાને વિશ્વાસ છે આપ મહેરબાની કરીને ફિકહની રોશનીમાં જવાબ આપશો. શહાબુદીન જી.શેખની વિગત આપના સામે દર્શાવી આપી, શું આવી હાલતમાં ટ્રસ્ટી બનીને કાર્યો કરવાનો તેમને હક છે કે નહિ ? તેનો ખુલાસો આપશો.

**જવાબ:–૭૬/૪૦** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મસ્જિદ મદ્રસાનો ટ્રસ્ટી એવો માણસ બનવાને પાત્ર છે જે અમાનતદાર, ખુદાથી ડરનાર, દીનદાર, પ્રમાણિક હોય, સ્વાર્થી ના હોય, અને જે કામ કે સંસ્થાનો તેને ટ્રસ્ટી બનાવવામાં આવે તેના વહીવટ વ્યવસ્થા

પોતે કે પોતાના પાવરદાર મારફત બરાબર કરવાની લિયાકત અને તાકત ધરાવતો હોય, અમાનતદાર (પ્રમાણિક)નો અર્થ એ છે કે ટ્રસ્ટની આવક બરાબર જાળવી તેને પોતાના કામમાં કે પોતાના દોસ્ત બિરાદરો યા સગા સંબધીઓના ઉપયોગમાં ન લાવે, તેને માત્ર ટ્રસ્ટની તરકકી તથા હિફાઝત અને વ્યવસ્થામાં ખર્ચ કરે. *(શામી:૩/૪૨૧)*

પૂછેલ સવાલના જવાબમાં જણાવવાનું કે ફુકહાએ કિરામ (રહ.)એ જે શરતો બતાવી છે; અમાનતદાર, ખુદાથી ડરનાર, દીનદાર વિગેરે બાબતો શહાબુદીન જી.શેખમાં મૌજૂદ હોય તો તેમને પણ ટ્રસ્ટી તરીકે નિમણુંક કરવી સહીહ છે; ચાહે તો ટ્રસ્ટની મિલકતના ભાડુત હોય કે ના હોય ! હાં; જો તે અમાનતદાર, દીનદાર, ખુદાથી ડરનાર નહિ હોય તેમ છતાં પણ તેમને ટ્રસ્ટી બનાવવામાં આવ્યા હશે તો તેવી સ્થિતીમાં ટ્રસ્ટી બનાવનાર ગુનેહગાર થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## સફમાં વચ્ચે મિમ્બર હોય તો પહેલી સફ કઈ ?

**સવાલ :– ૭૭/૪૧**

ઝૈદ કહે છે કે મસ્જીદમાં ઈમામ દરરોજ ઈમામતના માટે મિમ્બર પાસે ઉભા રહે છે, પરંતુ જુમ્આના દિવસે અળધા મહેરાબમાં ઉભા રહે છે (વધારે લોકો હોવાના કારણે) હવે પહેલી સફ કે જેની હદીસ શરીફમાં ઘણી જ ફઝીલત આવેલ છે તો જુમ્આમાં ઈમામ અર્ધા મહેરાબમાં ઉભા રહે છે તો પહેલી સફ જે દેખાવમાં મિમ્બર વચ્ચે આવી જવાથી જુદી થઈ જાય છે એટલે તે પહેલી સફ નથી બલ્કે તેની પાછળની જે બીજી સફ છે તે જ પહેલી સફ ગણવામાં આવે, શું ઝૈદનું કહેવું શર્ઈ એતેબારથી સહીહ છે.

**જવાબ:– ૭૭/૪૧** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

ઝૈદનું કહેવું સહીહ નથી.પહેલી સફ તેને જ કહેવામાં આવશે જે ઈમામની પાછળ હોય; ન તે સફ જે મુકતદીઓની પાછળ હોય, હવે કોઈ બીજી સફમાં છે પરંતુ તેની અને ઈમામની દર્મિયાન કોઈ મુકતદી નથી, એટલે કે બીજી સફમાં ઉભા રહેનારની આગળ કોઈ મુકતદી નથી, બલ્કે ઈમામ છે તો તેને પહેલી સફ ગણવામાં આવશે. મિમ્બરનું સફની વચ્ચે

આવવું જેના લીધે સફમાં જુદાઈ થઈ જાય છે તો આ જુદાઈમાં કોઈ કરાહત નથી. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## એક મસ્જિદના નાણાં બીજી મસ્જિદમાં

**સવાલ:– ૭૮/૪૨**

એક ગામની મસ્જિદના નામે અમુક રકમ ફોરેનથી આવી હતી અને તેમાંથી અમુક રકમ તે મસ્જિદના રિપેરીંગ માટે વપરાય છે, અને હવે તેમાંથી થોડી રકમ પોસ્ટ ઓફિસમાં જમાં છે, પરંતુ હવે તે મસ્જિદના વહીવટ કર્તા કોઈ રહયા નથી અને તે હવે જે થોડી રકમ તે મસ્જિદની જમા છે, તેનો શું ઉપયોગ કરવો ? તે રકમ બીજી મસ્જિદમાં આપી શકાય છે કે કેમ ? અથવા તો તેનો શું ઉપયોગ થાય તે આપ જરૂરી ફતવો ખુલાસા સાથે જણાવશો.

**જવાબ:– ૭૮/૪૨** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

આ વિષે શરીઅતનો હુકમ આ છે કે મસ્જિદના નાણાં તે જ મસ્જિદમાં વાપરવામાં આવે, બીજી મસ્જિદ કે બીજા કામમાં વાપરવા જાઈઝ નથી; પરંતુ પાછળથી ઉલમાએ ફરમાવ્યું છે કે જયારે મસ્જિદના નાણાં એટલા વધુ પ્રમાણમાં ભેગા થઈ ગયા હોય કે તે નાણાંની વર્તમાનકાળ કે ભવિષ્યમાં જરૂરત દેખાતી ના હોય અને બીજી તરફ એ એમ પડી રહેતાં ખવાય કે બરબાદ થઈ જવાનો ભય પણ દેખાતો હોય તો એવી મસ્જિદના નાણાં તેની જાહેરી તામીર એટલે આબાદીમાં તેમજ બીજી બાતિની અને મઅનવી તામીરમાં વાપરવા સોસાયટીના ટ્રસ્ટીના અને વસ્તીના લોકોની સંમત્તિથી યોગ્ય અને જાઈઝ છે. *(શામી:૩/૪૦૬)*

પૂછેલ સવાલમાં મજકૂર મસ્જિદ હાલમાં બિલકુલ સુમશાન પડેલી છે તો શું ભવિષ્યમાં પણ આબાદ નહિ થાય ? અને આબાદ થશે ત્યારે એ મસ્જિદ પોતાનો ખર્ચ ઉપાડી શકે એમ છે ? જો આ પ્રમાણે હોય તો જે ભાઈઓએ એમાં ફાળો આપ્યો છે તે ભાઈઓની રજા લઈને અને જો ફાળો આપનાર ભાઈઓની યાદી ના હોય તો તે ટ્રસ્ટના વહીવટ કરતા અથવા ત્યાંની વસ્તીના માણસોની પરવાનગી લઈને બીજી જરૂરતમંદ મસ્જિદમાં

મઝકૂર બચત રકમ વાપરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## એક મસ્જિદના પંખા બીજી મસ્જિદમાં

**સવાલઃ– ૭૯/૪૩**

હમારા ગામ શેરપુરાની જુની મસ્જિદ નાની હતી તથા પ્લિન્થનો ઉઠાવ ૮ ફુટ હતો તેને લઈને હમારા ગામના એક સખી ભાઈએ નાના પંખાઓ ખરીદી મસ્જિદમાં લગાવેલા. નાની મસ્જિદ હોવાથી તે વખતે હવા અનુકુળ લાગતી હતી હવે પછી નવી મસ્જિદનું બાંધકામ થવાથી તેની પ્લિન્થની ઊંચાઈ સાડા તેર ફુટ થઈ છે જેથી નાના પંખાની હવા નમાઝીઓને ઓછી લાગે છે. જેને લઈ નમાઝીઓ નાના પંખા વેચી અથવા હરાજી કરી અથવા આપનાર સખી ભાઈને જેણે મસ્જિદમાં મુકાવેલા તેમને જ પરત કરી આપીએ અને તે બીજા મોટા પંખા શેરપુરા મસ્જિદમાં નાખી આપે. અને નાના પંખા બીજા ગામોની મસ્જિદમાં (જયાં જરૂરત લાગે ત્યાં) વકફ કરી આપે એ સંબંધમાં મુફતી સાહેબ દીનની દ્રષ્ટિએ જવાબ આપવા મહેરબાની કરશોજી.

**જવાબઃ– ૭૯/૪૩** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

સીલીંગ પંખા સામાને મસ્જિદ (આલાતે મસ્જિદ)માંથી ગણાશે. ફુકહાએ કિરામ (રહ.)એ મસ્જિદના સામાન જેમકે ચટાઈ લોટા ફાનસ વિગેરના બાબત એ હુકમ આપ્યો છે કે જયારે તે મસ્જિદના માટે કોઈ પણ રીતે ઉપયોગી ના રહે તેની નજીકની બીજી મસ્જિદમાં આપી દેવાની ફુકહાએ છુટ આપેલી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મસ્જિદનું સેલર મદ્રસાના ઉપયોગમાં લેવું

**સવાલઃ– ૮૦/૪૪**

જુની મસ્જિદ સાથે અંદાજીત માપ ૬૨× ૪૦ લંબાઈ પોહળાઈની જગ્યા છે. આ જગ્યા પર સેલર બનાવી હંગામી પાંચ વખતની નમાઝ માટે ટાઈમપરેરી ઉપયોગમાં લેવાનું છે. મસ્જિદ તૈયાર થઈ ગયા પછી આ સેલર જે મસ્જિદ બાંધકામના પૈસાથી તૈયાર કરવામાં આવ્યું છે તે મદ્રસાની તાલીમના ઉપયોગ માટે અથવા અન્ય કોઈ કામમાં લઈ શકાશે કે નહી ?

ખુલાસા વાર જવાબ આપશો.

**જવાબ:– ૮૦/૪૪** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

સવાલમાં દર્શાવ્યા મુજબ જે જગ્યા મસ્જિદ માટે કરેલ ચંદાથી બનાવવામાં આવી રહી છે. તે જગ્યા મદ્રસાની તાલીમના ઉપયોગમાં લઈ નહી શકાય, મસ્જિદથી લગતા કામોમાં તેનો ઉપયોગ થઈ શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૪/૩૬૧)*

## મસ્જિદના નગરપાલિકાના વેરા મદ્રસો ભરે ?

**સવાલ:– ૮૧/૪૫**

સુન્ની મુસલમાન જમાતની એક મસ્જિદ અને મદ્રસએ ફુર્કાનિય્યહ વ દીનિય્યહ માંડવી; આ બન્ને સંસ્થાઓ એક બીજા સાથે સારો સંબધ ધરાવે છે અને બન્ને સંસ્થાઓ સારી રીતે ચાલે છે.

જરૂર પડવાથી મદ્રસાએ મસ્જિદની માલિકીની જમીન ભાડે રાખી તેના ઉપર એક મકાન બાંધ્યુ, એટલે જમીન મસ્જિદની માલિકીની છે અને તેના ઉપર મકાનનો અમલો–ઈમારત મદ્રસાની માલિકીના છે; આ મકાનને લગતા તમામ નગર પંચાયતના વેરાઓ જેવાકે ઘરવેરો તથા પાણી–નળવેરા તથા સ્ટ્રીટ લાઈટ બિલના વેરાઓ નગર પંચાયતમાં દર વર્ષે મદ્રસો ભરે છે.

(૧) મસ્જિદની જે જમીન ઉપર મદ્રસાએ મકાન બનાવ્યુ છે તે જમીનનું વાર્ષિક ભાડુ રૂપિયા૩૦૦:૦૦/– અંકે ત્રણ સો પૂરા મદ્રસો મસ્જિદને આપે છે.

(૨) મસ્જિદની માલી હાલત કમઝોર છે અને તેથી મસ્જિદના ઈમામ સાહબ ને જે પગાર મસ્જિદ તરફથી અપાય છે, તેનો અર્ધા ભાગનો પગાર રૂપિયા૩૫૦/– મદ્રસો ભોગવે છે.

(૩) મસ્જિદના બાંગી સાહબ મદ્રસામાં ખિદમત આપે છે તેના મેહનતના રૂપિયા૯૦/– મદ્રસો ચુકવે છે.

આ ઉપરાંત રાતના સમયે મદ્રસો ચાલતો હોવાથી બચ્ચાઓને રાતના સમયે પઢાવવામાં આવે છે તેનુ મહેનતાણું પેશ ઈમામ સાહબને તથા

બાંગી સાહબને સારી જેવી રકમ મદ્રસો આપે છે, આ મહેનતાણું જો બન્નેને ન અપાય તો બન્નેનુ પોષણ થઈ શકે એમ નથી.

આજથી બે વરસ ઉપર નગર પંચાયતે એક નવો કરવેરો નાંખ્યો છે અને એ નવો કરવેરો જમીનના માલિકોએ ભરવાનો હોય છે, નવા કરવેરાનું બિલ રૂપિયા૧૭૯:૭૫/– થાય છે તે નગરપાલિકાએ મસ્જિદના મુતવલ્લી સાહબને આપી દીધું અને તેમણે આ બિલ મદ્રસાના પ્રમુખ પાસે મોકલી આપ્યું અને સાથે સાથે સંદેશો મોકલ્યો કે આ બિલના નાણા તમારે એટલે મદ્રસાએ ભરવાના છે; મદ્રસાના પ્રમુખે મદ્રસાની કારોબારીની એક મિટિંગ બોલાવી અને ચર્ચાનો પ્રશ્ન મુકયો કે આ બિલના નાણાં પંચાયતમાં કોણે ભરવા ? મસ્જિદે કે મદ્રસાએ ?

**જવાબઃ–૮૧/૪૫** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

જમીન મસ્જિદની માલિકીની છે, જેથી એ જમીન બાબતના જે કાંઈ સરકારી વેરાઓ આવે તેને મસ્જિદે ભરવાના રહેશે, પરંતુ જો મદ્રસાને જમીન ભાડે આપતી વખતે શરત કરવામાં આવી હોય કે જે કંઈ સરકારી વેરાઓ આવશે તે મદ્રસાને ભરવા પડશે તેવી સ્થિતીમાં મદ્રસાએ ભરવા પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## દંડની રકમ મસ્જિદમાં આપવી

**સવાલઃ– ૮૨/૪૬**

બે માણસો વચ્ચે ઝઘડો થયો, જેમાં પંચાયતી લોકોએ સુલેહ કરાવી અને જે ભાઈનો વાંક હતો તેના ઉપર દંડ ફટકાર્યો આટલી રકમ તારે મસ્જિદમાં આપવી પડશે. તો આવી દંડની રકમ મસ્જિદમાં લઈ શકાય ?

**જવાબઃ–૮૨/૪૬** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

મઝકૂર માણસ સવાબની નિય્યતની સાથે ભલે સુલેહ અથવા શુક્રિયહમાં રકમ મસ્જિદમાં આપે તો કોઈ જાતનો વાંધો નથી. મસ્જિદ માટે લઈ શકાય છે. બલ્કે સવાબનું કાર્ય છે. જો મઝકૂર રકમને સુલેહ કરવાના ભાડા પેટે મસ્જિદમાં આપવામાં આવે તો એ રીતે મસ્જિદમાં રકમ લેવી જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મસ્જિદના વાસણો ભાડે આપવા વિષે :

**સવાલઃ– ૮૩/૪૭**

શું ફરમાવે છે ઉલમાએ કિરામ અને મુફતિયાને ઈઝામ નીચેના મસ્અલામાં વિગતવાર જવાબ આપવા મહેરબાન થશો.

(૧) હમારી મસ્જિદને આવક મળતી રહે છે. ગામ લોકોએ સાર્વજનિક વાસણ ફંડના નામે પૈસા ઉઘરાવીને વાસણો મસ્જિદ કમિટીને સુપરત કર્યા, જેમાં અમુક માણસોએ મસ્જિદમાં ન આપવા વિરોધ કર્યો; વિરોધ કરવાનું કારણ એ કે લોકો ગીતોથી ભરમાર શાદીઓમાં જીયારત, ત્રિજયુ, અગ્યિારમી શરીફ જેવી રસ્મોમાં ભાડે લઈ જશે તો એવી ભાડાની આવક મસ્જિદ વાપરી ન શકે, તો પૂછવાનું એ કે શું આ પ્રમાણે આવક મસ્જિદમાં આવે તો તે વાપરી શકાય ખરી ? અમુક માણસોનો જે વિરોધ છે એ યોગ્ય છે ?

તા.ક.આ ફંડ ભેગુ કરવાનું કારણ એ બન્યુ કે એક ભાઈના ત્યાં વલીમો હતો ગામમાં ચાર ડેગ ખાનગી ઘરમાં સિવાય વાસણ નહી આજુબાજુના ગામોમાં શાદી હોવાથી વાસણો ન મળવાથી એક ભાઈએ મસ્જિદમાં તકરીર કરી લોકોને વાસણો લાવવા બાબત શોખ અપાવ્યો અને આ પ્રમાણે ફંડ ઉઘરાવી વાસણો વસાવી મસ્જિદમાં વાસણો આપ્યા તો મજકૂર મસ્અલાનો વિગતવાર કિતાબોના હવાલા સાથે ફતવો આપવા મહેરબાન થશો.

**જવાબઃ–૮૩/૪૭** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

ઈમામે આઝમ (અબૂ હનીફા (રહ.)) ના ફરમાન મુજબ જાઈઝ છે. અને ઈમામે અબૂ યૂસુફ તથા ઈમામે મુહમ્મદ (રહ.)ના કથન મુજબ જાઈઝ નથી. જેના લઈને સખત જરૂરત વિના આવા કામો માટે વાસણ ભાડે આપવામાં ન આવે અને મસ્જિદના નિભાવ માટે આ સિવાય બીજી કોઈ આવક ના હોય તો એ પણ જરૂરતમાં ગણાશે, ભાડુ લઈને ખર્ચ કરી શકાય છે, ભાડે આપવું જાઈઝ છે. પરંતુ ગુનાહિત કામમાં મદદ રૂપ થવાના લઈને આવા કામોથી બચવુ જરૂરી છે. ફકત અલ્લાહ વધુ જાણનાર છે.

*(શામીઃ૫/૩૪૫, ખુલાસાઃ૩/ ૧૪૯, ફતાવા ખલીલીય્યા ભાગઃ૧)*

## મસ્જિદના નીચેના રૂમો ભાડે આપવા બાબત

**સવાલઃ– ૮૪/૪૮**

(૧) અમારી મસ્જિદમાં આજે ૧૦ થી ૧૨ વર્ષ ઉપર જમાઅતખાનાની આગળ જગ્યા લઈને જમાઅતખાનુ પહોળુ બનાવેલ છે. ને જે જગ્યા આગળ લઈને જમાઅતખાનુ બનાવેલ છે, તેના નીચે ચાર રૂમ છે તો તે રૂમ એક વેપારી ભાડાથી અનાજની ગોડાઉન બનાવવા માટે માંગે છે, તો અમે ભાડે આપી શકીએ છીએ ? એ જાઈઝ છે કે નાજાઈઝ છે ?

(૨) મસ્જિદ બનાવવાને ૧૦ થી ૧૨ વર્ષ થયા છે તો અમુક માણસોનું કહેવું છે કે બનાવતી વખતે આ રૂમો ભાડે આપવાની નિય્યત કરી હોય તો ભાડે આપી શકાય, તો આ બાબતમાં પણ ખુલાસો કરશો.

રૂમો જમાઅતખાનાની નીચે છે. જમાઅતખાનું આર.સી.સી.નું બનાવેલું છે, તેના નીચે રૂમો છે. તે ધ્યાનમાં રાખી વિગતે જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબઃ–૮૪/૪૮** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

જુની મસ્જિદ શહીદ કરીને મસ્જિદના નવા બાંધકામ સમયે જમાઅતખાનું પહોળુ કરવા માટે જુના જમાઅતખાનાના આગળના ભાગમાં જે નવી જગ્યા લઈને મસ્જિદના જમાઅતખાનામાં શામેલ કરવામાં આવી છે. તે જમાઅતખાનામાં શામેલ કરવામાં આવેલ જગ્યામાં ભોયરામાં ચાર રૂમ બનાવવામાં આવ્યા તે જ સમયે જો એવી નિય્યત કરવામાં આવી હોય કે આ ભોયરાના રૂમો ભાડે અથવા મસ્જિદના લગતા કામોમાં ઉપયોગ કરીશું તો આવી સૂરતમાં આ ભોયરાના રૂમોને ભાડે તથા મસ્જિદના લગતા બીજા કામોમાં ઉપયોગ કરવા જાઈઝ છે.

અને જો નવી જગ્યાને જમાઅતખાનામાં શામેલ કરી તેમાં ભોયરુ બનાવતી વખતે કોઈ જાતની નિય્યત ન કરી હોય અથવા માત્ર મસ્જિદની નિય્યત કરી હોય અને તે સમયે ભાડે આપવાની કે મસ્જિદને લગતા કામોમાં ઉપયોગ કરવાની નિય્યત ના કરી હોય તો હવે તેને ભાડે આપવું જાઈઝ નથી. કારણ કે મસ્જિદનો ઉપરનો ભાગ અર્શે ઈલાહી સુધી અને નીચેનો

ભાગ તહતુસ્સરા સુધી મસ્જિદ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી : ૪/૩૭૧)*

## મસ્જિદના માઈકમાં બીજા એલાનો કરવા

**સવાલઃ– ૮૫/૪૯**

(૧) મસ્જિદનું માઈક કે જે અઝાન આપવા માટે રાખેલ છે. અને મસ્જિદમાં લગાવેલુ છે તો તે માઈકમાં બીજા એલાનો થઈ શકે છે કે ખાલી અઝાન માટે જ વાપરી શકાય છે ? આ વિગતનો ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની કરશો. દાખલા તરીકે કોઈ મસ્જિદમાંથી ચંપલ પહેરી ગયુ હોય તેનું એલાન.

(૨) મોત થયુ હોય તો તેના ઘરે કોઈએ રોટલા લઈને જવું નહી તે એલાન.

(૩) ટાંકી પર રાખેલ માણસને પાણી બંધ કરવા બાબતનું એલાન.

(૪) ફલાણો માણસ જયાં હોય ત્યાંથી મસ્જિદે હાજર થાય તે એલાન.

આ પ્રમાણે એલાનો થાય છે તો શું આ પ્રમાણે અઝાન આ પ્રમાણે એલાનો થાય છે તો શું આ પ્રમાણે અઝાન પુકારવાના માઈકમાં એલાન થઈ શકે છે ? આ બાબતનો ખુલાસાવાર વહેલી તકે જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબઃ–૮૫/૪૯** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

માઈક મસ્જિદમાં વકફ કરનારે માત્ર અઝાન માટે વકફ કર્યુ હોય તો અઝાન વગર બીજા કોઈ પણ કામ માટે તેનો ઉપયોગ કરવો જાઈઝ નથી. અને જો વકફ કરનારે મસ્જિદને લગતા કામો માટે વકફ કર્યુ હોય જેમકે અઝાન, તકરીર, જનાઝાની નમાઝનું એલાન તો તેવી હાલતમાં મસ્જિદના અમલને લગતા કામોમાં તેનો ઉપયોગ કરવો જાઈઝ છે. અને જો વકફ કરનારે અઝાન તથા દીની કામ માટે તથા કોઈ પણ જાઈઝ કામના ઉપયોગ માટે વકફ કર્યુ હોય તો સવાલમાં દર્શાવેલ કામોના એલાન માટે ઉપયોગ કરવો જાઈઝ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામી : કિતાબુલ વકફ)*

# પ્રકરણ – (૫)
# "જનાઝા તથા કબ્રસ્તાન"

## બોરડીના પાન નાંખી ગરમ પાણી કરવું

**સવાલઃ– ૮૬/ ૧**

માણસનું મૃત્યુ થાય છે ત્યારે ગુસલના પાણીમાં બોરડીના પાન શા માટે નાંખવામાં આવે છે ?

**જવાબઃ–૮૬/૧** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મૈય્યતને ગુસલ આપવા માટે પાણીમાં બોરડીના પાંદડા નાંખી ગરમ કરીને એ પાણીથી ગુસલ આપવું મુસ્તહબ છે, તેના પાણી પણ સાફ થઈ જાય છે અને જંતુઓનો પણ નાશ થઈ જાય છે. ફકત અલ્લાહ વધુ જાણનાર છે. *(મિશ્કાત :૧/૧૪૩, કબીરી : ૪૯૭,મરાકિયુલ ફલાહ : ૧૪૦, શામી:૧/૬૩૨)*

## પતિ પત્નિનો જનાઝો ઉઠાવી શકે ?

**સવાલઃ–૮૭/ ૨**

પતિ પોતાનો જનાઝો ઉઠાવી શકે કે નહી ? અને પોતાની પત્નિને જોઈ શકે કે નહી ? અને તેને હાથ લગાડી શકે કે નહી ? તેની કબરમાં ઉતરી શકે છે ? એ જ પ્રમાણે પત્નિ પોતાના પતિના મૃત્યુ પછી તેના જનાઝાને ઉઠાવી શકે કે નહી ? અને તેણી તેને જોઈ શકે છે કે નહી ? અને તેને ગુસલ આપી શકે છે કે નહી ?

**જવાબઃ–૮૭/૨** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

પતિ પોતાની પત્નિના જનાઝાને ઉઠાવી શકે છે તેમજ તેને જોઈ શકે છે અને કપડાની આડમાં તેને હાથ લગાવી શકે છે અને તેની કબરમાં પણ ઉતરી શકે છે. એજ પ્રમાણે પત્નિ પોતાના પતિના જનાઝાને ઉઠાવી શકે છે અને તેને કપડાની આડ વિના હાથ લગાવી શકે છે. અને ગુસલ પણ દઈ શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૩/૯૦ ,૯૧ અને બહર : ૨/૩૦૫ તથા ૩૦૬)*

## જનાઝાની નમાઝમાં હાથ કયારે છોડવા ?

**સવાલઃ– ૮૮/૩**

જનાઝાની નમાઝમાં ચોથી તકબીર પછી હાથ છોડવા કે સલામ ફેરવ્યા પછી હાથ છોડવા ?

**જવાબઃ–૮૮/૩** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

બન્ને રીત જાઈઝ છે; એટલે હાથ છોડીને સલામ ફેરવવી અથવા સલામ ફેરવ્યા પછી હાથ છોડવા જાઈઝ છે; અલબત્ત અફઝલ હોવામાં મતભેદ છે; હઝરત થાનવી (રહ.)એ ચોથી તકબીર પછી હાથ છોડીને સલામ ફેરવવાને પ્રાધાન્ય આપ્યુ છે અને હઝરત મુફતી અઝીઝુર્રહમાન સા.(રહ.)એ ચોથી તકબીર પછી હાથ છોડયા વિના સલામ ફેરવવાને પ્રાધાન્ય આપ્યુ છે. *(ઈમ્દાદુલ ફતાવાઃ ૧/૫૦૩ તથા ફતાવા દારૂલ ઉલૂમઃ૫/૩૧૩)*

ફતાવા દારૂલ ઉલૂમમાં આવો જ સવાલ–જવાબ લખેલ છે જે આપ વાંચી જુઓ :

સવાલઃ ઝૈદનું કહેવુ છે કે જનાઝાની નમાઝમાં ચોથી તકબીર પછી હાથ છોડીને સલામ ફેરવવી જોઈએ; જયારે ઉમર આ બાબતે સખત વિરોધ કરે છે અને કહે છે કે હાથ છોડવા ના જોઈએ, આ બન્ને કથનોમાં કોનુ કથન ખરૂ છે ?

જવાબઃ– ઝૈદનું કથન ફિકહના કાયદાઓ અનુસાર છે, મૌલાના અ.હય લખનવી (રહ.)એ સિઆયા ભાગ–૨ – સિફતુસ્સલાત (નમાઝની તર્તીબ)માં સ્પષ્ટ વર્ણન કરેલ છે :

ومن هنايخرج الجواب عماسئلت فى سنة ست وثمانين ايضا من انه هل يضع مصلى الجنازة بعدالتكبيرة الأخيرة من تكبيراته ثم يسلم ام يرسل ثم يسلم ؟ وهوانه ليس بعدالتكبيرة الأخيرة ذكرمسنون فيسن فيه الارسال انتهى . (ص :٢/١٥٩)

جواب :–قابل تأمل ہے.جواب :–قواعد سے درست ہے جزئی نہیں دیکھی.واللہ اعلم

જાણવું જોઈએ કે જનાઝાની દરેક તકબીર પછી મસનૂન ઝિક્ર છે, પહેલી તકબીર પછી ષના; અને બીજી પછી દુરૂદ શરીફ; અને ત્રીજી પછી દુઆ; અને ચોથી પછી સલામ. તેમાં દરેક ઝિક્ર મસનૂન છે.

ખુલાસો એ છે કે ઝેદનુ કહેવું કે ચોથી તકબીરમાં હાથ છોડીને સલામ ફેરવવી જોઈએ એ કથન સહીહ નથી. ઉમરનું કથન સહીહ છે કે સલામ ફેરવ્યા પછી હાથ છોડવા જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મૈય્યિતના અહકામ

**સવાલઃ–૮૯/૪**

મુશ્રિકના માટે મુસલમાન કફન માટે ચંદો કરી શકે છે કે કેમ ? અને દેનારને સવાબ મળશે કે કેમ ? કુર્આન અને હદીસની રોશનીમાં જવાબ અને સવાબ ન મળે તેની દલીલ આપશો. અને ખાતિર મુદારાત કરી શકે છે કે કેમ ? તેનો જવાબ કુર્આન અને હદીસની રોશનીમાં આપશો.

**જવાબઃ–૮૯/૪** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

શામીમાં છે કે મુસલમાન પોતાના નજીકના સગા કાફિરની જરૂરતના વખતે કફન દફનની વિધી કરી શકે છે. (જેમકે તે કાફિર સગાને કફન દફન આપવા વાળુ કોઈ ના હોય) અને તેના જનાજામાં શમેલ થઈ શકે છે. પરંતુ વગર જરૂરતે સારૂ નથી. જયારે નજીકના કાફિર સગા માટે આ હુકમ છે કે તેની કફન દફનની વિધી ખર્ચ માટે લેવો સારો નથી. તો જે કાફિર સગો ના હોય તેના માટે આ હુકમ સર્વપ્રથમ લાગુ પડશે. *(શામીઃ ૧/૮૩૨)*

એક માનવતાની લાગણીની દ્રષ્ટિએ તેની સાથે લાગણી દર્શાવવી અને ખાતિર મુદારાત કરી શકે છે અને તે ઈસ્લામી સંસ્કાર છે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## જનાઝાની નમાઝ પઢવાની જગ્યા કબ્રસ્તાનમાં બનાવવી

**સવાલઃ– ૯૦/૫**

(૧) અમારા ગામ માટે જનાઝાની નમાઝ પઢવા માટે પહેલેથી કોઈ ખાસ જગ્યા નથી જેથી અમો રસ્તા ઉપર નમાઝ પઢીએ છીએ, અમોએ

જયાં કબ્રસ્તાનમાં પહેલાની જુની મઝાર છે. જેનો બિલકુલ નામો નિશાન નથી અને એક જગ્યા એવી છે જયાં પહેલેથી જ કબર નથી, પરંતુ કિબલા શરીફ તરફ સામે કોઈ અલ્લાહના વલીની કબર છે. હવે અમોએ કબ્રસ્તાનમાં એક જગ્યા નકકી કરવાનો વિચાર કર્યો છે, તો કબ્રસ્તાનમાં કોઈ ખાસ જગ્યા બનાવી શકે નહી ? અને જો બનાવી શકે તો ઉપરની જણાવેલ જગ્યાઓમાંથી કંઈ જગ્યાએ બનાવે ખુલાસો જણાવશો.

**જવાબઃ–૯૦/૫** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

(૧) કબ્રસ્તાનમાં ફકત જનાઝાની નમાઝ અદા કરવા માટે કબ્રસ્તાનમાં કોઈ ભાગને નકકી કરવામાં કોઈ વાંધો નથી. પરંતુ કબ્રસ્તાનમાં જનાઝાની નમાઝ માટે જરૂરી છે કે સામે કબર ન હોય અને સારૂ એ છે કે બીજી જગ્યાએ જનાઝાની નમાઝ પઢવામાં આવે જેથી કબ્રસ્તાનની બહાર જે જગ્યા છે જયાં વલીની કબર છે, અને સામે આવે છે. એવી રીતે એક તરફ જનાઝા માટે બનાવવામાં આવે. ફકત અલ્લાહ વધુ જાણનાર છે. *(શામીઃ૧)*

## કબર પર નામ વાળી તખ્તી મુકવી

**સવાલઃ– ૯૧/૬**

મારી પત્નિનું હાલ અવસાન થયુ છે મર્હૂમાના બધા જ દિકરા અને દિકરીઓ વિદેશમાં કાયમી વસવાટ કરે છે. એ લોકોનું દેશમાં આવવાનુ લાંબા સમય બાદ થાય ત્યારે એ લોકો એમની મર્હૂમા વાલિદાને સવાબ માટે દુરૂદ, ફાતિહા, કુર્આન શરીફની તિલાવત મર્હૂમાની કબર ઉપર કરી શકે તે માટે મર્હૂમાની કબરની ઓળખ માટે જ નામવાળી તખ્તી અથવા પથ્થરની નિશાની મુકી શકાય કે કેમ ? આવી રીતે મુકેલી તખ્તી કે નિશાની ભવિષ્યમાં જો કોઈ અડચણ કે અગવડ રૂપ જણાય તો તે દૂર કરવા માટે પણ બધા રાજી છે.

**જવાબઃ–૯૧/૬** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

સવાલમાં દર્શાવેલ વિગત મુજબ તમારી પત્નિની કબર ઉપર નિશાની રાખવા જો મર્હૂમાના દિકરાઓ પરદેશથી જયારે જયારે પોતાના વતન પાછા ફરે ત્યારે પોતાની મર્હૂમા વાલિદાની કબર ઓળખી શકે તે અર્થે

પથ્થર અથવા તખ્તી લગાડવાની જરૂરત પડે તો જાઈઝ છે. જેથી કબર ઓળખી શકાય મસાઈલની પ્રખ્યાત અને ભરોસાપાત્ર કિતાબ શામીમાં છે :

لا بأس بالكتابة إن احتيج اليها حتى لا يذهب الاثر ولا يمتهن۔

કબ્રની બેઈઝઝતી ન થાય અને કબરની જગ્યાની ઓળખ બાકી રાખવાની જરૂરતના અર્થે કબર પર લખવામાં કોઈ વાંધો નથી. ઉપરોકત અરબી લખાણના અનુસંધાનમાં વધુ સ્પષ્ટીકરણ કરતાં અલ્લામાં શામી જણાવે છે કે નિઃશક હુઝૂર (સ.અ.વ.)એ એક પથ્થર ઉઠાવ્યો અને હઝરત ઉસ્માન બિન મજઉન (રદિ.)ની કબર ઉપર માથા પાસે મુકયો અને ફરમાવ્યું એનાથી મારા ભાઈની કબર ઓળખી શકુ અને મારા સગાઓને એમની પાડોશમાં દફન કરી શકુ. *(અબૂ દાઉદ)*

લખાણથી કબર ઓળખી શકાય છે, મજકૂર બાબત જરૂરત વખતે જાઈઝ છે, જરૂરત વિના લખવુ ન જોઈએ અહિંયા સુધી કે તખ્તી ઉપર કુર્આન શરીફની આયતો અથવા શાયરીઓ અથવા તો મર્હૂમના વિશેષણો અને તારીફ લખવી જાઈઝ નથી. *(શામી :૩/૧૪૪, ઝકરિય્યા)*

ઉપરોકત વિગતને નઝર સમક્ષ રાખી મર્હૂમાની કબર ઉપર ઓળખ માટે નિશાની રાખવી અથવા તો તખ્તી લગાવવી જાઈઝ છે વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## કબરમાં બોરડીનો દંડો મુકવો જાઈઝ છે ?

**સવાલઃ– ૯૨/૭**

અમારે ત્યાં એક માણસે મને પુછયું જયારે મૈય્યિત થાય છે ત્યારે એને બોરડીના પાનથી નવડાવવામાં આવે છે. અને કબરમાં બોરડીનો દંડો મુકવામાં આવે છે તો આ વિષે તમારૂ શું કહેવુ છે. તો મે એમ કહયુ કે ઉલમાઓને પુછીશ, તો એ કેવુ છે ? એ લખશો.

**જવાબઃ–૯૨/૭** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મૈય્યિતને ગુસલ આપવા માટે બોરડીના પાનથી પાણી ગરમ કરવું એ મૈય્યિતની સફાઈ માટે અવશ્યક છે બોરડીના પાનથી પાણી ગરમ કરવુ મુસ્તહબ છે.

અલબત કબરમાં બોરડીનો દંડો મુકવો એ ફિકહની કિતાબમાં જોવામાં નથી આવ્યું જો આ સાબિત હોતે તો ફુકહાએ કિરામ જરૂર વર્ણન કરતે, બલ્કે ફતાવા રશીદિય્યહમાં તો આને રવાફિઝનું પ્રતિક લખ્યું છે. માટે એનાથી બચવુ જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ફતાવા મહમૂદિય્યા:૨/૩૯૯, ફતાવા રશીદિય્યા:૨/૨૫૫)*

# ઈસાલે સવાબનું વર્ણન

## ઊંચા અવાઝે સામુહિક તિલાવત

**સવાલઃ–૯૩/૮**

ઈસાલે સવાબની મજલિસમાં કુર્આન ખ્વાનીનો પોગ્રામ રાખવામાં આવ્યો હોય છે જેમાં એકી સાથે ૨૦–૨૫ માણસો કુર્આન મજીદની તિલાવત અવાઝ સાથે કરતા હોય છે તો કુર્આન કોઈ પઢતો હોય તો બીજાએ સાંભળવું વાજિબ છે તો તે મસઅલો નમાઝમાં સાંભળવું વાજિબ છે કે નમાઝની બહાર પણ વાજિબ છે ? અને ઉપરોકત તકરીબમાં બધાએ એકી સાથે પઢવું દુરૂસ્ત છે ?

**જવાબઃ–૯૩/૮** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

فاذا قرئ القرآن فاستمعوا له وانصتوا لعلكم ترحمون۔

આ આયતનું સ્પષ્ટિકરણ કરતા આલિમોએ લખ્યુ છે કે નમાઝ અને ખુત્બા સિવાય આમ હાલતમાં કોઈ માણસ પોતે તિલાવત કરી રહયો હોય તેવા સમયે બીજાઓએ ધ્યાનથી સાંભળવું વાજિબ છે કે નથી ? એ બાબત આલિમોના વિવિધ મંતવ્યો છે; અમુક લખે છે કે આવી હાલતમાં પણ કાન લગાવી ધ્યાનથી સાંભળવુ વાજિબ છે એટલા માટે જ એવી જગ્યાઓ કે જયાં માણસો પોતાના કામમાં વ્યસ્થ હોય અથવા આરામ કરી રહયા હોય તેવી જગ્યાઓ પર કોઈના માટે પણ ઉચા અવાઝે કુર્આન પઢવુ જાઈઝ નથી, અને આવી જગ્યાએ જ માણસ કુર્આન શરીફ પઢે છે તેને ગુનેહગાર ઠેરવવામાં આવ્યો છે.

જયારે અન્ય આલિમોનું મંતવ્ય એ છે કે કુર્આન શરીફને ધ્યાનથી સાંભળવુ તે જગ્યાએ જ વાજિબ છે જયાં કુર્આન શરીફ સંભળાવવા માટે

પઢવામાં આવતુ હોય. જેમકે નમાઝ અને ખુતબામાં, અથવા કોઈ માણસ પોતાની રીતે કુર્આન શરીફ પઢી રહયો હોય અથવા એક મકાનમાં અમુક માણસો ભેગા મળીને પોતાની રીતે કુર્આન શરીફ પઢી રહયા હોય ત્યારે બીજાઓએ કાન લગાવી સાંભળવુ અને ચુપ રહેવું વાજિબ નથી;

કારણ કે સહીહ હદીષોથી પુરવાર થાય છે કે રસૂલે અકરમ (સ.અ.વ.) રાત્રે નમાઝમાં ઉચા અવાઝે કુર્આન શરીફ પઢતા હતા ત્યારે આપ (સ.અ.વ.)ની પવિત્ર ઓરતો સુતેલી હતી અને અમુક સમયે તો આપ (સ.અ.વ.)ના મકાનની બહાર સુધી પણ અવાઝ આવતો હતો.

બુખારી શરીફ અને મુસ્લિમ શરીફની રિવાયતમાં છે કે : આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એક સફરની હાલતમાં એક જગ્યાએ પડાવ નાંખ્યો; પછી સવારે ફરમાવ્યું કે મારા સફરના અશઅરી સાથીઓને રાતના અંધકારમાં એમની તિલાવતનો અવાઝ સાંભળીને ઓળખી લીધા કે તંબુઓ કયાં છે અને કઈ દિશામાં છે ? જયારે કે દિવસના સમયે એમના રહેઠાણની મને ખબર ના હતી !

આ હદીષમાં પણ હુઝૂર (સ.અ.વ.)એ તે અશઅરી ભાઈઓને એમ નથી ફરમાવ્યું કે તમે ઉચા અવાઝે કુર્આન શરીફ કેમ પઢયા ? અને ના તો સુવાવાળાઓને એ તરફ ધ્યાન અપાવ્યું કે જયારે કુર્આન શરીફ પઢાય ત્યારે ઉઠીને બેસી જાવ અને કુર્આન શરીફ સાંભળો.

આ પ્રકારની હદીષોના કારણે આલિમોએ નમાઝની બહાર કુર્આન શરીફની તિલાવત કરવાની પરવાનગી આપી છે; પરંતુ શ્રેષ્ઠ અને ઉત્તમ બધા આલિમોના મંતવ્ય મુજબ એ છે કે નમાઝની બહાર પણ કોઈ જગ્યાએ કુર્આન શરીફ પઢવાનો અવાઝ સંભળાય તો તેના તરફ ધ્યાન આપે અને ચુપ રહે, અને એ જ કારણસર એવી જગ્યાઓએ કે જયાં લોકો સુઈ રહયા હોય અથવા પોતાના કામ–ધંધામાં વ્યસ્ત હોય તેવી જગ્યાએ કુર્આન શરીફ ઉચા અવાઝે પઢવાને અયોગ્ય ઠેરવેલ છે. *(મઆરિફુલ કુર્આન : ૩/૧૬૬)*

મુફતી શફીઅ સા.(રહ.)ના ઉપરોકત લખાણથી એ વાત સ્પષ્ટ થાય છે કે જયારે બધા એકત્રિત થઈ કુર્આન શરીફ પઢી રહયા હોય તે સમયે ચુપ રહી કુર્આન શરીફ સાંભળવુ વાજિબ નથી,નમાઝ અથવા નમાઝની બહાર

જયારે કુર્આન શરીફ સંભળાવવા માટે જ પઢવામાં આવી રહયુ હોય તે સમયે ચુપ રહી કુર્આન શરીફ સાંભળવુ વાજિબ છે ;

"ઉમદતુલ ફિકહ" નામની કિતાબમાં લખ્યુ છે કે જયારે કુર્આન શરીફ સાંભળવા માટે બધા લોકો ભેગા થયા હોય ત્યારે કુર્આન શરીફ પઢવામાં આવે ત્યારે બધા હાજરજનો માટે કુર્આન શરીફ સાંભળવુ ફર્ઝ છે, નહી તો એકાદ માણસ સાંભળી લેશે તો પણ ચાલી જશે, ભલેને બીજા લોકો પોતાના કામમાં વ્યસ્ત હોય ! મજલિસમાં બધાએ એકત્રિત થઈ ઉંચા અવાઝે કુર્આન શરીફ પઢવું મકરૂએ તહરીમી છે, કુર્આનને ચુપ રહીને સાંભળવાના હુકમ ઉપર અમલ થઈ શકશે નહિં. (ઉમ્દતુલ ફિકહ:૨/૧૮)

આજ કાલ મુસલમાનોમાં ઈસાલે સવાબની મજલિસોમાં કુર્આન શરીફ ખતમ કરવાની આમ પ્રથા પ્રચલિત થઈ ગઈ છે હવે તેમને તેનાથી રોકવા વાંધાજનક બાબત છે જેના કારણે જાઈઝ હોવાના મંતવ્યને પ્રાધાન્ય આપવામાં આવશે, અને આ પ્રમાણે કુર્આન પઢવાથી રોકવામાં નહિ આવે.

*(ઉમ્દતુલ ફિકહ:૨/૧૮)*

ઈમ્દાદુલ અહકામમાં આ પ્રમાણેનો સવાલ જવાબ છે :

સવાલ:– અગર એક હી જગા બહોત સે લોગ બઆવાઝે બલંદ કુર્આન મજીદ કી તિલાવત કરેં તો واذاقرئى القرآن فاستمعواله. કે લિહાઝ સે કયા ઈસકો ઈસ ફેઅલ સે મના કિયા જા સકતા હે ઓર યે ફેઅલ જાઈઝ હે યા નહિ ?

જવાબ :– હન્ફિય્યાને તા'લીમ વ તઅલ્લુમ મેં તો ઈસ તરહ ઈજતિમા કે સાથ કિરાઅત કી ઈજાઝત દી હે મગર તિલાવતમે મશહૂર કોલ યે હે કે યે સૂરતે ઈજતિમા જાઈઝ નહીં; લેકિન બાઝ ફુકહાને ઈજાઝત ભી દી હે " વ ઈલય હિ મૈયલાનુ સય્યિદી હકીમુલ ઉમ્મત. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમદાદુલ અહકામ :૧/૨૪૨)*

## <u>ઊંચા અવાઝે કુર્આન શરીફ પઢવું</u>

**<u>સવાલ:–૯૪/૯</u>**

કયા ફરમાતે હૈં ઉલમાએ દીન ઈસ બારેમેં; લોગ જમા હો કર કુર્આન

શરીફ બલંદ અવાઝ સે પળતે હૈં, જિસે ગુજરાતીમે દોર કેહતે હૈં, વો બલંદ આવાઝ સે એક સાથ મિલ કર પળના કૈસા હે ? કયા ઉસમે કોઈ ગુનાહ હે ? અગર બા હવાલા જવાબ ઈનાયત ફરમાએગેં તો કરમ હોગા.

**જવાબ:–૯૪/૯** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

સબ લોગ જમા હો કર ખત્મે કુર્આન કા દોર જો બુલન્દ આવાઝ સે કરતે હૈં તો યે પળના જાઈઝ હે ઓર ઉસમે કોઈ ગુનાહ નહિં હે.

હઝરત મૌલાના મુફતી મહમૂદુલ હસન સાહબ દામત બરકાતુહુમ કા ઈસ સિલસિલેમે એક ફતવા મુલાહઝા હો :

સવાલ:– ઈસાલે ષવાબ કે લિયે કુર્આન ખ્વાનીમેં કુર્આન શરીફ ઝોર સે પળના ચાહિએ યા ખામોશી સે ? એક સાહબ કેહતે હૈં કે ઈમામે એહલે સુન્નત મૌલાના અબ્દુશ શકૂર સાહબ (રહ.)ઐસે મોકે પર ખામોશી સે પળના કેહતે હૈં; સહીહ મસ્અલા સે મુત્તલેઅ ફરમાએં.

જવાબ:– અફઝલ તો યેહી હે કે જબ એક જગા જમા હો કર કુર્આન શરીફ પળે તો સબ આહિસ્તા પળેં, લેકિન ઝોર સે પળે તબ ભી જાઈઝ હે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ફતાવા મહમૂદિય્યા :૧/૨૫)*

# પ્રકરણ – (૯)
# "ઝકાત તથા સદકા"
## આવતા વર્ષની ઝકાત અદા કરવી

**સવાલઃ– ૯૫/૧**

એક માણસે રૂા.૫૦૦/– બીજાને ઉછીના આપ્યા, અમુક મહીના પછી પૈસા આપનાર માણસે મુંબઈ જઈને કાગળ લખાવ્યો કે આ પૈસોની ઝકાત કાઢીને ત્યાં આપી દેજો. ઉછીના લેવાવાળો સમજયો કે આ રૂપિયા પાંચ સો પુરા ઝકાત કાઢવાનું લખ્યુ છે એટલે તેમાંથી સાડા ત્રણ સો રૂપિયા ઝકાતના કરી આપી દીધા. બાકીના દોઢ સો રહયા છે. પૈસા ઉછીના લેનાર માણસ મુંબઈ ગયો, તો આપનાર માણસ સાથે વાત–ચીત થઈ ત્યારે કહયુ કે કાગળ લખ્યો હતો તેમાં ફકત રૂા.૫૦૦/– ની જેટલી ઝકાત થાય તેટલી જ કાઢી દેજો; તો સમજ ફરક થઈ ગયો; માટે રૂપિયા સાડા ત્રણ સો ઝકાતમાં અદા થઈ શકશે કે નહી ? અને વર્ષ પુરૂ થતાં પહેલાં જ ઝકાત આપી દીધી તો શરીઅત મુજબ જાઈઝ છે કે નહી ? તેનો ખુલાસો આપવા મહેરબાની કરશો.

**જવાબઃ–૯૫/૧** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

(ولو عجل ذو نصاب) زكاته (لسنتين اولنصب صح) در مختار : ٢/٢٦

જે માણસ સાહિબે નિસાબ હોય તે એક નિસાબની કઈ વર્ષની ઝકાત અદા કરે અથવા કઈ નિસાબોની ઝકાત અદા કરે તો સહીહ છે. પોતે એક નિસાબનો માલિક હોય તો તે નિસાબની ૧૦–૫ વર્ષની પહેલેથી ઝકાત અદા કરેલી અદા થઈ જશે.

ઉલમાએ લખ્યું છે કે કોઈની પાસે ચારસો દિરહમ હતા. તેણે એ ખ્યાલથી કે મારી પાસે ૫૦૦/– દિરહમ છે ૫૦૦/–ની ઝકાત અદા કરી તો તે જે વધારાની ઝકાત આપેલી છે તેને આવતા વર્ષની ઝકાતમાં ગણી શકે છે. આ મસ્લાની રોશનીમાં પુછેલી સુરતમાં જે વધારાની ઝકાત આપી દેવામાં આવી છે. તેમાં આવતા વર્ષની ઝકાતમાં ગણી લઈ શકે છે. ફકત ખુદા

તઆલા વધુ જાણનાર છે.

## એક વર્ષ સુધી રકમ પડી રહે તો ઝકાત

**સવાલઃ– ૯૬/૨**

હાજી અલીભાઈ હાજી ઈસ્માઈલ પટેલનું જણાવવાનુ કે ગામમાં મારૂ પોતાનું મકાન હતુ જે વેચી દીધુ છે; રકમ આવી તેનાથી બીજુ મકાન અથવા ખેતીમાં રોકાણ કરવાની નિય્યત હતી પરંતુ રોકાણ કરવાના સંજોગો અનુકુળ ના હોય આવેલ રકમ બેંકમાં મુકી છે તેને પણ વર્ષ પુરૂ થયુ નથી તો નીચેના સવાલનો વિગતે જવાબ આપવા વિનંતી છે.

(૧) ઉપરોકત નિય્યતને ધ્યાનમાં રાખી મકાનની જે રકમ આવેલી છે તેના પર વર્ષ પુરૂ થયે ઝકાત લાગુ પડશે કે કેમ ?

**જવાબઃ–૯૬/૨** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

જેની પાસે સાડા બાવન તોલા ચાંદી અથવા સાડા સાત તોલા સોનુ હોય અથવા એની કીંમતની બરાબર રૂપિયા હોય અને તે એક વર્ષ સુધી બાકી રહે તો તેના પર વર્ષ પુરૂ થતા ઝકાત દેવી વાજિબ થઈ જાય છે.

*(શામીઃ ૨/૪)*

સવાલમાં જણાવ્યા મુજબ વર્ષ પુરૂ થતા પહેલા વેચાણ મકાનની આવેલી રકમથી બીજુ મકાન ખરીદી લેવામાં આવશે તો ઝકાત વાજિબ થશે નહી. જો એ રકમ વર્ષો સુધી રહેશે તો તેના ઉપર ઝકાત વાજિબ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## જેની પાસે સોનુ હોય તેને ઝકાત આપવી

**સવાલઃ– ૯૭/૩**

એક સરકારી કર્મચારી પાસે ૧૫ થી ૨૦ તોલા સોનુ હોય અને તેમને સરકાર શ્રી પાસેથી રૂા– ૪૦,૦૦૦/–ની લોન મકાન ખરીદવા લઈ તેનું મકાન ખરીદવુ હોય અને તેને ખેતી કરવા માટે સહકારી મંડળી પાસેથી રૂા.૨૦ હજાર લોન ઉપાડી હોય તો તે ઈસમને માટે ઝકાત અંગે શું ? અને ઝકાત આપવાની થાય તો તેના માથે તે દેવુ બાકી હોય તે અંગે શરીઅત

મુજબ શું ખુલાસો ? ઝકાત દેવાની રકમ બાદ કરીને આપવી કે પછી ૧૫ થી ૨૦ તોલા સોનાની જે કીંમત થાય તેના ઉપર ઝકાત આપવી ?

(૨)એક સાહેબને સોનાની ઝકાત આપવાની થતી હોય અને તે ઝકાત એના અંગતના સંબંધી–સગાને એટલે કે ફોયાઈ બહેન કે જેની પાસે ૬–૭ તોલા સોનુ હોય પરંતુ તેની માંદગીને લઈને તેનો પતિ બોલાવતો ન હોવાથી તેના સગા ભાઈને ત્યાં તેના ત્રણ–ચાર બાળકો સાથે રહેતી હોય અને તેનો પતિ તેને ભરણ પોષણ ન આપતો હોય તેવા સંજોગોમાં તેવી ફોયાઈ બહેન અથવા તો સગાઓને કે સગાઓના બાળકોને ઝકાતની રકમમાંથી મદદ થઈ શકે કે કેમ ?

**જવાબઃ–૯૭/૩** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

(૧) સવાલમાં દર્શાવેલ વિગતનો જવાબ એ છે કે હાલમાં સોનાના જે બજાર ચાલતા હોય તે બજારથી પોતાની પાસે જે સોનું છે તેની કીંમત લગાવ્યા પછી જે કાંઈ કર્ઝ હોય બેંકનું કે સોસાયટી વિગેરેનું તે કર્ઝ બાદ કર્યા પછી બાકીની રકમ પર અઢી ટકા લેખે ઝકાત આપવામાં આવે.

*(હિદાયા ભાગઃ૧)*

(૨) ફોયાઈ બહેન પાસે ફકત ૬ તોલા અથવા સાત તોલા જ સોનું હોય અથવા તોલા–૧ અથવા અર્ધા તોલા ચાંદી ના હોય અને થોડી ઘણી પણ રોકડ રકમ ના હોય એ જ પ્રમાણે જરૂરતથી વધારેનો કોઈ પણ જાતનો સામાન પણ ના હોય જેમકે કપડા – વાસણ તો આવી પરિસ્થિતીમાં તેને ઝકાત દેવી જાઈઝ છે. અને જો સોનાની સાથે ઉપર દર્શાવેલ વિગત મુજબની કોઈ પણ વસ્તુ હશે તો તેને ઝકાત આપવી જાઈઝ નથી, તેના છોકરાઓને ભલે નાના હોય તેમને ઝકાતના પૈસા આપવા જાઈઝ છે. ફકત ખુદા પાક વધુ જાણનાર છે. *(શામી ભાગઃ૨)*

## માલદાર પતિની ગરીબ પત્નિ ઝકાત લઈ શકે છે ?

**સવાલઃ–૯૮/૪**

એક ગરીબ છોકરી ઝકાત તથા લિલ્લાહ તથા ચાંમડાના પૈસા લઈ શકે છે; પરંતુ તે છોકરીના નિકાહ એવા છોકરા સાથે કરવામાં આવ્યા છે કે

તે છોકરો ઝકાતના પૈસા લઈ શકતો નથી; બલ્કે જાતે ઝકાત આપે છે, તો તે છોકરી ઝકાત લઈ શકે કે નહી ? પરંતુ છોકરીના સગા–વહાલા ઝકાતના પૈસા છોકરીને આપવાનું કહે છે અને છોકરો ઝકાતના પૈસા નથી લઈ શકતો; તો તે બાબત ખુલાસા વાર જવાબ આપશો.

**જવાબ:–૯૮/૪** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

તેણીના પતિના માલદાર હોવાના લઈને તેણીને માલદાર ગણવામાં નહી આવે, જેથી જો તેણી પોતે ગરીબ અને ઝકાત લેવાની હકદાર હોય તો તેણીને ઝકાત આપવી જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયા:૧)*

## પત્નિની ઝકાત પતિને

**સવાલ:–૯૯/૫**

પત્નિ ઉપર ઝકાત ફર્ઝ છે જયારે તેનો પતિ નાદાર અને ગરીબ છે તો શું પત્નિ પોતાના પતિને ઝકાત આપી શકે છે ?

**જવાબ:–૯૯/૫** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

પત્નિ પોતાના પતિને ઝકાત આપી સકતી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા:૧/૨૦૬,શામી:૨/૭૨)*

## મદ્રસાના કામ અર્થે ઝકાત

**સવાલ:–૧૦૦/૬**

ઝકાતની રકમ મદ્રસાના કોઈ કામ અર્થે વાપરી શકાય કે કેમ ? અને જો વાપરી શકાય તો મદ્રસાના પાટલા, કુર્આન શરીફ, પાથરણાં, ઉસ્તાદને બેસવા માટેના ગાદલા તેમજ તકિયા તથા મદ્રસા જવા માટેનો રસ્તો બનાવવાના ઉપયોગમાં લઈ શકાય કે કેમ ? વિગતવાર જવાબ આપશો.

**જવાબ:–૧૦૦/૬** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

ઝકાત અદા થવા માટે જરૂરી છે કે ગરીબ–નાદાર અને ઝકાતના હકદાર મુસલમાનને માલિક બનાવવામાં આવે. *(હિદાયા:૧/૨૦૪ તથા ૨૦૫)*

જેથી સવાલમાં પુછેલ બાબતોમાં ઝકાતનો માલ વાપરવાથી ઝકાત અદા થશે નહિ; ઝકાતની રકમ વડે કુર્આન શરીફ ખરીદી ઝકાતના હકદાર

ગરીબ છોકરાઓને માલિક બનાવી આપવાથી ઝકાત અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## દેવાદાર માટે ઝકાત વસૂલ કરવી

**સવાલઃ– ૧૦૧/૭**

એક શખ્સ કસાઈ કા ધંધા ઈખ્તિયાર કિયે હુયે હે, કુછ વકત કે બાદ ઉસ આદમીને ગોશ્ત કે ધંધે કે સાથ સાથ બકરે લા કર બેચના શુરૂ કિયા હે, ગોશ્ત કે ધંધેમે બરકત હોતી થી ઓર બકરે કે ધંધેમે બરકત હોતી થી ઓર નુકસાન ભી હોને લગા, ઓર કરજ ભી ઝયાદા હો ગયા ઓર કરજખ્વાહ ઉસકો ઝયાદા પરેશાન કરતે હૈં, અબ ઉસ મકરુજ આદમીકા દોસ્ત યે ઈરાદા કર રહા હે કે રમઝાન મહીના આ રહા હે લોગોંસે ઝકાત કે પૈસે લે કર કરજદાર દોસ્ત કા કરજ અદા કરેંગે, ઓર જિન લોગોસે ઝકાત લેંગે ઉનકો દોસ્ત કા નામ નહિ બતાએંગે, કયુ કિ દોસ્ત કી ઈઝઝત ભી બચાની હે ઈસ લિયે અબ નીચે બતાયે હુયે સવાલોંકા શરીઅતકે એતિબારસે કયા હુકમ હે ?

(૧) એસે શખ્સકે લિયે ઝકાત વુસૂલ કરના શરીઅત કે એઅતેબાર સે કેસા હે ? ઓર એસા શખ્સ ઝકાત લેકર અપના કર્ઝ અદા કર સકતા હે ?

(૨) જો લોગ ઉસકો ઝકાત દેગે ઉનકી ઝકાત અદા હોગી યા નહી ?

(૩) ઉસકે લિયે ઝકાત વુસૂલ કરનેવાલા શખ્સ ખુદ માલદાર હે ઓર દુસરે કે લિયે નામ લિયે બગેર ઝકાત વુસૂલ કરતા હે ઉસકો ઝકાત દેનેમેં કોઈ હરજ તો નહી ?

(૪) એસે શખ્સ કો ઝકાત કા માલ ઝયાદા દેનેસે જો લોગ ઝકાત કે હકદાર ઓર ગરીબ હે ઉન ગરીબો કે હિસ્સેમે માલ કી કમી હોગી તો અબ ઝકાત અદા કરનેવાલે કો કેસા રવિય્યા ઈખ્તિયાર કરના ચાહિયે ?

**જવાબઃ–૧૦૧/૭** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

(૧)જેની પાસે સાડા બાવન તોલા ચાંદી અથવા સાડા સાત તોલા સોનુ અથવા એટલી જ કીંમતનો વેપારનો માલ હોય તેને શરીઅતની રૂએ માલદાર કહેવામાં આવે છે. એવા માણસ માટે ઝકાતના પૈસા લેવા અને ખાવા પણ હલાલ નથી એવી જ રીતે જેની પાસે એટલી જ કીંમતનો કોઈ

માલ હોય જે વેપારનો તો નથી પણ તેની જરૂરત કરતા વધારે છે તે પણ માલદાર છે એવા માણસને પણ ઝકાત દેવી જાઈઝ નથી. જો કે એવા માલદાર પર પોતે પણ ઝકાત અદા કરવી વાજિબ નથી.

*(શામીઃ૨/૬૪ તથા ૨/૭૦)*

અને જેની પાસે એટલો માલ નથી પણ થોડો માલ છે અથવા બિલ્કુલ નથી એટલે એક દિવસ પોતાનું ગુજરાન કરી શકે એટલો પણ નથી તેને ગરીબ કહેવામાં આવે છે. એવા માણસને ઝકાતનો પૈસો દેવો દુરૂસ્ત છે અને એવા લોકો માટે લેવું પણ જાઈઝ છે. *(શામીઃ ૨/૬૪)*

કોઈની પાસે હજાર રૂપિયા રોકડા છે પણ તે હજાર રૂપિયાનો કે એનાથી વધારેનો કર્ઝદાર છે તો તેવાને પણ ઝકાતના પૈસા દેવા જાઈઝ છે. અને જો કર્ઝ હજાર રૂપિયાથી ઓછુ હોય તો જુઓ કે કર્ઝ અદા કર્યા પછી કેટલા રૂપિયા બાકી રહે છે ? જો એટલા બચી રહે કે જેટલામાં ઝકાત લાગુ પડે છે તો તેને ઝકાતના પૈસા આપવા દુરૂસ્ત નથી અને જો એના કરતા ઓછા બાકી રહે તો ઝકાત દેવી દુરૂસ્ત છે.

દાખલા તરીકે એક માણસ પાસે રૂપિયા વીસ હજાર છે, અને ઝકાત રૂપિયા પંદર હજાર પર વાજિબ થાય છે, અને તેનું કર્ઝ રૂપિયા પાંચ હજાર છે, તો આ માણસને ઝકાતના પૈસા આપવા જાઈઝ નથી અને તેનું કર્ઝ રૂપિયા ચૌદ હજાર છે તો આ માણસને ઝકાત દેવી યોગ્ય છે.

જે કર્ઝદાર માણસ માટે આપ ઝકાતની રકમ ઉઘરાવી તેમને આપવા માંગો છો તે માણસ પાસે સાડા સાત તોલા સોનુ અથવા સાડા બાવન તોલા ચાંદી કે તેની કીંમત બરાબર રોકડ રકમથી વધારે કર્ઝ હોય તો તે માણસને ઝકાત આપવી દુરૂસ્ત છે એજ પ્રમાણે તેની પાસે જરૂરતથી વધારે સામાન નથી અથવા છે તો તે સાડા સાત તોલા સોના અથવા સાડા બાવન તોલા ચાંદીની કીંમત બરાબર સામાન નથી તો તેવી સુરતમાં તેને ઝકાતની રકમ આપવી દુરૂસ્ત છે. કર્ઝદારના કર્ઝને અદા કરવા માટે ઝકાતના પૈસા ભેગા કરવા દુરૂસ્ત છે. ગરીબ માણસ ઝકાતની મળેલ રકમથી પોતાનું કર્ઝ અદા કરી શકે છે.

(૨)ઝકાતની રકમ જે માણસ માટે ભેગી કરવાનું સવાલમાં પુછવામાં

આવ્યું છે તે માણસ શર્ઈ દ્રષ્ટિએ ગરીબ હોય તો તેને ઝકાતની રકમ આપવાથી ઝકાત અદા થઈ જશે. શર્ઈ દ્રષ્ટિએ ગરીબ કોને કહેવાય તે ઉપર દર્શાવવામાં આવ્યું છે.

(૩) જે માણસ પર ઝકાત વાજિબ હોય તે બીજાના માટે ઝકાત ભેગી કરી શકે છે.

(૪) આપ જે વેપારી માણસ માટે ઝકાતની રકમ ભેગી કરી રહયા છે તે પણ ગરીબ છે. એટલે ઝકાતની રકમ ગરીબોને જ પહોંચી રહેલ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## નાબાલિગ અપંગ છોકરીને ઝકાત આપવી

**સવાલઃ– ૧૦૨/૮**

એક માણસની નાબાલિગ છોકરી ડીજેબલ (ખોડવાળી)છે જેના ઈલાજનો અંદાજીત ખર્ચ ૩૫ હજાર પાઉંડ છે છોકરીના માં–બાપ પાસે પુરતા પૈસા નથી કે જેથી ઈલાજ કરાવી શકે, તો શું આ માણસને અમૂક મુસલમાન ભાઈઓ ઝકાત સદકાતની રકમ ઈલાજ માટે આપી શકે છે ? અથવા આવી છોકરીના ઈલાજ માટે શું તરીકો અપનાવો જોઈએ ?

આશા છે જલ્દી જવાબ આપી આભારી થશો.

**જવાબઃ–૧૦૨/૮** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

નાબાલિગ ઔલાદનો ખર્ચો બાપને સિરે છે. અને જો નાબાલિગ ઔલાદ પાસે માલ હોયતો તે માલ ખર્ચ કરવામાં આવે. *(હિદાયાઃ ૧/૪૪૫)*

જયારે બાપ પાસે છોકરીના ઈલાજ માટે જરૂરત જેટલી રકમ ન હોય તો એક રીત એ છે કે, તે ખર્ચ કરે અને જે બિલ આવતુ જાય તે પ્રમાણે લોકો પાસેથી ઝકાતની રકમ લેતો રહે. બીજી રીત એ છે કે અમુક વ્યકિત અથવા કોઈ એક વ્યકિત પાસેથી ઝકાતની રકમ વસૂલ કરે અને તેમનો વકીલ બની થોડી થોડી ખર્ચ પ્રમાણે રકમ તે માણસને આપતો રહે. ત્રીજી રીત એ છે કે, બધી જ રકમ એક સાથે તે માણસને આપી દે. પરંતુ તેમાં ઝાહિરી દ્રષ્ટિએ માલદાર બનાવવા સમાન છે. જેને ફુકહાએ કિરામે મકરૂહ દર્શાવ્યું છે.

[وكره اعطاء فقير نصابا] اواكثر [الااذاكان] المدفوع اليه [مديونااو] كان [صاحب عيال] وحيث [لوفرقه عليهم لايخص كلا] اولايفضل بعددينه [نصاب] فلا يكره ۔

*(શામી:૨/૭૪)*

જો કે ઉપરોકત પરિસ્તિથીમાં તે માણસ પાસે રકમ રહેવાની નથી. માટે માલદાર થવાનો નથી જેથી કરાહત થી બચવાની આશા છે પરંતુ અમુક અંશે જયાં સુધી રકમ તેની પાસે રહે છે તે ઝાહિરી દ્રષ્ટિએ માલદાર ગણાશે છતાં કરાહત સાથે તેને રકમ આપવી જાઈઝ છે. انما الاعمال بالنيات ۔ આપની નિય્યત માલદાર બનાવવી નથી. ફકત અલ્લાહ વધુ જાણનાર છે.

## નફલી સદકએ ફિત્ર

**સવાલ:–૧૦૩/૯**

અમારા ગામે અમુક માણસોએ ગામમાં આવતી કુદરતી આફતો જેવી કે વધુ વરસાદથી થતુ નુકશાન, જાનવરોમાં આવતી માંદગી વિગેરેથી બચવા માટે સદકો કરી ગરીબો અને ભીલ લોકોને રાંધીને ખવડાવવા માટે ગામમાંથી પૈસા અને અનાજની ઉઘરાણી કરી છે. પાછળથી એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે આ સદકાનું ખાણું ગેરમુસ્લિમોને ખવડાવી શકાય નહી; તો આપ હઝરત આ વિષે કુર્આન અને હદીસની રોશનીમાં વિગતવાર ખુલાસો કરવા મહેરબાની કરશો.

**જવાબ:–૧૦૩/૯** حامدًاومصليًا ومسلما ۔ هوالموفق للصواب

અલ્લાહ તઆલા ફરમાવે છે કે જે લોકો તમારી સાથે ધર્મ સંબંધી લડયા નથી અને તમને તમારા ઘરોમાંથી કાઢયા પણ નથી તેમના વિષે અલ્લાહ તમને આ વાતથી રોકતો નથી કે તમો તેઓ સાથે સદ્વર્તન કરો અને તેઓની સાથે ન્યાયથી વર્તો. બેશક અલ્લાહ ન્યાયીજનોથી પ્રેમ કરે છે.

*(સૂરએ મુમ્તહિનહ આયત: ૮)*

મુફતી મુહમ્મદ શફી (રહ.) પોતાની મશ્હૂર તફસીર મઆરિફુલ કુર્આનમાં ઉપરોકત આયતની તફસીરમાં લખે છે; તેમની જુબાની આ પ્રમાણે છે :

ઈસ આયતમેં એૈસે કુફ્ફાર જીન્હોને મુસલમાનોસે મુકાબલા નહી કિયા ઓર ઉનકે ઘરોંસે નિકાલનેમેં ભી કોઈ હિસ્સા નહી લિયા, ઉનકે સાથ એહસાન કા મામલા ઓર અચ્છે સુલૂક ઓર અદલો ઈન્સાફ કરને કી હિદાયત દી ગઈ હે.

મસઅલા ઈસ આયતસે સાબિત હુવા કે નફલી સદકાત જીમ્મી ઓર મુસાલિહ કાફિર (સુલહ પસંદ ગેરમુસલમાન) કો ભી દિએ જા સકતે હેં, સિર્ફ હરબી (હરબી એટલે શત્રુ કાફિર મુસલમાનને સતાવનાર અત્યાચારી કાફિર)કો દેના મમ્નૂઅ હે. *(મઆરિફુલ કુર્આનઃ૮/ ૪૦૫,૪૦૬)*

ઉપરોકત આયતની જે તફસીર બયાન ફરમાવવામાં આવી છે જેમાં સ્પષ્ટ આદેશ છે કે જે કાફિરો તમારી સાથે સહિષ્ણુતા, નરમીથી વર્તે અને અત્યાચારી કાફિરોને ટેકો નથી આપતા તેવા કાફિરોને ઝકાત–સદકએ ફિત્ર તથા મન્નતનો સદકો અને બીજા વાજિબ સદકાઓને છોડીને નફલી સદકો લિલ્લાહ ખેૈર ખેૈરાત આપી શકાય છે.

ફિકહે હનફીની પ્રખ્યાત કિતાબ હિદાયામાં છે કે જીમ્મી (સુલેહ પસંદ કાફિર)ને ઝકાત આપવી જાઈઝ નથી અને જીમ્મીને ઝકાતને છોડીને દરેક જાતની ખેૈર ખેૈરાત આપવી જાઈઝ છે.

ઉપરોકત મસ્અલાની દલીલ આપે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યુ છે કે બધા ધર્મવાળાને સદકો આપો.

*(હિદાયાઃ૧/૧૮૫, શામીઃ ૨/૬૭)*

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વ સલ્લમ આ દુનિયામાં રહમતુલ લિલ આલમીન બનીને પધાર્યા હતા, આપ (સ.અ.વ.)એ ગેરમુસ્લિમો સાથે જે એહસાન અને હમર્દદી અને સારા અખ્લાકની વણર્તુક કરી છે તેનો નમૂનો દુનિયામાં મળવો અશકય છે.

મકકામાં જે વખતે દુષ્કાળ પડયો ત્યારે જે દુશ્મનોએ રસૂલુલ્લાહ (સ.અ.વ.) ને પોતાના વતનથી કાઢી મુકયા હતા તેમની આપે પોતે મદદ કરી જેમકે રિવાયતમાં આવે છે કે નબી (સ.અ.વ.)એ મકકા મુકર્રમહ ૫૦૦/– દિનાર મોકલ્યા જે વખતે ત્યાં દુષ્કાળ પડયો અને તે ગીન્નીઓને

અબુ સુફયાનને અને સુફયાન બિન ઉમય્યહને આપવાનું કહયુ અને તેને મકકાના કાફિરો માટે વહેંચવાનું કહયું. *(શામીઃ૨/૬૭)*

જે ગેરમુસ્લિમો એવા સંગઠનોના સભ્ય હોય અથવા તેનાથી સંબંધ રાખતા હોય કે જે સંગઠનો ઈસ્લામ અને મુસલમાનોના શત્રુ છે અને તેમની નિતી જ ઈસ્લામ અને મુસલમાનોને ખત્મ કરવાની તથા નુકશાન પહોંચાડવાની હોય તેવા કાફિરોને લિલ્લાહ ખૈર ખૈરાત પણ ન આપવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# પ્રકરણ – (૭)

# "હજ્જ"

## હજના પ્રકારો

**સવાલઃ– ૧૦૪/૧**

હજના કેટલા પ્રકાર છે, તે વિગતવાર જણાવશો. જે લોકો મીકાતની અંદર રહેતા હોય કે મીકાતની બહાર રહેતા હોય તેમના માટે શું હુકમ છે ?

**જવાબઃ–૧૦૪/૧** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

જે માણસ હજ કરવા માંગે છે તેની રીત એક એ છે કે મીકાતની (જે જગ્યાએથી એહરામ બાંધા વગર હરમમાં દાખલ થવુ જાઈઝ નથી) બહાર રહે છે. તો તેવા હજ અદા કરનાર માણસે મકકા પહોંચ્યા પછી તે જો હજજે તમત્તુઅ અથવા હજજે કિરાન કરે તો તેના ઉપર એક કુર્બાની વાજિબ થઈ જાય છે, પુરા જાનવરની કુર્બાની કરે અથવા સાતમાં ભાગની કુર્બાની કરે અને જો કુર્બાની ન કરી શકતો હોય તો દશ રોઝા રાખે જેની રીત એ છે કે ત્રણ રોઝા હજના અરકાન અદા કરતા પહેલા રાખે ૭–૮–૯ જીલ્હજજના રોઝા રાખે, બાકી ૭ રોઝા હજના અરકાન અદા કરીને ફારિગ થયા પછી ચાહે તો મકકામાં રાખે ચાહે તો ઘેર પાછા આવી રાખે, અને જો હજજે ઈફરાદ (જેમાં માત્ર હજ) અદા કરે તો તેના પર કુર્બાની વાજિબ થતી નથી.

બીજી રીત એ છે કે તે મીકાતના (જે જગ્યાએથી એહરામ બાંધા વગર હરમમાં દાખલ થવું જાઈઝ નથી) અંદર રહે છે તો તેના માટે ફકત

હજજે ઈફરાદ છે. તો તેના પર પણ કુર્બાની વાજિબ નથી હવે જો હજ અદા કરનાર મીકાતના અંદર રહે છે અને મીનાથી તેના રહેઠાણની જગ્યા ૭૮ કિલોમિટરથી ઓછી દૂર હોય તો તેના ઉપર હજની કુર્બાની વાજિબ નહી થાય પરંતુ તેની પાસે સાડા બાવન તોલા જેટલી ચાંદી હોય અથવા સાડા સાત તોલા સોનાનો માલિક હોય અથવા તો તેની પાસે પોતાની જરૂરીયાતથી વધારાનો સામાન હોય જે સાડા બાવન તોલા ચાંદીની કીંમત બરાબર છે, તો તેના ઉપર(માલદારની)સાહિબે નિસાબની કુર્બાની વાજિબ થશે અને જો તે મીકાતમાં છે પરંતુ મિનાથી ૭૮ કિલોમિટર કે તેથી વધારે દૂર રહેતો હોય તો તેના ઉપર માલદારની કુર્બાની પણ વાજિબ નહીં થાય.

જયારે પણ ઉપરોકત લખેલ રીત પ્રમાણે હજ અદા કરશે ત્યારે કુર્બાની વાજિબ થશે, હજ કર્યા વગર હજની કુર્બાની વાજિબ થશે નહી, પરંતુ જો સાહિબે નિસાબની કુર્બાની છે તો જયાં સુધી સાહિબે નિસાબ રહેશે ત્યાં સુધી કુર્બાની એના ઉપર વાજિબ થતી રહેશે.

કિરાનઃ—હજજ અને ઉમરહ બન્ને એક સાથે હજજના દિવસોમાં નિય્યત કરી એહરામ બાંધવાને શરીઅતની પરિભાષામાં કિરાન કહેવામાં આવે છે.

તમત્તુઅઃ— હજજના દિવસોમાં ઉમરહનું એહરામ બાંધી અરકાને ઉમરહ અદા કરી હલાલ થઈ જવું ત્યારબાદ સાતમી અથવા આઠમી જીલહજજના રોઝ હજની નિય્યત કરી એહરામ બાંધવાને શરીઅતની પરિભાષામાં તમત્તુઅ કહેવામાં આવે છે.

મુફરિદ બિલ હજજઃ— હજના દિવસોમાં મિકાતથી માત્ર હજજના એહરામ બાંધવાને શરીઅતની પરિભાષામાં મુફરિદ બિલ હજજ કહેવામાં આવે છે.

## એહરામ વિના હરમમાં દાખલ થવું

**સવાલઃ—૧૦૫/૨**

દમામથી બે ભાઈઓ હજ્જ માટે ગયા હતા મક્કા મુઅઝઝમાથી બન્ને હાજી મદીના મુનવ્વરહ ગયા, ત્યાંથી વિદાયના તવાફ માટે ફરી વાર

મક્કા મોઅઝઝમામાં આવવા રવાના થયા, હુદૂદની મીકાત ઉપર એમણે એહરામ ન બાંધ્યો ભુલી ગયા મક્કામાં આવ્યા પછી ખબર પડી કે એહરામ બાંધવો જરૂરી છે તો ત્યાંના રહેવાસી માટે જે મીકાત છે અમુક ભાઈઓના કહેવાથી ત્યાં જઈને એહરામ બાંધીને પછી અલવીદાના તવાફ કર્યા એમાં કોઈ ગલતી થઈ હોય તો શું કરવું વિગતથી જણાવશો. આ કિસ્સામાં પણ આઠ મહિના પહેલા એક હાજી સા. અલ્લાહની રેહમતમાં પહોંચી ગયા છે.

**જવાબ:–૧૦૫/૨** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

જે માણસ હરમની બહાર રહે છે તે મકકા અથવા હરમમાં જવાનો ઈરાદો રાખતો હોય તો તેના માટે મીકાતથી એહરામ બાંધ્યા વગર ગુજરવું જાઈઝ નથી જો એહરામ બાંધ્યા વગર મીકાતથી પસાર થઈ જાય તો તેને માટે જરૂરી છે કે તે કોઈ મીકાત પર આવી એહરામ બાંધે; નહીં તો તેના પર દમ વાજિબ થશે. મીકાત પરથી એહરામ બાંધ્યા વગર પસાર થયા પછી પાછા ફરીને મીકાત પરથી એહરામ બાંધી લેવામાં આવ્યો છે, જેથી હવે દમ વાજિબ થશે નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૨/૧૫૧)*

## હજ્જમાં જતા પહેલાં લોકોના હક્કોની અદાયગી

**સવાલ:–૧૦૬/૩**

(૧) મંજૂરે ખુદા આવતી હજ્જે બયતુલ્લાહ માટે ખુદાપાકથી દુઆ કરૂં છું અને ઉમ્મીદ ધરાવુ છું અત્યારે મારી પાસે પુરતી જોગવાઈ નથી પણ તે માલિકે મહેરબાન, કરીમ અને મુસબ્બિબુલ અસબાબની જાતથી તેની રહમત અને કા'બતુલ મુકર્રમાના દીદારનો ઘણો જ આરઝુમંદ છું.

(૨) હું અમુક અંગત બેવફા વ્યકિતઓથી ઘણો જ નારાજ– અણગમો, રંજ દિલખંડની ધરાવુ છું હું તેમનાથી માફી માંગવા કે આપવા ચાહતો નથી જે હું રોઝે હશ્ર પર મુલતવી રાખવા માંગુ છું તેમ ન કરૂ તો શું હજ્જ મકબૂલ થાય ખરી ? મારી કર્તવ્ય જીંદગી (અલ્લાહપાકના હુકમોની ઈત્તેબાઅ) ના કરી શકયો હોઉ મગફિરતનો તાલિબ આરઝુમંદ તેની રહમતે લા મહદૂદનો ભાગ્યશાળી બનું કે થાઉ ખરો ?

(૩) અરકાને હજ્જમાં જે કાંઈ પઢવાનું બતાવવામાં આવે છે અગર

કોઈ અનપઢ હોય તો તેણે શું પઢવું અને અગર પઢેલ હોય પણ ઉકેલ – ઝડપ ન હોય કેમ થાય ? અમુક જગ્યા સુધી અમુક પઢવાનું હોય છે પઢવાની ઝડપ ન હોય તો અરકાનમાં બહુ વખત જાય જેથી કરી આપ નામદાર દરેક અરકાનમાં જે જુદુ જુદુ પઢવાનું હોય છે એ મસ્નૂન છે જેનું શરીઅતથી સહીહ પઢવાનો હુકમ છે તે જણાવશો.

(૪) મારી પાસે અમુક અમાનત રકમ છે પણ હજ્જ પુરતી નથી મારા છોકરા જાણી બુજીને બલ્કે બેકાર જ રહે છે. તેમ કાંઈ કમાણી કરતા નથી કે કરવી નથી શરીઅત અને સરકારી નિયમ અનુસાર ૨૦ – ૨૫ વર્ષના છોકરાઓએ પોતાની તથા માં–બાપની ગુજરાનની જવાબદારી એમના સિરે છે કે હોય. આવી હાલતમાં મારી એવી કોઈ બહારની આવક નથી કે હું બધી જવાબદારી ઉઠાવી શકુ અને મે છોકરીઓને હક અદા કરી આપ્યો છે, માલિકની મહેરબાની કે મારા ૨ વીંઘા બીડને (એન.એ)કરાવ્યુ જેના પ્લોટ વેચી રૂપિયા૭૫૦૦૦/– છોકરીઓને આપ્યા અને ૨૦,૦૦૦/– હાલ મારી પાસે છે. દુરભાગ્યે પૂર્તી રકમમાં બન્નેવ ઈરાદા ધરાવું છું અગર બદ કિસ્મતીએ રકમ ના બને તો શરીઅતનો શું હુકમ છે ? ઉપરોકત બાબતે ખુલાસો કરવા મહેરબાની.

<u>**જવાબ:–૧૦૬/૩**</u> حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

(૧) હજ્જમાં જતા પહેલાં સગા–સંબંધીઓ સાથે દુનિયામાં જ માફી વિગેરે હકો પુરા કરી દેવા જોઈએ રોજે હશ્ર પર મુલ્તવી ન રાખવામાં આવે, કયામતનો મામલો ઘણો જ સખત છે. બુખારી શરીફની હદીષમાં છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યુ કે જે માણસના જીમ્મે પોતાના કોઈ મુસલમાનભાઈનો હક હોય ઈઝઝતવાળી વાત હોય અથવા બીજી કોઈ વાત હોય તો આજે જ દુનિયામાં સફાઈ કરી લે. તે દિવસ પહેલા જયારે ન દિનાર કામ લાગશે ન દિરહમ. *(બુખારી શરીફ)*

બીજી પણ ઘણી વઈદો છે જે હદીષોમાં વર્ણન કરવામાં આવી છે માટે અલ્લાહના ઘરે જતા પહેલા બંદાઓના હકકો અદા કરીને જવું બેહતર છે. હજ્જની જે ફઝીલતો વર્ણન કરવામાં આવી છે તે બધા હકકો અદા કરવા

સાથે લાગેલી છે. હજ્જ તો અદા થઈ જશે પરંતુ જે સવાબ અને ફઝીલતો છે તેમાં કમી રહેશે.

(૨) બંદાએ હર હાલમાં અલ્લાહની રહમતથી ઉમ્મીદવાર રહેવું જોઈએ નાઉમ્મીદ ન થવું જોઈએ નાઉમ્મીદ કુફ્ર છે. કુર્આન શરીફમાં છે કે એ મુહમ્મદ (સલ.) મારા તે બંદાઓને કહી દો (જેમણે પોતાના ગુનાહોના કારણે પોતાની ઉપર ઝુલ્મ કર્યો) મારી રહમતથી નાઉમ્મીદ ન થાઓ અલ્લાહ તઆલા તમારા સઘળા ગુનાહોને માફ કરી આપશે.

(૩) હજ્જની દુઆઓ સુન્નત તથા મુસ્તહબ છે, તો યાદ હોય અથવા યાદ કરી સકતા હોય તો બેહતર છે, યાદ ન થાય તો વધુ પ્રમાણમાં (લબૈક અલ્લાહુમ્મા લબૈક) છેવટ સુધી પઢતુ રહેવું અને તવાફ વધુ પ્રમાણમાં કરતા રહેવું પહેલો કલિમો પણ વધુ પ્રમાણમાં પઢી શકો છો. મદીના શરીફમાં દુરૂદ શરીફ વધુ પ્રમાણમાં પઢતા રહેવું. પોતાને જેવી પણ પોતાની ભાષામાં દુઆ માંગતા આવડતું હોય તે દુઆ માંગવી.

(૪) હજ્જ માટે રકમ પૂરતી ન હોય તો હજ્જ ફર્ઝ નથી હજ્જ માટે તમારી પાસે એટલી રકમ હોય કે ટીકીટ ભાડુ અને ત્યાં ખાવા–પીવાનો ખર્ચ તથા આપના વતનમાં ઔરત–છોકરાઓ જેમનો ખર્ચ આપના જીમ્મે છે તો આટલી મુદતનો ખર્ચ અદા કરી સકતા હોય તથા આપના માથે કોઈ કર્ઝ પણ ન હોય તો હજ્જ ફર્ઝ થશે. નહી તો હજ્જ ફર્ઝ નથી. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ૨/૧૫૪)*

## <u>હજ્જનો ખર્ચ વાલિદ સાહેબ આપે</u>

**સવાલઃ–૧૦૭/૪**

મેરે વાલિદ સાહબ કે પાસ જમીન જાયદાદ ઔર નકદ રકમ મૌજૂદ હે ઔર ઉન્હોને ફરીઝએ હજ્જ અદા કર લિયા હે, અબ સવાલ યહ હે કે મુજે હજ્જમે જાના હે હમ તીન ભાઈ હૈં, ઉનમે સે દો ભાઈઓ કો હજ્જ મે જાના હે હમ તીનોં ભાઈ વાલિદ સાહબ કે સાથ રેહતે હૈં, અભી તક કોઈ જાયદાદ હમ કો બક્ષિસ યા હિબા નહી કી હે, ઓર હમ તીનોં ભાઈ માશા અલ્લાહ અચ્છી તરહ કમાતે હૈં, ઈસ સૂરત મે હમ પર હજ્જ ફર્ઝ હે યા નહી ? ઓર

હમ હજ્જમે જાનેકા ઈરાદહ રખતે હેં, તો રકમ વાલિદ સાહબ કે પાસ સે કર્ઝ લી જાએગી યા બક્ષિસ કરેગેં ? ઓર ઈસ સૂરતમે હમારા ફરીઝા અદા હો જાએગા યા નહી ?

**જવાબ:–૧૦૭/૪** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

વાલિદ સાહબ કે સાહિબે નિસાબ ઓર દૌલતમંદ હોનેસે બાલિગ ઔલાદ દૌલતમંદ ઓર સાહિબે નિસાબ કરાર નહી દી જાયેગી, અલબત્તા વાલિદ સાહબકો અલ્લાહ તઆલાને દૌલત ઝયાદા દી હે તો એસી સૂરત મે અપની બાલિગ ઔલાદમેં સે જીસ લળકે કો હજ્જમે ભેજના હો ઉસ લળકે કો ઈતની રકમ બક્ષિસ, હિબા દેવે કે જીસ સે વો સાહિબે નિસાબ હો જાવે ઓર ઉસ પર હજ્જકા ફરીઝા આઈદ હો જાવે ઈન્તિહાઈ કારે ખૈર ઓર ષવાબકા કામ હે ઓર ઈન્તિહાઈ દરજેકા એહસાન હે વલ્લાહુ તઆલા અઅલમ બિસ્સવાબ વ ઈલ્મુહુ અતમ્મુ વ અકમલ.

## હજ્જ માટે કર્ઝ આપનાર લાપતા થઈ જાય તો ?

**સવાલ:– ૧૦૮/૫**

એક મુસ્લિમભાઈએ (અહીં જે દમામમાં નોકરી કરે છે.) બે વર્ષ પહેલા પોતાના વાલિદ તથા વાલિદાને હજ્જ માટે બોલાવ્યા હતા એ ભાઈએ પોતાના એક ઓળખીતા માણસ પાસેથી ૧૮૦૦ સાઉદી રિયાલ ઉછીના લીધા હતા આ ભાઈ સાથે ફકત એટલો પરિચય હતો કે તે ઈન્ડીયન છે તથા મુંબઈના રહેવાસી છે પણ પુરૂ ઠેકાણું ખબર નથી જેની પાસેથી પૈસા લીધા છે તે ભાઈ પોતાની કંપની છોડીને ઘણા લાંબા સમયથી ચાલ્યા ગયા છે જતી વખતે એમણે જાણ કરી નથી એમની તપાસ કરતા એવું જાણવા મળ્યુ છે કે કંપની છોડીને ચાલ્યા ગયા છે. કોઈ ચોકકસ ઠેકાણુ પણ નથી. તો આ ભાઈને રકમ કઈ રીતે પહોંચાડવી અથવા એ રકમ (કર્ઝ)નું શું કરવું ? એમાંથી હજયાણી ત્રણ મહિના પહેલા અલ્લાહ તઆલાની રહમતમાં પહોંચી ગયા છે.

**જવાબ:–૧૦૮/૫** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

એ ભાઈ જે કંપનીમાં કામ કરતા હતા. ત્યા એના ઈન્ડીયાના

સરનામાની ખબર કાઢવામાં આવે તો જો ત્યાંથી એડ્રસ મળી જાય તો તે એડ્રસ પર પત્ર વ્યવહાર કર્યા બાદ તેમની રકમ મોકલવામાં આવે અને જો ત્યાંથી એડ્રસ ન મળે તો તે ભાષામાં તે પેપર બોમ્બેથી નીકળતું હોય તે પેપરમાં જાહેરાત રૂપે તેનું એડ્રસ મેળવવા બાબતની જાહેરાત આપવામાં આવે અને જાહેરાત રૂપે તેનું એડ્રસ ન મળે તો તેના તરફથી આ રકમ મસ્જિદ ,મદ્રસા કે ગરીબ માણસને લિલ્લાહ આપી દેવામાં આવે પરંતુ આ રકમ લિલ્લાહ આપ્યા પછી જો તે માણસ મળી આવે અથવા તેનું એડ્રસ મળી આવે તો તેની રકમ પરત કરવી જરૂરી છે. અલ્લાહ તઆલાની જાતથી આશા છે કે આખિરતમાં કર્ઝ અદા ન કરવા ઉપર પકડ થશે નહીં એના લઈને હજ્જની અદાઈગીમાં કોઈ ફરક પડશે નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## <u>બેટા સાથે વાલિદાનો હજ સફર</u>

**<u>સવાલઃ– ૧૦૯/૬</u>**

મારા મોટાભાઈ ગલ્ફ દેશમાં છે અને મારી વાલિદાને હજ કરાવવા માંગે છે, અમુક ખાસ પ્રશ્નોને કારણે એમનાથી જાતે મારી અમ્મા સાથે હજ કરવા જવાય એમ નથી. આથી મારી અમ્મા સાથે હજ કરવા મને મોકલવા ઈચ્છે છે. (મારી ઉંમર ૨૦ વર્ષની છે અને હું અત્યારે કોલેજ કરૂ છું.) તો આ રીતના હજ કરવા મારી અમ્મા તથા મારાથી જઈ શકાય ? કે પછી મારા મોટા ભાઈને એમની સાથે હજ કરવી જ પડે ? મારા વાલિદ સાહેબ ગુજરી ગયા છે. આથી મારી અમ્મા સાથે જનાર બીજુ કોઈ નથી. મારા મોટાભાઈ પાછળથી બીજા કોઈ સમયે હજ કરે તો ચાલે ને ?

આપથી ઉમ્મીદ છે કે આપ શકય એટલો જલ્દી જવાબ આપી અમારી ગુચવણ દૂર કરશો.

**<u>જવાબઃ–૧૦૯/૬</u>** حامداً ومصليًا ومسلما۔ هو الموفق للصواب

સવાલમાં દર્શાવેલ હકીકતના અનુસંધાનમાં જણાવવાનું કે સ્ત્રીના ઉપર હજ ફર્ઝ થઈ ગયા પછી હજ અદાયગી વાજિબ થવા માટે ઘણી અથવા મહરમનું મળવુ શર્ત છે અને મહરમ તે છે જેનાથી કોઈ પણ કાળે

નિકાહ જાઈઝ ના હોય; હવે આપની વાલિદા હજ અદા કરવા માટે જવા માંગે છે અને આપને સાથે લઈ જવા માંગે છે તો આ પ્રમાણે હજ કરવાથી હજ અદા થઈ જશે; મોટા ભાઈનું જવું જરૂરી નથી કોઈ પણ મહરમ હોવા જોઈએ. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ફતાવા આલમગીરી:૧/૨૧૮)*

## ગરીબ માણસ હજ કરવા જાય તો માલદાર બન્યા પછી ?

**સવાલઃ– ૧૧૦/૭**

સલામ બાદ હું અહિંયા સઉદી અરબિય્યા મુકામ દમામથી પત્ર લખી રહયો છું હું અહિંયા અમુક મસાઈલથી અંજાણ હોવાથી એ મસાઈલનો ખુલાસો આપથી જાણવા ઈચ્છુ છુ.

(૧) અત્યારે મારા ઉપર હજજ ફર્ઝ નથી કારણ મારા પાસે એટલો માલ નથી કે મારા પર હજજ ફર્ઝ થાય. તે છતાં પણ અહિંયા સાઉદીમાં રહી હું ઓછા ખર્ચામાં હજજ કરી શકુ છું, અને નિય્યત પણ છે. ઈન્શા અલ્લાહ આ વર્ષે હજજ કરી આવું તો મારે ત્યાં જઈ કુર્બાની આપવી પડશે ? અથવા હું કુર્બાનીની રકમ ભરૂચ મારા ઘરે રવાના કરીને મોટુ જાનવર કે જેમાં સાત ભાગોની કુર્બાની થાય છે તો ભરૂચમાં મારા વાલિદ છે, તો મારે શું કરવું એનો ખુલાસો આપવા મહેરબાની કરશો.

(૨) અને આ હજજ અદા કર્યા પછી ભવિષ્યમાં મારા પાસે માલ આવે તો મારા ઉપર પછી પણ હજજ ફર્ઝ થશે ? અલ્લાહ માલ આપે તો આપણે બીજી પણ હજજ કરવી પડે એનો પણ ખુલાસો આપશો.

(૩) મેં હજુ એક પણ હજજ કરી નથી, અને અત્યારે મારા ઉપર હજજ ફર્ઝ પણ નથી તો હું મારા મર્હૂમા વાલિદાની હજજે બદલ કરી શકુ કે કેમ ? એનો ખુલાસો ઈલ્મની રોશનીમાં આપશો.

**જવાબઃ–૧૧૦/૭** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

આપ સઉદીમાં જે જગ્યા પર રહો છો ત્યાંથી મકકા ૭૮ કિલો મિટર દૂર હોય તેવી હાલતમાં આપ હજજ માટે જશો તો આપ મુસાફિર ગણાશો. અને મુસાફીર પર કુર્બાની વાજિબ થતી નથી (શર્ઈ નિસાબના માલિક હોવા પર જે કુર્બાની વાજિબ થશે તે વાજિબ થશે નહી. *(શામી:૫/૩૦૮)*

હાં ! જો હજજે તમત્તુઅ અથવા હજજે કિરાન કરશો તો તેના લઈને કુર્બાની વાજિબ થશે તે કુર્બાની ત્યાં જ કરવી જરૂરી છે. આ કુર્બાનીમાં મોટા જાનવરનો સાતમાં ભાગની કુર્બાની કરવી પણ જાઈઝ છે.

(૨) જે ગરીબ હજજ કરવા માટે જાય છે, જો તે નફલ હજજની નિય્યત કરી હજજ કરશે તો માલદાર થયા પછી ફરીથી હજજ કરવી પડશે, અને જો ફર્ઝ હજજની નિય્યતથી હજજ કરશે અથવા ફકત હજજની જ નિય્યત કરશે તેવી હાલતમાં ફર્ઝ હજજ અદા થશે. માલદાર થયા પછી ફરીથી હજજ ફર્ઝ થશે નહી. *(શામી: ૨/ ૧૯૫)*

(૩) આપની વાલિદા પર હજજ ફર્ઝ હોય અને તેમણે હજજે બદલ કરવાની વસિય્યત પણ કરી હોય તો તેવી હાલતમાં તેમના તરફથી હજજે બદલ કરી લેવામાં આવે અને જો તેમના ઉપર હજજ ફર્ઝ ન હોય અથવા હજજ ફર્ઝ હોય પરંતુ વસિય્યત ન કરી હોય તો પોતાની હજજ કરી લેવી વધારે સારૂ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## <u>હજ્જનો કોઈ વાજિબ છુટી જાય તો ?</u>

**<u>સવાલઃ– ૧૧૧/૮</u>**

શું ફરમાવે છે ઉલમાએ દીન વ મુફતિયાને કિરામ નીચેના મસ્અલામાં અહીં કોલવણાના વતની હાલ દમામમાં છે ત્યાંથી હજ્જ માટે ગયા હતા, ત્યાં બીમાર થઈ જવાથી બીજા દિવસે શેતાનને કાંકરી મારવાનો અમલ છુટી ગયો છે. તો હજ્જ અદા થયેલ ગણાશે ? તો હવે તેના તદારૂક માટે શું કરવુ ? અહી દમ આપવાથી કફફારો અદા થયેલ ગણાશે ? જો અહીં દમ આપી શકાય તો જાનવર કયુ અને કેટલી ઉમરનું જોઈએ ? તે દમ આપેલા જાનવરના ગોશ્તની કઈ રીતે વ્યવસ્થા કરવી ?

મઝકૂર મસ્અલો પેશ આવેલો છે સહીહ માર્ગદર્શન આપી શુક્રિયાનો મોકો આપશો.

**<u>જવાબઃ–૧૧૧/૮</u>** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

પુછેલી વિગતમાં હજ્જ અદા થયેલ ગણાશે કારણ કે શેતાનને કાંકરીઓ

મારવાનો અમલ હજ્જના વાજિબોમાંથી છે. *(બહર:૨/૩૩૩, હિદાયા ભાગ:૨)*

હજ્જના વાજિબોમાંથી કોઈ પણ વાજિબ છુટી જાય તો દમ વાજિબ થશે. *(બહર:૨/૩૩૩)*

જેથી ૧૦મી, ૧૧મી અને ૧૨મી એ ત્રણ દિવસોમાં શેતાનને કાંકરી મારવી વાજિબ છે. કોઈ એક દિવસે જો શેતાનને કાંકરી મારવાનો અમલ છુટી જશે તો દમ વાજિબ થશે. *(બહર:૩/૨૫, હિદાયા:૨/૨૫૫)*

આ અમલ અથવા કોઈ પણ વાજિબ છુટવાથી જે દમ વાજિબ થશે તો તે દમ બકરીની કુર્બાનીથી અદા થઈ શકશે અને જે જાનવરની કુર્બાની કરવી સહીહ અને યોગ્ય છે તે જ જાનવર દમ આપવામાં ચાલશે.

*(હિદાયા:૨/૨૫૫, બહર:૨/૨૫)*

આ હજ્જના વાજિબાતમાંથી કોઈ વાજિબ છુટી જવાથી અથવા એહરામની હાલતમાં જે કામો કરવાની મનાઈ છે તેવા કામો કરવાથી જે દમ લાગુ પડશે તે બધા જ દમોની કુર્બાની હરમમાં જ કરવી જરૂરી છે. હરમ છોડીને બીજી જગ્યાએ કુર્બાની કરશે તો દમ અદા થશે નહી અને તેનો ગોશ્ત ગરીબ, મોહતાજના માટે ખાવુ હલાલ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા:૨/૨૮૦, ૨૮૧, બહર:૩/૭૭)*

## નસબંદી થયેલ સ્ત્રી પુરૂષ ઉપર હજ્જ ફરજ છે ?

**સવાલ:– ૧૧૨/૯**

જે ઓરત, મરદની નસબંદી થઈ ચુકી હોય તેની હજ થઈ શકે છે ?

**જવાબ:–૧૧૨/૯** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

નસબંદી કરેલ ઓરતના ઉપર હજ ફર્ઝ થઈ ગઈ છે તો પોતાના મહરમની સાથે હજ માટે જઈ શકે છે નસબંદી હજ માટે માનેઅ નથી. નસબંદી કરાવેલ છે તો તે મોટા ગુનાહોમાંથી છે; અલ્લાહ તઆલા પાસે તોબા કરે અને હજમાં જાય, જેવી રીતે કે એક મોટા ગુનાહને કરવા વાળો માણસ હજમાં જઈ શકે છે એવી જ રીતે આ પણ પોતાના મહરમ સાથે હજ માટે જઈ શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## હજજમાં તવાફે ઝિયારત છુટી જાય તો ?

**સવાલ:– ૧૧૩/૧૦**

નાચીઝ સઉદીમાં કમાવવા માટે આવ્યો છે, અલ્લાહ પાકે પોતાના પાક ઘરનો હજ નસીબ ફરમાવ્યો, પરંતુ ગલતીથી એક રૂકન છુટી ગયો છે હજથી પાછા આવ્યા પછી દિલમાં એક ઉલજન રહે છે કે તવાફે ઝિયારત નથી કરી શકયો જયારે કે તે હજનો છેલ્લો રૂકન છે. અને અફઝલ છે મેં અમુક માણસોથી મસ્વેરો લેવા ચાહ્યો, પરંતુ આના કાબિલ કોઈ માણસ અહિંયા મળ્યો નહી.એટલે આપનું એડ્રેસ ધુંધીને આપનાથી આ મસ્અલાનો હલ ચાહુ છું, દમ આપવો જરૂરી છે કે નહી  આ સવાલનો હલ ચાહુ છું બેચેની સાથે તેનો ઈન્તિઝાર કરીશ, જયારે કે દસ જિલ્હજ્જાના દિવસે તવાફ અફઝલ છે અગિયાર અને બારના પણ કરી શકાય છે પરંતુ તવાફે વિદાઅ કરી ચુકેલ છું પરંતુ તવાફે ઝિયારત નથી કરી શકયો તો એ વાતનો અફસોસ છે તો આ મસ્અલાનો ખુલાસો કરશો.

**જવાબ:–૧૧૩/૧૦** حامدًاو مصليًا و مسلما ـ هو الموفق للصواب

તવાફે ઝિયારત આખરી ઉમર સુધી કરી શકાય છે; એટલા માટે તવાફે ઝિયારત છુટતો નથી જો તવાફે ઝિયારત કર્યા વિના મરી જાય તો વસિય્યત કરવી વાજિબ થશે અને કોઈ ઉજર વગર દેર કરવાનો ગુનોહ થશે. *(શામી : ૨/૧૮૩)*

તવાફે ઝિયારતનો વખત દસમી તારીખની સવારથી છે તેનાથી પહેલાં જાઈઝ નથી અને છેલ્લો વખત વાજિબ હોવાના એતેબારથી નહરના દિવસો સુધી છે તેના પછી પણ અગર તવાફે ઝિયારત કરવામાં આવશે સહીહ થઈ જશે. પરંતુ દમ વાજિબ થશે. અને તવાફ કરવો જરૂરી છે તેનો બદલ કોઈ નથી. તવાફે કુદૂમ અથવા તવાફે વદાઅ અથવા તવાફે ઝિયારતના માટે આવી કોઈ ખાસ નિય્યત કરવી જરૂરી નથી કે ફલાણો તવાફ કરૂ છું બલ્કે દરેક તવાફમાં મુતલક નિય્યત કાફી છે. દાખલા તરીકે મક્કામાં દાખત થતી વખતે તવાફ કર્યો તો તવાફે કુદુમ અદા થઈ જશે. એવી જ રીતે નહરના દિવસોમાં તવાફ કરવાથી તવાફે ઝિયારત અદા થઈ જશે. અને આવતી વખતે તવાફ કર્યો તો તવાફે વદાઅ થઈ જશે. *(શામી : ૨/૧૮૪)*

સૂરતે મસ્અલામાં તવાફે વદાઅ અય્યામે નહરમાં અદા કર્યો છે તો તવાફે ઝિયારત અદા થઈ જશે. અને તવાફે વદાઅ છુટી ગયેલ ગણાશે. તેનો દમ વાજિબ થશે. આ દમ કોઈ માણસ સાથે એક બકરી મોકલી આપે જે હરમમાં ઝબહ કરવામાં આવશે. *(ફત્હુલ કદીર : ૩૪૮, શામી : ૨/૧૮૭)*

અને જો અય્યામે નહર પછી તવાફે વદાઅ અદા કરવામાં આવ્યો છે તો એવી હાલતમાં તવાફે ઝિયારત પોતાના ઝિમ્મે બાકી રહેશે. તો ઉમરાનો એહરામ બાંધીને મક્કા મુકર્રમામાં જઈ ઉમરા કર્યા પછી તવાફે ઝિયારતની નિય્યત કરવામાં આવે અને તવાફે ઝિયારત અય્યામે નહરના પછી અદા કરે, અને તેના લઈને દમ પણ અદા કરે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# પ્રકરણ – (૮)

# "નિકાહ"

## નિકાહ સહીહ છે

### વ્યભિચારથી સગર્ભા થયેલ સ્ત્રી

**સવાલ:– ૧૧૪/૧**

મારા સાળાના આજથી ૩ માસ પહેલા લગ્ન થયા હતા. અને એની વાઈફ હાલમાં પ્રેગનેટ હતી અને એને ૬ માસ થયા છે હવે એમની મધર તથા ફાધરને જણાવતા એ છોકરીને એમના ઘરે લઈ ગયા હતા અને જે હરામ વસ્તુ હતી તેને ખાલી કરી નંખાવેલ છે હવે એ ભાઈ શાદી પહેલા અને નિકાહ થયા ત્યારે પ્રેગનેટ હતી તો શું તે નિકાહ ગણાય કે બીજી વખતે નિકાહ કરવા પડે ? તે મુજબનો ફતવો આપવા મહેરબાની કરશોજી. શાદી કરનાર છોકરાને ખબર હતી નહીં. પાછળથી બધી ખબર પડેલ છે.

**જવાબ:–૧૧૪/૧** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

જે સ્ત્રીને વ્યભિચારથી ગર્ભ રહી ગયો હોય તો તેની સાથે નિકાહ થઈ શકે છે. પછી નિકાહ કરનારને એવા હરામના ગર્ભની જાણ હોય કે ના હોય, અને એવી સ્ત્રી સાથે જો વ્યભિચાર કરનારે જ નિકાહ કર્યા હોય તો

નિકાહ કર્યા પછી તેના સાથે સંભોગ પણ કરી શકે છે, પરંતુ જો કોઈ બીજી વ્યકિતએ નિકાહ કર્યા હોય તો જો કે શરીઅતની રૂએ નિકાહ તો થઈ જશે. પણ વ્યભિચારથી રહી ગયેલા ગર્ભનું બાળક જન્મે નહી ત્યાં સુધી એ ધણી તેના સાથે સંભોગ કરી પતિ–પત્નિ તરીકે રહી શકતો નથી. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(શામી: ૨/૩૧૬, હિદાયા:૨/૩૧૨)*

## બીજી બિરાદરીમાં કોર્ટ મેરેજ કરવા

**સવાલઃ– ૧૧૫/૨**

મુફતી સાહેબ નીચેના મસ્અલામાં રેહબરી ફરમાવશો.

(૧) વહોરા સમાજની બાલિગ છોકરી પોતાના માં–બાપ ભાઈની રજા વગર શેખ ખાનદાનના છોકરા સાથે નિકાહ કરે તો નિકાહ સહીહ થશે કે નહિ ?

**નોટઃ– વહોરા** સમાજમાં શેખ મલેક કે બીજા સમાજમાં છોકરી આપવામાં આવતી નથી, શેખ મલેક બિરાદરોને વહોરા સમાજ નીચી જાત સમઝે છે.

(૨) જો ઉપરોકત નિકાહ સહીહ હોય અને શૌહર મૌખિક તલાક, તલાક, તલાક ત્રણ વખત કહે તો કઈ તલાક પડશે. ?

**નોટઃ–** છોકરી એકાંતમાં મેળાપ થયાનો ઈન્કાર કરે છે. જયારે અમારૂ માનવુ છે કે મેળ–મેળાપ એકાંતમાં થયો હોવો જોઈએ.

(૩) આ તલાક પછી બીજા છોકરા સાથે નિકાહ કરવા માટે કેટલી મુદત ઈદત ગુજારવી ?

(૪) જો ફરી વાર પહેલા જ છોકરા સાથે નિકાહ કરવા માંગે પરંતુ માં–બાપ આ છોકરા સાથે નિકાહ માટે રાજી ન હોય તો નિકાહ થશે કે નહિ? અને કેટલી મુદત ઈદત ગુજારવાની રહેશે ? કેટલી મુદતમાં નિકાહ થઈ શકે ?

(૫) સિવિલ મેરેજ (કોર્ટ મેરેજ) પણ કરી લીધેલ હોય તો તલાક પછી એને રદ કરાવવા જરૂરી છે કે નહિ ?

**જવાબઃ–૧૧૫/૨** حامدًا و مصليًا و مسلما ۔ هو الموفق للصواب

સ્ત્રીને હદીષ શરીફમાં "નાકિસાતુલઅકલ" કહીને સંબોધવામાં આવી છે, ખાસ કરીને એવી છોકરીઓને આ હદીષ લાગુ પડે છે. જેમની જવાની નવી– નવી ફુટી હોય અને જેમની ઉપર એ જવાનીના જોશનું વર્ચસ્વ હોઈ તેઓ પોતાની નફા–નુકસાનમાં સમજી શકે નહિં એ સ્વભાવિક જ છે જેના લઈને તેમના ઉપર એક સરપરસ્ત રાખવામાં આવે છે જેને શરીઅતની પરિભાષામાં "વલી" કહેવામાં આવે છે.

દુનિયામાં ચાલી રહયુ છે કે દરેક કુફુ અને કુટુંબવાળા પોતાના કુફુ અને ખાનદાનને બીજાથી ઉચ્ચ ગણે છે. અને પોતાની કુળ અને કુફુની છોકરી વાલી સરપરસ્તની પરવાનગી વિના તેમના ઉપરવટ જઈને બીજા કુફુમાં નિકાહ કરે છે, તેને શરમજનક સમઝે છે. શરીઅતમાં એ માનવીની પ્રાકૃતિક ભાવનાને નઝર સમક્ષ રાખીને એવો આદેશ આપવામાં આવ્યો છે કે જો જવાન છોકરી પુખ્ત વયની હોય અને પોતાના વલીની પરવાનગી વિના અથવા તેમની મરજી વિરૂધ્ધ જઈને પોતાની મરજીથી પોતાની જાત તથા કુટુંબ બહાર નિકાહ કરે તો તે નિકાહને માન્ય રાખવામાં ન આવે.

*(હિદાયાઃ૨ /૩૨૦)*

કુફુ અર્થાત બરાબરી શરીઅતમાં ઘણી રીતે ગણવામાં આવી છે. (૧) વંશમાં તથા કુટુંબ અને ખાનદાનમાં. (૨) મુસલમાન હોવામાં. (૩) દીનદારીમાં (૪)માલમાં અને (૫)ધંધામાં બરાબર હોવુ.

*(કન્ઝુદકાઈકઃ૧૦૨, બહેશ્તી ઝેવરઃ૪/૧૦, શર્હે વિકાયા : ૨/૨૬)*

વંશ અને કુટુંબ તથા ખાનદાનમાં બરાબરી હોવાનો ભાવાર્થ એ છે કે શૈખ (એટલે શૈખ સિદીકી, શૈખ ફારૂકી, શૈખ ઉસ્માની વગેરે) ખાસ કુરૈશી ખાનદાનના શૈખો છે, જો એવા શૈખોમાં કોઈનો વંશ સચવાએલો હોય તો તે કુરૈશી હોવાને લીધે સૈયદનો કુફુ છે.) સૈયદ, અનસારી, અલવી વિગેરે છોડીને બધા "અજમી" લોકો હિન્દુસ્તાનમાં બધી જ બિરાદરીવાળા એક જ કુફુ અને બરાબરીના ગણાશે, જેવી રીતે કે મુગલ અને પઠાણો સૌ એક જ હોય છે, એવી જ રીતે વહોરા અને મિયાંભાઈ એક જ કુળ છે. એટલે કે વહોરા વંશની રૂએ વહોરા ચઢતા નથી અને મિયાંભાઈ ઉતરતા નથી. બધા વંશ રૂએ બરાબર છે. બધાનું કુફુ એક છે. જેવી રીતે સૈયદ માલ–ધંધાને

આધારે કુફુમાં જુદા પડે છે. તેમજ મોગલ, પઠાણો અને વહોરા તથા મિયાંભાઈ ધંધા કે માલના લીધે જુદા પડશે અને કુફુ રહેશે નહિં.

*(શર્હે વિકાયાઃ૨/૨૬, કાઝીખાનઃ૨/૪૪૬,શામી :૨/૩૩૧)*

(૧) ઉપરોકત સ્પષ્ટિકરણ પછી સવાલ એકમાં પૂછેલ વિગત વિષે જણાવવાનું કે વહોરા સમાજની પુખ્ત વયની છોકરી પોતાના વાલીની પરવાનગી વિના શેખ કુટુંબના છોકરા સાથે નિકાહ કરશે તો નિકાહ થઈ જશે.

(૨–૩) હાં, તલાક પડી જશે, અને છોકરી જયારે એકાંતમાં મેળ–મેળાપનો ઈન્કાર કરે છે એટલે એક તલાકે બાઈન પડશે, ખુલ્લા શબ્દોમાં આપી હોય અથવા કિનાયા (ગોળ–ગોળ) શબ્દોથી આપી હોય, (આવી સ્ત્રીને કે જે ધણી પાસે જવા પામી ન હોય અથવા ધણીને ઘેર જવાનું તો થયુ પણ બંનેવમાં એવો એકાંત વાસો થયો નહી જેવો શરીઅતમાં માન્ય છે) ત્યારે તલાકે બાઈન થાય છે, અને એવી સ્ત્રી માટે તલાકની ઈદ્દત પણ નથી, તલાક મળતાની સાથે જ બીજા પુરૂષ સાથે નિકાહ કરી શકે છે.

*(શામીઃ૨/૪૯૩, શર્હેવિકાયાઃ૨/૭૫)*

(૪) ફરીવાર એ બાલિગ છોકરી વાલીની રજા વગર પ્રથમ પતિ સાથે નિકાહ કરશે તો નિકાહ થઈ જશે અને ઈદ્દત ગુજારવાની રહેશે નહિ.

(૫) શર્ઈ દ્રષ્ટ્રીએ જયારે તલાક આપી અને તલાક થઈ ગઈ તો શર્ઈ દ્રષ્ટ્રીએ એ સીવીલ મેરેજ રદ કરવા જરૂરી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ધમકી સાથે નિકાહ

**સવાલઃ– ૧૧૬/૩**

(૧) એક માણસની શાદી આજ થી આઠ વર્ષ પહેલા પોતાના જ સગા સંબંધમાં થઈ અને એક છોકરો પણ છે અને હાલમાં તેની ઉમર ૬ વર્ષની છે અને એ ઔરત હાલમાં સાસુ સસરા સાથે ઘણી જ સારી રીતે રહે છે એ માણસ ઉપર જણાવેલ શાદીના બે વર્ષ બાદ એક છોકરીના સાથે સંબંધમાં ફસાયો એ સંબંધની જાણ છોકરીવાળાઓને થતાં તેમણે ઘણા જ દાબ દબાણથી અને ડરાવી ધમકાવીને પ્રેમમાં પડેલી છોકરી સાથે નિકાહ પઢવા માટે દબાણ કર્યો જયારે કે તેના નિકાહમાં એક ઔરત છે અને તેને

એક છોકરો છે એવી ખબર પ્રેમિકા તેમજ તેના ઘર વાળાઓને છે, છતાં સખત ડરાવી ધમકાવીને નિકાહ પઢાવી લીધા તો શું આવી રીતે ડરાવી ધમકાવીને નિકાહ પઢવાથી નિકાહ દુરૂસ્ત છે અને આ દબાણ કરવા વાળાઓનું આ કામ બેહતર છે ?

(૨) આ જ માણસ ડર અને બીકના કારણે નિકાહ પઢી ટુંક સમયમાં ફોરેન ચાલ્યો ગયો ત્યાંથી પોતાની હેસિયત પ્રમાણે ખર્ચ મોકલતો રહયો અને છોકરો ફોરેનમાં છોકરી તેના માં–બાપ સગા સંબંધમાં રહેતી હતી એ દર્મિયાન એ છોકરાને આ છોકરીની ગલત ચાલ ચલગતની જાણ થતાં છોકરાએ એ નિકાહના ૬ વર્ષ પછી હાલમાં તલાકનામુ મહેર ઈદ્દતના પૈસા મુસ્લિમ જમાત પર મોકલી આપ્યા મુસ્લિમ જમાત તે પૈસા તલાક શુદા સ્ત્રીને આપવા ગયા, પણ તેણે લીધા નહી અને કહે છે કે મને ૬ વર્ષનો ખર્ચ પતિએ આપવો જરૂરી છે, તો પત્નિ આ ખર્ચ લેવાની હકદાર છે ?

**જવાબ:–૧૧૬/૩** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

(૧) ઝબરદસ્તીથી ડરાવી ધમકાવીને બાલિગ પુરૂષ સાથે ઈજાબ કરાવ્યો કે હું ફલાણી સાથે નિકાહ કરૂં છું અથવા મેં ફલાણીને નિકાહમાં કબૂલ કરી એટલે શરીઅતની રૂએ નિકાહ થઈ ગયા.

اذحقيقة الرضا غيرمشروطة فى النكاح لصحته مع الاكراه والهزل ۔

*(શામી:૨/૨૯૪)*

(૨) ધણીએ પરદેશ ગયા પછી તેની ખાધા ખોરાકી ન આપી હોય અને તે પોતાના માં–બાપને ઘરે ધણીની પરવાનગીથી ગઈ હોય તો તેવી સ્થિતીમાં તે ધણી પાસેથી તે ભરણ પોષણ તથા પોશાકીનો ખર્ચ લઈ શકે છે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૨/૬૯૯)*

## વ્યભિચારી સ્ત્રી સાથે નિકાહ જાઈઝ છે ?

**સવાલ:– ૧૧૭/૪**

એક સ્ત્રીને વગર નિકાહની છોકરી થઈ અને તે જવાન થઈ, તેણીએ શાદી કરી અને તેને જે ઔલાદ થઈ તેની ઔલાદ સાથે નિકાહ કરવા જાઈઝ છે કે નહી ?

**જવાબ:–૧૧૭/૪** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

વ્યભિચારી (ઝાની સ્ત્રીથી) નિકાહ કરવા જાઈઝ છે, તો તેનાથી તે ઔલાદ કે જે ઔલાદ નિકાહથી પૈદા થઈ છે તેની સાથે નિકાહ કરવામાં કોઈ જાતનો વાંધો આવશે નહી. ફકત અલ્લાહ વધુ જાણનાર છે. *(બહર:૩/૧૧૪)*

## ગર્ભવતી સ્ત્રી સાથે નિકાહ

**સવાલ:–૧૧૮/૫**

કિસી આદમી કી શાદી હુઈ બાદમે પતા ચલા કે ઓરત હાલતે હમલમે થી તો કયા ઈસ આદમી કા નિકાહ સહીહ હોગા ?

**જવાબ:–૧૧૮/૫** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

જિસ ઓરત કો ઝિનાસે હમલ રેહ ગયા હો ઉસ ઓરત કે સાથ હમલ કે ઝમાનેમે નિકાહ કર લિયા તો નિકાહ તો સહીહ હો ગયા લેકિન જબ તક વિલાદત ન હો જાએ વહા તક ઉસસે હમબિસ્તરી ન કરે. વલ્લાહુ અઅલમ. *(હિદાયા:૨/૨૯૨)*

## આગલી પત્નિના છોકરાના નવી પત્નિની નવાસી સાથે નિકાહ

**સવાલ:– ૧૧૯/૬**

મારા આગલા વાઈફનું અવસાન થઈ જવાથી મે ફરીવાર લગ્ન કર્યા હતા આગલા ઘરથી તેમને એક છોકરી હતી જેની શાદી થઈ ગઈ હતી તે છોકરીની એક છોકરી છે તેની સાથે હું મારા આગલા વાઈફના છોકરા સાથે લગ્ન કરવાની ઈચ્છા રાખુ છું તો તે જાઈઝ છે ? મારા નવા મીસીસની નવાસી થઈ તો આ બાબતનો ખુલાસો આપવા મહેરબાની કરશો.

**જવાબ:–૧૧૯/૬** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

હાલમાં આપના નિકાહમાં જે સ્ત્રી છે તેમના આગલા ઘરની દિકરીની દિકરી સાથે આપના તે પુત્રની શાદી કરવા ઈચ્છો છો કે જે વિધવા પત્નિથી જન્મેલ છે તો આપની વિધવાના પુત્રના હાલની પત્નિની નવાસી સાથે નિકાહ કરવા હલાલ છે. કુર્આન શરીફે જે માણસના જે સ્ત્રી સાથે

નિકાહ કરવાની મનાઈ અને હરામ ફરમાવ્યું છે તેમાંથી એ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(કુર્આન શરીફ, ઝવહરએ નૈયરા)*

# નિકાહ સહીહ નથી

## ગવાહો વિના નિકાહ કરવા

**સવાલ:– ૧૨૦/૭**

મુસમ્મા ઝૈદ ઓર મુસમ્માત હિંદા આકિલ બાલિગ હે, ઓર દોનો એક દુસરેસે શાદી કરને પર રઝામંદ હેં. લેકિન યહ એક એસી જગહ હે જહાં ન કોઈ નિકાહ પઢાનેવાલા ઓર ન હી કોઈ મુસલમાન હે જો ગવાહ હો શકે. ઓર ખતરા થા ગલતકારીમે મુબતલા હોને કા, મજબૂરન ઝૈદને મહર મુકર્રર કર કે આપસમે ઉન દોનોને ઈજાબ વ કબૂલ કર લિયા અબ સવાલ યહ હે કે કયા શર્અન યહ નિકાહ હુવા યા નહી. અગર નહી હુવા તો અબ કયા સૂરત ઈખ્તિયાર કી જાએ અઝ રાહે ઈનાયત જલ્દ જવાબ સે મમનુન ફરમાએ ઈન્દલ્લાહ માજુર હોંગે.

**જવાબ:–૧૨૦/૭** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

ઈજાબ વ કબૂલ કે વકત ગવાહોંકી મૌજૂદગી જવાઝે નિકાહ ઓર ઈન્ઈકાદ કી શર્ત હે.۔ وشرط حضور شاهدين أي يشهدان على العقد

*(શામી:૨/૨૯૫)*

સૂરતે મસ્અલામે ચૂંકે શહાદત અર્કાને અકદ કે શરાઈતમેં સે હે, બસ જિસ તરહ ઈજાબ વ કબૂલ કે બગેર નિકાહ કા ઈન્ઈકાદ નહી હોતા ઈસ તરહ શર્અન બગેર શહાદત કે નિકાહ નહી હોગા.

ولا ينعقد نكاح المسلمين الا بحضور شاهدين حرين عاقلين بالغين مسلمين اورجل وامرأتين ۔

*(હિદાયા:૨/૩૦૬)*

ઈસ સૂરતમે બાકાઈદા બહુઝૂરે શાહિદૈન નિકાહ હોના ચાહિએ, ઓર જો હો ચુકા ઉસસે તોબા વ ઈસ્તિગફાર કરના ચાહિયે. ફકત વલ્લાહુ અઅલમ.

## સાળી સાથે નિકાહ

**સવાલઃ–૧૨૧/૮**

પહેલેવાલી બળી લળડકીકો છુટેછેડે યાને (તલાક) દેકર છોટી લળકીસે નિકાહ જાઈઝ હે ?

લળકી કો છુટી કરકે છોટી સાલી કે સાથ આપ નિકાહ પળા દેવેગે ?

**જવાબઃ–૧૨૧/૮** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

પોતાની પત્નિની બહેન (સાળી) સાથે ઈશ્ક થવાથી તેની પત્નિ તેના નિકાહમાં જ રહેશે અને જયાં સુધી પોતાની પત્નિ નિકાહમાં હોય એટલે કે તલાક આપી તેની ઈદ્દત પુરી ન થઈ જાય ત્યાં સુધી શર્ઈ દ્રષ્ટિએ હલાલ નથી. *(શામીઃ૨/૩૯૦, આલમગીરીઃ૨/૨૯૬)*

હાં ! જે બહેન નિકાહમાં છે તેને તલાક આપ્યા પછી તેની ઈદ્દત એટલે કે ત્રણ હૈઝ પુરા આવી ગયા પછી તેની બહેન (સાલી)થી નિકાહ કરી શકે છે. *(હિદાયા : ૨/૨૯૯)*

નિકાહ શહેર કાઝી પાસે અથવા બીજા કોઈ પણ આલિમ પાસે બે ગવાહોની રૂબરૂમાં પઢાવી લેવા. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## પહેલા પતિની તલાક વિના બીજા સાથે નિકાહ

**સવાલઃ–૧૨૨/૯**

મારૂ નામ ઉસ્માન રૂસ્તમ સિંધી છે. વતન ગામ વલણ, જિ. વડોદરા છે. મેં આજથી ચાર વર્ષ પહેલા નિકાહ કર્યા હતા તે પત્નિથી અણબનાવ થતા આજથી લગભગ આઠ મહીના પહેલા છુટી કરેલી છે, એક બીજી સ્ત્રી કે જેનું નામ ફરીદા છે તેને લાવેલો છું, ફરીદાબાનુની પણ અગાઉ નિકાહ એક બીજા ભાઈ મકબૂલ સાથે થએલા છે, ફરીદાબાઈને હાલમાં એક છોકરી તથા છોકરો મકબૂલભાઈના સહવાસથી થએલા છે. આ મકબૂલભાઈ છેલ્લા ચાર વર્ષથી એક બીજી છોકરીને લઈને લાપતા થએલા છે. અને તે છોકરી સાથે સંબંધ બાંધી પત્નિ તરીકે રાખે છે. પરંતુ ફરીદા બાઈને તલાક આપેલ નથી, આ ફરીદા બાઈ મારી સાથે આવવા તથા રહેવા તૈયાર થતા

તેના માં–બાપ પણ મારી સાથે રાખવા સંમત હોય હું ફરીદા બાઈને છેલ્લા બે મહીનાથી લાવ્યો છું. અને મારી સાથે રાખુ છું અને પત્નિ તરીકેના હકકો ભોગવુ છું. હવે સવાલ એ છે કે ફરીદા બાઈને મકબૂલભાઈએ છેલ્લા ચાર વર્ષથી છોડી દીધી છે, ઘણી તપાસ કરતા મકબૂલભાઈ મળતા નથી, ફરીદા બાઈને કાયદેસર તલાક આપેલ નથી. ફરીદા બાઈ ચાર વર્ષથી પતિ વિના રહેતા હતા અને હવે વધુ રહી શકતા ન હોય મારી સાથે આવવા ઈચ્છા દર્શાવી તો મે રાખેલ છે, તો આવા સંજોગોમાં હું તેની સાથે શરીઅતથી નિકાહ કરી શકુ કે નહી ? મકબૂલભાઈએ તલાક આપેલ નથી તલાક માટે વારંવાર શોધ કરવા છતાં મકબૂલભાઈ મળતા નથી ચાર વર્ષ ઉપરનો સમય થઈ ગયો તો આવા સંજોગોમાં તલાક વિના નિકાહ કરવા જાઈઝ છે કે નહી? તે તહકીકાત કરી જણાવશો.

**જવાબઃ–૧૨૨/૯** حامدًا و مصليًا و مسلما_ هو الموفق للصواب

મકબૂલે પોતાની પત્નિ ફરીદા બાઈને તલાક આપે પછી બાઈ તે તલાકની ઈદ્દત જયા સુધી પુરી ના કરે ત્યાં સુધી તેણીની સાથે નિકાહ કરવા જાઈઝ નથી. *(શામીઃ ૨/૪૮૪)*

નિકાહ કર્યા વગર તેની સાથે પત્નિ તરીકે રાખી તેની સાથે પત્નિ જેવા સંબંધ રાખવા હરામ છે. તેણીનો પતિ લાપતા છે તો તે સંબંધમાં મકબૂલની પત્નિ અથવા તેના વાલીઓ ભરૂચ જિલ્લા શર્ઈ પંચાયત પાસે પોતાનો કેસ રજુ કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## બિનમુસ્લિમ જજ નિકાહને બાતિલ ઠેરવે તો ?

**સવાલઃ– ૧૨૩/૧૦**

(૧) એક સ્ત્રીને એક પુરૂષ પાંચમી મે ૧૯૭૯માં પારડી મુકામે ઉપાડી ગયો હતો; અને ધરમપુર તાલુકાના ગામમાં જઈ નિકાહ કર્યા હતા, એ માણસ અસામાજિક તત્વ (ગુંડો) છે અને ધંધો પણ એવો જ કરે છે. પછી થોડા દિવસો બાદ પોલીસની મદદથી બે દિવસમાં છોકરીનો કબજો મેળવ્યો હતો એ પછી સદર ઈસ્મે પારડી સિવીલ કોર્ટનો આશરો લઈ ખોટા સાક્ષી પુરાવા ઊભા કરી એ છોકરી પોતાની પત્નિ હોવાનું ઠેરવી એનો કબ્જો

મેળવવા હુકમનામુ મેળવેલુ; સિવીલ કોર્ટના હુકમનામાની સાથે છોકરીના બાપે સેસન્સ કોર્ટ – વલસાડ, નવસારીમાં અપીલ નોધાવી એ કોર્ટે સદર ઈસ્મનો દાવો રદ બાતલ ઠેરવેલ અને જણાવેલુ કે મુસ્લિમ પર્સનલ લો (શરીઅત લો ઓફ ઈન્ડિયા)ના હનફી મસલક મુજબ નિકાહ થયા નથી જે એ સ્ત્રી સદર ઈસ્મની મુસ્લિમ કાયદા મુજબ એમની પત્નિ બની શકે નહી. છોકરીની ઉમર પણ તે વખતે ૧૮ વર્ષથી ઓછી હોવાથી (રિષ્ટ્રિડશન ઓફ ચીલ્ડ્રન મેરેજ એકટ) મુજબ પણ એ ગોજારીત કૃત્ય હતુ આ ચુકાદો તા.૪/૫/૮૫ માં સેસન્સ કોર્ટે ફરમાવેલો છે. છોકરી તા.૪/૫/૮૫ ના બનાવ પછી સતત એમના માં–બાપ સાથે જ રહે છે. અને એ સમય દર્મિયાન કોર્ટની કાર્યવાહીમાં પણ કદી છોકરી તરફથી એમના નિકાહ સદર ઈસમ સાથે થવાના યા એમની સાથેના સંબંધનો કોઈ ઉલ્લેખ થયો નથી.

હવે એ છોકરીના નિકાહ અમારા ત્યાંના એક છોકરા સાથે તા.૨૭/૧૦/૮૫ ના રોજ નકકી થયા છે. કાયદાની રૂએ જે પણ ઘટતુ હોય તો તે કર્યુ છે; પરંતુ આ બાબતનો ખુલાસો શરીઅત મુજબ પણ મેળવવાનુ જરૂરી જણાતા આપને વિનંતી કરીએ છીએ કે આપ એ અંગે વિગત વાર ખુલાસો આપી રહેબરી ફરમાવશો.

(૨) આ છોકરી ઝહીરાની શાદી બીજા એક છોકરા સાથે તા. ૨૭/૧૦/૮૫ ના રોજ નકકી થઈ છે તો શરીઅત મુજબની શાદી કાયદેસર રીતે થઈ શકે કે કેમ ? ઉપરોકત બાબતનો ફતવો આપવા વિનંતી છે.

**જવાબઃ–૧૨૩/૧૦** حامدًاو مصليًا و مسلما ـ هو الموفق للصواب

(૧) ખરેખર પહેલા નિકાહ થઈ ચૂકયા છે જેની જાણ સ્ત્રીને પણ છે તો હવે તે નિકાહ કોર્ટ રદ બાતલ કરે તો પણ તેના માટે ઈજાઝત નથી કે તે બીજાની સાથે નિકાહ કરે, જયાં સુધી કે પતિ તલાક ન આપી દે.

*(શામીઃ ૨ બાબુલ ઈદ્દત)*

(૨) ઝહીરા યૂસુફના નિકાહ અ.લતીફ યૂસુફ શેખ સાથે શર્ઈ તરીકા મુજબ ખરેખર થઈ ચૂકયા હશે તો તેવી હાલતમાં જો એક બિનમુસ્લિમ જજ તે નિકાહને સાબિત ન થવાને લઈને અમાન્ય રાખ્યા હોય તો તેવી હાલતમાં

બીજા લગ્ન કરવા જાઈઝ નથી, એ જ પ્રમાણે પતિએ ફોજદારી કોર્ટમાં પોતાના બચાવ ખાતર જે જુબાની આપેલ છે કે મેં આ છોકરી સાથે શાદી કરી નથી. તો આવી સૂરતમાં પણ જો ખરેખર ઝહીરાની નિકાહ અ.લતીફ સાથે થઈ ચૂકયા છે તો જયાં સુધી અ.લતીફ તલાક ના આપે ત્યાં સુધી બીજા નિકાહ કરવા જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ૨/૪૫૩, ફતાવા દારૂલ ઉલૂમ મુકમ્મલ મુબવ્વબ :૯/૮૪, ફતાવા મઝાહિરૂલ ઉલૂમ :૧/૯૬)*

## માત્ર કાગળ ઉપર નિકાહનું કરારનામુ લખવું

**સવાલઃ– ૧૨૪/૧૧**

જો માત્ર એક કાગળ ઉપર નિકાહનામુ હોય તો મુસ્લિમ શરીઅત મુજબ અને હનફી કાનૂન મુજબ પક્ષકારો વચ્ચે કાયદેસરની શાદી થઈ છે કે કેમ ? અને છોકરી તથા છોકરો પતિ–પત્નિના સંબંધોથી ઈસ્લામિક શરીઅત મુજબ બંધાયા છે કે કેમ ?

આ સવાલનો જવાબ ફતવાથી આપવા મહેરબાની કરશો.

**જવાબઃ–૧૨૪/૧૧** حامدًاو مصليًا و مسلما ـ هو الموفق للصواب

ઈસ્લામી શરીઅત અને હનફી કાનૂન મુજબ નિકાહ સહીહ થવા માટે જરૂરી છે કે નિકાહ કરનાર બન્નેવ પક્ષો બે ગવાહોની હાજરીમાં ગવાહો સાંભળે એ રીતે ઈજાબો કુબૂલ કરે. *(હિદાયાઃ ૨/૩૦૫)*

સવાલમાં દર્શાવેલ વિગત મુજબ માત્ર કાગળ પર જ જો નિકાહનું કરારનામુ થયુ છે અને બન્નેવ પક્ષોએ ગવાહોની હાજરીમાં ઈજાબ અને કુબૂલ કર્યુ નહી હોય તો આ નિકાહ શર્ઈ કાનૂન મુજબ નિકાહ ગણાશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## તલાક આપી હલાલો કર્યા વિના નિકાહ

**સવાલઃ– ૧૨૫/૧૨**

એક બાઈને આશરે પાંચ થી છ વર્ષ સુધી તલાક પોષ્ટ મારફતે મોકલી આપેલી પછી તે ભાઈએ બીજી શાદી કરી પછી એ બાઈને એક છોકરો થયો, બીજી બાઈ નિકાહમાં હતી અને તે બીજી બાઈને તેના ઘરેથી

ના બોલાવી અને પહેલી બાઈને બોલાવવાની કોશિશ કરી પછી તે બાઈને પાછી લાવ્યા અને તે બાઈને મસાઈલના લઈ તેના ઘરે હલાલાના નિકાહ કર્યા પછી હું તે બાઈની રજા લેવા ગયો હતો મસાઈલના લઈ મેં સાંભળ્યુ છે કે હલાલાના નિકાહ સાદા ત્રણ મહીને થાય છે, તેવુ તો હું જાણુ છું, બીજા દિવસે ચોવીસ કલાક પછી હલાલો કરેલો તે ભાઈએ પેલી બાઈને છુટી કરી દીધેલી છે પછી તરત જ અસલ પતિએ ૨૪ કલાક પછી નિકાહ કર્યા.પછી અમે એ બાઈની રજા લેવા માટે બીજી વખતે પણ હું જ ગયો હતો, પરંતુ નિકાહ પઢાવવા વાળા કાઝી એ છોકરાના બાને પુછયુ તો છોકરાના બાએ એમ કહયુ કે મેં અમદાવાદથી ફતવો મંગાવ્યો છે અને તે બરાબર છે. તો આ નિકાહ સહીહ છે કે નહી અને અમે રજા લેવા વાળા પણ અલ્લાહ તરફથી ગુનેહગાર ખરા ? અને પેલા ભાઈના નિકાહ સહીહ છે કે નહી ? આના માટે તે ભુલ બદલ શું કરવુ જોઈએ ? જરૂરથી જવાબ આપશો.

<u>**જવાબઃ–૧૨૫/૧૨**</u> حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

ત્રણ તલાક પામેલી સ્ત્રી પોતાના પહેલા પતિ માટે હલાલો કર્યા પછી હલાલ થશે, જેનો સહીહ તરીકો એ છે કે પહેલા પતિથી તલાક પામેલ તલાકની ઈદ્દત પુરી કરે (માસિક આવતુ હોય તો ત્રણ માસિક આવ્યા પછી અને માસિક ન આવતુ હોય તો ત્રણ માસ અને ગર્ભવતી હોય તો સુવાવડ થાય) પછી બીજા પુરૂષ સાથે નિકાહ કરે અને તેની સાથે સંભોગ કરે પછી તેનો બીજો પતિ તલાક આપે અને તેની ઈદ્દત પુરી કરે, પછી પહેલા પતિ સાથે નિકાહ પઢવા સહીહ છે. *(હિદાયા ભાગઃ૨)*

હવે પુછેલ સવાલમાં બીજા નિકાહ પછી તલાક આપ્યા પછી ચોવીસ કલાકમાં જ તેના પહેલા પતિ સાથે નિકાહ પઢવામાં આવ્યા છે તો નિકાહ સહીહ નથી જે લોકોને આ મસ્અલાની જાણ હોવા છતાં ગવાહ અને વકીલ બન્યા છે તે ગુનેહગાર થશે અને આ ગુનાહથી તૌબા ઈસ્તિગફાર કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા ભાગઃ૨)*

## <u>તલાક લીધા વિના બીજા સાથે નિકાહ</u>

<u>**સવાલઃ– ૧૨૬/૧૩**</u>

શું ફરમાવે છે ઉલમાએ કિરામ અને મુફતિયાને ઈઝામ નીચેના

મસ્અલામાં.

એક માણસ પોતાની પત્નિને "મુઅલ્લક" રાખે છે. નથી તલાક આપતો અને નથી નિભાવ કરવા માંગતો, ઘણા સમજાવવા છતાં તલાક આપવા તૈયાર નથી હવે તે સ્ત્રી પહેલા પતિથી તલાક લીધા વિના બીજા માણસ સાથે નિકાહ કરી શકે છે કે કેમ ?

આ ઘટનાને એક વર્ષ ઉપર થઈ ગયેલ છે, બીજુ કે બીજા નિકાહ માટે શું રસ્તો છે તે વિગતવાર જવાબ આપી આભારી થશો.

**જવાબઃ–૧૨૬/૧૩** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

સ્ત્રી જેના નિકાહમાં છે તે જયાં સુધી તે સ્ત્રીને તલાક ન આપે ત્યાં સુધી તેના નિકાહમાં રહેશે એટલે કે જયાં સુધી તલાક ન આપે ત્યાં સુધી બીજી જગ્યાએ નિકાહ કરવા હરામ છે.

اما منكوحة الغير -------------------

*(શામીઃ ૨/૪૮૨)*

જો પતિ નીભાવ કરવા પણ ન માંગતો હોય અને તલાક પણ ન આપતો હોય તો તેવી સ્થિતિમાં પત્નિ " શર્ઈ પંચાયત" માં પોતાના કેસને રજુ કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# નિકાહના વકીલનું વર્ણન

## ચાર છોકરીઓ તરફથી એક વકીલ

**સવાલઃ– ૧૨૭/૧૪**

(૧) એક માણસની ચાર છોકરીના નિકાહ એક દિવસે એક જ મજલિસમાં પઢાવવાના છે તો ૪ છોકરીઓની ઈજાઝત એક જ માણસ લઈને ચારે–ચાર છોકરીઓનો વકીલ બની શકે કે નહીં ? કે પછી બધી છોકરીઓ માટે અલગ – અલગ વકીલનું હોવુ જરૂરી છે ?

(૨) ઉપર જણાવ્યા પ્રમાણે ૪ છોકરીઓના ગવાહ પણ બે જ માણસ રહેશે તો ચાલશે કે નહી ? દા.ત. સાલેહા નામની છોકરીના ગવાહ યૂસુફ અને કાસમ ભાઈ હતા તો આમિના નામની છોકરીની ઈજાઝત વખતે આ જ ગવાહ ચાલશે ?

(૩) ગવાહ છોકરીના કે પછી છોકરાના સગામાંથી હોવા જોઈએ ? ઘણી જગા પર એક ગવાહ છોકરાના અને એક છોકરીના સગામાંથી હોય છે.

(૪) ઘણી જગા પર નિકાહ વખતે છોકરાના પાંચ કલિમા સાંભળવામાં આવે છે તો શું આ જરૂરી છે ? કલિમા નહી સાંભળે તો નિકાહ થશે કે નહીં ?

(૫) ચારથી પાંચ નિકાહ એક જ મજલિસમાં પઢાવવાના છે તો ૪ વખત ખત્બો પઢવો જરૂરી છે કે પછી એક જ ખુત્બો પઢવાથી નિકાહ થઈ જશે ? ઘણી જગ્યા ઉપર જેટલા નિકાહ હોય એટલા ખુત્બા પઢવામાં આવે છે શું આ જરૂરી છે?

**જવાબ:–૧૨૭/૧૪** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

(૧) આપણા સમાજમાં નિકાહની રીત આ છે કે નિકાહને લગતી બધી રસ્મો પહેલાથી થઈ જાય છે. ત્યારબાદ નિકાહ થતાં પહેલા બે માણસો છોકરીની રજા લેવા જાય છે તેમની સાથે છોકરીના સગા (બાપ,દાદા,કાકા,ભાઈ વગેરે) પણ હોય છે ઉપરોકત બે માણસો (ભલે તે ગમે તેના સગા હોય) એ છોકરીના નિકાહના ગવાહ નથી બલ્કે બાપ કે કાકા વગેરે જે છોકરીના વાલી હોય છે તે નિકાહ પઢાવવાની અને તેની તરફથી પોતાના વકીલ હોવાની રજા માંગે છે તેના ગવાહ છે આ ગવાહોની ગવાહીનો ફાયદો ત્યારે થશે જયારે કદાચ ભવિષ્યમાં આ છોકરી પોતાના વાલીના વકીલ હોવાનો કે પોતાની અધિકારથી સંમતિનો ઈન્કાર કરે તો આ ગવાહોની જરૂર પડશે; માટે આપે પુછેલ સવાલમાં છોકરી તરફ તેના બાપ–દાદા વગેરેમાંથી કોઈ વકીલ બને અથવા બાપ કોઈને વકીલ બનાવે અને તેને પોતાની ચારેવ છોકરીઓના નિકાહનો વકીલ બનાવે તો તેનું ચારેવ છોકરીઓનો વકીલ થવું જાઈઝ છે.

(૨) ગવાહો વિષે ઉપર વર્ણન થઈ ગયું કે તેઓ નિકાહના ગવાહ નથી નિકાહની મજલિસમાં જે માણસો હાજર હોય તે બધા જ ગવાહો છે. તે છતાં આપના પુછવા મુજબ ચારેવ છોકરીઓના તેઓને જો ગવાહ બનાવવામાં આવશે તો તેઓ ગવાહ બની શકે છે. કાંઈ વાંધો નથી.

(૩) આ ગવાહો ગમે તેના સગાઓમાંથી હોય તે ચાલશે. બલ્કે સગામાંથી ન હોય તો પણ નિકાહમાં કોઈ ઉણપ આવશે નહી.

(૪) નિકાહની મજલિસમાં કલિમાં પઢાવવું કે સાંભળવું જરૂરી નથી બલ્કે એને જરૂરી સમઝવું અને ન પઢનારને ખરાબ સમજવો બિદઅત છે.

(૫) ચારથી પાંચ નિકાહ એક મજલિસમાં થવાના હોય તો દરેક નિકાહ માટે અલગ ખુત્બો જરૂરી નથી પરંતુ સુન્નત આ છે કે દરેક નિકાહ માટે અલગ ખુત્બો પઢવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# મહેરનું વર્ણન

## મહેર વિષે

**સવાલઃ– ૧૨૮/૧૫**

એક મુસ્લિમની શાદી ૧૮ મે ૧૯૭૫ને રવિવારના દિવસે થઈ હતી તે વખતે મહેર તરીકે ૨૭ રૂપિયા ૫૦ પૈસા લખાવવામાં આવ્યા હતા જે એક પુરાનો રિવાજ ચાલ્યો આવ્યો હતો તે પ્રમાણે, પણ હવે એવું જાણવા મળ્યું છે કે બજારની કીંમત લખી શકાય તો ૧૯૭૫માં લગભગ ૮ રૂપિયા જેવી તોલો ચાંદીની કીંમત હોવી અશકય લાગે છે આ માટે શું કરવું તે જણાવશો. અત્યાર સુધીમાં છોકરાઓ પણ જવાન થવા આવ્યા છે એક ભાઈનું કહેવું છે કે એ ભાઈના નિકાહ સહી ન હોય ત્યાં સુધી નિકાહ થતા નથી એક વાત એ પણ છે કે એ ભાઈના નિકાહ પઢાવનાર એક મહાન આલિમ હતા હાલ આ દુનિયામાં નથી જરૂરથી ખુલાસો જણાવશો.

**જવાબઃ–૧૨૮/૧૫** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

નિકાહમાં મહેરના વિષે કંઈ વાતચીત કરે અથવા ન કરે દરેક હાલતમાં નિકાહ તો થઈ જશે પણ મહેર દેવી પડશે. એટલુ જ નહિં પણ જો કોઈ એવી શરત કરી લે કે અમે મહેર આપીશું નહિં વગર મહેરના નિકાહ કરીએ છીએ ત્યારે પણ મહેર આપવી પડશે. *(હિદાયાઃ૨/૩૨૩, ૩૨૪)*

ઓછામાં ઓછી મહેરની રકમ આસરે પોણા ત્રણ તોલા ચાંદીથી ઓછી કીંમતની મહેર બદલી નિકાહ કર્યા ત્યારે પણ પોણા ત્રણ તોલા

ચાંદીની જે કિમત આપવી પડશે શરિઅતમાં એથી ઓછી મહેર થઈ સકતી નથી. *(હિદાયાઃ૨/૩૨૪)*

સવાલમાં દર્શાવ્યા મુજબ નિકાહ સહી છે અને આજે ચાંદીની જે કિમત ચાલતી હોય તે કિમત પ્રમાણે પોણા ત્રણ તોલા ચાંદીની કિમત બરાબર મહેર અદા કરે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ૨/૩૫૭)*

## પત્નિને અર્ધી મહેર પરત મળશે

**સવાલઃ– ૧૨૯/૧૬**

એક મુસ્લિમ છોકરાએ એક છોકરી સાથે શરીઅતે ઈસ્લામિય્યહ મુજબ નિકાહ કરેલ અને મહેરમાં દોઢ તોલાની સોનાની જણસ આપેલ છે.

હવે છોકરી પોતાની જાતે છોકરા સાથે ઘર માંડવાની ના પાડે છે તેને પંચો રૂબરૂ સમજાવવામાં પણ આવી છે, છતાં તે એકની બે થતી નથી.

તો આવા સંજોગોમાં છોકરો પોતે આપેલી મહેર (જણસ) છોકરી પાસેથી પરત મેળવવા હકદાર છે ? અને છોકરીએ જણસ પાછી આપવા બંધાએલી છે ? આ પ્રશ્નનો જવાબ ઈસ્લામી શરીઅત મુજબ આપવા વિનંતી છે.

**જવાબઃ–૧૨૯/૧૬** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

સવાલમાં દર્શાવેલ વિગત પ્રમાણે જો પત્નિ સાથે સંભોગ કરતા પહેલા તલાક આપશે તો પત્નિ અર્ધી મહેરની હકદાર ગણાશે, અને જો રૂખ્સતી થયા પછી બન્નેવને એકાંતનો મોકો મળ્યો એ પ્રમાણે કે ત્યાં સંભોગ કરવાથી રોકવાવાળી કોઈ શર્ઈ કે તબઈ ઉજર ન હતો તો તેવી હાલતમાં પુરી મહેર વાજિબ થશે. હવે સવાલમાં દર્શાવ્યા મુજબ પત્નિ પતિ પાસે જવાની ના પાડે તો અને જો તેને તલાક આપી દેશે તો એવી સ્થિતિમાં છોકરી અર્ધા મહેરની હકદાર ગણાશે. પતિને અર્ધી મહેર પરત મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## નક્કી થયેલ મહેરથી વધારે મહેર આપવી

**સવાલઃ– ૧૩૦/૧૭**

શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલા બાબત કે એક છોકરી છે

એની શાદી લંડન થઈ છે, જે વખતે શાદી થઈ હતી તે વખતે મહેર આપી દેવામાં આવી હતી, હવે સાસરી વાળા વધારે મહેર આપવાની માંગ કરે છે, છોકરી વધારે મહેર લેવા ઈન્કાર કરે છે. તો એ સ્થિતિમાં છોકરી વધારાની મહેર લઈ શકે કે કેમ ? અથવા સાસરી વાળા છોકરીને આપી શકે કે નહી ? જણાવશો.

**જવાબ:–૧૩૦/૧૭** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

સવાલમાં દર્શાવવામાં આવેલ હાલતમાં પત્નિને પોતાનો પતિ મહેર આપ્યા પછી ફરીથી મહેર પેટે વધારાની રકમ આપવા માંગે છે તે લેવી જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયા :૨ /૩૨૫, શામી: ૨/૪૬૩)*

## તલાક વખતે મહેર માફ કરવી

**સવાલ:– ૧૩૧/૧૮**

સૈફુલ્લાહખાન ઈસ્માઈલખાં પઠાણની પત્નિ નામ ખાલિદા બીબી સૈફુલ્લાહ ખાન એમના પતિ પાસે તલાક તથા મહેર માંગી રહી છે, મહેર ૭૫૦ રૂપિયા છે અને સૈફુલ્લાહ ખાનનો છોકરો લગભગ ૫ વર્ષનો છે તે પણ માગે છે. છોકરાનો હક કોનો છે ? તથા તલાકમાં મહેર આપવી કે માફ કરાવવી ?

(૧)મહેર તેની બાકી છે તલાક છોકરી માંગે છે તો મહેર આપવી કે તેની પાસે લેખિત માફ કરાવવી ?

(૨) શરીઅત પ્રમાણે છોકરો કેટલા વર્ષનો થાય તો બાપને મળે ?

(૩) ઈદ્દતના પૈસા આપવા કે ન આપવા તે શરીઅત પ્રમાણે જણાવશો

**જવાબ:–૧૩૧/૧૮** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

પતિ પોતાની પત્નિને તલાક માંગવાથી, ખુલાઅ કર્યા વિના તલાક આપી દે. (ખુલઅ શરીઅતમાં એને કહે છે કે મર્દ અથવા ઓરત બન્નેમાંથી કોઈ એક એમ કહે કે હું તારાથી મહેરની રકમના બદલામાં ખુલઅ કરૂ છું તેજ બેઠકમાં તે વાત માન્ય રાખવામાં આવે) આ પ્રમાણે ખુલઅ કરવાથી

પણ ઓરતને તલાક પડી જાય છે અને મહેર પતિના સિરેથી ખતમ થઈ જશે. ઓરત મહેરની હકદાર રહેશે નહી. *(શામીઃ૨/૬૧૭)*

(૨) સ્ત્રી તરફથી તલાકની માંગણી થતાં પુરૂષ તેણીને તલાક આપશે તો એ સ્ત્રીનો જે છોકરો છે તેના પાલન પોષણનો હક સૌ પ્રથમ સ્ત્રીને પ્રાપ્ત થશે જયાં સુધી કે તે ઓરત કોઈ અજનબી (ગેરમહરમ)થી નિકાહ ના કરે અને તે છોકરાની માંને આ પરવરિશનો હક સાત વર્ષની ઉમર સુધી રહેશે સાત વર્ષની ઉમર પુરી થતાં તેની પરવરિશનો હક ખતમ થઈ જશે. પછી બાપ તેના હકદાર છે. *(શામીઃ૨/૬૮૭)*

(૩) ઈદ્દત દર્મિયાનનો ખાધા–ખોરાકીનો ખર્ચ આપવાનો રહેશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ૨/૬૯૯)*

# નિકાહના વિવિધ મસાઈલ

## એક સાથે બે પત્નિ કરનારને માર્ગદર્શન

**સવાલઃ– ૧૩૨/૧૯**

આજથી બાર વર્ષ પહેલા મારી શાદી મારા સગા કાકાની દિકરી સાથે ઈજતેમામાં થઈ હતી, જેનાથી અત્યારે મારી ચાર બેબી પેદા થઈ છે. સૌથી નાની બેબી ૧ મહીનાની થઈ છે. હવે પોજીસન એવી છે કે હાલ મારી બીબીથી થોડી ઘણી ઘરેલું બાબતથી અસંતોષ છે તે તો જો કે ઈન્શા અલ્લાહ વડીલોની ઘણી જ સમજાવટો બાદ કદાચ ઠીક થઈ જાય. પરંતુ મને સંભોગ વિષે સંતોષ નથી તે સંભોગ વિષે કદાપી ના નથી પાડતી, પરંતુ મને સંતોષ મળતો નથી મને ઘણા ટાઈમથી બીજી પત્નિ અથવા પરાહીત સ્ત્રીની ખ્વાહિશાત દિલમાં ઉત્પન્ન થયા કરે છે, હું મહોબ્બતનો ઘણો જ પ્યાસો છું. મને હાલમાં સંતોષની ઘણી જ જરૂરત છે. હું એવુ તો નથી કહેતો કે હું પરહેજગાર છું. પરંતુ દીનની થોડી સમઝ અલ્લાહે તબ્લીગી જમાઅતના મારફતે આપેલ છે. ગુનાહને ગુનોહ સમજી શકુ છું. અમલમાં નબળો છું, બાકી શરીઅતને જરૂર માનુ છું, હાં ! તો હું મારી પત્નિને કાઢી મુંકવા પણ નથી માંગતો, કે તલાક પણ આપવા નથી ઈચ્છતો, પરંતુ મને છેલ્લા ચાર મહિનાથી મારા જ સમાજની નજીકના સગાની ૧૮ વર્ષની દિકરી સાથે

મોહબ્બત થઈ ચુકી છે. તેણે મને ભરપુર મહોબ્બતો આપી છે. અમે સંભોગના દરજા સુધી નથી પહોંચ્યા, પરંતુ તેની મોહબ્બત મારા દિલમાં એટલી બધી ઉતરી ગઈ છે કે જો અગર તે મને ના મળે તો હું ખરેખર પાગલ થઈ જાઉ અથવા આપઘાત સુધી પહોંચી જાઉ તેમ લાગે છે. મુફતી સાહેબ મારે તેની સાથે શાદી કરવી છે. તેને હલાલની પત્નિ બનાવીને મારી ખ્વાહિશો પુરી કરવી છે. પરંતુ સગા વહાલાઓ, આ શાદી થવા નહી દે. મારી પત્નિ આ સર્વે પરિસ્થિતીથી સંપૂર્ણ માહિતગાર છે. છેલ્લા ૩ મહીનાથી અમારે ભરપુર ઝઘડા પણ થાય છે. છતાં થોડા દિવસ પહેલા નારાજગીના અંદાજમાં તેણે બીજીને લાવવાની ઈજાઝત આપી છે. હવે મારે શું કરવું ? નવી પત્નિ લાવવા પ્રાઈવેટમાં શરીઅતથી મારે શું રસ્તો અપનાવવો ? પ્રાઈવેટ શાદી કર્યા બાદ મારે મિલકતની વસિય્યત–વીલનામુ શરીઅત મુજબ લખવુ ? મહેરબાની કરી રસ્તો બતાવશો.

મોહતરમ જનાબ મુફતી સાહેબ ! મને ઘણા માણસોએ કોર્ટમાં શાદી (લવ મેરેજ) કરવા પણ જણાવ્યું પરંતુ મારૂ દિલ નથી માનતુ. આવનાર મારી પત્નિ પણ આપના બતાવેલ રસ્તાને ઈન્શા અલ્લાહ જરૂર અપનાવશે. મારે અત્યારે બીજી શાદીની સખ્ત જરૂરત છે. તો આપ સંપુર્ણ બનાવ નજર સમક્ષ રાખી તમામ ગુચવણોનો નિકાલ શરીઅતે ઈસ્લામીની રોશનીમાં આપશોજી.

બીજા નિકાહ પઢવા પહેલા અને પછી બન્નેવ પત્નિઓને એક જ ઘરમાં સાથે જ રાખવામાં શરીઅતના હુકમો અને અમારા ત્રણેવ (૧) મારી (૨) મારી જુની પત્નિ (૩) આવનાર નવી પત્નિની જીમ્મેદારીઓ પણ જરા બતાવી આપો તો આપની ઘણી જ ઈનાયત નજરે કરમ. અને આપ હમારા માટે આપની નેક અને ભલી દુઆઓમાં પણ યાદ રાખશો.

<u>જવાબ:–૧૩૨/૧૯</u> حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

શરીઅતે પુરૂષને જરૂરતના સમયે એક થી ચાર સુધી પત્નિઓ રાખવાની છુટ આપી છે. પરંતુ શર્ત એ છે કે દરેકના હકકો શરીઅતે બતાવેલા માર્ગદર્શન પ્રમાણે જાળવી રાખે દરેકના હકકો પુરી રીતે અદા કરવા શકિતમાન હોય, અને કોઈના ઉપર પણ ઝુલ્મ ન કરે તો તેને ચાર

પત્નિ સુધી કરવાનો હક છે, એટલે કે એકને જેટલું ઘરેણુ, કપડાં, વિગેરે આપયુ હોય તેટલુ જ બીજીને યા ત્રીજી કે ચોથીને પણ આપ્વુ જોઈએ, અને એક સાથે જેટલો સમય સહવાસ કર્યો હોય તેટલો જ બીજી સાથે પણ કરવો જોઈએ, ભલેને તે બીમાર હોય તો પણ, વળી એક સાથે સહવાસ જે સમયે થયો હોય, બીજી સાથે પણ તે સમયે થવો જોઈએ.

આપને બીજી પત્નિની જરૂરત હોય, અને તમો બન્નેના હકો સંપુર્ણ પણે જાળવી શકશો, એવી તમોને સંપુર્ણ ખાત્રી હોય, તો તમો બીજી પત્નિ કરી લો, એ માટે પહેલી પત્નિની પરવાનગી લેવી જરૂરી નથી, પરવાનગી વિના બીજા નિકાહ થઈ સકતા નથી એવો ભરમ શરીઅત વિરૂધ છે. આલિમોએ તો અહિંયા સુધી લખ્યુ છે કે એક પત્નિ હયાત છતાં બીજી શાદી કરનારને શાદી સંબંધ મલામત કરશે તો તેમ કરનાર માટે અમુક સંજોગોમાં કુફ્રનો ભય છે.

પ્રાઈવેટ શાદી (ખાનગીમાં નિકાહ) બે શાક્ષિઓ સમક્ષ પુરૂષ સ્ત્રીને કહે કે મે તારાથી નિકાહ કર્યા અને સ્ત્રી જવાબમાં કહે કે મને કબૂલ–મંજુર છે. પ્રાઈવેટ નિકાહનો આ ભાવાર્થ છે તો એ નિકાહ શરીઅતની રૂએ માન્ય છે, પરંતુ આ પ્રમાણે છુપાવી નિકાહ કરવા શરીઅતે પસંદ કર્યા નથી.

હદીષમાં છે : નિકાહ ખુલ્લી અને ઝાહિર રીતે કરવા. *(મિશ્કાતઃ૨/૨૭૨)*

એ જ કારણસર ઈમામ માલિક (રહ.)આવા ખાનગીમાં કરેલા નિકાહને નિકાહ ગણતા નથી જેમ આ પ્રમાણે છુપી રીતે નિકાહ કરવાથી અવશ્ય દુર રહેવું.

આપની વાલિદા અને આપના નિકાહમાં જે સ્ત્રી છે તે અને આપ જેનાથી નિકાહ કરવા માંગો છો તે સર્વે એક સાથે એક મકાનમાં રહેવા માંગતી હોય તો શર્ઈ દ્રષ્ટિએ કોઈ વાંધો નથી. પરંતુ આપની પત્નિઓ જો એક મકાનમાં સાથે રહેવા રાજી ના હોય અને પોતાના માટે જુદા મકાનની માંગણી કરે તો આપે દરેકને જુદુ મકાન આપવુ જરૂરી છે.

જો આપને એ વિષેનો ભય હોય કે આપના મૃત્યુ થયા પછી આપના વારસદારો એક બીજાનો હકક અદા નહિ કરે, અને શર્ઈ હુકમ પ્રમાણે

વારસા વહેચણી નહિ કરે તો એવા સમયે આપની મિલકતની વહેચણીનું વિલનામુ શરીઅત મુજબ કરવું બેહતર છે.

આપ દરેક રીતે બીજી પત્નિના પણ હકકો અદા કરવા શકિતમાન છો અને બધી પત્નિઓ વચ્ચે સમાનતા અને ઈન્સાફ અને દરેકના હકકો શરીઅતે બતાવ્યા છે તે મુજબ અદા કરી સકતા હોય તો સગા વહાલાઓએ આળ ન બનવુ જોઈએ. પરંતુ ચાલુ સમયમાં જયારે મુસ્લિમોમાં અમુક નાજાઈઝ કામો શરૂ થઈ ગયા છે. એકથી વધુ પત્નિઓ કરનાર માણસ તેને તેમ કરવાની જરૂરત હોય કે ના હોય તેની તેમને સમાન દરજે નિભાવવાની હેસિયત હોય કે ના હોય તો પણ તેમની સાથે ઈન્સાફ કરી શકતો હોય કે ના હોય તો પણ સાહસ ખેડી નાખે છે. અને જુની પત્નિને હેરાન–પરેશાન કરી નાંખે છે. જેથી જે માણસ એક થી વધુ પત્નિઓ કરવા ઈચ્છે અને મુસ્લિમ સમાજમાં જો એ અંગે બેઈન્સાફીની બદી ઘર કરી ચુકી હોય તો રિશ્તેદારો એકના ઉપર બીજી પત્નિ કરવાથી રોકી શકે છે. પરંતુ જો એકના ઉપર બીજી પત્નિ કરવાની જરૂરત હોય અને દરેક રીતે જુની નવીના હકકો અદા કરવાની હેસિયત અને ઈન્સાફ સાથે વર્તવાની હેસિયત સાબિત કરી આપને અને સગા વહાલાઓને વાજબી જણાયા પછી જો તમને બીજી પત્નિ કરવાથી રોકવામાં આવશે તો આ રીતની રોક લગાવવી જાઈઝ ગણાશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## નાબાલિગ છોકરીના બાપ દાદાએ કરાવેલ નિકાહ

**સવાલઃ– ૧૩૩/૨૦**

નાબાલિગ છોકરા–છોકરીનો નિકાહ નાની ઉમરમાં એના માતા–પિતાએ કરાવી આપી હતી, છોકરી સમજણી થઈ તો એના માતા–પિતાએ જાણ કરી કે તારા નિકાહ ફલાણા છોકરા સાથે કરી આપ્યા છે. છોકરીએ માતા–પિતાની વાત માન્ય ન રાખી અને કહેવા લાગી કે મને મંજુર નથી. બાલિગ થયા પછી ફરી વાર માતા–પિતાએ કહયું કે તારા નિકાહ ફલાણા છોકરા સાથે હમોએ કરી આપ્યા છે. પરંતુ છોકરી ના મંજુર કરે છે. તો આ વિશે શરીઅતનો શું હુકમ છે ? તે જવાબ આપી આભારી થશો.

**જવાબ:–૧૩૩/૨૦** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

હનફી મઝહબ પ્રમાણે પોતાની નાબાલિગ છોકરીના નિકાહ બાપ અથવા દાદાએ કરી આપ્યા હોય, તે છોકરી બાલિગ થયા પછી તેના બાપે કરી દીધેલ નિકાહને ફસખ કરી શકતી નથી.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૨/૪૨૦, હિદાયા:૨/૩૧૭)*

## તાવીજ–ઈલ્મ વડે શાદી માટે હા ભરાવવી

**સવાલ:– ૧૩૪/૨૧**

એક ભાઈનું કહેવું એ છે કે ધારો કે મારે એક છોકરી સાથે શાદી કરવી છે અને તેઓની આગળ વાત રજુ કરતાં થોડોક સંકોચ થાય છે કે તેઓ મારી સાથે શાદી કરવામાં ઈન્કાર કરશે, તો હું તેમને કાંઈક ઈલ્મથી તાવીજ કે કોઈ બીજી વસ્તુથી હા ભરાવું અને શાદી કરૂ તો એ વિષે શું ફતવો છે.

અને જો કે હું શાદી કર્યા પછી તેનાથી દામપત્ય જીવન નીભાવવુ છે અને માત્ર તેનાથી શાદી કરી જીવન નિર્વાહ કરવો છે. બાકી અન્ય કોઈ વસ્તુનો લોભ લાલચ કર્યા વિના તેનાથી હા ભરાવી શાદી કરવી છે, તો એ વિષે ઉલમાએ કિરામ શું ફતવો આપશે. જેથી હું તે ભાઈને સહીહ બતાવી શકુ.

જો કે તે ભાઈને તેનાથી શાદી કરવી છે પરંતુ કદાચ તેઓ ના પાડે તો તેઓને તાવીજ અથવા તો અન્ય રીતથી મનાવી શકાય કે કેમ તે વાતની સ્પષ્ટ ચોખવટ કરતો જવાબ વહેલી તકે આપશો. અને એ વ્યકિતનું કહેવું છે કે શાદી તેનાથી કરવી છે. મારે માત્ર કરવાથી મતલબ છે અને એને આ જીવન સુધી નિકાહમાં રાખવી છે. પરંતુ કદાચ તેના ઘરેથી ના ન પાડી આપે એટલે ઈલ્મથી કામ કરી નિકાહ કરવા તૈયાર છે; તો આ વિષય ઉપર ખુલાસો કરતા જવાબ આપશો.

**જવાબ:–૧૩૪/૨૧** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

તાવીજ પલીતા જે કરવામાં આવે છે તે (અષર) ફાયદાની દ્રષ્ટિએ તેના બે પ્રકાર છે. પહેલો પ્રકાર તાવીજ પલીતા અમલનો અર્ષ ફાયદો થાય કે તાવીજ પલીતા અમલ જેના માટે કરવામાં આવ્યો છે. તે તાવીજ બનાવવા વાળાના કાબૂમાં આવી જાય અને તેની મોહબ્બતમાં પાગલ થઈ જાય અને

તે પોતાની બુધ્ધી ગુમાવી બેસે. આ પ્રમાણેનું તાવીજ પલીતા જે કામ શર્ઈ દ્રષ્ટિએ વાજિબ જરૂરી ના હોય તેવા કામ માટે કરવું જાઈઝ નથી. જેમકે કોઈ મુખ્ય પુરૂષ સાથે નિકાહ પઢવા શર્ઈ દ્રષ્ટિએ જરૂરી નથી. તો સવાલમાં દર્શાવ્યા મુજબ તાવીજ પલીતા કરવા જાઈઝ નથી.

બીજો પ્રકાર એવું તાવીજ કે પલીતા બનાવવામાં આવે કે તેનો (અરષ) ફાયદો એટલો જ થાય કે જે હેતુ માટે તાવીજ પલીતા કરવામાં આવ્યા છે. તે હેતુ તરફ ધ્યાન કેન્દ્રિત કરે અને તે તાવીજ થી તે બેકાબૂ ના બની જાય અને તે પોતાની બુધ્ધી થી જ તેની ભલાઈ કઈ વસ્તુમાં છે, તેની પસંદગી કરી લે. જેથી હવે છોકરી અથવા વાલીઓને નિકાહ પઢવા–પઢાવવા પર રાજી કરવા બીજા પ્રકારમાં દર્શાવેલ વિગત મુજબનું અષર વાળુ તાવીજ કરવું જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવા : ૪/૮૯, ૬/૧૯૭,૧૯૮)*

## પ્રકરણ – (૯)

## "તલાક"

## લેખિત તલાક

### <u>ગર્ભવતી પત્નિને લેખિત તલાક</u>

**<u>સવાલઃ– ૧૩૫/૧</u>**

(૧) હું માહે જુન ૧૯૮૪માં ઈન્ડિયા ઈંગ્લેન્ડથી આવ્યો હતો ત્યારથી નવેમ્બર સુધી મારી વાઈફની ઈસ્લાહ માટે કોશિશો ચાલુ રાખી હતી. છતાં પોતાની શિફતો ન બદલતા મજબૂરીએ તા.૧૭/૧૧/૮૪ ના અહીં ઈન્ડિયાથી લંડન તલાક લખી મોકલી આપી હતી, તલાક ગર્ભની હાલતમાં આપી છે. તો એ વાતનો ખુલાસો ફરમાવશો કે ગર્ભની હાલતમાં તલાક આપવામાં શરીઅતની રૂએ કઈક ખરાબી તો આવતી નથી ?

(૨) ગર્ભની હાલતમાં તલાક આપી તો ઈદ્દતનો શું હુકમ છે ? કેટલો સમય ઈદ્દતનો છે ?

(૩) ઈદ્દતના સમયમાં ખોરાકીનો શું હુકમ છે ? જો ગર્ભ ખતમ થવાથી ઈદ્દત પુરી થતી હોય તો હવે ખોરાકી આપવી કે કેમ ?

(૪) મારા વાઈફને તા.૨૫/૧૨/૮૪ના છોકરીનો જનમ થયો છે. તો હવે છોકરી વિષે શરીઅતનો શું હુકમ છે ? ખોરાકી તથા રાખવાની ઝિમ્મેદારી વિષે ખુલાસો ફરમાવશો.

(૫) ઈંગ્લેન્ડની ગવર્મેન્ટ છોકરીના ખોરાકીની રકમ પોતે આપે છે. તેમજ વાઈફને તલાક થઈ હોય અને પતિ સાથે ન રહેતો હોય તો તેને પણ ગવર્મેન્ટ ભરણપોષણની રકમ આપે છે તો એવી હાલતમાં પતિએ પત્નિને ખર્ચની રકમ આપવી કે નહી ? અત્યારે હું ઈન્ડિયામાં છું અને અહીંથી ત્યાં રકમ પહોંચાડવી પણ અશકય છે. જે આપની જાણ માટે.

**જવાબઃ—૧૩૫/૧** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

(૧) ગર્ભની હાલતમાં તલાક આપવી જાઈઝ છે. એમાં શર્ઈ દ્રષ્ટિએ કંઈ વાંધો આવતો નથી. અને તલાક આપવાથી તલાક થઈ જશે.

*(હિદાયાઃ૨/૩૫૩)*

(૨) ગર્ભવતી સ્ત્રીના માટે તલાકની ઈદ્દત ગુજારવી જરૂરી છે અને તેણીની ઈદ્દત સુવાવડ થતાની સાથે પુરી થઈ જશે. *(હિદાયાઃ૨/૪૨૩)*

(૩) ગર્ભવતી તલાકશુદા સ્ત્રીને ઈદ્દત પુરી થતા સુધીનો ખોરાકી ખર્ચ આપવો જરૂરી છે. ઈદ્દત પુરી થયા પછી કોઈ પણ ઈદ્દત ગુજારવા વાળી સ્ત્રી શર્ઈ દ્રષ્ટિએ ખોરાકી લેવાને પાત્ર નથી, અને જો કોઈ સરકારી કાયદાની આડ લઈને એ પ્રમાણે ખાધા ખોરાકી લેશે તો તેના માટે હરામ છે.

*(હિદાયાઃ૨/૪૪૩)*

(૪) પતિ—પત્નિ બન્નેવ તલાકથી છુટા છેડા થઈ ગયા અને નાનું બચ્ચુ છે જેની પરવરિશની માંગણી બચ્ચાની માં કરતી હોય તો માંને બચ્ચાને પાલવવાનો હક મળશે. પરંતુ એ હક ત્યાં સુધી પ્રાપ્ત રહેશે કે જયાં સુધી માં, બચ્ચાના ગેરમરહમથી નિકાહ ના પઢે, અને બચ્ચાના ગેરમહરમથી નિકાહ પઢશે તો બચ્ચાની પરવરિશનો અધિકાર હક સાત વર્ષ સુધી રહેશે. ત્યાર બાદ બાપને બચ્ચુ સોંપી દેવામાં આવે.

*(હિદાયાઃ ૨/૪૩૪,૪૩૬, શામીઃ૨/૮૭૧,૮૭૨,૮૮૦, ૮૧, ૮૨)*

બચ્ચાની પરવરિશનો યોગ્ય ખર્ચ બાપના સિરે વાજિબ છે.

*(હિદાયા:૨/૪૩૪, ૪૪૪)*

ઈંગ્લેન્ડ સરકાર જયારે બચ્ચાના ભરણપોષણનો ખર્ચ આપે છે જે તેની માં વસૂલ કરતી હોય તો માંને તેના બાપ પાસેથી બચ્ચાના ભરણપોષણની રકમ લેવી યોગ્ય નથી. પરંતુ પત્નિને તેની ઈદ્દતનો ખર્ચ આપવો જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## લેખિત ત્રણ તલાક આપવી

**સવાલઃ– ૧૩૬/૨**

એક માણસે પોતાની ઔરતને વકીલ મારફતે ત્રણ વખતે તલાક લખીને આપી છે અને તેની મુદત આ વાતને છ મહિના જેવું થયું હશે તો આ છોકરીવાલા પક્ષ કહે છે કે જે છોકરાએ લેખિત તલાક આપી છે. તે હમે માન્ય રાખતા નથી અને કહે છે કે "જે કંઈ ગુનોહ થાય તે હમારા માથે" અને છોકરો પણ લાવવા રાજી છે તો આવી હાલતમાં શું કરવું ? તે આપ લોકો કિતાબના હવાલાથી હમોને જવાબ આપશો. અને શું ગુનોહ લાગુ પડે છે ? તે લખી જણાવશો.

**જવાબઃ–૧૩૬/૨** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

પુછેલ બાબતમાં ત્રણ તલાક થઈ જશે અને પત્નિ પતિ માટે હરામ થઈ જશે શર્ઈ હલાલા વગર હલાલ થશે નહીં. *(શામી:૨/૪૬૫)*

ત્રણ તલાક પછી તેઓનું પતિ–પત્નિની જેમ રહેવું નાજાઈઝ અને હરામ છે બન્નેવ વ્યભિચારી અને બદકાર સમઝવામાં આવશે.છોકરીવાળા પક્ષનું માન્ય ન રાખવુ યોગ્ય નથી એમના માન્ય ન રાખવાથી શરીઅતનો હુકમ બદલાતો નથી.

જે વખતે તલાક આપવામાં આવે છે ત્યારે જ તલાક થઈ જાય છે માટે જયારે તમારા કહેવા પ્રમાણે તે માણસે આજ થી છ (૬) મહીના પહેલા તલાક આપી છે તો ઈદ્દત પણ ત્યારથી શરૂ થઈ ચુકી છે જો સ્ત્રી તે સમયે ગર્ભ વાળી હતી તો બાળકનો જન્મ થવાથી ઈદ્દત પુરી થઈ જશે. અને જો માસિક આવતુ હોય તો ત્રણ માસિક આવવાથી અને જો માસિક ન આવતુ હોય તો ત્રણ મહીના પુરા થવાથી ઈદ્દત પુરી થશે.

**હલાલાની રીતઃ–** એ છે કે ત્રણ તલાક વાળી સ્ત્રી પોતાની ઈદ્દત પુરી કર્યા પછી પોતાની રાજીખુશીથી કોઈ પણ બંધન કે શર્ત વગર બીજા સાથે નિકાહ કરે અને તે બીજો પતિ નિકાહ પછી તેની સાથે ઓછામાં ઓછો એક વખતે સંભોગ કરે, પછી તે બીજો પતિ મરણ પામે અથવા અણબનાવ કે બીજા કોઈ કારણે તેને તલાક આપે અને એ તલાકની ઈદ્દત પુરી થઈ જાય અને પછી તેનો આગલો પતિ તેણીની સાથે નિકાહ કરવા માંગે અને તે સ્ત્રી પણ તેની સાથે ફરીવાર નિકાહથી જોડાવવા રાજી ખુશી હોય તો ઉપર મુજબ થયા પછી ફરી વાર નિકાહ થઈ શકે છે.

*(શામીઃ૨/૭૩૯,૭૪૦,ફતાવા દારૂલ ઉલૂમઃ૩/૨૫૮, ફતાવા રહીમિય્યાઃ૫/૨૭૬)*

## બળજબરીથી લેખિત તલાક આપવી

**સવાલઃ– ૧૩૭/૩**

એક છોકરીને ૭માં મહિને ડીલીવરી માટે રાજીખુશીથી બોલાવી લાવવામાં આવેલી અને ત્યારબાદ છોકરીને છોકરાનો જન્મ થયો, નામ પણ દાદા, દાદી અને ઘરના સર્વે સંમતીથી યાસીન રાખવામાં આવ્યું આજે બાળક પાંચ માસનો થયો અને હવે પાછળથી છોકરીના પતિ પાસે જબરદસ્તી તલાક લખાવી તે પછી એમની માં અને બે માણસોએ લખવામાં છોકરાની તદન નારાજગી હોવા છતા પ્રેશરથી લખાવી તે પછી વાત વધુ બગડી; તલાક મોકલી પણ છોકરી પક્ષે હજુ સુધી લીધી નથી, અને છોકરીની સાથે તલાક કે છુટાછેડા કાંઈ બોલ્યા જ નથી છોકરી પોતાની માં સાથે રહે છે તે પછી ૯ માણસોની સામે છોકરાએ કહયું કે મેં મારી રાજી ખુશીથી તલાક લખી નથી, મારી માં અને મારા આ બે સગા જે હાજર છે. એમણે દબાણ આપી લખાવી છે. તો પહેલી લખેલી તલાક છોકરી પક્ષે હજુ લીધી નથી, તો અત્યારે એ તલાક કબૂલ કરે તો ચાલે કે નવેસરથી લખી મોકલવી જોઈએ ? આ બાબતનો ખુલાસો રવાના કરવા મહેરબાની, પેલો છોકરો નવેસરથી લખવા તૈયાર નથી, એ એમ જ કહે છે કે વારંવાર હું લખુ નહી તો શું કરવાનું ? અને તલાક લખે તો એમા કેટલા માણસોની સહી જોઈએ ? છોકરાના કહેવા મુજબ આગળની તલાક ઉપર છોકરા સિવાય કોઈની સહી નથી.

**જવાબઃ–૧૩૭/૩** حامدًاو مصليًا و مسلما ـ هو الموفق للصواب

દાબદબાણ થી જો તલાક લખવામાં આવે તો થતી નથી, માટે જો ખરેખર એમ જ કરીને તલાક લખાવી હશે, અને પતિ મોઢાથી તલાકના શબ્દો બોલ્યો નહી હોય તો તલાક પડશે નહી અને મઝકૂર પત્નિ મઝકૂર પતિના નિકાહમાં જ ગણાશે. *(શામીઃ૨/૪૫૭)*

દાબદબાણથી લખેલ તલાકનામું સામે પક્ષવાળા સ્વિકાર કરે કે ના કરે તેનાથી તલાક પડશે નહી. *(શામીઃ૨/૪૫૭)*

હાં ! જો તે પોતાની રાજી ખુશીથી દાબદબાણ વિના તલાક લખે, ભલે મોઢેથી ન બોલે તો તલાક પડશે. અલ્લાહ વધુ જાણનાર છે. *(શામીઃ૨/૪૬૫)*

## લેખિત ત્રણ તલાક પોસ્ટથી રવાના

**સવાલઃ– ૧૩૮/૪**

(૧) અમારી પુત્રી નામે ઝરીના રહેવાસી અસુરીઆની નિકાહ એહમદ ઉમર પટેલ રહેવાસી આંકોટના સાથે થયેલા, એહમદ ઉમર પટેલે ગઈ તારીખ ૪/૩/૮૫ના દિવસથી લેખિત લખેલી તલાક, તલાક, તલાક બોલી ગયો છુ. એવુ લખીને પોષ્ટ મારફતે રજીસ્ટરર્ડ એ.ડી.થી ઝરીના મુસા પટેલના નામે મોકલી છે; તો આ લેખિત તલાક મોં થી બોલી પોષ્ટથી રવાના કરેલી છે; ઈસ્લામી કાનૂન મુજબ શરીઅતમાં આ તલાક થયેલી ગણાશે કે નહી ? તે ફતવો લખી મોકલાવવા મહેરબાની કરશો. ફારગતી લખનારે જાતે સહી કરેલી છે જે બીજા કાગળ મુજબ એહમદ ઉમર પટેલની જ સહી છે. આ મરજી સાથે અસલ ફારગતીની નકલ કરી આપના ઉપર રવાના કરૂ છું.

(૨) આથી હું નીચે સહી કરનાર રહેવાસી આંકોટા, ડી.વડોદરા નામ એહમદભાઈ ઉમરભાઈ પટેલ મારી પત્નિ જરીનાને મુસા હાજી ઈસ્માઈલ પટેલની દિકરી રહેવાસી મુ.આસુરીઆ પો.નબીપુર ડી.ભરૂચને હું તેમના વાલિદ લોકો સાથે કહેવાડવાથી કે ટપાલનો કાગળ લખી મોકલાવી આપો તો તે પ્રમાણે હું આજ રોજથી તેઓની માંગ પ્રમાણે માનસિક ત્રાસથી કંટાળીને હું તેમને (મારી પત્નિ જરીનાને) મારા નિકાહમાંથી છુટા કરૂ છુ. તેમજ તલાક આપુ છું ઈસ્લામી કાયદાને માન્ય રાખીને હું ત્રણવાર તલાક, તલાક બોલી ગયો છું. તેથી તે આજ ઘડીએથી મારા નિકાહથી છુટા છે.

**જવાબ:–૧૩૮/૪** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

તલાક લેખિત અને મૌખિક બન્ને રીતે આપવાથી પડે છે. સવાલમાં દર્શાવ્યા મુજબ અહમદ ઉમર પટેલ આ તલાકનામા મારફત પોતાની પત્નિ ઝરીના મુસાને મૌખિક ત્રણ તલાક આપે છે. જેની જાણકારી છે જેથી જરીના મુસાને ત્રણ તલાક પડી ગઈ છે. હવે અહમદ ઉમર ઝરીના સાથે પતિ–પત્નિના સંબંધથી રહેવુ હરામ છે. જયાં સુધી કે હલાલો કરી નિકાહ ન કરે. (હલાલાની રીત ગામના આલિમોથી પુછી લેવી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા: ૨/ કિતાબુ ત્તલાક, શામી:૨/૫૮૯)*

## એક લેખિત તલાકે બાઈન

**સવાલ:– ૧૩૯/૫**

હું ઈરફાન અબૂબકર ફ્રુટવાલા મારા પુરા હોશ હવાશ સાથે મારી ઘરવાળી નામે રોશન જે મુહમ્મદ સિદીક હાજી હુસૈન ભરૂચ વાળાની દિકરીને આજ રોજ નીચે ગવાહ તરીકે સહી કરનાર રૂબરૂ તલાકે બાઈન આપુ છું.

ઈદ્દતના રૂા.૫૦૦/– અંકે રૂપિયા પાંચ સો આ સાથે ભાવનગરી હલાઈ મેમણ જમાત મુંબઈને આપેલ છે.

લી. (૧) ઈરફાન અબૂબકર સહી.(૧) Khalri M. Zubair (૨) તાર મુહમ્મદ અ.સત્તાર.

ઉપરોકત લખાણ અનુસાર પતિ એ પોતાની પત્નિને તલાકે બાઈન આપેલી છે તો પત્નિને તલાક થશે કે નહી ? અગર તલાક થઈ ગઈ હોય અને પતિ પોતાની પત્નિને ફરી વાર પોતાના નિકાહમાં લાવવા માંગે છે તો તે કઈ રીતે ? તે લખી જણાવવા મહેરબાની કરશોજી.

**જવાબ:–૧૩૯/૫** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

તલાક જે પ્રમાણે મૌખિક બોલવાથી થઈ જાય છે. તે જ પ્રમાણે લખવાથી પણ થઈ જાય છે. અને તલાક આપવા માટે પત્નિનું આમને સામને હોવું તથા તેને સંબોધીને દેવુ શરત નથી તેણીને સંબોધ્યા વગર અને તે સામે ના હોય ને તલાક આપશે તો તલાક થઈ જશે. *(શામી:૨/૫૮૯, ૫૯૦)*

જેના લઈ ઉપરોકત લખાણથી ઓરતને એક તલાકે બાઈન થઈ જશે અને પતિ ફરીથી આ ઓરતને પોતાની પત્નિને બોલાવવા માંગે તો નવેસરથી નિકાહ પઢવા પડશે અને મહેર પણ ફરીથી અદા કરવી પડશે. અને જો ઓરત ઈદ્દતમાં હોય તો ઈદ્દતમાં પણ નિકાહ કરી શકે છે. અને ઈદ્દત પછી પણ નિકાહ કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા: ૨/૪૦૬)*

## તલાકનામાથી કઈ તલાક લાગુ પડે છે ?

**સવાલઃ– ૧૪૦/૬**

તલાકનામાથી કઈ તલાક લાગુ પડે છે ? વિગતથી જવાબ આપી આભારી થશો.

**જવાબઃ–૧૪૦/૬** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

તલાકનામામાં લખેલ છે કે " જુલેખા મારી બાયરી નથી" જુલેખાને માલુમ થાય કે તું મારી બાયરી નથી, મારા ઘરની મુકતાળ નથી, આ શબ્દોથી જે તલાક પડે છે તે તલાકે બાઈના પડે છે. જો પતિની નિય્યત તલાક આપવાની હશે તો પડશે અને નિય્યત નહી હશે તો નહી પડે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૨/૬૨૩)*

સવાલઃ– પુછેલા સવાલનો જવાબ મળ્યો, પરંતુ મારા ધ્યાન મુજબ સવાલ સમજવામાં આપની ભુલ થઈ છે, અસલમાં જો કે ખરી રીતે મેં આપને સવાલ પુછવામાં ભુલ કરી છે. ખૈર (૧) કાગળમાં જે ઝુલેખાંનો ઉલ્લેખ છે તે મારી પત્નિ એટલે હાજી અહમદ હીંગ્લોટ વાળાની. (૨) આયશાબેન જે મહોધલાના છે તેમની દિકરી સાથે મારા બનેવી ઈસ્માઈલ ભાઈ છે. (૩) તેમણે મગની નકકી કરી હતી, એ જાણ હમોને થવાથી હમો મહુધલા ગયા અને એમને સમજાવ્યા કે આ વસ્તુ તમો ના કરો તો સારૂ કારણ કે ઈસ્માઈલ ભાઈના નિકાહમાં મારી બહેન હૂરી નંબર ૩ છે અને એને પાંચ–છ૭ છોકરા છે. આ વાતની ઈસ્માઈલભાઈને કાગળ મારફત મહોધલાથી થઈ હશે. જેથી આ કાગળ મારા ઉપર લખેલો છે. હવે જો નંબર ૩માં હૂરીબેનનો ઉલ્લેખ છે. તેના વિષે આપ મને ખુલાસો આપવા મહેરબાની કરશો કે આ તલાકનામાથી કઈ તલાક લાગુ પડે છે ?

**જવાબ:–** حامدًا ومصليًا ومسلما ۔ هو الموفق للصواب

તમને ખબર હશે કે હૂરીને આફ્રિકામાંથી તલાક આપી દીધી હતી, પણ છોકરાઓ નાના હતા માટે અમોએ રાખેલી નિકાહ વગર; આ લખાણથી ઈસ્માઈલ પોતાની પત્નિને તલાક આપી ચૂકયા છે. હવે જો આ ખબર સહીહ છે તો તલાક દિયાનતન અને કઝાઅન બન્નેવ રીતે પડી ચૂકી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૨/૫૮૯)*

## બે પ્રકારની લેખિત તલાક આપી પત્નિને છુટી કરવી

**સવાલ:– ૧૪૧/૭**

હમીદા બહેન જેઓ રહીમખાં ઉઘરાદર પઠાણની દિકરી અને શરીફખાં દાઉદખાંની પત્નિ રહેવાસી પાલેજ તા. જિ. ભરૂચ જત હું નીચે સહી કરનાર પઠાણ શરીફખાં દાઉદખાં રહેવાસી મોજે ગામ પાલેજ તા.જિ.ભરૂચ આ ઉપરથી હું પત્નિ હમીદાને આજરોજથી મારા નિકાહમાંથી છુટી કરૂ છુ, એટલે કે તલાકે બાઈન (ફારગતી) આપુ છુ. આજ થી આપણા બન્નેવ વચ્ચે પતિ પત્નિ તરીકેના સંબંધ રહેતો નથી જેનો આજથી અંત આવે છે. આજરોજ તારીખ ૭/૧/૮૫ થી નીચે સહી કરેલ બે ગવાહોની હાજરીમાં તલાક, તલાક, તલાક આપી છુટી કરૂ છુ.

તલાક આપનારની સહી
શરીફખાં દાઉદખાં પઠાણ

ગવાહોની સહી
(૧) ઈબ્રાહીમ આદમ
(૨) ઈસ્માઈલ

**જવાબ:–૧૪૧/૭** حامدًا ومصليًا ومسلما ۔ هو الموفق للصواب

ઉપરોકત તલાકનામામાં તલાક આપવા જે શબ્દો લખવામાં આવ્યા છે, તેમાં શરૂમાં જે શબ્દો છે. હું પત્નિ હમીદાને આજ રોજ મારા નિકાહમાંથી છુટા કરૂ છું. આજથી આપણા બન્નેવ વચ્ચે પતિ–પત્નિ તરીકેના સંબંધ રહેતા નથી જેનો આજથી અંત આવે છે. એ શબ્દોથી એક તલાકે બાઈન વગર નિય્યતે થઈ જશે.

لانه فى العرف طلاق بائنٌ۔

ઈમદાદુલ ફતાવામાં છે કે ફારગતી શબ્દ કિનાયા છે. અને એનાથી

તલાકે બાઈન સાબિત થાય છે. એ મુતઆરફ છે. જેના લઈ એનાથી વગર નિય્યતે તલાકે બાઈન પડી જશે. *(ભાગ:૨/૪૪૭)*

આ શબ્દોના લખ્યા પછી ત્રણ શબ્દો સરીહ તલાકના લખવામાં આવ્યા છે. જેના લઈને પાછળની બે સરીહ મળીને તલાકે મુગલ્લઝહ થઈ ગઈ. કેમકે કાયદો છે કે જયારે સ્ત્રી મદખુલબિહા હોય તો તેને તલાકે બાઈન સાથે તલાકે સરીહ મળી જશે. *(શામી: ૨/૬૪૫)*

હવે જો એ સ્ત્રી સાથે ફરીથી નિકાહ કરવા હોય તો હલાલા વગર તેને નિકાહમાં લાવી શકાય નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# મૌખિક તલાક

## <u>સગર્ભા પત્નિને "તું તો છુટી છે" કહેવું</u>

<u>**સવાલઃ–૧૪૨/૮**</u>

(૧) મે મારી પત્નિને મઝાકમાં કહયું કે તુ તો છુટી છે. એક વખત જ કહયું છે તો મારી પત્નિને એક તલાક થઈ કે ત્રણ તલાક થઈ ?

(૨) મારી પત્નિને જયારે મે એમ કહયું કે તું તો છુટી છે એ દિવસે મારી પત્નિ ગર્ભવતી હતી તો આવા ટાઈમે તલાક થઈ જશે કે નહિ ? તે ખુલાસાથી જવાબ આપશો.

(૩) પત્નિ જો ઈદ્દતમાં ન બેસે તો એને ઈદ્દતના પૈસા આપવા જોઈએ કે ન આપવા જોઈએ ?

<u>**જવાબઃ–૧૪૨/૮**</u> حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

(૧) તું તો છુટી છે એવું એક વખતે કહયું છે તો એક તલાકે રજઈ પડશે.

(૨) ગર્ભની હાલતમાં તલાક આપવાથી તલાક થઈ જશે.

(૩) તલાકે રજઈ થઈ ગઈ છે તો આપ જયાં સુધી બચ્ચુ ન પૈદા થાય ત્યાં સુધી તેનાથી રૂજૂઅ કરવા માંગો તો રૂજૂઅ કરી શકો છો. બે સાક્ષી સામે કહો કે હું રૂજૂઅ કરૂ છું અથવા ચુંબન અથવા સંભોગ કરી લેવાથી પણ રૂજૂઅ થઈ શકે છે.

તલાકની ઈદ્દતમાં પત્નિને ઈદ્દતનો ખર્ચ આપવો જરૂરી છે. ફકત

અલ્લાહ પાક વધારે જાણનાર છે.

## આવતી કાલે મઝદૂરોનું ખાવા ન પકાવે તો તને તલાક

**સવાલઃ– ૧૪૩/૯**

એક શોહર ત્થા ઓરત દરમિયાન ઝગડો થયો ઝગડાની વિગત એમ છે કે શોહરને ત્યાં મઝદૂરો કામ કરવા આવવાના હતા તો ઓરતે એ મઝદૂરોનું ખાવા પકાવવા માટે ઈન્કાર કર્યો તો શોહરને ગુસ્સો આવતા એમ કહયું કે અગર સવારે (આવતી કાલે) આવનાર મઝદૂરોનું ખાવા નહી પકાવીશ તો તને તલાક છે પરંતુ ઓરતે આવતી કાલે આવનાર મઝદૂરોનું ખાવા પકાવ્યુ તો આવી હાલતમાં શોહર અને ઓરતના સંબંધો વચ્ચે શર્ઈ દ્રષ્ટિએ કંઈ વાંધો આવે ખરો ? આ વિષે શર્ઈ દ્રષ્ટિએ ખુલાશો આપવા મહેરબાની કરશો.

**જવાબઃ–૧૪૩/૯** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

સવાલમાં દર્શાવેલ હકીકત પ્રમાણે તલાક પડશે નહી. (હિદાયા બાબો તઅલ્લુકત્તલાક) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## વાસ્તવિક કારણ વગર તલાક આપવી

**સવાલઃ– ૧૪૪/૧૦**

(૧) હમારી લડકીબાઈની શાદી એમના ફોઈના દિકરા સાથે કરેલી છે, એમને ૪ પુત્રો છે અને તે આજ કાલ ચાર વર્ષ પુરા થયા છે. અને હવે એ છોકરાએ કાવલીના બાપુને પુછપરછ કરતા બાપુએ જણાવેલ કે એ બાઈને કોઈએ મેલો ઈલ્મ કરી આપેલ છે. એ મેલા ઈલ્મથી અજમેર ચાલ્યા ગયા હતા એ સમય દર્મિયાન છુટા છેડા કરેલ, હવે એ પોતાની રાજી ખુશીથી નિકાહ કરવાનું કહે છે. તો આ નિકાહ કેવી રીતે થાય તે વિગતવાર ખુલાસો કરી જણાવશો.

(૨) છોકરીનો બાપ બીજા સાથે હલાલો કરવાનું ના કહે છે તો કઈ રીતે નિકાહ કરવો ?

(૩) એ બાઈને છુટા કર્યા બાદ એ છોકરાએ બીજી બાઈ કરેલ અને તેને એક છોકરો છે, અને હવે તે બાઈને છુટી કરવાનું કહે છે, તો આ બધી હકીકત જણાવશો.

(૪) કદાચ હલાલો કરવો પડે તો તેની મુદત કેટલી રહે છે. તે પણ જણાવશોજી

**જવાબ:–૧૪૪/૧૦** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

ધણીને પોતાની ઓરતને એક તલાક અથવા બે તલાક આપી હશે તો હલાલો કરવાની જરૂરત રહેતી નથી; એ જ પ્રમાણે તું મારા ઘરેથી ચાલી જા, આજ થી મારો તારી સાથે કોઈ સંબંધ નથી અને આ જ પ્રમાણેના બીજા કોઈ શબ્દો બોલીને તેનાથી તલાકની નિય્યત કરી હતી તો પણ હલાલાની જરૂરત નથી પરંતુ જો તેને એકી સાથે ત્રણ તલાક આપી છે તો જો તે તલાક આપનાર તેનાથી જ નિકાહ કરવા માંગે છે તો જયાં સુધી હલાલો નહી કરે ત્યાં સુધી તેનાથી નિકાહ કરવો જાઈઝ નથી. તે મુતલ્લકા ઓરત તેના માટે હરામ છે. એ ઓરતની સાથે નિકાહ જાઈઝ હોવા માટે હલાલા વગર બીજી કોઈ રીત નથી. જેથી હવે જો એ તલાક આપનાર પોતાની મુતલ્લકાને પોતાના નિકાહમાં લાવવા માંગે છે તો તેની પધ્ધતી એ છે કે એ ઓરત જો હામેલા ન હોય તો તલાક આપ્યા પછી માહવારી ત્રણ વખતે આવી ગયુ હોય તો તેની ઈદ્દત પુરી થઈ ગયેલી ગણાશે. ઈદ્દત પુરી થયા પછી બીજા સાથે નિકાહ પઢે અને ત્યાર પછી તે નિકાહ પઢનાર તેની સાથે જિમાઅ (સંભોગ) પણ કરે. અને ત્યાર પછી તેણીને તે તલાક આપી દે. હવે આ બીજા નિકાહની ઈદ્દત પણ દર્શાવેલ રીત પ્રમાણે પુરી થશે. ત્યાર પછી ધણી તેનાથી નિકાહ પઢી શકે છે.

(૩) પોતાની પહેલી પત્ની સાથે નિકાહ કર્યા પછી હાલમાં પોતાના નિકાહમાં જે ઓરત છે તેને વાસ્તવિક કારણ વગર તલાક આપવી ઘણું જ નાપસંદ છે. હદીસ શરીફમાં છે કે સખ્ત જરૂરતના વખતે જે ચીઝોને અપનાવવાની ઈજાઝત આપેલ છે તેમાં તલાક અલ્લાહ પાકને ઘણી જ નાપસંદ વસ્તુ છે. *(અબૂદાઉદ શરીફ :૧/૩૧૨)*

જેના લઈને જો ધણી–ધણીયારીના સંબંધો સારા હોય તો તલાક ન આપવી જ બેહતર છે. હાલમાં જે ઓરત નિકાહમાં છે તેને પણ રાખે અને પહેલી ઓરતથી પણ નિકાહ પઢી લે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## ત્રણ તલાક આપવી

**સવાલઃ– ૧૪૫/૧૧**

ઝૈદ અને હિંદા જે પતિ–પત્નિ છે અને કેટલાય વર્ષોથી પ્યાર મોહબ્બતથી જીવન વિતાવી રહયા છે, થોડાક મહીના પહેલાં અચાનક એક નાની સરખી વાતમાં બન્ને પતિ–પત્નિમાં સખત ઝઘડો થઈ ગયો અને ઝઘડો વધતો ગયો ત્યારે હિંદાએ ગુસ્સામાં આવી ઈલેકટ્રીક વાયર પકડી આત્મહત્યા કરવાનો પ્રયત્ન કર્યો અને તેને બચાવી લેવામાં આવી, ત્યાર પછી ઝૈદ પણ તંગ આવી ગયો અને તેણે તલ્લાક તલ્લાક તલ્લાક તલ્લાક એમ ચાર વાર પોતાના મોઢેથી ઉચ્ચારેલ છે. પરંતુ હવે પોતે બોલેલ શબ્દોથી પસ્તાય છે અને પોતાની પત્નિ હિંદા સાથે હળીમળીને રેહવા માંગે છે અને હિંદા પણ ઝૈદને છોડવા માટે અને અલગ રહેવા તૈયાર નથી અને અત્યારના સમયમાં પણ તેઓ હળીમળીને રહે છે તો શું આ તલ્લાક શરીઅત પ્રમાણે પડેલ ગણાય કે નહિ ? અને જો તલ્લાક થઈ હોય અને તેઓ પતિ–પત્નિ બનીને રેહવા માંગતા હોય તો શું શરીઅત તેની પરવાનગી આપશે ? અને તલ્લાક ન થઈ હોય તો શું તલાક કહેનારને કોઈ "કફફારો" અદા કરવો પડશે ?

**જવાબઃ–૧૪૫/૧૧** حامدًاو مصليًا ومسلما۔ هوالموفق للصواب

ઝૈદની પત્નિ હિંદા પોતાના પતિ માટે હરામ થઈ ગઈ છે જે હલાલા વગર હલાલ થઈ સકતી નથી.

**હલાલાની રીતઃ–** એ છે કે ત્રણ તલાક વાળી સ્ત્રી પોતાની ઈદ્દત પુરી કર્યા પછી પોતાની રાજીખુશીથી કોઈ પણ બંધન કે શર્ત વગર બીજા સાથે નિકાહ કરે અને તે બીજો પતિ નિકાહ પછી તેની સાથે ઓછામાં ઓછો એક વખતે સંભોગ કરે, પછી તે બીજો પતિ મરણ પામે અથવા અણબનાવ કે બીજા કોઈ કારણે તેને તલાક આપે અને એ તલાકની ઈદ્દત પુરી થઈ જાય અને પછી તેનો આગલો પતિ તેણીની સાથે નિકાહ કરવા માંગે અને તે સ્ત્રી પણ તેની સાથે ફરીવાર નિકાહથી જોડાવવા રાજી ખુશી હોય તો ઉપર મુજબ થયા પછી ફરી વાર નિકાહ થઈ શકે છે. *(હિદાયા ભાગઃ૨)*

તલાક બોલનાર પર કોઈ જાતનો કફફારો લાગુ પડતો નથી. તૌબા

ઈસ્તિગફાર કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## પત્નિએ તલાકનો શબ્દ સાંભળ્યો ન હોય

**સવાલઃ– ૧૪૬/૧૨**

પત્નિએ સાંભળ્યુ ના હોય અને પતિ બીજા કોઈના મોઢે તલાક બોલ્યો હોય તો શું તલાક થાય છે ?

જો એક અથવા બે વાર બોલ્યો હોય તો તેના માટે શું કાર્યવાહી કરવાની ? ઈસ્લામના કાનૂનના હિસાબે મને સહી જવાબ આપવા મહેરબાની કરશો.

પછી સ્ત્રીના નિકાહ કરવાના થાય તો એની સંપુર્ણ માહિતી આપશો.

મારે મારી બેબીનું એવું કામ આણંદમાંથી અલ્લાહવાળા માલદાર ઘરેથી થયું છે. હવે છોકરીને મેં પુછયું તો તેણે કહયું કે મને આવું કશું કહયુ નથી, મેં સાંભળયુ નથી અમોં અમારા સગાને મળ્યા તો તે શું બન્યું એની અમોને પુરી માહિતી આપતા નથી અને કહે છે કે ફરી નિકાહ કરવાનું તેના માં–બાપ કહે છે અત્યારે મારી છોકરી મારા ઘરે છે. તો મને પુરી સાચી માહિતી સાથે તાત્કાલિક જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબઃ–૧૪૬/૧૨** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

જયારે પતિએ પોતે જ કહયું કે મેં મારી પત્નિને તલાક આપી દીધી અને એટલા જોરથી બોલ્યો કે પોતે તે શબ્દો સાંભળી લીધા તો માત્ર એટલું જ કહેવાથી તલાક થઈ ગઈ, ભલે કોઈ માણસની રૂબરૂમાં કહે કે પછી એકાંતમાં બોલે અને ભલે ઓરતે સાંભળ્યું હોય કે ન સાંભળ્યું હોય દરેક હાલતમાં તલાક થઈ જશે.

કોઈ માણસ પોતાની પત્નિને એક કે બે વાર તલાક સાફ શબ્દોમાં એટલે કે તલાક શબ્દ વાપરીને આપે તો રજઈ પ્રકારની તલાક પડે છે. એવી તલાકમાં ઈદ્દતની અંદર અંદર પણ મુળ તલાક આપનાર પતિ તેની સાથે નવેસરથી નિકાહ કર્યા વિના રૂજૂઅ કરીને તે સ્ત્રીને રાખી શકે છે.

રૂજૂઅ કરવાનો મતલબ એ છે કે તે ઝબાનથી કહી દે કે હું તને ફરીથી રૂજૂઅ કરીને મારી સાથે રાખું છું અથવા ચુંબન કરી દે અથવા

સંભોગ કરી લે અથવા ઈદ્દત વીતી ગયા પછી હલાલા વગર ફરીથી પતિ–પત્નિ રાઝી થઈને શર્ઈ કાયદાથી નિકાહ કરી શકે છે.

પતિએ જયારે તલાક આપી છે તો પત્નિ સાંભળે કે ન સાંભળે તલાક પડી જશે અને એક વખતે તલાક બોલ્યો હોય તો એક તલાક પડશે અને બે વાર બોલ્યો હશે તો બે તલાક પડશે ઈદ્દતમાં પણ નવેસરથી નિકાહ પઢયા વગર રૂજૂઅ કરી નિકાહમાં રાખી શકે છે અને ઈદ્દત પુરી થઈ ગઈ હોય તો નવેસરથી નિકાહ પઢવા પડશે. હલાલો કરવાની જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી: ૨/૬૬૨)*

# ગુસ્સા અને નશા તથા બેહોશીમાં તલાક

## ગુસ્સામાં એક તલાકે બાઈના પડશે

**સવાલઃ– ૧૪૭/૧૩**

હું શાદી શુદા છું મને એહતિલામની શિકાયત શરૂ થઈ ગઈ જે બાબત મને એવી શંકા છે કે આ શિકાયત મારી પત્નિએ તાવીજ વિગેરેની મદદથી ઉભી કરી છે. આજ દિવસો દર્મિયાન રાત્રે મને એહતિલામ થયુ જેથી મને મારી પત્નિ ઉપર ગુસ્સો હતો, ફજરની નમાઝ પછી મે તેને કહયું કે ના રાખતો હોય તો નાસી જા પછી હું નાસ્તો કરી નોકરીએ ગયો, હું જયારે નોકરી પરથી આવ્યો તો મારી પત્નિ ઘરે ન હતી પોતાના પિયર જતી રહી હતી તો આ બાબત શરીઅતનો શું હુકમ છે ? તલાક પડશે ? અગર હાં તો કઈ તલાક પડશે ? અને ઈદ્દત ગુજારવી પડશે ? અને ફરી તેની સાથે પતિ–પત્નિ તરીકે સંબંધ રાખી શકાશે ?

**જવાબઃ–૧૪૭/૧૩** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

તમાર ઉપરોકત શબ્દો કિનાયામાંથી છે. જેમાં તમારી નિય્યત ઉપર તલાકનો આધાર છે, જો તલાકની નિય્યતથી કહયા હશે તો એક તલાકે બાઈના પડશે, બીજીવાર હલાલો કર્યા વગર નિકાહ થઈ શકશે, અને જો તલાકની નિય્યત ના હોય તો તલાક પડશે નહી. પ્રથમ નિકાહ બાકી રહેશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ગુસ્સા અને નશાની હાલતમાં તલાક આપવી

**સવાલઃ– ૧૪૮/૧૪**

અમારા નીચેના પ્રશ્નોનો અભ્યાસ કરી યોગ્ય અને સચોટ જવાબ આપવા અમારી નમ્ર વિનંતી છે.

(૧) એક મુસલમાન પુરૂષે પોતાની પત્નિને ગુસ્સામાં અને દારૂના નશામાં કહી દીધુ કે આજથી તુ મારી પત્નિ નથી ઘરમાંથી ચાલી જા આજ થી તારી સાથે મારો કોઈ સંબંધ નથી અને ત્યારબાદ તલાકના બે શબ્દો બોલી દીધા.

(૨) સવારે મઝકૂર પુરૂષ પોતાની પત્નિને કહે છે કે આ ઘર તથા સામાન વગેરે બધુ તારૂ જ છે અને તારે જ આ ઘરમાં રહેવાનું છે હું હવે આ ઘરમાં રહીશ પણ નહી અને આવીશ પણ નહી.

સબબ ઉપરોકત બનાવથી મઝકૂર સ્ત્રીને "તલાક" થઈ ગઈ કે કેમ? જો તલાક થઈ ગઈ હોય અને પતિ–પત્નિ સાથે રેહવા ઈચ્છતા હોય તો રહી શકે કે કેમ ? તે જણાવવા આપ સાહેબને નમ્ર અપીલ કરૂ છું.

**નોટઃ–** ઉપરની વાસ્તકિતાની ગવાહી પત્નિ પોતે પણ આપે છે અને સાંભળનાર બે પુરૂષો પણ ગવાહ છે.

**જવાબઃ–૧૪૮/૧૪** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

ગુસ્સા અને દારૂના નશાની હાલતમાં પેહલા જે ત્રણ શબ્દો બોલ્યા છે તે અલફાઝ કિનાયામાંથી છે જો તેમાં તલાકની નિય્યત હશે તો તલાક થઈ જશે નિયત નહી હશે તો તલાક નહી થાય. *(આલમગીરીઃ૧/૩૭૬)*

અને એ ત્રણ શબ્દો પછી જે "તલાક"ના શબ્દો બોલ્યો છે તેનાથી બે તલાકે રજઈ પડશે હવે આ બે તલાકે રજઈ અને ઉપરના અલફાઝે કિનાયાથી તલાકની નિય્યત હશે તો બન્નેવ મળીને તલાકે મુગલ્લજા થઈ જશે. હવે પત્નિ તેના પતિ માટે હલાલો કર્યા સિવાય હલાલ થશે નહી જેથી હવે આ પ્રમાણે તલાક આપનાર પતિ પોતાની પત્નિ સાથે નહી રહી શકે. ફકત અલ્લાહ વધુ જાણનાર છે. *(શામી :૨ /૫૦૨, હિદાયા : ૨/૩૭૮)*

**હલાલાની રીતઃ–** એ છે કે ત્રણ તલાક વાળી સ્ત્રી પોતાની ઈદ્દત પુરી કર્યા પછી પોતાની રાજીખુશીથી કોઈ પણ બંધન કે શર્ત વગર બીજા સાથે નિકાહ કરે અને તે બીજો પતિ નિકાહ પછી તેની સાથે ઓછામાં ઓછો એક વખતે સંભોગ કરે, પછી તે બીજો પતિ મરણ પામે અથવા અણબનાવ કે બીજા કોઈ કારણે તેને તલાક આપે અને એ તલાકની ઈદ્દત પુરી થઈ જાય અને પછી તેનો આગલો પતિ તેણીની સાથે નિકાહ કરવા માંગે અને તે સ્ત્રી પણ તેની સાથે ફરીવાર નિકાહથી જોડાવવા રાજી ખુશી હોય તો ઉપર મુજબ થયા પછી ફરી વાર નિકાહ થઈ શકે છે.

*(શામીઃ૨/૭૩૯,૭૪૦,ફતાવા દારૂલ ઉલૂમઃ૩/૨૫૮, ફતાવા રહીમિય્યાઃ૫/૨૭૬)*

## નશામાં ત્રણ તલાક

**સવાલઃ– ૧૪૯/૧૫**

મિયાં બીવી કા બહોત ઝઘડા હુવા થા, મિયાંને બહોત શરાબ પી થી જમીન પર પાંવ ભી નહી ઠેરતા થા. ઉસને તીન મરતબા તલાક, તલાક, તલાક બોલ દિયા થા અબ ઉસ્કા કયા નતીજા હુઆ ?

**જવાબઃ–૧૪૯/૧૫** حامدًاومصليًا ومسلما_ هوالموفق للصواب

ત્રણ તલાક પડી ગઈ, નશા કરવાવાળો નશામાં તલાક આપે તો શઈ દ્રષ્ટિએ તલાક પડી જાય છે. હલાલા વગર ફરી વાર નિકાહ થઈ શકે નહી.

**હલાલાની રીતઃ–** એ છે કે ત્રણ તલાક વાળી સ્ત્રી પોતાની ઈદ્દત પુરી કર્યા પછી પોતાની રાજીખુશીથી કોઈ પણ બંધન કે શર્ત વગર બીજા સાથે નિકાહ કરે અને તે બીજો પતિ નિકાહ પછી તેની સાથે ઓછામાં ઓછો એક વખતે સંભોગ કરે, પછી તે બીજો પતિ મરણ પામે અથવા અણબનાવ કે બીજા કોઈ કારણે તેને તલાક આપે અને એ તલાકની ઈદ્દત પુરી થઈ જાય અને પછી તેનો આગલો પતિ તેણીની સાથે નિકાહ કરવા માંગે અને તે સ્ત્રી પણ તેની સાથે ફરીવાર નિકાહથી જોડાવવા રાજી ખુશી હોય તો ઉપર મુજબ થયા પછી ફરી વાર નિકાહ થઈ શકે છે. *(શામીઃ૨/૪૫૩ તથા ૨/૪૫૬)*

## બ્લડપ્રેશરના લઈ બેહોશીમાં તલાક

**સવાલઃ– ૧૫૦/૧૬**

ઘરમાં ઝઘડો થવાથી મારી બ્લડપ્રેશરની બીમારીમાં મારાથી શું

બોલાયુ એની મને ખબર નથી પરંતુ હું બીમારીમાંથી હોશમાં આવ્યા પછી ઘણા માણસોએ એમ કહયુ કે તમે તલાક બોલી ગયા છો એમા કેટલાક માણસોનું કહેવું એમ છે કે તમે બે તલાક બોલ્યા છે બીજા માણસો કહે છે કે ત્રણ તલાક બોલ્યા છે તો શર્ઈ દ્રષ્ટિએ શું તલાક થઈ જાય છે કે નથી થતી ? જો થઈ જાય તો હલાલો કરવો જરૂરી છે એનો હવાલાથી જવાબ આપશો.

**નોટઃ–** મને બેહોશીની બીમારી ૭ વર્ષથી છે.

**જવાબઃ–૧૫૦/૧૬** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

આપે જણાવેલ હકીકત જો સાચી હોય અને બીમારીના કારણે બેહોશીમાં આપને પોતે શું બોલ્યા છે તેનું ભાન ન હોય તો આ હાલતમાં શર્ઈ દ્રષ્ટિએ તલાક પડતી નથી.

لایقع طلاق المولی علی امرأۃ عبدہ والمجنون والمعتوہ والمغمی علیه و المدھوش والنائم۔(شامی: ٢/٤٦١)

ولا یقع طلاق الصبی وان یعقل والمجنون والنائم والمبرسم والمغمی علیه والمدھوش ۔ ھکذافی فتح القدیر۔ (عالم گیری: ١/٣٧٦)

અને જો કોઈ નશાજનક દવા જાણી જોઈને પીધા પછી નશાની હાલતમાં તલાક આપે તો તલાક થઈ જશે.પરંતુ નશાજનક દવા ધોકાથી કે અંજાણમાં પી લીધા પછી તલાક આપે તો તલાક પડશે નહી.

*(કિફાયતુલ્મુફતીઃ૬/૭૨)*

માટે આપે જણાવ્યા મુજબની હાલતમાં તલાક પડશે નહી જેથી હલાલાની જરૂરત નથી.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# પાગલની તલાક

## ગાંડપણની હાલતમાં તલાક

**સવાલઃ– ૧૫૧/૧૭**

અમારો દિકરો નામે અશ્ફાક હુસૈન એહમદભાઈ પટેલ ઘણા સમયથી બહાર દેશ રહેતો હતો, ત્યાંથી તેઓ હજમાં ગયા હતા, અને ત્યાં હજમાં મગજ અસ્થિર થઈ જવાથી હજમાંથી ગુમ થઈ ગએલા, ત્યાં એના

દોસ્ત બિરાદરો સાથે હતા, તેઓના કાગળથી ખબર પડી હતી કે તેઓની દિમાગી હાલત ખરાબ થઈ છે અને હમારાથી છુટા પડી ગયા છે અને હમો હજ પઢી આવી ગયા અને દસ દિવસ થયા છતાં હજુ અશ્ફાક હુસૈન આવ્યા નથી અને એમની દિમાગી હાલત ખરાબ થઈ ગએલી છે એ બાબતની જાણ હમોને તેઓએ તા.૧૦/૯/૮૬ ના રોઝ આપી ; પછી હમોએ ઓળખીતાઓને ખબર આપી ફોન કર્યો તો એ ભાઈ જીદ્દામાંથી મળ્યા પછી તેઓ જયાં નોકરી કરતા હતા તે કંપનીએ એમને પ્લેનથી અહિંયા મોકલી આપ્યા, અહિંયા જંબુસર આવી ગયા પછી અમોએ એનો ઈલાજ કરાવ્યો માનસિક રોગોના નિષ્ણાંત ડો. R.JDES ના પાસે દવા કરાવી તે દર્મિયાન તા.૨૦/૧૦ ના એની બહેન તેમજ ઘરના બધાની સાથે ગાંડપણ કર્યુ અને એની વાઈફને કહયુ હું તને એક વાર તલાક આપુ છું અને કાગળમાં લખીને આપ્યું અને બેઠા હતા તેમને પણ કહયુ કે તમો મારા ગવાહ છો હું એક વાર તલાક આપુ છું. તો આપ સાહેબથી અરજ કે આ બાબતમાં યોગ્ય ખુલાસો અને માર્ગદર્શન આપશો. આભાર

**<u>જવાબઃ–૧૫૧/૧૭</u>** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

જો માણસ ગાંડો, પાગલ હોય કે જેની અકકલ ઠેકાણે નથી એમાંથી કોઈ તલાક આપશે તો તલાક થશે નહી. *(હિદાયાઃ ૨/૩૩૮)*

સવાલમાં દર્શાવવામાં આવેલ વિગતમાં અશ્ફાક હુસૈન માહિર ડોકટરના રિપોર્ટ મુજબ જો તે ગાંડો કે પાગલ હોય તો તલાક પડશે નહી. ફિકહની કિતાબમાં આવે છે કે મઅતુહની તલાક પડશે નહી. શઈ દ્રષ્ટિએ મઅતુહ તેને કહેવામાં આવશે જેની અકકલ ઠેકાણે ના હોય, ઉલ્ટી સીધી વાત કરતો હોય અને એ શું બોલ્યો છે તેનું પણ તેને ભાન ન રહે; અને જો તે ગાંડો કે પાગલ હોય બલ્કે માનસિક બીમારીના લઈ આવું ગાંડપણ કર્યુ હશે તો તેવી હાલતમાં એક તલાકે રજઈ પડશે. જેના લઈને તે નિકાહમાંથી નીકળી જશે નહી જયાં સુધી ઈદ્દત પુરી ન થઈ જાય, ઈદ્દત પુરી થતા પહેલા તે મૌખિક કહે કે રૂજૂઅ કરૂ છુ. અથવા પોતાની પત્નિથી ચૂંબન અને સંભોગ કરશે તો તે નિકાહમાં રહેશે જો ઈદ્દતની મુદ્દતમાં મૌખિક કે અમલી રૂજૂઅ નહી કરે તો ઈદ્દત પુરી થતાંની સાથે નિકાહમાંથી નિકળી જશે. ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### અસ્થિર દિમાગવાળી પત્નિને તલાક

**સવાલઃ– ૧૫૨/૧૮**

હું નીચે સહી કરનાર મૌ.હાફિઝ ઉસ્માન ગની રહેવાસી હાજીપુરા વા.કછોલી જી.સુરતની વિનંતી છે કે આ સાથે મારી છોકરીને આપેલ તલાકનામાની નકલ શામેલ કરેલ છે તે તલાકનામામાં મારી છોકરીને મગજની અસ્થિર હાલતની બતાવેલ છે તો આ હાલતમાં ગાંડપણના કારણે શું મારી છોકરીને તલાક થઈ ગઈ છે કે નહી ? આ અંગેનો ફતવો આપવા વિનંતી છે કારણ કે આ ફતવાની અમોને હાલ સામાજીક કામ અંગે ખાસ જરૂર પડી છે. આ સાથે તલાકનામાની નકલ શામેલ છે.

**જવાબઃ–૧૫૨/૧૮** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

પતિ જયારે પોતાની પત્નિને તલાક આપે તો તલાક પડી જશે પત્નિ ચાહે સમતોલ દિમાગવાળી હોય કે અસ્થિર દિમાગવાળી હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ૨/૪૫૯)*

## દબાણ કરી તલાક

### દબાણ કરી તલાક આપવી

**સવાલઃ– ૧૫૩/૧૯**

અમારા ભાઈએ બીજા નિકાહ પોતાની મરજીથી એક વિધવા સ્ત્રી સાથે ઈસ્લામી શરીઅત મુજબ કર્યા છે અને બન્નેવ પતિ–પત્નિ રાજી ખુશીથી રહે છે અને પોતાનું જીવન ગુજારે છે પરંતુ આ બીજા નિકાહ કરવાને ઘરમાં અમારા અન્ય ભાઈઓ નાપસંદ કરે છે અને કુસંપ અને ઝગડાઓ અને અનેક બાબતો ઉપસ્થિત થાય છે. ભાઈઓ જે ભાઈએ બીજા નિકાહ કર્યા છે તેના ઉપર દાબદબાણ કરે છે કે કોઈ પણ રીતે આ બાઈને તલાક આપી છુટી કરી આપ; પરંતુ નિકાહ કરનાર ભાઈ બિલકુલ ના પાડે છે; તો ભાઈઓનું દબાણ કરવું અને બાઈને તલાક અપાવવી શરીઅતની રૂએ કેવું છે ? એ માટે ગુનેહગાર કોણ ?

**જવાબઃ–૧૫૩/૧૯** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

હદીસ શરીફમાં આવે છે કે જે માણસ પતિ પત્નિના સંબંધોમાં બગાડ કરશે તો તે અમારામાંથી નથી. *(મિરકાત: ૨/૨૮૨)*

ઉપરોકત હદીસ શરીફના લઈને ઉપરોકત સવાલમાં જયારે પતિ–પત્નિ પોતે રાજી ખુશીથી જીવન ગુજારી રહયા છે અને તેમના વચ્ચે તલાક આપવા માટે કોઈ શરઈ કારણ વિના તલાક આપવા માટે દબાણ કરવુ અને દબાણને લઈને તલાક આપવી એ અલ્લાહના અહકામ સાથે રમત સમાન છે. અને કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે અલ્લાહના અહકામને રમત ના બનાવો. (સૂરએ બકરા આયત નં : ૨૩૧)

જેના લઈને આ પ્રમાણે દબાણ કરી તલાક અપાવવી એ કુર્આનના આદેશના વિરૂધ્ધ કરવા સમાન છે અને કુર્આનના આદેશ ના વિરૂધ્ધ કરવું હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## તલાક આપવા મજબૂર કરવું

**સવાલ:– ૧૫૪/૨૦**

એક બહેનને પોતાના પતિ પાસેથી તલાક જોઈએ છે કારણ એ છે કે પતિ અરબસ્તાન રહે છે અને ખાસ કોઈ કમાવવાની દિયાનત નથી અને પૈસા પણ ૬,૭ વર્ષથી મોકલતો નથી અરબસ્તાનમાં રહેવા છતાં પોતાનું ઘર બનાવ્યું નથી અને ખાસ કોઈ કમાણી દેખાતી નથી અને જયારે ત્રણ વર્ષ પછી અહિંયા આવ્યો હતો ત્યારે તલાકનામુ માંગ્યુ હતુ જેનો કોઈ જવાબ આપ્યો નથી અને પત્નિને અરબસ્તાન લઈ જવા માટે પણ પૈસા નથી અને તે પત્નિનો ખર્ચો પણ આપતો નથી આવી સ્થિતીમાં પત્નિને તલાક મળી શકે ? ફકત વસ્સલામ

**જવાબ:–૧૫૪/૨૦** حامدًاومصليًا ومسلما_ هوالموفق للصواب

જો પતિ પોતાની પત્નિને ખોરાકી અને પોશાકીની જવાબદારી અદા ન કરતો હોય તથા પતિ–પત્નિના જે હકો છે તે અદા ના કરી શકતો હોય તો પતિના માટે જરૂરી છે કે પોતાની પત્નિને તલાક આપી દે, અને તેને મજબૂર કરવામાં અને કરાવવામાં આવે કે તે તલાક આપી દે. *(શામી:૨/૪૫૧)*

હનફી મજહબ પ્રમાણે તલાક વગર ખોરાકી પોશાકીને અદા ન કરવાના લઈને પતિ–પત્નિમાં છુટાછેડા થઈ સકતા નથી. *(શામી:૨/૭૧૨)*

પરંતુ પત્નિ જવાન હોય અને ગુનાહિત કામમાં સંપડાવવાનો સંભવ હોય તો તેણીને જોઈએ કે શર્ઈ પંચાયત (ઈસ્લામી પંચ) સમક્ષ પોતાનો દાવો નોંધાવી નિકાહ તોડવાની માંગણી કરે પંચની સમક્ષ જો પત્નિની વાત સાબિત થાય તો પતિને તલાક આપવાનું કહે અથવા ખર્ચ પુરા પાડવાનું કહેવામાં આવે જો પતિ બન્ને બાબતોમાંથી કોઈ એક પણ કરવા રાજી ના થાય તો શર્ઈપંચ (ઈસ્લામી પંચ) નિકાહ તોડી શકે છે, તે પછી મઝકૂર સ્ત્રી ઈદ્દત ગુજારી બીજાથી નિકાહ કરી શકસે એ પહેલા નહી, એ પ્રમાણે પંચ દ્વારા નિકાહ કેનસલ કર્યા પછી કેનસલ કર્યાની નોંધ કોર્ટમાં પણ કરાવી આપે જેથી પાછળથી કાનૂનનો સવાલ ન રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# હલાલાની શરઈ રીત

## <u>પચાસવાર તલાક અને હલાલાની રીત</u>

**<u>સવાલઃ—૧૫૫/૨૧</u>**

એક ભાઈએ એની પત્નિને તલાક આપી લગભગ ૫૦ વખત બોલયો હશે. હવે તે સ્ત્રીને પેટમાં લગભગ ત્રણ મહીનાનો ગર્ભ છે. તો આપ લોકો વિગતસર હમોને જવાબ આપશો તદઉપરાંત એ ઔરતને એના અસલ ધણી સાથે હમારે ફરીથી નિકાહમાં લેવી હોય તો કેટલો ટાઈમ જોઈએ ? એનો ખુલાસો લખશો.

**<u>જવાબઃ—૧૫૫/૨૧</u>** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

ત્રણ તલાક પડશે. *(હિદાયાઃ૨/૩૫૦)*

ગર્ભવાળી સ્ત્રીને તલાક આપવાથી તલાક પડી જશે, અને તેની ઈદ્દત બાળકના જનમ પછી પુરી થયેલ ગણાશે. *(હિદાયાઃ૨/૪૦૩)*

મઝકૂર પત્નિ મઝકૂર પતિ માટે હરામ થઈ ગઈ, હવે હલાલા વિના તેના માટે હલાલ થઈ સકતી નથી કારણ કે પચાસ (૫૦) વાર તલાક કહેવાથી તેની ઉપર તલાકે મુગલ્લઝા પડી ગઈ પેટમાં હમલ છે ત્યાં સુધી તે મઝકૂર પતિની ઈદ્દતમાં ગણાશે બાળકના જનમ પછી ઈદ્દત પુરી થશે જેથી હવે જો મઝકૂર પત્નિ જો તે જ પતિ સાથે રહેવા ઈચ્છે અને નિકાહ કરવા માંગે તો તેની માત્ર એક જ રીત છે, કે પહેલા બીજા કોઈ પુરૂષ સાથે નિકાહ

કરીને સંભોગ કરાવે પછી જયારે તે બીજો પુરુષ મરી જાય યા તલાક આપે ત્યારે તેની ઈદ્દત પુરી કરીને પહેલા ધણી સાથે નિકાહ કરી શકે છે બીજા ધણી કર્યા વગર પહેલા ધણી સાથે નિકાહ કરી સકતી નથી પહેલા ધણી સાથે ત્યારે જ નિકાહ કરી શકે છે કે બીજા ધણીએ સંભોગ પણ કર્યા હોય એ (સંભોગ કર્યા) સિવાય પહેલા ધણી સાથે નિકાહ હલાલ નથી. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા:૨/૩૭૯)*

# તલાકના વિવિધ મસાઈલ

## વકીલ મારફતે તલાક

**સવાલઃ– ૧૫૬/૨૨**

મે મારા વકીલને તલાકનામુ લખવા જણાવ્યું અને કહયુ કે મારો તલાક આપવાનો ઈરાદો નથી માટે તારીખ મારશો નહી અને મારો તલાક આપવાનો બિલ્કુલ ઈરાદો ના હતો, તો શું તલાક થઈ જાય કે નહી ?

**જવાબઃ–૧૫૬/૨૨** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

તલાક પડશે નહી કેમકે જયારે પતિએ પોતે તલાકનામુ લખ્યુ નથી બલ્કે બીજાથી લખાવવામાં આવ્યુ છે તો જયાં સુધી પતિ એ તલાકનામા બાબત એ કબૂલ ના કરે કે આ મારૂ જ લખાણ છે અથવા આ લખાણ મારૂ જ છે. અને તેના પર સહીહ થયેલી નથી જેના લઈને પણ તલાક પડશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી :૨/૫૮૯)*

## કોર્ટના આદેશથી તલાક પડી જાય ?

**સવાલઃ– ૧૫૭/૨૩**

શરીફાની શાદી અનીસ સાથે થઈ, બન્નેવને મેળ ના બેસવાથી શરીફા કોર્ટમાં તલાક માટે એપ્લાય થઈ, જે દેશમાં શરીફા રહે છે ત્યાં કોર્ટથી તલાક ફરજીયાત છે. કોર્ટે કેસનો શરીફાની તરફેણમાં ચુકાદો આપ્યો, અને ચુકાદામાં જણાવ્યુ કે ડિવોઝ શરીફાના ધર્મ પ્રમાણે પણ ગણી લેવા.

અનીસે મજકૂર હુકમ લઈ લીધો. અને તે માટે પોતે હુકમ મળ્યાની સહી કરી, અનીસ મજકૂર હુકમ સામે અપીલ કરતો નથી. સબબ મજકૂર હુકમ એને મંજુર રાખેલ છે.

ઉપરોકત સંજોગોમાં અનીસ તરફથી શરીફાને તલાક પડી ગઈ કે નહી ? તે વહેલી તકે જણાવી આભારી કરશો.

**જવાબ:–૧૫૭/૨૩** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

મજકૂર કોર્ટના તલાકના હુકમને વાંચ્યા પછી તેને તે હુકમ માન્ય છે. તે રીતે સહી કરીને કોર્ટના તે આદેશને રાજી ખુશીથી સહી કરીને સ્વીકાર કર્યો હશે તો તેવી સ્થિતિમાં તેને તલાક પડી જશે.

*(શામી: ૨/૫૮૫, કિતાબુત્તલાક)*

અને જો કોર્ટના તે આદેશને કોર્ટનો કોઈ આદેશ કે હુકમ છે; તેને વાંચ્યા વિના સહી કરીને તેને સ્વીકારી લીધો તો તેવી સ્થિતિમાં તલાક પડશે નહી.ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈબ્નેમાઝા:૧૫૧, શામી: ૨/૫૮૫)*

## ત્રણ તલાક આપવી બિદઅત છે

**સવાલ:– ૧૫૮/૨૪**

અમારી બહેનને તેના પતિએ લગભગ સાડા ત્રણ મહીના પહેલા એકી સાથે ત્રણ તલાક આપી હતી, હાલ તે ભાઈ એટલે કે મારા બનેવી મારી બહેનને બોલાવવા માટે આવ્યા છે, અમે એના માટે શું કરીએ ? તેનો સહીહ જવાબ આપશો પુરી વિગત સાથે.

હાલ અહિંયા અમુક લોકો કહે છે કે એક સાથે ત્રણ તલાક આપવાથી તલાક થતી નથી દર મહીને એક એક વાર કરી એમ ત્રણ વાર હોય તો થાય, શું આ યોગ્ય છે ? એ પણ વિગત સાથે સમજાવશો.

ઈદ્દતની મુદત કેટલી અને ત્યાર પછી કેટલી મુદતે બીજા સાથે હલાલો કરી શકાય ? અને તે રાજી ખુશીથી છુટી કરે ત્યાર બાદ કયારે મોકલી શકાય ? એ બધુ વિગત સાથે તમારા છાપેલા કાગળ ઉપર લખી જણાવશો અને મહેરબાન થઈ જલ્દી જવાબ આપશો.

**જવાબ:–૧૫૮/૨૪** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

હિદાયામાં છે કે એકી સાથે ત્રણ તલાક આપવી બિદઅત છે. પરંતુ ત્રણ તલાક થઈ જશે અને એકી સાથે ત્રણ તલાક આપનાર બિદઅતનું કાર્ય કરવાને લઈને ગુનેહગાર થશે તૌબા કરે.

وطلاق البدعة ان يطلقها ثلثًا بكلمة واحدة او ثلاثًا فى طهر واحد فاذا فعل ذٰلك وقع الطلاق و كان عاصيًا۔ (هدايه: ٢/٣٣٥)

હિદાયાના ઉપરોકત લખાણથી બિલ્કુલ સાફ છે : એકી સાથે ત્રણ તલાક આપવાથી ત્રણ તલાક પડશે. પરંતુ તે સુન્નતના વિરૂધ્ધ કરવાના લઈને ગુનેહગાર થશે. ફિકહની બધી જ કિતાબોમાં એ બયાન કરવામાં આવ્યુ છે કે એકી સાથે ત્રણ તલાક આપવાથી ત્રણ તલાક પડશે. (બુખારી શરીફ :૨/૭૯૧) અને (મુસ્લિમ શરીફ: ૧/૬૪૬)માં એક હદીસમાં હઝરત આયશા (રદિ.) બયાન કરે છે કે એક માણસે પોતાની પત્નિને ત્રણ તલાક આપી તે સ્ત્રીની ઈદ્દત પુરી થયા પછી તેનાથી બીજા માણસે નિકાહ કર્યા પછી તેણે તે સ્ત્રી સાથે સંભોગ કરતા પહેલા તલાક આપી દીધી તો તેના પહેલા પતિએ એની સાથે નિકાહ કરવાનો ઈરાદો કર્યો તો હુઝૂરે અકરમ (સ.અ.વ.)થી તેના વિષે પુછવામાં આવ્યું તો રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ના પાડી કે જયાં સુધી બીજો પતિ તારાથી સંભોગ કરી ના લે (મજા ચાખી ના લે) જેમકે પહેલાએ મજા ચાખી લીધો.

દારેકુતનીના ૪૩૮માં પેજ પર છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યુ કે જયારે પુરૂષ પોતાની પત્નિને ત્રણ તલાક આપે તો તેની સાથે નિકાહ જાઈઝ નથી જયાં સુધી કે બીજા પુરૂષથી નિકાહ કરે અને પુરૂષ સ્ત્રી બન્નેવ એક બીજાથી મજા ચાખી ના લે (સંભોગ ના કરે) ઈમામ નવવી (રહ.) ઉપરોકત મુસ્લિમ શરીફની હદીસની શરહ કરતા લખે છે કે તમામ સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) પણ એ જ વાતને અપનાવે છે કે ત્રણ તલાક આપવાથી ત્રણ તલાક પડશે.

ઈમામ નવવી (રહ.) બીજી એક જગ્યાએ વધુ ચોખવટ કરતા લખે છે કે :

قداختلف العلماء فيمن قال لامرأته انت طالق ثلاثًا، فقال الشافعیؒ و مالكؒ وابو حنيفةؒ واحمد وجماهيرالعلماء من السلف و الخلف يقع الثلاث۔ (مسلم: ١/٤٧٨)

આલિમોનો એ બાબતે ઈખ્તિલાફ છે કે કોઈ પુરૂષે પોતાની પત્નિને

કહયુ કે તને ત્રણ તલાક છે તો ઈમામ શાફિઈ, ઈમામ માલિક, ઈમામ અબૂ હનીફા અને ઈમામ અહમદ અને આજ સુધીના બધા જ આલિમોએ બયાન કર્યુ છે કે ત્રણ તલાક પડશે.

હિદાયાની શરહના મશહૂર લેખક ઈબ્ને હુમામ (રહ.) એકી સાથે ત્રણ તલાક આપવામાં આવે તો ત્રણ તલાક ગણાશે તે વિષય પર પુરી ચર્ચા કર્યા પછી લખે છે કે : અલ્લામા શામી (રહ.)ના ઉપરોકત બયાનથી આ વાત ખબર પડે છે કે આ મસ્અલામાં કોઈએ પણ વિરોધ કરવો જાઈઝ નથી અને આગલી હરોળના અને પાછલી હરોળના બધા આલિમો અને ઈમામોના ઈજમાઅ પછી કોઈ પણ આ મસ્અલામાં વિરોધી રહયુ નથી. કોઈ પણ વિરોધ હતો તે પહેલા હતો ગેરમુકલ્લિદીનની એક જમાઅત કે જે આજના જમાનામાં જે નસસે કતઈ અને ગુજરેલા ઉલમાએ કિરામના ઈજમાઅનો વિરોધ કરે છે તે ખુલ્લમ ખુલ્લી ગુમરાહી પર છે.

સવાલમાં દર્શાવેલ વિગત પ્રમાણે પતિ પોતાની પત્નિને ત્રણ તલાક આપી ચૂકયો છે હવે એ પત્નિ હલાલો કર્યા વગર પોતાના પતિ માટે હલાલ થઈ શકતી નથી અને હલાલો કર્યા વગર પોતાના આગલા પતિ સાથે નિકાહ કરી શકતી નથી. હાં ! હલાલો કર્યા પછી તે પોતાના આગલા પતિથી નિકાહ કરી શકે છે.

**હલાલાની રીતઃ** એ છે કે જે પત્નિને તેના પતિએ ત્રણ તલાક આપી છે તે તલાકની ઈદ્દત પછી એટલે કે તે ગર્ભવતી ન હોય અને તેને માસિક આવતુ હોય તો તે ત્રણ માસિક આવ્યા પછી બીજા પુરૂષ સાથે નિકાહ કરે, અને આ બીજો પતિ તેણીની સાથે સંભોગ કર્યા પછી તલાક આપે અને આ તલાકની ઈદ્દત પુરી કર્યા પછી પોતાના પહેલા પતિથી નિકાહ કરે તો જાઈઝ છે. *(સૂરએ બકરા રૂકૂઅ નં.૨૯, હિદાયાઃ૨/૩૭૯)*

**ઈદ્દતની મુદ્દત :** તલાક શુદા સ્ત્રી ગર્ભવતી ના હોય અને માસિક ના આવતુ હોય તો ત્રણ માસ અને જો ગર્ભવતી હોય તો સુવાવડ થતા સુધી ઈદ્દત ગણાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયાઃ ૨/૪૦૨ અને ૪૦૩)*

# તલાકથી રૂજુઅ કરવુ

## ઈદ્દત દરમિયાન રૂજૂઅ કરવું

**સવાલઃ– ૧૫૯/૨૫**

ઝૈદને હિંદાસે નિકાહ કિયા ચાર માહ હાલાત અચ્છે રહે, મગર બાદમેં કશીદા હો ગયે ઓર કશીદગી બળતી રહી. તાહમ એક સાલ કે અર્સા તક હિંદા શબ્રો તહમ્મુલ સે કામ લેતી રહી બિલઆખિર હિંદાને અપને વાલિદ સે અપની તકલીફ કી શિકાયત કી.

(૧) ખાવિન્દકી બેઈત્તેફાકી, બેચૈની, હિંદાકે હાથકા પકા હુવા ખાના ન ખાના ઓર ઉસસે અલાહિદા રેહના, નારાઝ રેહના, વગૈરા.

(૨) મકાન કે બરામદેકે હિસ્સામે ખિળકી પર ખાવિન્દકે ભાઈઓંકા ચારપાઈ બિછા કર સોના જોકે ખલવત કે મનાફી હે. ઉસકે અલાવહ બહોતસી ચીઝે દિલ શિકની કી પૈદા હુઈ. ઈસ પર હિંદા કે વાલિદને હિંદાકે ખુસર સે ઈન તકાલીફ કે દફઈયા કે લિયે કહા સુના, લેકિન ઝૈદ કે વાલિદસે કોઈ તસ્કીન બખ્શ જવાબ ન મિલા, બજાએ ઈન તકાલીફકો દફાઅ કરને કે ઝૈદ કે વાલિદને કહા કે તુમ્હારી લળકિકે વાસ્તે મેરે પાસ કોઈ ઘર નહીં હે, આપ કી લળકિકો રખના હોતો દુસરા કોઈ ઘર યા છપ્પર બના કર રખો, ઓર મેરે મકાનકે અંદર દાખિલ નહી હોને દુંગા, ફિર ઉસકે ખાવિન્દ ઝૈદને ભી હિંદા કે રહેને કે ઈન્તિઝામ મે કોઈ પેશ કદમી ન કી, જિસ કે બિના પર હિંદાકો ઉસકા બાપ અપને મૈકે લેગયા, ઈસ હાલત પર તકરીબન આઠ નવ સાલ ગુઝર ગયે, ઓર બાઝ લોગોને ઝૈદ સે ભી કહા કે તુ અપની બીવી કો લાના ચાહતા હે તો હમ લોગ સિફારિશ કરકે બુલવા સકતે હેં, ઓર જો શિકાયતેં ઓર તકાલીફ ઉન્કો તુ દફઅ કરદે. ઉસ પરભી ઝૈદને કોઈ તવજજુહ ન દી, ઓર ઉસને એક તલાકે સરીહ લિખ કર હિંદા કે વાલિદ પર ભેજ દી, ઉસ પર ખુદ ઝૈદ કી દસ્તખત હે, ઓર બાઅઝો કે સામને ઉસ એક તલાક કા ઈકરારભી કિયા હે ઓર અપની મુતલ્લકા બીવી કી ઈદ્દત ગુઝારને કે લિયે અપની તહરીરમે અપને મકાન પર બુલવાને કી કોઈ સરાહત નહી કી. ઓર કિસી મોઅતમદ શખ્સ કે હમરાહ અપને ઘર આકર ઈદ્દત

ગુઝારને કી ખબરભી ન ભેજી ઓર હિંદા ઉસકે ઘર જાકર ઈદ્દત ગુઝાર સકે એસી ઈતમીનાન બખ્શ સુરતભી ન થી, લિહાઝા હિંદા અપને બાપ કે ઘર રેહકર ઈદ્દત પુરી કર ચુકી. તલાક દેને કે બાદસે દો માહ ઓર નવ દિનમે ઈદ્દત તીન હેઝ ખતમ હો ચુકી, ઉસ્કે બાદ તરફેનકી તરફ સે પંચોને જમા હોકર હિંદા કા સામાન વગેરા જો ઝૈદ કે ઘર થા ઉસ્કો હિંદા કે ફરીકકો સુપુર્દ કિયા. ઓર મહર કી રકમ અદા કી ઓર ઈદ્દત કે અંદર ઝૈદને રૂજૂઅ ન કિયા, ઓર જબ સામાન લેનેકે લિયે પંચ જમા હુએ ઉસ વકતભી રૂજૂઅ કા દા'વા નહી કિયા, લિહાઝા અબ અગર આઈન્દા ઝૈદ રૂજૂએ તલાક કા દા'વા કરે તો કાબિલે કબૂલ હોગા યા નહી ?

દીગર ખાસ કાબિલે ઈસ્તિફસાર હે કે હિંદાને મઝકૂર તહરીર કે મુતાબિક ઈદ્દત અપને મૈકેમે ગુઝારી તો શરઅન ઈદ્દતકે ખર્ચકી મુસ્તહિક હોગી યા નહી ?

**જવાબઃ—૧૫૯/૨૫** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

وفى الهدايه واذاانقضت العدة فقال كنت راجعتها فى العدة_ فصدقته فهى رجعة وان كذبته فالقول قولها......

ઈદ્દત ગુઝર્યા પછી મરદ કહે કે મેં તારાથી ઈદ્દતના સમય ગાળામાં રૂજૂઅ કરી લીધું હતું અને તેની પત્નિ તેની વાત સાચી માને તો તેની વાત માંનવામાં આવશે. અને અગર પત્નિ તેને જુઠ કહે તો તેની વાતનો એતેબાર કરવામાં આવશે. કેમકે તે એવા વખતે ખબર આપી રહ્યો છે જયારે કે તેના માટે રૂજૂઅ કરવાનો સમય નથી.

જયારે કે વાસ્તવિક રીતે ઈદ્દત પુરી થઈ ગઈ છે. અને ઈદ્દતને લગતી બાબતો પણ આપસમાં નક્કી કરી લેવામાં આવી છે. તો હવે પતિના રૂજૂઅ કરવાનો દા'વો કરવો કબૂલ ગણાય.

પુછેલ સવાલમાં જયારે ઓરતે ઈદ્દતનો સમય ભલે પોતાના વાલિદના ઘેર વિતાવ્યો તો પણ ઈદ્દતના સમય ગાળાના ખર્ચો મેળવવાની હકદાર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી : ૨/૬૭૪)*

## ઈદ્દતમાં નિકાહ કરવા

**સવાલઃ– ૧૬૦/૨૬**

એક માણસે પોતાની પત્નિને ત્રણ તલાક આપી પછી તે સ્ત્રી એક માણસ સાથે ભાગી ગઈ હવે એ સ્ત્રીને એના માં–બાપ પોતાના ઘરમાં રહેવા દેવાનું ના પાડે છે, તેમજ બીજા સગા સંબંધીઓ પણ બન્નેવ સ્ત્રી પુરુષને કબૂલ કરવાનું ના પાડે છે. તો મઝકૂર હાલતમાં આ બન્નેવ સ્ત્રી પુરુષ ઈદ્દતમાં એક બીજા સાથે નિકાહ પઢી શકે છે કે નહી ? નિકાહ કેવી રીતે કરી શકે ? જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબઃ–૧૬૦/૨૬** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

સ્ત્રીની સાથે ઈદ્દતમાં નિકાહ કરવા જાઈઝ નથી, ઈદ્દત પુરી થયા પછી નિકાહ કરવામાં આવે.

સ્ત્રીને તલાક આપવામાં આવી તે વખતે જો સગર્ભા હશે તો તેની ઈદ્દત સુવાવડ થતાની સાથે જ પુરી થઈ જશે, અને સગર્ભા નહિ હોય તો જો તેને માસિક આવતું હશે તો ત્રણ માસિક આવી જવાથી ઈદ્દત પુરી થશે. અને જો માસિક ન આવતુ હોય અને તલાક આપવામાં આવી હોય તો તે તારીખથી ઈસ્લામી તારીખ મુજબ ત્રણ માસ પસાર થઈ જવાથી ઈદ્દત પુરી થયેલ ગણાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# પ્રકરણ – (૧૦)

## ‘‘ખુલઅ’’

### તલાક આપવા કરતાં ખુલઅ કરવું સારૂ

**સવાલ:– ૧૬૧/૧**

નીચે જણાવેલ મસ્અલાનો શરઈ દ્રષ્ટિએ ખુલાસો કરવા મહેરબાની કરશો.

એક પતિ અને એની પત્નિ વચ્ચે ભારે અણબનાવ છે સમાધાનના બધા પ્રયાસો કરવા છતા સમાધાન થઈ શકે તેમ નથી અને પત્નિ છુટાછેડા લેવા માંગે છે પતિને ત્યાં રહેવા માંગતી નથી. પરંતુ પતિ એને બોલાવી ઘરબાર માંડવા તૈયાર છે. અને એક વાતનો વાંધો પડવાથી પતિ નારાજ છે અને તે એકે પત્નિ બદચલન છે. અને આ પરિસ્થિતીમાં જો મામલો તલાક સુધી પહોંચે તો મહેરની રકમ, ઈદ્દતની ખાધા ખોરાકીની રકમ વગેરે શઈ હુકૂકની ચોખવટ કરશો.

બન્નેવની આર્થિક પરિસ્થિતી કમઝોર છે. જો તલાક થાય તો પતિ વાળા પત્નિના હક જેમકે મહેરની રકમ, ઈદ્દતની રકમ વગેરે માફ કરાવી લે અને પત્નિ અને પતિ વાળા માફ કરવા રાજી હોય તો ચાલે કે કેમ ? તે પણ જણાવશો.

તલાક થાય તો બન્ને પક્ષો એક બીજાની વસ્તુઓ જેમકે જણસો, વાસણો વિગેરે આપી દેવા રાજી છે. મહેર રૂપિયા ૧૨૭.૫૦ છે. ઈદ્દતની કેટલી રકમ આપવી ? તે પણ જણાવશો.

**જવાબ:–૧૬૧/૧** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

સવાલમાં દર્શાવેલ વિગત મુજબ મામલો તલાકની હદ સુધી પહોંચી જશે તો તેવી હાલતમાં પતિએ પોતાની પત્નિની મહેર અદા નહી કરી હોય તો અદા કરવી પડશે અને તલાક આપશે તો તેવી હાલતમાં જો પત્નિ

ગર્ભવતી નહી હોય અને માસિક આવતુ હશે તો ત્રણ માસિક અને જો માસિક આવતુ ના હોય તો ત્રણ માસ અને ગર્ભવતી હોય તો સુવાવડ સધી તેને ભરણ પોષણ પેટે રકમ તથા ઈદ્દત ગુજારવા માટે મકાન આપવું પડશે.

*(હિદાયા : ભાગ :ર)*

પત્નિ પોતાના પતિ સાથે સમાધાન કરવા માંગતી ન હોય અને તલાક લેવા માંગતી હોય અને બન્નેવમાં અણબનાવ છે તો તેવી સ્થિતિમાં બેહતર એ છે કે ખુલઅ કરવામાં આવે. પરંતુ ખુલઅમાં પતિ અને પત્નિ બન્નેવની ખુશી હોવી જરૂરી છે. પતિ પોતાની પત્નિને કહે કે તુ મહેર અને ઈદ્દતની ખોરાકી છોડી આપે તો હું તને છોડુ તો પત્નિ કહે મને માન્ય છે. આને શરીઅતની પરિભાષામાં ખુલઅ કહેવામાં આવે છે. જો પત્નિ કોઈ પણ રીતે ઘર માંડવા તૈયાર ના હોય તો ખુલઅ કરવું બેહતર છે.

*(હિદાયા : ર/૪૦૪)*

બે દીન્દાર માણસો આજના સમય પ્રમાણે જે ખાધા ખોરાકી નકકી કરે તો સાડા ત્રણ માસ આપવી પડશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## પતિ તલાક ન આપે તો ?

**સવાલ:– ૧૬૨/૨**

એક પત્નિ પોતાના પતિથી નારાજ રહે છે. અને તે પોતાના પતિથી છુટી થવા માંગે છે. અને પતિ તેને તલાક આપવા રાજી નથી, આ પરિસ્થિતીમાં પત્નિએ શું કરવું ?

**જવાબ:–૧૬૨/૨** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

નિકાહ હંમેશાના માટે થાય છે, તોડવા માટે નિકાહ કરવામાં નથી આવતા, પરંતુ જો પત્નિ અને પતિના વચ્ચે મન મેળાપ ના હોય અને નિભાવ અશકય થઈ જાય તો શરીઅતે છુટા છેડા માટેની તલાક, ખુલઅ વિગેરેની રીત બતાવી છે.

જેથી સહીહ તરીકા મુજબ નિકાહ થઈ ગયા બાદ જયાં સુધી પતિ–પત્નિના સંબંધમાં કોઈ મુશ્કેલી ઉભી ન થાય ત્યાં સુધી તલાક આપવી અને લેવી શર્ઈ દ્રષ્ટિએ યોગ્ય નથી, ગુનાહને પાત્ર છે.

શાદી થયા પછી પતિ અને પત્નિમાં બનતી નથી અને ઘર સંસાર બરાબર ન ચાલતો હોય તો અને પત્નિ,પતિનું ઘર વસાવતી ના હોયતો આવા સમયે "ખુલઅ" થઈ શકે છે. પરંતુ "ખુલઅ" કરવામાં બન્ને પક્ષોની સહમતી જરૂરી છે. "ખુલઅ" પત્નિ અને પતિમાં કોઈ એક કહે કે મહેરના બદલામાં અથવા અમુક રકમના બદલામાં હું "ખુલઅ" કરૂં છું, મને છુટી કરી દો અથવા છુટી કરી આપુ છું, બીજો પક્ષ પતિ કે પત્નિ તે જ બેઠકમાં તેની વાત માન્ય રાખે તો ઈસ્લામી શરીઅતમાં તેને ખુલઅ કહેવામાં આવે છે. *(શામીઃ૨/૬૦૭)*

આ પ્રમાણે ખુલઅ કરવાથી પત્નિને તલાક પડી જાય છે. અને જે માલ કે રકમ લેવા આપવાનું નકકી થયું હશે તે અદા કરવું પડશે પરંતુ જો પતિ તરફથી વાંક હોય તો પતિ માલ ના લે, અને સ્ત્રીનો વાંક હોય તો આપેલ મહેર અથવા તેથી વધુ લેવું યોગ્ય નથી. *(શામીઃ૨/૬૦૯, હિદાયા ભાગઃ૨)*

મિશ્કાત શરીફની એક હદીષ શરીફમાં છે કે કૈસના પુત્ર સાબીતની સ્ત્રી આપ (સલ.)ની ખિદમતમાં આવી અર્ઝ કરી કે મારા પતિથી હું તેની દીની કે સંસ્કારિક બાબતના કારણે નારાજ નથી. પરંતુ હું તેની સાથે મારા દિવસો વિતાવી શકુ એમ નથી અને નાફરમાનીથી ગુનેહગાર પણ બનવા માંગતી નથી તેથી મને રસ્તો કરી આપો. આપ (સલ.)તેણીને ફરમાવી દીધુ કે તારા પતિએ તને જે માલ બક્ષિસ આપ્યો છે તે તું તેને પરત આપવા રાઝી છે ? તેણી એ હા પાડી ત્યારે આપ (સલ.)એ પતિને ફરમાવ્યુ કે બાગ લઈને એને એક તલાક આપી છુટી કરી દો તમારા માટે એ સારૂ છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(મિશ્કાત :૨/૨૮૩)*

# પ્રકરણ – (૧૧)

# "ઈદ્દત"

## તલાક પછી ઈદ્દતનો સમય

**સવાલઃ– ૧૬૩/૧**

ઐયૂબની શાદી ફાતિમા સાથે થઈ, હવે ઐયૂબે બે–ત્રણ વર્ષ રાખવા પછી ફાતિમાને ત્રણ તલાક આપી છે તો ફાતિમા શરીઅતના હુકમ મુજબ કેટલા મહીના પછી યૂસુફ સાથે શાદી કરે ? તેનો જવાબ આપશો.

હવે બીજી વાત દાખલા તરીકે ફાતિમાની બીજી શાદી થઈ યૂસુફ સાથે અને યૂસુફે બે ત્રણ વર્ષ રાખી અને યૂસુફે ફાતિમાને ત્રણ તલાક આપી દીધી તો હવે ફાતિમા આગલા શોહર ઐયૂબ સાથે શાદી કરવા માંગે છે તો ફાતિમા કેટલા મહીના પછી ઐયૂબ સાથે શાદી કરે ? જેનો જવાબ તરત જ આપશો

**જવાબઃ–૧૬૩/૧** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

મજકૂર બહેનને જો માસિક આવતુ હોય તો ત્રણ માસિક આવે પછી અને જો માસિક ન આવતુ હોય તો ત્રણ માસ પછી (ઈસ્લામી તારીખ પ્રમાણે મહીનો ગણાશે) અને સગર્ભા હોય તો બાળકનો જન્મ થયા પછી યુસૂફ સાથે શાદી કરે.

યુસૂફ સાથે શાદી કર્યા પછી યુસૂફ તલાક આપે, અને તેની પણ ઈદ્દત ઉપર લખ્યા મુજબ પુરી થાય પછી પોતાના પહેલા ધણી ઐયૂબ સાથે નિકાહ કરવા માંગે તો કરી શકે છે. અલ્લાહ પાક વધુ જાણનાર છે.

*(હિદાયાઃ ૨/૪૭૯, ૪૦૨, ૪૦૩)*

## તલાક પછી ઈદ્દતનો ખર્ચ મળશે ?

**સવાલઃ– ૧૬૪/૨**

એક માણસ પોતાની દિકરીની સામે ચાલીને તલાક માંગે છે તો શું તેની ઈદ્દતનો ખર્ચ આપવો જરૂરી છે ?

**જવાબઃ–૧૬૪/૨** حامدًا و مصليًا و مسلما_ هو الموفق للصواب

ઈદ્દતનો ખર્ચ એ સ્ત્રીનો શર્ઈ હક છે, જે પતિના સિરે એક હાલતને છોડીને કોઈ પણ હાલતમાં માફ થતો નથી, ભલે પતિ પત્નિની રાજી ખુશીથી તલાક આપે કે પછી રાજી ખુશી વિના આપે, અને પત્નિ પોતે તલાક માંગે કે પતિ પોતે પત્નિની માંગણી વિના તલાક આપે.

માત્ર એક હાલતમાં ઈદ્દતનો ખર્ચ માફ થઈ શકે છે જયારે ઓરત પોતે તલાક માંગે (જેને શરીઅતની ભાષામાં ખુલઅ કહે છે.) અને એ શર્તે ખુલઅ કરે કે તલાકના બદલામાં હું ધણી પાસે થી મારો ઈદ્દતનો ખર્ચ નહી માંગુ અને માફ કરી આપુ છું તો ઈદ્દતનો ખર્ચ માફ થશે. બીજી કોઈ પરિસ્થિતીમાં માફ થશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ઈદ્દત દરમિયાન ખેતરમાં જઈ શકાય ?

**સવાલઃ– ૧૬૫/૩**

મારા પતિ ગુઝરી ગયા છે, આસરે ૪૦ દિવસ થયા છે મારી ઉમર ૬૦ વર્ષ ઉપરની છે મારે ઔલાદમાં માત્ર દિકરો જ છે. હાલ ખેતીની સીજન તૈયાર થઈ રહી છે, અને મારી ખેતી ઉપર મારા સિવાય કોઈ દેખરેખ રાખી શકે તેમ નથી, મઝકૂર સંજોગોમાં હું મારા ઘરેથી મારા ખેતરોમાં મારી ઈદ્દત પુરી થતા પહેલા જઈ શકુ કે કેમ ? તે જણાવશો.

**જવાબઃ–૧૬૫/૩** حامدًا و مصليًا و مسلما_ هو الموفق للصواب

આપ પોતાની ખેતીની દેખરેખ કરવા માટે ઈદ્દત પૂરી થતા પહેલા ખેતરે જઈ શકો છો, શરીઅતે આપને છૂટ આપી છે પરંતુ બેહતર એ છે કે આપ દિવસમાં અજવાળુ થતાં ઘરેથી નીકળો અને રાત્રે અંધારૂ થતા ઘરે આવી જાવો. જોકે જરૂરી કામ માટે રાત્રીના થોડાક ભાગમાં ઘરની બહાર રહી શકો છો. પરંતુ રાત્રી તો પોતાના ઘરે ગુજારવી જોઈએ.

وَالمتوفى عنها زوجها تخرج نهاراوبعض الليل ولاتبيت فى غيرمنزلها۔ اما المتوفى عنها زوجهافلانه لانفقة لها فيحتاج الى الخروج نهارا لطلب المعاش۔ (هدايه اولين:٤٢٨)

ઉપરના લખાણનો ભાવાર્થ એ જ છે કે જે સ્ત્રીના પતિનો ઈન્તિકાલ થયો હોય તેને રોઝી–રોટી કમાવવા માટે દિવસે અને રાત્રીના થોડા ટાઈમે ઘરની બહાર જવુ જાઈઝ છે. પરંતુ ઈદ્દતના દિવસોમાં રાત્રી પોતાના ઘરે જ ગુજારે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## પતિ જયાં કહે ત્યાં ઈદ્દત ગુઝારે

**સવાલઃ– ૧૬૬/૪**

એક મુસ્લિમભાઈએ એક મુસ્લિમ સ્ત્રી સાથે મુસ્લિમવિધી પ્રમાણે નિકાહ કર્યા હતા. પરંતુ શાદી પછી એ સ્ત્રીને એક બાળકનો જનમ થયો હતો, અને અમુક સમય પછી પત્નિ અને પતિ વચ્ચે ઝઘડો થવાથી પતિ પત્નિને ત્રણ વખત તલાક બોલી ગયો હતો. તલાક દર્મિયાન પત્નિ ગર્ભવતી હતી. પરંતુ આગળના જનમ થયેલ બાળકને ટીંબીની બીમારી થઈ ગયેલ છે. અને આ પત્નિ એ બાળકને રાખીને બીજા ઠેકાણે ઘરકામ કરવા જાય છે, અને એ બાળકની સંભાળ સારી રીતે રાખતી નથી, અને સમય પર દવા પીવડાવવાનો ખ્યાલ પણ રાખતી નથી. તો આ પતિ એના સંબંધીને ત્યાં આ પત્નિને ઈદ્દત પુરી થતા સુધી રાખી શકે છે કે કેમ ? એનું રાખવાનું કારણ એ જ છે કે બાળકની સંભાળ રાખે અને બાળકને દવા પીવડાવવાનો ખ્યાલ રાખે; તો એના માટે શરીઅત શું કહે છે ? ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબઃ–૧૬૬/૪** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

તલાક વાળી પત્નિના માટે જરૂરી છે કે જે મકાનમાં તલાક થતાં પહેલાં રહેતી હોય તે જ મકાનમાં તલાક પછી ઈદ્દત ગુજારે, અને તેણીને ઈદ્દતના જમાનામાં ખોરાકી મળે છે જેથી તેણીએ ઘરની બહાર કમાવા માટે નીકળવું જાઈઝ નથી.

સવાલમાં દર્શાવ્યા મુજબ પતિ જયાં કહે ત્યાં ઈદ્દત ગુજારે, અને છોકરાની પરવરિશ ઈદ્દતના જમાનામાં પતિની સામે કરે. ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા: ૨)*

## માસિક ન આવતુ હોય તે સ્ત્રીની ઈદ્દત

**સવાલ :– ૧૬૭/૫**

ઝૈદે પોતાની ઓરતને તલાક આપી તેના ગવાહ પણ હાજર છે. ઝૈદ જાણે છે કે તલાકની ઈદ્દત પુરી થયા પછી બીજાથી નિકાહ કરી અને બીજો માણસ પણ તલાક આપે તો તેની ઈદ્દત પુરી થયા પછી પહેલા માણસની સાથે રજામંદી હોય તો તેની સાથે નિકાહ કરી શકે છે. પરંતુ ઝૈદ કહે છે કે મારી ઓરતનું આપરેશન થયેલ છે હવે બાળક થવાનું કોઈ ઈમ્કાન નથી. તો શરીઅતના હુકમ પ્રમાણે હલાલો તો કરવો પડશે પરંતુ ઈદ્દતના બારામાં શું હુકમ છે ? કોઈ ગુંજાઈશ નિકળી શકે છે ?

**જવાબ:–૧૬૭/૫** حامدًا ومصليًا ومسلما ـ هو الموفق للصواب

સૂરતે મસ્અલામાં ઓપરેશન થયેલ ઓરતના માટે પણ ઈદ્દત ગુજારવી જરૂરી છે. માસિક આવે છે તો ત્રણ માસિક અને માસિક નથી આવતુ તો ત્રણ મહીના ઈદ્દત ગુજારવી પડશે નસબંદીની સૂરતમાં ફુકહાએ જે ઈલ્લત બતાવેલ છે તે ઈલ્લત ન હોવા છતાં તેને કરવી પડશે કારણ કે આ મસ્અલો નસથી સાબિત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# પ્રકરણ – (૧૨)
# "બાળકની પરવરિશ તથા ભરણ પોષણ"

## બાળકોની પરવરિશ

**સવાલઃ– ૧૬૮/૧**

એક લડકી કો જમાત કી તરફ સે ઉસ્કે ખાવિંદ કે યહાં ભેજી થી વો લડકી છે મહીને ઉસ્કે ખાવિંદ કે યહાં રહી ફિર ભી ૬ મહીને તક લડકી કે સાથ બિલકુલ કોઈ તરહકી બાતચીત નહી કી, લડકીને બહોત હી અપને ખાવિંદ સે બોલને કી કોશિસ કી ફિર ભી બોલા નહીં, ઓર ખાવિંદ સે માફી માંગી ફિર ભી બોલા નહી થોડા અરસા ગુઝર જાને કે બાદ લડકીને ખાવિંદ કો કહા કે બચ્ચો કે લિયે મેરે સાથ બોલો, ખાવિંદને કહાં કે મુજે તેરી પડી નહીં ઓર બચ્ચો કી ભી પડી નહીં. ચલી જા યહાં સે, બાદ મે ઉસ્ને ખુદ કે દોસ્ત કો કહા કે મેરે માં–બાપ કો કહો કે મેરી શાદી દુસરી ઓરત કે સાથ કરા દે, તો યે હકીકત લડકીને સુનલી, બાદ મે તો સાસુ નનંદ ભી બરાબર બોલતી નહી થી, લડકી યે બાતેં સુન કર રંજીદા હુઈ ઓર સોચા કે યહાં મેરા રેહના ઠીક નહીં, ઈસ કે બાદ લડકી અપને માં–બાપ કે યહાં ચલી આઈ તબ લડકી કો તલાક હુઈ નહી થી, લડકીકા શોહર ફિલ હાલ એક તલાક બોલા હૈ. દો તલાક બાકી હૈ, દુસરી બાત યે હે કે એક પાંચ સાલ ઓર દસ માહકા બચ્ચા હાલમે બાપ કે પાસ હે. ઓર સાડે તીન સાલકા બચ્ચા માં કે પાસ હે, તો માં ઈન દોનો બચ્ચો કી હકદાર હે કે નહી ? ઓર માં હકદાર હે તો કિતને સાલ તક હકદાર હે ? દુસરા સવાલ યે હે કે બાપ કા હક બચ્ચા પેદા હોતે હી હમેંશા કે લિયે લગ જાતા હે તો માં કા હક બચ્ચો પર બિલકુલ નહી લગતા ? ઈન સવાલો કે જવાબ આપ સાહબ ખુલાસે કે સાથ દેના.

લડકી કા શોહર દુસરી ઓરત કે સાથ તાઅલ્લુક રખતા હૈ, ઔર લડકી પર તીન સાલ સે ઝુલ્મો સિતમ કરતા હૈ.

**જવાબ:–૧૬૮/૧** حامدًا و مصليًا و مسلما ۔ ھو الموفق للصواب

મર્દને જબ એક તલાક અપની બીવી કો દી હે, ઓર મર્દ ઈદ્દત ખતમ હોને તક અપની ઓરત કી તલાક સે રૂજૂઅ નહીં કરેગા તો ઓરત ઓર મર્દમેં જુદાઈ હો જાએગી એસી સૂરત મેં જીસ લડકે કી ઉમર સાડે તીન સાલ હે ઉસ લડકે કી પરવરિશ કા હક ઓરત (માં) કો હે, માં કો યે પરવરિશ કા હક સાત સાલ કી ઉમર તક રહેંગા, ઓર જબ બચ્ચા સાત સાલ કા હો જાએગા તો માં કા હક ખતમ હો જાએગા, ઓર જીસ લડકે કી ઉમર સાત સાલ યા ઉસસે ઝાઈદ હે તો ઉસકી પરવરિશ કા હક માં કો નહી હે.

*(શામી:૨/૬૮૭, ૬૯૫)*

બચ્ચે કી પરવરિશ કે લિયે માં કા આકિલા, બાલિગા, આઝાદ હોના ઓર ફાસિકા ન હોના શર્ત હે. *(બદાએ ઉસ્સનાએઅ :૩/૪૧)*

ઈન શરાઈત કે સાથ યે ભી શર્ત હે કે બચ્ચે કે માં–બાપ કે દર્મિયાન જુદાયગી કે બાદ માં ને કિસી અજનબી (બચ્ચે કે ગેરમહરમ) સે શાદી ન કી હો ઓર વો મુરતદ ન હો ગઈ હો, અલબત્તા બચ્ચે કી માં ને બચ્ચે કે કિસી એસે રિશ્તેદાર સે શાદી કી જો બચ્ચે કા મહરમ હે તો એસી સૂરતમે માં કા પરવરિશ કા હક ખતમ નહી હોગા, જેસે ચચા કે સાથ શાદી કી હો.

*(ફતહુલ કદીર :૩/૩૧૪)*

(૨) આપકા યે સવાલ કે બાપકા હક બચ્ચા કે પૈદા હોતે હી લગતા હે હમેંશા કે લિયે, માં કા હક બચ્ચો પર બિલકુલ નહી લગતા, તો આપકા યે સવાલ ઈલ્મે દીનસે નાવાકિફિય્યત કી વજહસે હે. કુર્આન ઓર હદીષ મે માં ઓર બાપ કે હુકૂક જો ઔલાદ પર હે ઉસ્કો અદા કરને કી તાલીમ દી હે. બલ્કે એક હદીષ શરીફ મે તો માં કા હક બાપ સે ભી ઝયાદહ બયાન કિયા ગયા હે. અબૂ હુરૈરહ (રદિ.) સે રિવાયત હે કે એક શખ્શને રસૂલુલ્લાહ (સ.અ.વ.)સે દર્યાફત કિયા કે મુજ પર ખિદમત ઓર હુસ્ને સુલૂક કા સબસે ઝયાદહ હક કિસ કા હે ? આપને ઈર્શાદ ફરમાયા કે તુમ્હારી માં, મે ફિરસે કેહતા હું કે તુમ્હારી માં, મે ફિરસે કહેતા હું કે તુમ્હારી માં. ઉસ્કે બાદ તુમ્હારે બાપ કા હક હે, ઉસ્કે બાદ તુમ્હારે કરીબી રિશ્તેદાર હો, ફિર જો ઉસ્કે બાદ કરીબી રિશ્તેદાર હો. *(મઆરિફુલ હદીષ:૬/૪૬)*

બચ્ચે કે માલમે જીસ તરહ બાપ કા હક લગતા હે ઈસ તરહ માંકા હક લગતા હે બાપ અગર બેસહારા હે તો બાપકી પરવરિશ ઓર જીમ્મેદાર બચ્ચે કો ઠેહરાયા હે. ઈસ તરહસે માં અગર બે સહારા હે તો ઉસકી પરવરિશ કરનેકા જીમ્મેદાર બચ્ચે કો ઠેહરાયા હે.

અબ રહા યે કે ૬ સાલ કે બાદ યાઅની કે બચ્ચા ખુદ ખાને પીને લિબાસ પહનને ઓર ઈસ્તિન્જા કરને લગે તો ઉસ્કી પરવરિશ કા હક માં સે બાપ કી તરફ કયું મુનતકિલ હો જાતા હે ? કયું કે બચ્ચા તાલીમ વ તર્બિય્યત કા મોહતાજ હોતા હે ઓર તાલીમ વ તર્બિય્યત કી જીમ્મેદારી બાપકે જીમ્મે હે, જો બાપ હી અચ્છે તરીકે સે અદા કર સકતા હે. માંકા સિર્ફ પરવરિશી હક હી ખતમ હોતા હે ન કે દુસરે હુકૂક. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## બાળકની પરવરિશનો હકક કોનો ?

**સવાલ:– ૧૬૯/૨**

એક છોકરાની એક છોકરા સાથે ઈસ્લામી શરીઅત પ્રમાણે આશરે આઠથી નવ વર્ષ પહેલા શાદી થઈ હતી અને એ શાદીથી અલ્લાહ તઆલાએ બે ફરજંદ અતા કરેલા છે એક દિકરાની ઉમર ૭ વર્ષની છે અને નાના દિકરાની ઉમર અઢી થી ત્રણ વર્ષની છે. સંજોગોવસાત ઘણા વર્ષથી એ મિયાં બીબીના સંબંધોમાં અણબનાવ ચાલે છે અને એમની અંદરની તકરાર કાઢી એમનુ સંસાર સુખેથી ચાલે એવી જમાતના આગેવાનોએ આશરે ત્રણ–ચાર વખત કોશિશ કરી છોકરીને છોકરાના ઘરે મોકલવા ફરજ પાડેલી તેમ છતાં આજે આશરે સાત, આઠ મહીનાથી એ બન્ને મિયાં–બીબીના સંબંધો ઘણા જ વધારે પ્રમાણમાં બગડેલા હોવાથી એમને હવે એમનું સંસાર કોઈ પણ હિસાબે આગળ ચાલે એવું નથી તેમજ ઈત્તેફાક પણ થાય એવું નથી અને બન્ને પક્ષો તલાક લેવા તૈયાર છે એવા સંજોગોમાં તેમના બાળકોની જવાબદારી શરીઅતની રૂએ કોને સોંપવી ? અને કોણ હકદાર છે ? એનો ખુલાસા વાર જવાબ આપના સિકકા સાથે આપવા નમ્ર અરજ છે.

**જવાબ:–૧૬૯/૨** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

સવાલમાં જણાવ્યા અનુસાર પતિ–પત્નિના વચ્ચે નિભાવની કોઈ સૂરત ન નીકળે અને પતિ–પત્નિમાં જુદાઈ થઈ જાય તો તેવી સ્થિતિમાં જે

છોકરો ત્રણ વર્ષનો પત્નિના ખોળામાં છે તે છોકરાને પાલીને ઉછેરવાનો હકક માંનો છે બાપ તેને છીનવી શકતો નથી પણ છોકરાની ખોરાકી પોશાકીનો ખર્ચ બાપે આપવો પડશે માંને છોકરાને પાલીને ઉછેરવાનો હક સાત વર્ષની ઉમરનો નહી થાય ત્યા સુધી રહેશે. સાત વર્ષનો થઈ ગયા પછી માંનો હક ખતમ થઈ જશે જેથી બાપ તેને બળજબરીથી પણ લઈ શકે છે.

*(હિદાયાઃ ૨/૪૧૪)*

અને જો છોકરો સાત વર્ષનો થઈ ગયો હોય તો તે છોકરાના હકદાર બાપ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## માં, પોતાના બાળકોની પરવરિશની હકદાર છે

**સવાલઃ—૧૭૦/૩**

એક પતિ તથા પત્નિને બે છોકરાઓ છે, પતિ પત્નિમાં કોઈ સંજોગોને કારણે પત્નિને પોતાના ઘરે કાઢી મુકી છે. (તલાક આપી નથી) હાલના સંજોગો એવા છે કે (ખુદા ન કરે) તલાક પણ આપી દે તેઓને જે બે છોકરાઓ છે તેઓની ઉમર એકની બે વર્ષની છે તથા બીજા છોકરાની ઉમર ચાર વર્ષની છે. જેમાંથી એક છોકરો તેની માં પાસે છે તથા બીજો છોકરો તેના બાપ પાસે રહે છે, પત્નિને દિકરાની જુદાઈને કારણે ઘણો જ ગમ છે તેના ગમને કારણે તેના દાંત પકડાઈ જાય છે અને ખેંચ આવી જાય છે. તો આ હાલતમાં છોકરાઓ શર્ઈ દ્રષ્ટિએ આ ઉમરે કોની પાસે રહે અને કયાં સુધી રહે ? તેનો ખુલાસો મોકલવા દરખ્વાસ્ત કરૂ છું.

**જવાબઃ—૧૭૦/૩** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

માં પોતાના બાળકોની પરવરિશ અને તરબિયતની હકદાર છે. નિકાહમાં હોય તો પણ અને તલાક થયા પછી પણ; છોકરા હોય તો બાલિગ થાય ત્યાં સુધી માં પોતાના બાળકોને જે પરવરિશના હક છે એ શર્તે કે શરીઅતના કોઈ કારણસર માંને પરવરિશના હકથી વંચિત રાખી ના હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ ૨/૮૭૧,૮૮૧)*

## ભરણ પોષણનો હકક

**સવાલઃ— ૧૭૧/૪**

મારી છોકરીની તલાક થયાને લગભગ દોઢ વર્ષ ઉપર થયું છે, મહેર

તથા ખોરાકીના પૈસા વિગેરેનો પંચો રૂબરૂ નિકાલ થઈ ગયો છે, પરંતુ તેની એક નાની બેબી (મારી નવાસી) હાલ લગભગ ૧ વર્ષથી મારી પાસે છે સામે વાળાએ "માસૂમ" બેબીને કાયમ માટે લઈ જવા માંગે છે પરંતુ એની માં એને છોડવા માંગતી નથી એવી પરિસ્થિતીમાં અમોએ માત્ર બેબીનો ભરણ પોષણ ખર્ચ સીધી રીતે ન મળતા કોર્ટ રાહે ખોરાકીની માંગણી કરેલ છે, તો સવાલ આ છે કે એની માં પાસે નાની બેબીને શરીઅત રૂએ કેટલી ઉંમર સુધી રાખવાનો હુકમ છે ? છેલ્લામાં છેલ્લી હદ કેટલા વર્ષ સુધી છે ? તો આપ બરાએ કરમ સચોટ જવાબ આપવા મહેરબાની કરશો બનવા જોગ છે કોર્ટમાં રજુઆત થઈ શકે.

**જવાબઃ–૧૭૧/૪** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

પતિ–પત્નિમાં જુદાઈ થઈ ગઈ અને તલાક મળી ગઈ અને તે પતિ–પત્નિના ખોળામાં બાળક છે, તે બાળકને પાળીને ઉછેરવાનો હકક માંનો છે, બાપ તેને છીનવી શકતો નથી પણ છોકરાની ખોરાકી પોશાકીનો ખર્ચ બાપે આપવો પડશે.

જો માંએ ગેરમહરમ સાથે નિકાહ કરી લીધા તો હવે તે બાળકને ઉછેરવાનો હક માં નો રહશે નહી. અલબત્ત જો તે જ બાળકના કોઈ એવા સગા સાથે નિકાહ કર્યા કે જેની સાથે નિકાહ દુરૂસ્ત થતા નથી, જેમકે તે બાળકના કાકા સાથે નિકાહ કર્યા અથવા એવું જ કોઈ બીજુ સગપણ હોય તો માંને ઉછેરવાનો હકક બાકી રહેશે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ ૨/૬૮૭)*

## પત્નિનો દવાનો ખર્ચ

**સવાલઃ– ૧૭૨/૫**

(૧) અમારી છોકરીની ૧૪મી ફેબ્રુઆરીના રોજ શાદી થઈ હતી શાદી પછી સાસરીમાં છોકરી ગયા પછી ૫ દિવસ બીમારીમાં પકડાઈ ગઈ તો સાસરી વાલાઓએ એક અઠવાડિયા જેટલી દવા કરી પછી અત્રે અમારે ઘેર મોકલી આપી, બહાનું એમ બતાવ્યુ કે અમારા ઘરમાં લોકો ખુબ આવે છે અને જગ્યા નથી ત્યાર પછી અમોએ છોકરીને સારૂ થાય એ માટે ૧૪૦૦૦ થી ૧૫૦૦૦ ની દવા અને આલિમ લોકોના ઈલાજો કરાવ્યા છે

છોકરીને ૭૫ ટકા અત્યારે રાહત છે, છોકરીના દવાના ખર્ચ વિષે શરીઅતનો શું હુકમ છે ? માં–બાપ આપે કે સાસરી પક્ષ આપે ? વિગત આપશો.

(૨) અત્યારે છોકરી અમારે ઘેર દવા કરે છે સાસરી પક્ષથી એક બે માસ પછી છોકરીની ખબર અંતર પુછવા પણ આવતા નથી બે ત્રણ વખત લઈ ગયા પછી બીજો કે ત્રીજો દિવસ થાય છે એટલે ઘરે મુકી જાય છે, અને સારૂ થાય એટલે બોલાવી જઈશુ એમ કહી અત્રે જ રહેવા દીધી છે. અને હાલમાં કોઈ પણ કારણ કે મશ્વેરા વગર છોકરીને તલાક આપી પોષ્ટમાં રવાના કરેલ છે અમારી મરજી તલાક લેવાની ન હતી છતાં અમને પુછયા વગર તલાક બળજબરી થી વચેટીયા માણસને ઘેર મુકી ગયા છે. અમારે એ લેવી કે નહી ? તેની વિગત લખશો.

(૩) અમોએ તલાક માંગી નથી, અને છોકરીની મરજી સાસરીમાં જવાની છે છતાં એ લોકોએ તલાકમાં બહાનુ લખ્યુ છે કે આપની મરજી મુજબથી આ કામ થયું છે. તો જુઠા બહાના હેઠળ તલાક મંજુર થાય કે કેમ ? તેની વિગત લખશો.

(૪) અમારા વડીલો કે વાલી વારસોને કાંઈ પણ પુછયુ નથી કે મશ્વેરો કર્યો નથી છતાં એમને લખ્યુ છે કે આપણા વડીલોની મરજીથી આ કામ થયુ છે તો શું આ જુઠા લખાણ વિશે આપણી શરીઅત શું કહે છે ?

(૫) અમારી ચીઝ વસ્તુઓ અને અઢી તોલા જનસ સાસરી પક્ષે પડી છે છતાં એમ લખ્યુ છે કે તમોને આપી દીધી છે. તો ન મળવા છતાં "આપી દીધી" એમ લખ્યુ છે કે "તમો પાછળથી આ બાબતે કોર્ટ જશો તો એ ચાલી શકશે નહી" એ બાબતે આપણી શરીઅત શું ખુલાસો આપે છે ?

(૬) શાદી નકકી થયા પછી છોકરો સાઉદી ૧૫ દિવસે જતો રહેવાનો છે માટે ૧૫ દિવસમાં જલ્દી શાદી કરાવી જુઠુ બોલી વધુ ખર્ચો કરાવ્યો, અને આજ સુધી સાઉદી ગયો નથી, તો શાદીના ૨૫૦૦૦ ખર્ચો માંગી શકાય કે નહી ? તે વિશે શરીઅત શું કહે છે ?

(૭) છોકરીને મહેરના ૨૫૧ રૂપિયા રોકડા આપ્યા છે, મહેરની રકમને ઈદ્દતની રકમ લખાવી છે અને એમ કહે છે કે તમને મહેર અને ઈદ્દત

(ખુણે બેસવાની રકમ) રોકડી આપી દીધી છે, તો શું મહેર અને ઈદ્દતની રકમ એક ગણાય કે જુદી ? તેની વિગત લખશો.

(૮) આપણી શરીઅત સલાહ મશ્વેરો અને શાંતિ ભાઈચારાનો હુકમ આપે છે છતાં કોઈ પણ જાતની તકરાર કે છોકરીની ચાલચલગત કે અન્ય કોઈ પણ જાતની ફરિયાદ ન હતી છતાં અમને ઊંડા ખાડામાં ઉતારી છોકરીની તબીયત ખોટી કરવાથી એટલે કે છોકરીને સાસરીમાં જતાં માસિક આવવાથી છોકરાએ એને દવા કરાવી અટકાવી દીધુ અને દવાની ગરમી મગજ પર ચઢી ગઈ, આથી છોકરીને હિસ્ટેર્યા જેવું થઈ ગયું છે અને પોતે બિન્દાસ થઈ છોકરીના જીવનની ફિકર રાખ્યા વગર છુટી કરી દીધી, તો એવાને સમઝ આપવા માટે કોર્ટખાનામાં જવા માટે શરીઅત શું કહે છે. તેની વિગત એક, બે, દિવસમાં આપવા મહેરબાની કરશો, આથી અમારે ન્યાય માટે આગળ વધવાની જરૂર છે, તો અમને શરીઅતથી માર્ગદર્શન મળે.

(૯) અને મૌલાના સાહબ જો આપણો સમાજ શરીઅતને બાજુ પર મુકી એક માફી ન્યાય આપે તો મારે કોર્ટમાં જવું કે નહી શરીઅત શું કહે છે.

**<u>જવાબઃ–૧૭૨/૫</u>** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

(૧) સ્ત્રી બીમાર પડી તો બીમારીની મુદ્દતની ખોરાકી, પોશાકી લેવાની હકદાર છે, પછી ગમે ત્યાં હોય ચાહે તો તે ધણીના ઘેર બીમાર પડે અથવા પોતાના પિયરમાં પણ જો બીમારીની હાલતમાં પતિ તેણીને બોલાવે છતાં તે સાસરીમાં ન જાય તો હવે તે ખોરાકી તથા પોશાકીનો હક તેણીનો જતો રહયો, બીમારીની હાલતમાં માત્ર ખોરાકી, પોશાકીનો ખર્ચ તેણીને મળશે, દવા ઈલાજ વિગેરેનો ખર્ચ પતિ પર વાજિબ નથી, તેણી પોતાની પાસેથી ખર્ચે, પતિ આપે તો તેનો ઉપકાર છે. બીમાર પડયા પછી જેટલી મુદ્દત આપના ઘેર રહી છે તેની ખાધા ખોરાકી પોશાકીનો ખર્ચ આપ ધણી પાસે થી લઈ શકો છો. દવા ઈલાજના પૈસા પતિ માટે અદા કરવા જરૂરી નથી. *(શામીઃ૨/૭૦૧,૭૦૨,બહરઃ૪/૧૯૭,૧૯૮,ફતાવા કાઝીખાનઃ૧/૧૯૪,૧૯૫)*

(૨–૩–૪) તલાક આપવાનો એખ્તિયાર માત્ર પુરૂષને જ છે, જયારે પુરૂષે તલાક આપી તો તલાક થઈ ગઈ. કારણસર તલાક આપે કે વગર કારણે પુરૂષ અને સ્ત્રી બન્નેવ પક્ષના મશ્વેરાથી તલાક આપે કે વગર

મશ્વેરાથી ! જોઈએ તો તેણી તલાકને મંજુર રાખે કે ન રાખે, દરેક રીતે તલાક થઈ ગઈ, સ્ત્રીનું એમા કાંઈ ચાલતું નથી.

*(શામીઃ૨/૪૬૧, ફતાવા આલમગીરીઃ૨/૩૫૩)*

(૫) ઈસ્લામી અદાલતમાં (આપણા ભરૂચ જિલ્લામાં પણ ઈસ્લામી અદાલતનું સ્થળ દારૂલ ઉલૂમ માટલીવાલા ભરૂચ છે.)

માત્ર પતિના કહેવાથી કે મેં આપનું સોનું તથા તમારો સામાન આપી દીધો છે તેની વાત માની લેવામાં આવશે નહીં બલકે તેની પાસે તેના પુરાવાઓ માંગવામાં આવશે. શાક્ષીઓ (જે બે દીનદાર પુરૂષ અથવા એક દીનદાર પુરૂષ અને બે સ્ત્રીઓ) ઈસ્લામી કોર્ટમાં શાક્ષી આપે કે, અમારી રૂબરૂ ફલાણા વખતે ફલાણી જગ્યાએ સ્ત્રીના હાથમાં કે તેના ફલાણા સગા વહાલાઓને કે જેને સ્ત્રીએ પોતાની આ વસ્તુઓનો કબજો મેળવવાનો અધિકાર આપ્યો હોય, તેને સુપરત કરેલ છે. એ પ્રમાણેની શાક્ષી આપશે.

ઈસ્લામી કોર્ટ માન્ય રાખશે જયારે કે એ ગવાહો શરીઅતે ગવાહો માટે જે રૂપરેખા નકકી કરી છે તે પ્રમાણે હશે શઈ અદાલત પુરૂષના તરફેણમાં ફેસલો આપશે, અને જો પુરૂષ ગવાહો રજુ નથી કરી શકતો, તો તેવી હાલતમાં જો પુરૂષ સ્ત્રી પાસેથી સોગંદ લેવાનો આગ્રહ કરે અને સ્ત્રી માંગણી મુજબ સોગંદ ખાઈ લેશે તો શઈ અદાલત સ્ત્રીના દાવાને માન્ય રાખશે. અને પુરૂષને સ્ત્રીની વસ્તુઓ સુપરત કરવાનો આદેશ આપશે. અને જો સ્ત્રી સોગંદ ખાવાનો ઈન્કાર કરશે તો પુરૂષની તરફેણમાં ફેસલો આપશે.

*(હિદાયા આખિરૈનઃ૩/૧૮૬)*

(૬) પુરૂષના પક્ષવાળાઓ વહેલી તકે શાદી કરવા માટે જો જુઠી રજુઆત કરી હશે તો તે ગુનેહગાર થશે, જુઠી રજુઆત કરીને શાદી વહેલી કરાવીને ખર્ચો વધુ કરાવ્યો તે ખર્ચ શઈ દ્રષ્ટિએ લેવાને પાત્ર નથી.

(૭) મહેર તે માલનું નામ છે જે નિકાહના કારણે સ્ત્રીની જાતથી ફાયદો ઉઠાવવાના બદલામાં આપવામાં આવે છે. નિકાહે સહીહ હોય કે નિકાહે ફાસિદ અથવા ગલત ફેહમીના કારણે સોહબત થઈ ગઈ હોય.

અલ્લામા શામી (રહ.)એ મહેરને સ્ત્રીની શરમગાહની માલિકીનું એવજ કહયુ છે. *(શામીઃ૨/૩૭૫)*

અને તલાક શુદા સ્ત્રીને ઈદતના સમયમાં જે ખર્ચ મળે છે તે પણ નફકહ છે. સ્ત્રી પુરૂષના ત્યાં રોકાયેલી રહે છે તેના કારણે નફકહ વાજિબ થાય છે. તલાકની ઈદતના સમયમાં સ્ત્રી પુરૂષના હકના ખાતર રોકાયલી રહે છે. નિકાહના હેતુઓમાંનો એક હેતુ ઔલાદ પણ છે, અને ઔલાદના રક્ષણ માટે ઈદત વાજિબ છે. *(શામીઃ૨/૭૨૬)*

ફુકહાએ કિરામના ઉપરના મંતવ્યોના કારણે તલાક શુદા સ્ત્રીની મહેરની કુલ રકમ (જો તેણી સાથે સોહબત થઈ હોય અથવા એકાંતમાં મેળાપ થયો હોય કે જયાં સોહબતથી રોકનાર કોઈ માણસ નથી) ઉપરાંત ઈદત દર્મિયાનનો ખાધા ખોરાકી પોશાકીનો ખર્ચ પણ પુરૂષના સિરે વાજિબ છે. ઈદતની રકમમાં મહેરની રકમ શામેલ નથી. ઈદતનો ખર્ચ અલગ આપવો પડશે.

(૮) આપની વાત બિલકુલ સાચી છે ઈસ્લામ સલાહ મશ્વેરો શાંતી અને ભાઈચારાની તાલીમ આપે છે, પરંતુ તેનો અર્થ એવો નથી કે ઈસ્લામની તાલીમને કોઈ છોડી આપે તો આપણે પણ છોડી આપીએ ! બલકે આવા સમયના માટે જ ઈસ્લામે તાલીમ આપી છે કે બદલો લેવાની કે વેર ભાવના ત્યજી દઈને દરગુજર અને માફ કરી અને સુલેહ શાંતીથી કામ લો અને શૈયતાનને હસવાની તક ન આપો. આવી બાબતો ઉપર અમલ કરવાથી અલ્લાહપાક દુનિયા અને આખિરતમાં ઘણો મોટો બદલો આપશે.

(૯) સામા પક્ષવાળા શર્ઈ હુકમો ઉપર અમલ કરવા માટે તૈયાર ના હોય તો તેના લઈને આપણે શરીઅતનો દામન છોડી આપવો એ ઈમાન અને ઈસ્લામનો તકાજો કયાં છે ? આપણે ઈસ્લામી તાલીમ મુજબ અમલ કરવો, કોર્ટ કચેરીએ જવાનું છોડી દઈ મુસ્લિમ લવાદો અથવા મહકમએ શર્ઈય્યહ જી.ભરૂચ મારફતે પોતાના ઝઘડાઓનો નિરાકરણ લાવવામાં ભલાઈ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## <u>તલાક શુદા શિક્ષિકાનું ભરણપોષણ</u>

**<u>સવાલઃ– ૧૭૩/૬</u>**

વિષયઃ– તલાક શુદા સ્ત્રીના ભરણપોષણ બાબત

એક દિકરી પ્રાથમિક શાળામાં શિક્ષિકાની ફરજ બજાવે છે. તેની

તલાક થતા ઈદ્દત દર્મિયાન ભરણપોષણ લઈ શકાય ? લઈ શકાતુ હોય તો માસિક કેટલા રૂપિયા ? જાણ કરશો.

**વિષય:– પ્રસુતિ દર્મિયાનના ખર્ચ બાબત**

પ્રથમ પ્રસુતિ માટે નોકરી કરતી દિકરી પોતાના બાપના ત્યાં આવે છે. ત્રણ માસ જેટલો સમય બાપના ત્યાં રહે છે. એનો જે પગાર એ દર્મિયાન આવે છે તેનો હક કોનો ?

**વિષય:– ઘર વખરીમાં વસાવેલ વસ્તુના ભાગ બાબત**

મારી દિકરી જયારે નિકાહમાં હતી ત્યારે બન્નેના પગારમાંથી ગોદરેજ કબાટ, પંખો, ટેબલ, વાસણ મુકવાનું કબાટ વિગેરે વસાવેલ તેમાં અર્ધો ભાગ મળે કે કેમ ?

**જવાબ:–૧૭૩/૬** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

શિક્ષિકા સ્ત્રીનું ફરજ બજાવવા દર્મિયાન તલાક મળે તો તે શિક્ષિકા સ્ત્રી ઈદ્દતમાં બેસે ત્યાં સુધીની ખોરાકી પોશાકી તથા રહેવાનું ઘર લેવાની હકદાર છે. *(હિદાયા:ર/૪ર૩, શામી:ર/૭૦૧)*

(ર) શિક્ષિકા સ્ત્રીને જે કંઈ પગાર મળે છે. તેના હકદાર શિક્ષિકા જ છે ભલેને તે બાપના ઘેર રહે કે પોતાના ધણીના ઘરે, અને ધણી ઉપર તેની ખોરાકી, પોશાકી અને ઘર આપવું જરૂરી છે. હાં જો ધણીના ઘેર હોય અને ધણી ના પાડે તે છતાં પણ નોકરી છોડે નહિં તો તેવી હાલતમાં તે નાફરમાન ગણાશે. જેના લઈને ખાધા ખોરાકી નહિં મળે. પરંતુ પગારની હકદાર તો શિક્ષિકા ઓરત જ છે. *(શામી:ર/૭૦૩)*

(૩) સ્ત્રી અને પુરૂષ બન્નેવ થઈને જે ઘર વખરીનો સામાન ખરીદ કર્યો છે. તેમાંથી દરેકને જેટલી રકમ આપી હશે તે મુજબ હિસ્સો મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ભરણ પોષણ વિષે વિસ્તારપૂર્વક માહિતી

**સવાલ:– ૧૭૪/૭**

કયા શરીઅતે ઈસ્લામિય્યા મે શોહર પર બીવી કા નફકા વ મિસ્કિન કી ઝિમ્મેદારી હોતી હે ? ખ્વાહ બેવા હો યા મોહતાજ યા માલદાર હો ઓર ગેર જરૂરતમંદ હો ?

યે ઝિમ્મેદારી કિન વુજૂહ સે આઈદ હોતી હે ઈસકી બુનિયાદ કયા હે? ઓર ઉસકી મુદત કિતની હે કયા બાદ તલાક વ ઈન્કિઝાએ મુદતે ઈદત ભી યે ઝિમ્મેદારી બાકી રેહતી હે અગર નહી તો કયૂં ?

અગર મુતલ્લકા ઈન્કિઝાએ મુદતે ઈદત કે બાદ નફકા વ સુકના કી મુસ્તહિક નહી રેહતી જેસા કે કુતુબે ફુકહા કી તસરીહાત સે મઅલૂમ હોતા હે, તો યે સવાલ અપની જગા પર બાકી રેહતા હે કે ઈસ્લામ કા કાનૂને ઈઝદિવાજ જિસ કે મુતઅલ્લિક મુસલમાનોં કા ઈમાન હે કે વો તમામ અફરાદે મુઆશરા કે લિયે આદિલાના વ મુન્સિફાના વ રહીમાના કાનૂન હે, ઔર ઔરતોં કે લિયે કયા ઈન્તિઝામ કરના હે જિન કો ઉન કે શોહરોં ને ઐસી ઉમરમેં તલાક દી હો જબ કે વો નિકાહ કે કાબિલ ન હો ઔર ન ઉનકે ગુઝર બસર કા કોઈ સરોસામાન હો ઔર જિન કા હવ્વા બના કર સુપ્રિમ કોર્ટને હાલિયા ફેસલેમેં કાનૂન ફોજદારી દફઆ ૧૨૫ કો ઉસકી મુશ્કિલાત કા હલ કરાર દિયા હે. હાલાં કે યે દફઆ ઈસ્લામ કે પર્સનલ લા સે સરીહ તોર પર મુતસાદિમ હેં.

ફુકહાએ ઈસ્લામ ઝી રહમ મહરમ પર (ઔલાદ ઓર વાલિદૈન વ ભાઈ–બહન) મોહતાજ રિશ્તેદારોં કી કફાલત કી ઝિમ્મેદારી આઈદ કરતે હેં, લેકિન મૌજૂદા હાલાત કે પેશે નઝર અગર રિશ્તેદાર કફાલત કે કાબિલ ન હોં તો ઈસ્લામી નુકતએ નઝર સે મુતલ્લકા ઓરત કે ગુઝર બસર કા કયા કોઈ ઈન્તિઝામ હો સકતા હે ?

કુર્આને કરીમ સૂરએ બકરા કી આયત નં. ૨૪૧

وَلِلْمُطَلَّقٰتِ مَتَاعٌۢ بِالْمَعْرُوْفِ ؕ حَقًّا عَلَى الْمُتَّقِيْنَ ﴿۲۴۱﴾

જિસ સે સુપ્રિમ કોર્ટ ને બાદ ઈદત કે ભી વુજૂબે નફકા કે સિલસિલા મે ઈસ્તિદલાલ કિયા હે, ઈસ મે હર મુતલ્લકા કો મતાઅ દેને કા હુકમ હે. યે મતાઅ એક કિસમ કી યક મુશ્ત ઈમદાદ હે. જિસ કા મકસદ તાલીફે કલ્બ હે, ઈસ સે નાનનફકા મુરાદ નહી લિયા જા સકતા, મગર ઈસ કી મિકદાર મે બળા તવસ્સુઅ હે હઝરત હસન વ હઝરત મુગૈરા બિન શોઅબા (રદિ.) કે મુતઅલ્લિક લિખા હે કે વો અપની મુતલ્લકા બીવીયોં કો દસ હઝાર દિયા કરતે થે. યે દસ હઝાર દિનાર હોતે થે યા દિરહમ ! ઉસકી તસરીહ નહી હે.

બહર હાલ ઈન રિવાયાત કે પેશે નઝર અગર અદાલત મોહતાજ મુતલ્લકાત કે લિયે યકમુશ્ત કોઈ બળી રકમ અદા કરના શોહર પર લાઝિમ કર દે જબ કે બઆઝ અકાબિરીનને મતાઅ કો હર મુતલ્લકા કે લિએ વાજિબ કરાર દિયા હે. તો કયા શરીઅતે ઈસ્લામિય્યા કી રૂ સે યે અમલ કાબિલ ન હોગા ?

**જવાબ:–૧૭૪/૭** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

નફકા હબ્સે ઝવજા કા હે જિસમેં ખોરાક, લિબાસ ઓર મકાન શામિલ હે. શોહર કો શરિઅતને યે હક દિયા હે કે વો અપની ઝવજા કો રોકે રખે અપને પાસ. જિસકા મુઆવજા નફકા કી સૂરત મે અદા કરના વાજિબ હે, ઉસ્કા વુજૂબ કુર્આને કરીમ સે સાબિત હે :

لِيُنفِقْ ذُوْسَعَةٍ مِّنْ سَعَتِهٖ ط وَمَنْ قُدِرَ عَلَيْهِ رِزْقُهٗ فَلْيُنفِقْ مِمَّا اٰتٰهُ اللّٰهُ ط

*(સૂરએ તલાક પારા:૨૮ રૂકૂઅ:૧)*

"ખર્ચ કરે વુસ્અતવાલા આદમી અપની વુસ્અત કે મુતાબિક ઓર જિસ શખ્સ પર રિઝક તંગ હો વો અપની આમદની કે મુતાબિક ખર્ચ કરે" ઉસસે મઅલૂમ હૂવા કે બીવી કે હાલાત કા એઅતેબાર નહી કિયા જાએગા, બલ્કે શોહર કી હાલત કે મુતાબિક નફકા દેના વાજિબ હોગા. અગર શોહર માલદાર હે તો અમીરાના નફકા દેના વાજિબ હે. અગરચે બીવી માલદાર ન હો બલ્કે તંગદસ્ત ફકીર હો, ઓર અગર શોહર ગરીબ હે તો ગરીબાના નફકા ઉસકે મકદૂર કે મુતાબિક વાજિબ હોગા અગરચે બીવી માલદાર હો. ઓર દૂસરી જગા ઈર્શાદે ખુદાવંદી હે :

وعلى المولود رزقهن و كسوتهن بالمعروف۔(سورهٔ بقره

رکوع:۳۱)

બાપો કે ઝિમ્મા હે માંઓ કા ખાના ઓર કપળા કાઈદા કે મુવાફિક માં કા નફકા ઓર જરૂરિયાતે જિંદગી બાપ કે ઝિમ્મા હે ઓર યે ઝિમ્મેદારી જિસ વકત તક બચ્ચા કી માં ઉસકે નિકાહ યા ઈદ્દત મે હો ઉસ વકત તક હે. ઓર તલાક ઓર ઈદ્દત પૂરી હોને કે બાદ નફકા ઝવજિય્યત તો ખતમ હો જાએગા. *(મઆરિફ:૧/૫૮૧)*

કુર્આન કી આયત સે મઅલૂમ હુવા કે બીવી કા નફકા શોહર પર હે. શોહર કે ઝિમ્મા અપની ઝવજા કે નફકા કી અદાયગી મકાસિદે નિકાહ કી તકમીલ કા એક જરીઆ હે જો મસ્લેહતે શર્ઈ પર મબ્ની હે.

ઈસ લિએ કોઈ એસા મુઆહદા જો ઓરત કો ઈસકે હક કો મુતઅષ્ષિર કરતા હો ગૈર નાફિજ કરાર પાએગા, કયૂંકે એસા મુઆહદા મસ્લિહતે આમ્મા કે મનાફી હે.

واشارالمصنف الى ان الابراء عن النفقة قبل القضاء والصلح باطل لـما فى الواقعات وغيرها المرأة اِذا برأت الزوج عن النفقة بان قالت انت برئ من النفقة ابدًا ماكنت امرأتك فان لم يعرض القاضى كاالنفقة فالبراء ة باطلة لانها ابرأته قبل الوجوب ـ

(بحرالرائق :٤/٢٠٣)

اطلق الزوجة فشمل المسلمة والكافر اي الكتابية الغنية والفقيرة

(بحرالرائق :٤/١٨٨، هدايه: ٢/٤١٧)

શોહર પર અપની બીવી કા નફકા વાજિબ હે ચાહે ઝવજા મુસ્લિમા હો યા કિતાબિય્યા ! માલદાર હો યા ગરીબ ! ઉસકી મુંદરઝા ઝૈલ સૂરતેં હેં.

(૧) જબ કે નિકાહ સહીહ હો.

*(કિતાબુલ ફિકહ ફી મઝાહિબિલ અરબઆ: ૪/૫૬૫)*

(૨) જબ કે ઓરતને ખૂદ મર્દ કો ઈખ્તિયાર દિયા હો.

*(બહર: ૪૪/૧૯૪)*

(૩) જબ કે ઝવજા મશકકતે જિમાઅ કો બરદાશ્ત કર સકતી હો ખ્વાહ શોહર નાબાલિગ હો યા ઉસ સે સોહબત કરને પર કાદિર ન હો.

*(કુદૂરી: ૧૭૩, હિદાયા: ૨/૪૧૮)*

(૪) જબ કે ઝવજા અપને ઘર મે હો મગર શોહર ને ઉસ સે અપને ઘર આને કી દા'વત ન દી હો ઓર બગૈર વજહે જાઈઝકે ઘર બુલાને સે મના કરતા હો.

(૫) જબ કે ઓરત બર બિનાએ અદમેં અદાયગીએ મહરે

મુઅજજલ યા કિસી દીગર જાઈઝ સબબ કે બિના પર શોહર કે ઘર આને સે ઈન્કાર કરતી હો ખ્વાહ સોહબત હુઈ હો યા ન હુઈ હો.

*(હિદાયા: ૨/૪૧૭, બહર: ૪/૧૯૪)*

નફકા ઓરત કા હક હે શોહર કી તરફ સે કોઈ તબર્રુઅ ઓર એહસાન નહી હે. ઈસ બિના પર ફુકહાએ કિરામને યહાં તક લિખા હે કે બીવી અગર માલદાર હે ઓર ઉસકા શોહર ગરીબ તંગદસ્ત હે તબ ભી બીવી અપના નફકા અપને શોહર સે વસૂલ કર સકતી હે. ઓર નફકા વસૂલ કરના ઉસકા હક હે. *(આલમગીરી: ૨/૨૯૬, શામી: ૨/૪૪૪)*

નફકા કે વાજિબ હોને કે લિએ તીન અસબાબ હેં : (૧) ઈઝદિવાજ (૨) કુરબત (૩) મિલ્ક.

نفقة الغير على الغير تجب باسباب ثلاثة بالزوجيةوالقرابة والملك ـ

(بحرالرائق :٤/١٨٨)

શોહર પર નફકે કા વુજૂબ ઈઝદિવાજ સે પૈદા હોતા હેં ઝવજા કે નફકા કી બુનિયાદ યે હે કે વો મહઝ નિકાહ હો જાને સે લાઝિમ નહી હોતા બલકે ઓરત કે તસ્લીમે નફસ સે વાજિબ હોતા હે.

જવાબ કે શુરૂમે તહરીર કીયા ગયા થા કે શોહર કો શરીઅતને યે હક દિયા હે કે વો અપની ઝવજા કો અપને પાસ રોકે રખે ઓર જિસ કા મુઆવજા નફકે કી સૂરત મે અદા કરના વાજિબ હે, નફકા કી બુનિયાદ એહતિબાસ પર હે અગર ઓરત બાલિગ હો ખ્વાહ ઉસકા શોહર ઉસ સે સોહબત પર કાદિર હો યા ન હો ઉસકા નફકા શોહર કે ઝિમ્મેં વાજિબ હોગા લેકિન અગર ઝવજા સે ઉસકી ઉમર કમ હોને કે સબબ મુજામઅત મુમકિન ન હો તો શોહર પર ઉસકા નફકા વાજિબ ન હોગા ઈસ વજા સે નફકે કા મુજિબ એહતિબાસ હે જો મકાસિદે નિકાહ કી તકમિલ કા ઝરીઆ હો ઓર યે એહતિબાસ યહા મફકૂદ હેં.

وان كانت صغيرة لايستمتع بها فلا نفقة لهاـ (هدايه :٢/٤١٨)

فان كانت لا يجامع لانفقة لهاـ (فتاوى قاضى خان:١/١٩٤)

لانفقة للصغيرة اذا كانت لاتطيق الجماع ـ (بحرالرائق: ٤/١٩٦)

મુતલ્લકા ઓરતોં કે ઈદ્દત ઓર ઉનકે નફકા કે મુતઅલ્લિક કાનૂને શરીઅત કી બુનિયાદ સૂરએ તલાક કી આયત નં: ૬ મેં બયાન કિયા ગયા હે.

اَسْكِنُوْهُنَّ مِنْ حَيْثُ سَكَنْتُمْ مِّنْ وُّجْدِكُمْ وَلَا تُضَآرُّوْهُنَّ لِتُضَيِّقُوْا عَلَيْهِنَّ ۗ وَاِنْ كُنَّ اُولَاتِ حَمْلٍ فَاَنْفِقُوْا عَلَيْهِنَّ حَتّٰى يَضَعْنَ حَمْلَهُنَّ ج

તુમ ઈન ઓરતોં કો અપની વુસઅત કે મુવાફિક રેહને કા મકાન દો, જહાં તુમ રેહતે હો ઓર ઉનકો તંગ કરને કે લિએ સુકના કે બારેમેં તકલીફ મત પહોંચાવો ઓર અગર વો મુતલ્લકા ઓરતેં હમલ વાલીયાં હોં તો હમલ પૈદા હોને તક ઉન કો ખર્ચ દો.

ઈસ આયતમે એક તો યે હુકમ હે કે ઉન કો ઈદ્દત પુરી હોને તક અપની વુસઅત ઓર કુદરત કે મુતાબિક રેહને કા મકાન દો, જહાં તુમ ખુદ રેહતે હોં, ઈસી મકાન કે કિસી હિસ્સેમેં રખ્ખો.

દૂસરા હુકમ યે દિયા ગયા હે કે અય્યામે ઈદ્દતમેં જબ કે મુતલ્લકા ઓરત તુમ્હારે સાથ રહે તો તઆન વ તશ્નીઅ કરકે યા ઉસકી જરૂરતમેં તંગી કર કે ઉસ કો પરેશાન ન કરો કે વો નિકલને પર મજબૂર હો જાએ.

તીસરા હુકમ યે દિયા ગયા હે કે અગર મુતલ્લકા ઓરતેં અગર હામેલા હોં તો ઉનકા નફકા ઉસ વકત તક શોહર પર લાઝિમ હે જબ તક હમલ પૈદા હો, ઈસ લિએ મુતલ્લકા હામેલા કે મુતઅલ્લિક પૂરી ઉમ્મત કા ઈજમા હે કે ઉસ કા નફકા ઉસકી ઈદ્દત જો વઝએ હમલ હે પૂરી હોને તક શોહર પર વાજિબ હે.

અબ રહી વો મુતલ્લકા જો હામેલા નહી હેં તો અગર ઉસકો તલાકે રજઈ દિ ગઈ તો ઉસ કા નફકએ ઈદ્દત ભી શોહર પર બ ઈજમાએ ઉમ્મત વાજિબ હે, અબ રહી વો મુતલ્લકા જિસ કો તલાકે બાઈન યા તીન તલાક દિ ગઈ હે યા જિસ સે ખુલઅ વગેરાહ કે ઝરિઆ અપના નિકાહ ફસ્ખ કર દિયા હો ઉનકા નફકા ભી શોહર પર વાજિબ હે, ખ્વાહ હાલતે હમલમેં હો યા ન હો, ઈમામે આઝમ અબૂ હનીફા (રહ.)કે નઝદીક. ફકત વલ્લાહુ અઅલમ.

# પ્રકરણ – (૧૩)

## "કસમ (સોગંદ ખાવા)"

### કોર્ટમાં કુર્આન શરીફની કસમ ખાવી

**સવાલઃ–૧૭૫/૧**

મારો અને મારા સામે વાળા ઘરવાળા ભાઈ સાથે રસ્તા બાબતમાં નામદાર મેજીસ્ટ્રેટ સાહબની કોર્ટમાં કેસ ચાલે છે.

નામદાર મેજીસ્ટ્રેટ સાહબની કોર્ટમાં અમો બન્નેવ પક્ષકારોને કહેવામાં આવ્યુ કે તમારૂ ધાર્મિક પુસ્તક કુર્આન શરીફ છે તેની કસમ ખાઈ લો તો સત્ય અને સાચી વાત પર કુર્આન શરીફની કસમ ખાઈ શકાય છે કે કેમ ? તેનો ખુલાસા વાર સહી સિકકા સાથે જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબઃ–૧૭૫/૧** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

કુર્આન શરીફ શબ્દથી અલ્લાહની ખાસ સિફત કલામુલ્લાહ મુરાદ હોય તો સાચી વાત પર કુર્આન શરીફની કસમ ખાવી જાઈઝ છે. અને કુર્આન શરીફના શબ્દથી તેના શબ્દો અને કાગળો (પુસ્તક) મુરાદ લેવામાં આવે તો તેવી હાલતમાં સાચી અને સત્ય વાત પર કસમ ખાવી જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામીઃ૪/૫૧, અઝીઝુલ ફતાવાઃ૫/૮૩, બહરઃ૪/૩૧૧)*

# પ્રકરણ – (૧૪)

# "ભાગીદારી"

## ભાગીદારીમાં મૂડી રોકાણ પ્રમાણે નફો

**સવાલઃ– ૧૭૬/૧**

સફરી અને પટેલ એ મુસ્લિમ મિત્રો છે. સફરી સાઉદી અરબમાં નોકરી કરે છે અને વર્ષમાં ૧ માસ માટે વતનમાં આવે છે. જાન્યુઆરી ૧૯૮૧માં સફરી પટેલને ભાગીદારીમાં ધંધો કરવાનુ કહે છે. અને પહેલાથી કેટલી મુડી રોકાણ થાય એમ છે તે પૂછે છે, પટેલ જણાવે છે કે તાજેતરમાં તેની જમીન રૂા.૧૬૫૦૦/– માં વેચાણ આપી છે. તેના બાનાના રૂા.૨૦૦૦/–આવ્યા છે. અને માર્ચ ૮૧ માં બીજા રૂા.૩૦૦૦/– અને જુન ૮૧ માં જ બીજા રૂા.૫૦૦૦/– આમ ચાલુ વર્ષે રૂા.૧૦૦૦૦/– આવશે. અને જાન્યુઆરી ૮૨ થી જુન ૮૨ સુધીમાં બાકીના રૂા. ૬૫૦૦/– આવશે.

સફરી કહે છે કે તેના હાથ પર રૂા.૬૦૦૦/– છે અને થોડા સમય પછી બીજા ૯૦૦૦/– નો બંદોબસ્ત કરશે. અને એક વર્ષ પછી બીજા રૂા. ૧૦૦૦૦/– નો બંદોબસ્ત કરશે. આમ સફરી પટેલને જણાવે છે કે મારા (સફરીના) ૨૫૦૦૦/– અને તમારા (પટેલના) ૧૬૫૦૦/– મારા જે વધારે રૂા. રોકાશે તે કર્ઝે હસના ગણાશે.

ધંધાની શરતો :– નફા ખોટમાં સરખા સરખા ભાગ રહે, એવી નિય્યત તથા ઈરાદો તથા મૌખિક કબૂલાત તેમજ ભાગીદારીનું રજીસ્ટર્ડ ડીડ બનાવ્યું તેમાં પણ નફા ખોટમાં સરખા સરખા ભાગ રહેવાનું લખાણ થયું.

ધંધા માટે પ્લોટોની એક જમીનનો સોદો થયો અને બન્ને ભાગીદારોના હાથ પરના ૮૦૦૦/– બાના પેટે ચુકવાયા અને બાકીની કીંમત અગ્યિાર માસમાં ચુકવવાની નકકી થયા છે.

ત્યાર પછી સફરી સાઉદીયામાં જાય છે. ધંધાનું સંચાલન પટેલ તથા

સફરીના એક માણસ મારફતે થાય છે. ધંધાની પ્રગતિની જાણ પટેલે સફરીને પત્ર દ્વારા કરતો રહે છે.

પ્રથમ વર્ષ દર્મિયાન જેમ જેમ સમય પસાર થાય છે તેમ તેમ બન્ને ભાગીદારો તફરથી ધંધા માટે રકમ રોકાતી જાય છે. ત્યાં સુધી કે સફરીના રૂા. ૧૪૭૦૦/– અને પટેલના ૧૦૦૦૦/–રૂા. રોકાય છે. તદઉપરાંત વચ્ચે વચ્ચે જમીનના પ્લોટોની ડીપોઝીટ પણ આવવા લાગે છે, એટલી જ મૂંડીથી દસ અગ્યિાર માસમાં જમીન માલિકને પુરેપુરી કીંમત ચુકવી દેવાય છે. તથા ધંધાને લગતા બીજા ખર્ચને પણ પહોંચી વળાય છે. એટલે કે શરૂઆતમાં ધારેલા અંદાજ જેટલી સફરીને રૂા.૨૫૦૦૦/– અને પટેલને રૂા.૧૪૫૦૦/– સુધી મુડી રોકાણ કરવાની નોબત આવતી નથી. ફકત સફરીની રૂા.૧૪૭૦૦/– અને પટેલની ૧૦૦૦૦/– જેટલી મુડી રોકાયા પછી વધુ મુડી રોકવાની ધંધામાં જરૂર પડતી નથી કારણ કે ધંધામાંથી ઉપજ આવતી થયેલી હોય છે.

એક વર્ષ પુરૂ થતાં સફરી વતનમાં આવે છે, હાથ પર સારી એવી સિલક હતી, તે પૈસા એવી રીતે આપ લે કરી લેવામાં આવે છે કે હવે પછી ધંધામાં જે થોડુ રોકાણ રહેવા પામેલ છે. તે બન્ને ભાગીદારીમાં સરખુ સરખુ રહે છે. એટલે કે સફરીએ પટેલ કરતાં જે વધારે મૂંડી રોકેલ હતી તે વધારો સફરી લઈ લે છે.

બીજા વર્ષે સફરી એક મહિનો વતનમાં રહી ફરી સાઉદીયા ચાલ્યો જાય છે, ધંધામાં હવે બન્ને ભાગીદારોની સરખી સરખી મૂંડી ૩૫૦૦/– ૩૫૦૦/– રોકાયેલી રહેલી છે. હવે ધંધામાંથી આવક આવતી જાય છે, ધંધા ખર્ચને લગતી સંજોગો મુજબ રકમ સિવાયની બાકીની રકમ બન્ને ભાગીદારોના ઘરે પહોંચતી કરાતી રહે છે. બીજુ વર્ષ પુરૂ થતાં પહેલા ધંધો લગભગ પુરો થવા આવે છે. ત્યારે સફરી પટેલ પર કાગળ લખે છે કે પટેલે ૫૦ ટકા મૂંડી રોકવાની બાંહેધરી આપી હતી તે પાળી શકયો નથી. અને વળી સફરીના માનવા પ્રમાણે પટેલે સફરી કરતાં ફકત અર્ધા ભાગ જેટલી મૂંડી રોકી હતી. માટે નફામાં સફરીના ૬૭ ટકા અને પટેલના ૩૩ ટકા ભાગ રહેવો જોઈએ.

પટેલ કાગળનો જવાબ આપે છે કે ૫૦ ટકા મૂંડીની બાંહેધરીની વાત સાચી નથી, તેમજ પટેલે માત્ર સફરી કરતા અર્ધી જ મૂંડી રોકી છે. તે પણ સાચુ નથી. બલ્કે આ તો સફરીનું પટેલ પર ખોટુ બોહતાન છે. તેમજ મૂંડીના કારણે ધંધામાં કોઈ હરકત ઉભી થઈ ન હતી. બલ્કે ખુદા પાકના ફજલથી જેટલી મૂંડી કાઢવાનો અંદાજ કાઢેલો તેના કરતા પણ ઓછી મૂંડીથી ધંધાની કફાલત થયેલી હતી. તેમજ મૂંડીના વધારે ઓછાપણા ઉપર ભાગ રાખેલા ન હતા. પણ સરખા સરખા નફા ખોટમાં ભાગનો પ્રથમથી અત્યાર સુધી નકકી હતું તેમજ ધંધો શરૂ થવાના એક વર્ષ પછી ભાગ રૂબરૂમાં વહેંચ્યો હતો, ત્યારે પણ સરખા–સરખા નફા ખોટમાં ભાગ હોય એ મુજબ હિસાબ કર્યો હતો, અને હવે ધંધો પુરો થવા આવ્યો ત્યારે આવી વાત કરવી બરાબર નથી, જબાન ફેરવવા બરાબર છે. બીજુ વર્ષ પુરૂ થયા પછી સફરી વતનમાં આવે છે ધંધો પુરો થયો છે, સફરી પટેલ સાથે નીચે મુજબના મુદ્દા ઉભા કરે છે.

(૧) સફરીએ વધારે મૂંડી રોકી હતી માટે તેનો નફામાં વધારે ભાગ હોવો જાઈએ. (૨) સફરીએ પટેલ કરતા જેટલા પૈસા વધુ રોકયા હતા તે પૈસામાંથી કેટલાક પૈસા રિયાલમાંથી રૂપિયામાં રૂપાંતર કરીને મોકલ્યા હતા. તે વખતે રિયાલનો ભાવ ઓછો આવ્યો હતો, હાલમાં તે વખત કરતા વધારે છે. તો તફાવત જેટલા નાણા સફરીને વધુ મળવા જોઈએ. (૩) બીજા વર્ષ દર્મ્યિાન ધંધામાંથી જે આવકો આવતી રહી તેમાંથી અમુક રકમ સફરીના ઘરે અમુક મહીના મોડી પહોચાડાઈ હતી. જો તે રકમ વહેલી પહોંચાડી હોત તો તે સફરીના બેંકના ખાતામાં વહેલી જમા થઈ ગઈ હોત અને તેનું વ્યાજ આવત માટે મોડી રકમ મળવાથી એટલું વ્યાજ જતું રહયું માટે તે પટેલે આપવું. સફરી માને છે કે વ્યાજથી ઈન્કમટેક્ષ ભરી શકાય છે ? માટે તે પ્રથમથી વ્યાજ એકઠું કરતો રહે છે.

નોંધઃ– ધંધો શરૂ કર્યો ત્યારે મૂંડીના વધારે ઓછા પ્રમાણ પર નફા ખોટમાં ભાગ રાખેલા ન હતા પણ મૂંડી તો દરેકની ગુંજાઈશ હતી તે મુજબ ધંધાને કામયાબ કરવા માટે રોકવાની હતી, અને નફા ખોટમાં સરખા સરખા ભાગ રાખેલા હતા, તેવા કોલ કરાર લેખિત અને મૌખિક થયા હતા. મુદ્દા બે બાબત ચોખવટ કરવાની કે ધંધો શરૂ કર્યો ત્યારે તેમજ દર્મિયાનમાં એક વર્ષે

હિસાબ કર્યો ત્યારે પણ રિયાલના ભાવના તફાવતની કોઈ વાતનો ઉલ્લેખ સુધ્ધાં ન હતો. નફાની રકમો અમુક સમય રોકાશે તો વ્યાજ આપવું પડશે એવું પણ શરૂ કે દર્મિયાનમાં કોઈ ઉલ્લેખ ન હતો.

ધંધામાં અણધાર્યો ખર્ચ આવી પડવાના સંજોગો ઉભા થવાના ગાળામાં અમુક રકમ અમુક સમય સુધી ભાગીદાર સફરીને ત્યાં પહોંચાડવામાં આવી ન હતી તેમ છતાં સફરી વ્યાજ માંગે છે.

લંબાણ અને ખુલાસા મુજબ સવાલ પુછયો તેમજ લખ્યો છે, તેથી આપ મોહતરમ સાહેબનો કીંમતી સમય લેવાશે, પણ ખુદા ખાતર તે બરદાશ્ત કરી દીની નજરે કોના માટે શું જાય છે અને શું ના જાય છે તેનું માર્ગદર્શન જણાવવા મહેરબાની કરશો તો એક દીની કામ ગણાશે અને તેનો બદલો ખુદા પાક આપને આપે તેવી દુઆ. આમીન

**જવાબ:–૧૭૬/૧** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

સવાલમાં દર્શાવેલ વિગતો જોતાં જે ભાગીદારે વધારે મૂંડી રોકી છે તે વધારે નફો માંગી શકતો નથી, જયારે કે તેણે કહી આપ્યું છે કે મારી વધારાની રકમ બીજા ભાગીદારને પેટે કરજ ગણવામાં આવશે, કેમકે બન્નેવની મૂંડી પણ બરાબર રહેશે અને નફો પણ સરખે–સરખો લેવાનું શરૂથી નકકી કરવામાં આવ્યું છે.

બીજા નંબરનો વાંધો પણ યોગ્ય નથી કેમકે સફરી ભાગીદારે જે કોઈ રકમ મોકલી છે તે પોતે આપેલ વચન પાળવા ખાતર અને પોતાના ભાગે આવતી મૂંડીના રોકાણ માટે મોકલેલ છે.

ત્રીજો વાંધો છે તે એક મુસલમાનની શાનને લાયક નથી કે તે આવા હરામ કમાઈનું વિચારે ગેરવ્યાજબી ટેક્ષોમાં સરકાર શ્રી ને બેંકમાં જમા કરાવેલ નાણા ભરપાઈ કરવા જાઈઝ છે, પરંતુ એ હેતુ સમક્ષ રાખીને જ બેંકમાં નાણા મૂકવા જાઈઝ નથી. સુરક્ષાના હેતુથી અથવા અન્ય કોઈ મજબૂરીના લઈને નાણા બેંકમાં મૂકવા પડયા અને તેનું જે વ્યાજ જમા થાય તે વ્યાજને ત્યાં જમા ન રહેવા દેતાં તેને ઉપાડી લઈને ગરીબ મોહતાજને સવાબની નિય્યત વિના આપી દે અથવા તો ગેરવ્યાજબી ટેક્ષમાં ભરી શકાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## નફામાં ભાગીદારી નુકસાનમાં નહી

**સવાલ:–૧૭૭/૨**

હમારે મર્હૂમ દાદાને અપની સગી બહન (હમારે વાલિદકી ફુફી)કો બતોરે એહસાન કે અપની હોટલમે ૩ ફીસદ હિસ્સા ઈસ શર્ત પર દિયા થા કે અગર ખુદા તઆલાને મુજે નફા દિયા તો મે તુજ કો પહોંચાતા રહુંગા ઔર નુકસાન હુવા તો મે તુજ સે નહીં લુંગા, જબ કે યહ હિસ્સા મીરાષ કે અલાવા થા ઈસ શર્ત પર આજ તક હોતા રહા, નફા હુવા તો હમને ઉન્કો દિયા ઔર નુકસાન હુવા તો હમને આજ તક નહી લિયા હે, જબ કે ફુફી ભી ઈન્તિકાલ કર ચૂકી હે તો કયા ઈસ તરહ હિસ્સા દેને સે ઉન્કા અસ્લિય્યત મે હિસ્સા હો સકતા હે ? અગર હોતા હે તો કયૂં ? ઓર નહી તો કયૂં ? તહરીર ફરમાએ.

(૨) એક શખ્સકો હમારે વાલિદ મર્હૂમને મહેનત કા શરીક (વર્કીંગ પાર્ટનર) બનાયા થા જબ તક આદમી મહેનત કરતા રહેગા શિર્કત કા હિસ્સા મિલતા રહેગા ઓર જબ વહ અસલ જગાહ કો છોળ કર દુસરી દુકાનમે ચલા ગયા યા ઈસ દુનિયાએ ફાની સે ચલ બસા તો ઉસ કા હિસ્સા નહી રહેગા ઓર ઉર્ફન એસા હી હોતા હે લેકિન હમારી ઈસ સૂરતમે વર્કીંગ વાલા હમારે વાલિદ મર્હૂમ કી મૌજૂદગી મે ઉસકા કિસી અજનબીને ખૂન કર દિયા ઓર વહ ઈસ દુનિયા સે રહલત કર ગયા જિસ વકત ઉસ કા ઈન્તિકાલ હો ગયા ઉસ વકત ઉસ કે બચ્ચે છોટે થે તો હમારે વાલિદને ઉસકા હિસ્સા બતોરે એહસાન કે જારી રખ્ખા તો કયા ઉસ કા હિસ્સા અસલિય્યત મે હો સકતા હે ? જબ કે અસલ શેઅ યઅની હોટલ કા માલિક નહી બનાયા, નીઝ નફા હોને પર ઉસ કે વારિષો કો પહોંચાયા હે ઓર નુકસાન હુવા તો હમને ઉન સે કભી નહી લિયા, નીઝ ઉસ શખ્સ કે વારિષીન હોટલ કી કીંમત કરકે અપના હિસ્સા નિકાલ સકતે હે ?

**જવાબ:–૧૭૭/૨** حامدًا و مصلیًا و مسلما۔ ھو الموفق للصواب

આપ કે દાદા મર્હૂમ આપ કે વાલિદ કી ફુફી કો અપને કારોબાર કે મનાફેઅ મે સે તીન ફી સદ હિસ્સા દેતે થે વો અઝ રાહે શરાઅ તબર્રૂઅ વ એહસાન થા, ઉન્કો શિર્કત કે તોર પર નહી દેતે થે, ઈસ બિના પર આપ કે

વાલિદ કી ફુફી સાહેબા (દાદા મર્હૂમ કી બહન)ને ઈસ કારોબાર મે કોઈ મહેનત ઓર માલ ભી નહી લગાયા હે, ઈસ વજહ સે અસલ રઅસુલ માલ મે ઉન્કી શિર્કત ન હોગી ઓર ના હી ઉન્કે વુરષા કો અસલ મિલ્કિય્યત કી કીંમત વગેરા ઠેરાને કા હકક હે ઓર દાદા મર્હૂમ કી બહેન કે વુરષા ઈસ તીન ફી સદ હિસ્સા કે ભી મુસ્તહિક વ હકદાર નહી હે, આપ લોગ અઝ રાહે તબર્રૂઅ વ એહસાન દે તો લે સકતે હૈં.

(૨) ઈસ સૂરત મે ભી વર્કીંગ પાર્ટનર કે વુરષા કો ઉન કે કત્લ કે બાદ જો કુછ દિયા જા રહા હે વો તબર્રૂઅ વ એહસાન હે ઈસ વજહ સે ઈસ મકતૂલ વર્કીંગ પાર્ટનર કે વુરષા કો હોટલ કી કીંમત તેઅ કરને કા કોઈ ઈખ્તિયાર નહી હે, ઓર ન ઉન કો હોટલ કી કીંમત સે કોઈ હિસ્સા મિલેગા.

## ભાગીદારીમાં હિસાબ વખતે મતભેદ

**સવાલઃ– ૧૭૮/૩**

અમારી ભાગીદારીમાં હિસાબ વખતે મતભેદ પડયા છે તો તેમાં ફિકહી જવાબ આપી મમનૂન ફરમાવશો.

–: વિગતો :–

ગુલામ અને મુહમ્મદ નામના બે ઈસમોએ ભાગેદારીમાં એક વહેપાર કર્યો શરતો નીચે મુજબ હતી.

(૧) બન્નેવ પક્ષો દોઢ દોઢ લાખ રૂા.મૂડી રોકશે.

(૨) નફા નુકશાનમાં બન્ને ૫૦ ટકા ભાગીદાર રહેશે.

(૩) ગુલામ તેની મૂડી રોકડી આપશે જયારે મુહમ્મદ તેનું ૧ એકર જેટલુ ખેતર વેચેલુ તેના ૧,૬૫,૦૦૦/– રૂા. દોઢ બે માસના હપ્તેથી જેમ જેમ આવતા જશે તેમ તેમ રોકતા જશે. જે બધા ૮ થી ૯ માસના ગાળામાં પુરા થઈ જશે. (ખેતરની કીંમત આવી જશે)

આ શરતો પર આધાર રાખીને એક મોટા વકીલ પાસે જઈ અમે બન્નેએ ભાગીદારી નામુ પાકા સ્ટેમ્પ ઉપર લખાવ્યું. ગુલામ, ધંધાનો વહીવટ મુહમ્મદને સોંપી ચાલ્યો ગયો, ધંધાની રોજ બરોજની કાર્યવાહી મુહમ્મદના છોકરાને સોંપી અને તેને બન્નેવ ભાગીદારોએ અડધો પગાર આપવાનું ઠરાવ્યું ઉપરાંત મદદ માટે ગુલામે પોતાના ભાઈને તેના તરફથી

પગાર આપી રોકયો. ઉપરાંત ઓફિસ માટે એમ એક ૧૫૦૦૦/– રૂા. પાઘડી અને ૨૦૦/– રૂા. ભાડાનો કમરો લીધો અને ભવિષ્યમાં ફિતનો ન થાય એ માટે એવો જ બીજો કમરો પણ ગુલામે સાથો સાથ લેવાડયો.

હવે બે વર્ષ પછી ગુલામને હિસાબમાં ફસાદ જણાતાં તે નીચે મુજબના વાંધા લે છે. તેના ફિકહી જવાબ આપી ઉકેલ બતાવ્વા અર્જ છે.

વાંધો (૧) જે મૂડી રોકાઈ તેનો ખુલાસો (અંદાજે) (રોકડ મૂડી)

| મુદત | ગુલામની | મુહમ્મદની |
|---|---|---|
| ૭ મહીના સુધી | ૬૬,૬૦૦ | ૨૫૦૦૦ |
| પછીના ૨ માસ સુધી | ૧,૪૮,૦૦૦ | ૭૨,૩૦૦ |
| પછીના અઢી માસ સુધી | ૧,૨૨,૦૦૦ | ૬,૩૦૦ |
| ૨ માસ સુધી | ૯૭,૦૦૦ | ૬,૩૦૦ |

આ સાડા તેર માસનું માસિક સરેરાશ કાઢતા ગુલામના ૯૬,૦૦૦/– અને મુહમ્મદના ૨૬,૬૦૦/– રૂા. મૂડી રોકાઈ જે ૭૯ ટકા અને ૨૧ ટકા અનુક્રમે થઈ આપ જોશો કે મુહમ્મદે અમારી સહિયારી મૂડીમાંથી ૯ મહિના પછી ૬૬૦૦૦/– રૂા. નો ઉપાડ કરી લીધો. જેથી અમારી મૂડીની ટકાવારીમાં ભારે અસમતોલન ઉભુ થયુ. યાદ રહે કે નફાની આવક ૧૫.૧૬ મહિના પછી શરૂ થયેલી ગુલામનું કહેવુ છે કે આવું કરવાથી અમારી ભાગેદારી ફાસિદ થઈ ગઈ જેથી હવે મુહમ્મદને ૫૦ ટકા નફો લેવાનો હક નથી પણ મૂડીના રોકાણ જેટલો જ હક રહે.

વાંધો (૨) ગુલામે મુહમ્મદને મૌખિક કહેલુ કે ખરેખરા ભાગીદાર તો આપણે બે જ છે જયારે બાકીના ૪ ભાગીદારો તો નોમીનલ છે તે પૈસા પણ નહી રોકે માત્ર ઈન્કમટેક્ષ બચાવવા પૂરતી જ આ મસલેહતી વ્યવસ્થા છે માટે જે કંઈ નીતી વિષયક બાબતો નકકી કરવાની થાય તે આપણે બેએ મળીને કરવાની (નોમીનલ ભાગીદારોએ નહી) છતાં મુહમ્મદે મને પુછયા વિના નોમીનલ ભાગીદારોની સહીઓ લઈ એક નવુ જ ભાગીદારી નામુ આઠ મહીના પછી બનાવ્યું અને જુના ભાગીદારી નામામાં ઘણા મૂળભુત ફેરફારો કરી નાખ્યા.

મારો એઅતેરાજ એ વાત પર નથી કે મુહમ્મદે કેમ વચન પ્રમાણે

દોઢ લાખ રૂા.ન રોકયા એઅતેરાજ એ છે કે મોટામાં મોટો છે તે વાંધા નં.૧ વાળો છે કે શા માટે એમણે ૬૬૦૦૦/– રૂા. ઉપાડયા જયારે કે અમારી પેઢી હજુ ૭૦,૦૦૦/ રૂા. જેટલી મકરૂઝ હતી (બલ્કે દોઢ લાખ જેટલી મકરૂઝ હતી) તો આ વાંધા નં.૧ બાબતે શરીઅતનો શું હુકમ છે તે મુદ્દલ જણાવવા વિનંતી છે.

માત્ર એક જ સવાલ આપનાથી પુછવાનો છે કે શું હવે ૫૦ ટકા ભાગના મુસ્તહિક મુહમ્મદ રહેશે કે મૂડીના રોકાણ જેટલો જ હિસ્સો (જે ૨૧ ટકા લગભગ થાય છે) તેમને મળે. ખર્ચની વિગતો (અંદાજે)

| | |
|---|---|
| ૪,૨૦,૦૦૦ | ખેતરની કીંમત |
| ૯૦,૦૦૦ | બીજો ખર્ચ |
| ૩૦,૦૦૦ | બે દુકાનોની પાઘડી |
| **૫,૪૦,૦૦૦** | **કુલ ખર્ચ થયો** |

જેમાં અમારી નકદ મૂડી જે અસલ મૂડી ગણાય તે તેની વિગતોનો ખુલાસો આગળ આપ્યો છે જે વધુમાં વધુ ૧,૪૮,૦૦૦ + ૭૨,૩૦૦ = ૨,૨૦,૩૦૦/– લગભગ થાય આમ ૫,૪૦,૦૦૦ – ૨,૨૦,૩૦૦ નકદ મૂડી = ૩,૨૦,૦૦૦ લગભગ પ્લોટોની આવકમાંથી જેમ આવ્યા તેમ તેમ અમે અમારા ખેતરના પાંચ ટુકડે દસ્તાવેજ કરતા ગયા મુહમ્મદનું કહેવુ છે કે જો શરૂથી જ એવી શરત કરી હોત કે મૂડીના પ્રમાણે નફામાં ભાગ રહેશે તો આ ૨૧ ટકા અને ૭૯ ટકાની વાત બરાબર સાફ મામલા વાળી હતી હવે પાછળથી આવી વાતને તેઓ ઉપજાવી કાઢેલી માને છે જયારે ગુલામની દલીલ એવી છે કે આવી શરત પોતે મફહૂમ છે અને ઉર્ફન મકબૂલ હોઈ તાકીદ સાથે કરવાની જરૂરત ન હતી અમારી ભાગેદારીનો મફહૂમ સાફ કે ૫૦ ટકા મૂડી અને તેટલો જ ભાગ એજ અહકર ગુલામ.

નોધઃ– અમે જે ૪,૨૦,૦૦૦/– નું ખેતર રાખેલુ તેમાં પ્રથમ ૮૦,૦૦૦/– રૂા. આપીને બાનાખત કરી લીધેલુ અને બાનાખત પછી ૧૧ માસની અંદર બાકીની કીંમત ચુકવીને દસ્તાવેજ પુરા ખેતરનો કરી લેવાનો હતો પણ અમારી પાસે નકદ મૂડી એટલી બધી ન હતી તેથી અમે પાંચ ટુકડામાં રફતે રફતે પાંચ દસ્તાવેજ (ખેતરના) કરી લીધા ૧૧ માસમાં

અમારાથી ખેતરનો દસ્તાવેજ ન થઈ શકે તો ખેતરના માલિકને બાનુ જપ્ત કરીને ફરી જવાનો હક મશરૂત હતો તો પ્લોટોની જેમ જેમ આવક થઈ તેમ તેમ અમે દસ્તાવેજ પાંચ ટુકડામાં કરીને ખેતરના ૪,૨૦,૦૦૦/– ચુકવી દીધા.

**જવાબ:–૧૭૮/૩** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

સવાલમાં દર્શાવવામાં આવેલી માહિતી પ્રમાણે આવી ભાગેદારી અને શિરકતને શર્ઈ દ્રષ્ટિએ શિરકતે મુફાવજા કહેવામાં આવે છે જેમા બધા ભાગીદારોનું મૂડી + નફો + દરેક જવાબદારીમાં સરખે સરખા હોવુ જરૂરી છે શરૂ થી લઈને અંત સુધી જે મૂડી કે નફો અથવા જવાબદારીમાં સમતોલપણુ નહી રહે તો તેવી સુરતમાં શિરકત બાતિલ થઈ જશે.

*(બહરુર્રાઈક:૫/૧૮૨)*

મબાહ ચીઝોની શિરકતને છોડીને શિરકતની બીજી રીતોમાં જયારે બાતિલનો શબ્દ બોલવામાં આવશે ત્યારે તેને ફસાદના અર્થમાં લેવામાં આવશે.

સવાલમાં દર્શાવેલ માહિતી જો સાચી હોય તો ભાગેદારીની મૂડીમાં સરખે સરખા ન રહેતા વધઘટ થઈ ગઈ સમતોલપણુ ન રહેવાથી આ ભાગેદારી ફાસિદ થઈ ગઈ શિરકતે ફાસિદા વિષે શરીઅતનો હુકમ આ છે કે તે મૂડીના રોકાણ મુજબ નફાની વહેંચણી કરવામાં આવશે.

*(બહર:૫/૧૯૮, શામી:૩/૩૪૯)*

ગુલામનો વાંધા નં.૨ ના લઈને પણ શિરકતમાં ફસાદ પેદા થશે મુહમ્મદે જે રકમ ઉપાડી છે તેનાથી શિરકતમાં કોઈ જાતનો ફસાદ નહી થાય કેમકે ભાગીદાર એ અમીન પણ છે. અને અમાનતમાં ખયાનત કરવાથી જીમાન આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ઈનામ મળેલ વસ્તુમાં બીજાનો ભાગ

**સવાલ:– ૧૭૯/૪**

અમો ચાર ભાઈ છીએ અને અમો સાથે રહેતા હતા એટલે અમારો મજીયારો ચાલતો હતો બધા ભાઈ અલગ અલગ કામ કરતા હતા, એમાંથી અમો મોટાભાઈ હોટલ લાઈનમાં હતા તો મજીયારામાં જે કંઈ ચારે ભાઈ

કમાતા તે સાથે જ વાપરતા હવે અમો એટલે મોટા ભાઈને હોટલના શેઠને થોડો ભાગ હોટલમાં મહેનત પેટે મુકી કવર થતો આપવાની વાત કરી હતી. ખૈર ! હવે હોટલની ૨૫ ટકા જેટલી મુડી કવર થઈ ભાઈ લોકો જુદા થઈ ગયા બાકીના ૭૫ ટકા હોટલની મુંડી કવર થયા પછી અમોને મિલકતમાં અને વરસ દિવસે જે નફો હોટલ કાઢે તેમાં અમારી મેહનત પેટે ભાગ નકકી થયો તે મળશે ?

હવે અમારા નાનાભાઈ કહે છે કે જયારે પણ હોટલની મુડી કવર થાય અને તમોને મિલકતી ભાગ અને વરસ દિવસે મહેનતનો ફ્રી ભાગના રૂપિયા મળે એટલે જે ૨૫ ટકા મજીયારામાં મહેનત થઈ તેમાં અમારો હક લાગે. અમોને જે ફ્રી ભાગ આપવામાં આવેલો છે તે મહેનત પેટે છે પૈસા આપેલા નથી, અમારા ભાઈ લોકોની માંગ છે કે ૨૫ ટકા મજીયારામાં નફો થયો તેમા ભાગ પડતા મળવા જોઈએ તો શરીઅત મુજબ ૩ નાના ભાઈ મોટા ભાઈ પાસે થી શું માંગે તેનો જવાબ આપશો.

<u>જવાબઃ–૧૭૯/૪</u> حامدًا و مصليًا و مسلما ۔ هو الموفق للصواب

હોટલની મુંડી કવર થતા જે ફ્રી ભાગ આપના મોટા ભાઈ આપવાનું કહયુ છે તે એક વાયદો છે ઈનામ આપવાનો જે મુંડી કવર થતાં સુધી તેમને ત્યાં નોકરી કરશે જેના ઈનામ પેટે ફ્રી ભાગ આપવામાં આવશે જેમાં આપ ભાઈઓની મહેનત અથવા મુંડીનું પણ રોકાણના હોય જેથી તે ફ્રી ભાગમાં બીજા ભાઈઓનો ભાગ લાગશે.

## <u>ધંધો બાપનો ગણાશે</u>

<u>સવાલઃ– ૧૮૦/૫</u>

એક બાપ પોતાના મોટા છોકરાને અમુક રકમ આપીને એ જયાં રહે છે ત્યાંથી લગભગ ૧૫૯૦ કીલોમિટર દૂર ધંધો કરવા મોકલે છે. છોકરાને બધો માલ બાપ ત્યાંથી લઈ આપે છે, ત્યાંથી ખરીદ કરીને મોકલે છે. છોકરાનો ઘર ખર્ચ તથા બાપનો ઘર ખર્ચ દુકાનમાંથી ચાલે છે. બાપની જવાબદારી માત્ર માલ ખરીદવાની છે, અને છોકરો માલ વેચી બાપને પૈસા આપે છે. તે રકમ વેપારીઓને આપવાની હોય છે એના લીધે બાપ પાસે ફુજૂલ ટાઈમ ઘણો રહે છે તેના લીધે બાપ નોકરી કરવાનું નકકી કરે છે, જેથી

દુકાન ઉપર વધુ બોજો ના પડે ત્યાં નોકરી કરે છે. ત્યાં પણ શરત કરેલી હોય છે કે એ પોતાની દુકાન માટે માલ ખરીદ કરવા તથા વેપારીને રકમ આપવા કામ છોડીને જશે, ત્યારબાદ આશરે બે વર્ષ પછી બીજો છોકરો જે બહારદેશમાં ભણે છે તે આવીને દુકાનમાં બેસે છે. બાપ તેને પોતાની પાસે બોલાવી લે છે. અને માલ ખરીદવાનું બધુ કામ તેને સોંપે છે, બાપ અને છોકરો જયાં રહે છે તે મકાન,ગાડી તથા ખાવાનો ખર્ચ બાપ જયાં નોકરી કરે છે તેઓ આપે છે, ઘટ પડે ત્યારે દુકાનમાના હિસાબમાંથી અમુક ખર્ચો લે છે. બીજા એક વર્ષ પછી ત્રીજો છોકરો પણ આવે છે તે ત્રણ વર્ષ રહીને પાછો જે દેશમાંથી આવ્યો હતો ત્યાં ચાલ્યો જાય છે. તેને પણ ત્યાં ધંધો કરવા માટે તથા બીજી મદદ પણ મોટો ભાઈ આપે છે. ૬ વર્ષ પછી મોટા છોકરાનું (બાપને) કેહવુ કે આ બધુ મારૂ છે. એમા ભાઈઓ તથા તમારો (બાપ) કંઈ હક નથી. આ બધો વખત ધંધામાં વધુમાં વધુ મહેનત મોટા છોકરાની છે. ઉપરોકત બે ભાઈ તથા એક બહેનની શાદીનો બધો ખર્ચ દુકાનના મકાનમાંથી કાઢયો છે. (તે જાણ માટે)

બાપે જયારે મોટા છોકરાને ધંધો કરવા રકમ આપી ત્યારે એવી કોઈ નિય્યત કરી ના હતી કે છોકરાને આ રકમ આપી પોતાની મિલકતમાંથી છુટો કર્યો છે. આશા છે શરીઅતની રૂએ આ ધંધામાં કોને કેટલો હક લાગે છે કે નહી ? તેનો ખુલાસો કરવા મહેરબાની કરશો.

ઉપરાંત છોકરો જયાં દુકાન કરે છે ત્યાં કોઈ પણ જાતનો માલ ખરીદ થતો ન હતો. જયાં બાપ રહે છે ત્યાંથી જ બધો માલ બાપ ખરીદ કરીને મોકલે છે.

**જવાબ:–૧૮૦/૫** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

બાપે જયારે છોકરાને વેપાર કરવા રકમ આપી છે, ન કે પરદેશ જવા માટે અને તે રકમમાંથી બાપ દિકરા બન્નેવ ધંધો કરે છે અને છોકરો માલ વેચી બાપને પૈસા આપે છે આ ધંધામાં જે આવક કે નફો થતો હશે અને એ ધંધો બાપનો ગણાશે. આ ધંધો બાપનો છે શર્ઈ દ્રષ્ટિએ તેથી એ મિલકતમાં બાપના મરણ પછી બધા શર્ઈ વારસદારોને ભાગ લાગશે.

## છોકરાની મિલકતમાં બાપનો અધિકાર છે કે નહીં ?

**સવાલઃ– ૧૮૧/૬**

(૧) એક બાપના બે છોકરા છે, તેમાં બન્ને છોકરા અલગ અલગ વેપાર કરી પોતાના બેલેન્સ અલગ રાખે છે. તો બેઉ છોકરાઓને સંજોગો –વસાત બાપ પોતાની સત્તા વાપરી સરખો હિસ્સો પાડી શકે છે કે કેમ ?

(૨) પોતાના બાપનું મકાન એક છે અને પાછળથી બીજો છોકરો પોતાની મહેનત કરી બીજુ મકાન સાથે બનાવે છે તો તે મકાનમાં સંજોગો –વસાત બાપ પોતાની સત્તા વાપરી બીજા છોકરાને આપી શકે છે કે કેમ ?

(૩) એક છોકરો મોટો વેપાર કરે છે, અને જરૂર પડેથી બીજા ભાઈને પોતાની દુકાન ઉપર દેખરેખ માટે દુકાનની સત્તા સોંપે છે અને ત્યારબાદ પોતાની સત્તાથી દુકાનનો કબ્જો કરે તો એના માટે શું જવાબ ?

(૪) એક છોકરાનો વેપાર રોજગાર જતો રહેતો હોય, અને ઘરથી બહાર થઈ જાય એમ હોય તો બીજા છોકરાએ આવા સંજોગોમાં બાપનો સહારો લેતા ગેરઈન્સાફ થતો હોય તો શું કરવું ?

(૫) દેખરેખ હેઠળ રાખેલ ભાઈએ સંજોગવસાત પૈસાની મદદ કરેલી અને તેવા સંજોગોમાં પૈસા ધંધા વેપારમાં રોકેલા તો તેને હવે મારે કંઈ રીતે ભાગ આપવો કે અનામત આપવી તેનો જવાબ આપશો.

**જવાબઃ–૧૮૧/૬** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

માં–બાપના પોતાની ઔલાદ પર ઘણા હકકો છે, અલ્લાહ તઆલાએ કુર્આન પાકમાં પોતાની ઈબાદતની સાથે સાથે માં–બાપ સાથે એહસાન ભર્યો સારો વર્તાવ કરવાનો ઘણો ભાર દઈને હુકમ આપ્યો છે અને હદીષ શરીફમાં પણ આપ (સલ.) માં–બાપના હકકો અદા કરવામાં ચીવટ રાખવાનો તથા તેમને રાજી રાખવાનો હુકમ કર્યો છે જેથી જયાં સુધી થઈ શકે તેમને રાજી રાખવાનો પ્રયત્ન કરતા રહવું જોઈએ. જયાં સુધી કે તેમની વાત માનવામાં ખુદા તઆલાની નાફરમાની ન થતી હોય.

મુફતિયાને કિરામે લખ્યુ છે કે બાપ અને દિકરાઓ સાથે મળીને એક જ કારોબાર એક સાથે કરતા હોય અને તેમનું ખાવુ – પીવુ પણ સાથે હોય તો બધી જ કમાણી બાપની ગણાશે બાપની વફાત પછી તે મિલકત તેમના

વારસદારોમાં શરીઅતે આપેલ હુકમ મુજબ વહેંચણી કરવામાં આવશે.

*(શામીઃ ૩/૨૮૩)*

અને જો બાપની હયાતીમાં દેવા માંગે તો બધાને સરખા ભાગે આપવું જોઈએ. *(ફતાવા મહમૂદિયા : ૫/૬૦)*

જો છોકરો બાપથી જુદા થઈને પોતાનો કામ ધંધો કરે છે અને ખાવા પીવાનો હિસાબ પણ જુદો રાખે છે, અથવા માં–બાપની સાથે રહે છે પરંતુ બાપ તેમના કામ ધંધામાં મદદરૂપ નથી તો આવી હાલતમાં તે કમાણી પોતાની ગણાશે અને બાપનો તે કમાઈમાં ભાગ લાગશે નહી.

*(ફતાવા રહીમિય્યાઃ૬/૧૬૦)*

(૧) ફતાવાની કિતાબોમાં જણાવેલ મુજબ જો છોકરાઓ પોતે જ કમાતા હોય અને દરેકને પોતાનો અલગ કારોબાર હોય તો બાપને તે છોકરાઓની મિલકત સરખા ભાગે વહેંચવાનો અધિકાર નથી.

(૨) પોતાની કમાઈ અને મહેનતથી છોકરાએ જે મકાન બનાવ્યું છે તે તેનું જ ગણાશે બાપને તે મકાન બીજા છોકરાને આપવાનો અધિકાર નથી.

(૩) મોટા છોકરાએ જો ખરેખર પોતાની પેઢી પર પોતાના ભાઈને દેખરેખ માટે જ તેને પોતાની દુકાનની સત્તા આપી હોય અને ભાગીદાર તરીકે ન હોય તો આ પ્રમાણે કબ્જો કરવો ઝુલ્મ છે.

(૪) સારા દીનદાર માણસોની પંચ બનાવી આ બાબતનું નિરાકરણ લાવવું જોઈએ, અને જે ભાઈ ગેરઈન્સાફી કામ કરશે અને એમા જે મદદરૂપ થશે તે ગુનેહગાર અને ઝાલિમ ગણાશે.

(૫) જે ભાઈને પેઢી પર દેખરેખ માટે જ રાખ્યો છે, અને તેણે પોતાની રકમ પોતાના ભાઈને ધંધો કરવા કર્ઝ આપેલ છે તો તેવી હાલતમાં તેને આવી પેઢી પર બેસનાર મેનેજરને જે પગાર મળતો હશે તે આપવો પડશે અને જો ભાઈએ પોતાની રકમ પોતાનો પણ ભાગ એમ કહીને આપી હશે તો તેને જે પ્રમાણે નફો નકકી થયો હશે તે મુજબ નફામાં ભાગ આપવો પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. તારીખ ૧૦/૨/૧૪૦૯

## ભાગીદારીમાંથી કોઈ એક ભાડાની મિલ્કત ખરીદી લે

**સવાલઃ– ૧૮૨/૭**

એક મિલ્કત જેમાં અમારા પિતાજી ભાડુત હતા, લગભગ ૨૫–૩૦ વર્ષ જુના ભાડુત હતા, જે મકાન અમારા પિતાજી પેઢીના કામ માટે ઉપયોગ કરતા હતા, અમારા પિતાજીના બે પુત્રો હતા (૧) ઈસ્માઈલ હુસૈન બાદશાહ – ૪૮ (૨) મવ.ઐયૂબ હુસૈન બાદશાહ – ૨૪ વર્ષના છે. અમારા પિતાજીના અવસાન પછી એ મિલ્કત અમારા બન્ને ભાઈઓના હિસ્સે આવી, એટલે કે અમો બન્નેવ ભાઈઓ સંયુકત રહીએ છીએ, એટલે એ મિલ્કતમાં અમો બન્નેવ ભાઈઓનો કબ્જો છે.

મકાન માલિકે એ મિલ્કત વેચવા કાઢી અને અમારા મોટા ભાઈ ઈસ્માઈલ હુસૈન બાદશાહએ મારી એટલે કે નાનાભાઈની જાણ વગર અથવા પૂછયા વિના પોતાના છોકરાના નામે બારોબાર એ મિલ્કતના બાનાખત કરી લીધા, પૈસા પણ એમનો છોકરો સાઉદી છે તેની પાસેથી બારોબાર લઈ લીધા; તો આ મિલ્કતમાં અમારો એટલે નાના ભાઈનો હકક લાગે કે નહી ? અથવા અમો મિલ્કતની કીંમત અડધા પૈસા મોટા ભાઈને આપીએ તો એ મિલ્કતમાં અમારો હકક શરીઅતની રીતે લાગે કે નહી ? તે તમો જણાવશો. હાલમાં એ મિલ્કતના દસ્તાવેજ થયા નથી.

**જવાબઃ–૧૮૨/૭** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

ભાડાની જે મિલ્કત સહયારી હતી તે મિલ્કત કોઈ એક ભાગીદાર ખરીદ કરી લેશે તો તેમા બીજા ભાડુત ભાગીદારનો હકક લાગશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ૫/ ૧૩૮)*

# પ્રકરણ – (૧૫)

# "વકફ"

## કબ્રસ્તાનના મસાઈલ

### હરામ માલથી કબ્રસ્તાનની દિવાલ બનાવવી

**સવાલઃ– ૧૮૩/૧**

ગાંવ કે મોમિન ભાઈઓકી હાલત ગરીબ હે ઓર કબ્રસ્તાન કે ચારો તરફ દિવાલ બનાના ચાહતે હૈં, જિસ્કા અંદાજા પછત્તર હજાર કે કરીબ હે, કબ્રસ્તાનમે ગેર મુસ્લિમ આ કર રાત કો ઝિનાકારી, પૈશાબ–પાખાના કરતે હૈં, ઓર કબ્રસ્તાન કે દરખ્તોંકો કાટ કર લે જાતે હૈં, ઈસ લિયે અગર મોમિન જાદૂગર ઈસમેં ચંદા દેવે તો જાઈઝ હે કે નહિ ? ઓર ઝકાત કી રકમ ઉસમે લગાના જાઈઝ હે કે નહિ ? તફસીલ સે જવાબ ભેજના.

**જવાબઃ–૧૮૩/૧** حامدًاومصليًا ومسلما_ هوالموفق للصواب

જાદૂગર કી વો કમાઈ હો યા હાથ ચાલાકી સે હાસિલ હુઈ હો વો હરામ હે. હરામ માલ જિસ કે પાસ સે આયા હો અગર વો માલૂમ હો તો ઉસકો વાપસ કર દેના ચાહિયે, જાદૂગર કે પાસ જો માલ હરામ હે ઉનકે માલિક કા પતા ન હોને કી વજહ સે ઉસ્કા હુકમ સૂદકી રકમ જેસા હે, ઉસકો ગરીબ મોહતાજ કો સવાબ કી નિય્યત કે બગેર દે દેં, ઓર મુફતિયાને કિરામને રિફાહે આમ કે કામોંમે ખર્ચ કરને કી ઈજાઝત દી હે ઈસ બિના પર સૂરતે મસ્અલામેં જાદૂગર કી આમદની સે કબ્રસ્તાન કી દિવાલ બનાને કી ગુંજાઈશ હે. ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

### કબ્રસ્તાન ઉપયોગમાં ન હોય તેના વિવિધ મસ્અલા

**સવાલઃ–૧૮૪/૨**

અમારા ગામમાં ચાર કબ્રસ્તાન છે. જેની અલગ અલગ રીતે ફેન્સીંગ કરવામાં આવી છે. જેમાંનું એક કબ્રસ્તાન આજ દિવસ સુધી કોઈ

ઉપયોગમાં નથી એટલે એમાં આજ દિન સુધી એક પણ મૈય્યિત દફનાવવામાં આવી નથી અને તેના અમુક ભાગમાં ગામના અમુક મુસ્લિમોએ કબ્જો કરીને ઘરો પણ બનાવ્યાં છે. અને આશરે પંદરથી વીસ વરસથી ગામના છોકરાઓ ક્રિકેટના ગ્રાઉન્ડ તરીકે એનો ઉપયોગ કરે છે. અમારા ગામમાં એક મુસ્લિમ વેલ્ફેર સોસાયટી અને ગામના ખાસ આગળ પડતા માણસો અને ગામના સરપંચ જેઓ મુસ્લિમ છે વિગેરેએ મળીને કબ્રસ્તાનમાં હાઈસ્કૂલ બનાવવા માટે મીટીંગ કરીને ઠરાવ નકકી કર્યો અને ગામના ખાસ આગળ પડતા માણસોએ સહી કરી ત્યાર પછી પંચાયત દ્વારા મંજુરી મેળવી જિલ્લા કલેકટર પાસે સદર જગ્યાની માંગણી કરી (કારણ કે આ જગ્યા સરકારની માલિકીની છે.) જેથી મહેરબાન કલેકટર સાહેબ તરફથી હાઈસ્કૂલ બાંધવા માટે આ જગ્યા મુસ્લિમ વેલ્ફેર સોસાયટીને આપવામાં આવી છે જેની નકલ આ સાથે શામેલ છે.

આ કબ્રસ્તાનની જગ્યા કોઈ મુસ્લિમભાઈએ પોતાની માલિકીની વકફ કરેલ નથી, બલ્કે આશરે ૪૦ વર્ષ પહેલાં સરકાર તરફથી ગામના મુસ્લિમોને મળી હતી જેમાં આજ દિન સુધી એક પણ મૈય્યિત દફનાવવામાં આવી નથી, આ જગ્યાના બદલામાં મુસ્લિમ વેલ્ફેર સોસાયટી પોતાની માલિકીની જગ્યા કબ્રસ્તાન માટે આપવા રાજી છે અને મહેરબાન કલેકટર સાહેબના હુકમ અનુસાર આ જગ્યા હવે મુસ્લિમ વેલ્ફેર સોસાયટીના નામ ઉપર થઈ જાય એમ છે. હવે જો આ જગ્યામાં હાઈસ્કૂલનું બાંધકામ નહીં કરવામાં આવે તો આ જગ્યા સરકાર હસ્તક પરત લેવામાં આવશે. ગામની મુસ્લિમ વેલ્ફેર સોસાયટી પાસે જે જમીન છે તે ગામની બિલકુલ નજીક છે પરંતુ આ જમીન બાંધકામને અનુકુળ નથી, જમીન ઘણી નરમ હોવાને કારણે વાંધો આવે એમ છે. અને એકથી દોઢ લાખ રૂપિયા વધારે વપરાય એમ છે અને ગામના મુસ્લિમભાઈઓ પાસે એટલા બધા પૈસાની જોગવાય નથી અને જે જે મુસ્લિમભાઈઓએ પૈસા આપ્યા છે એ ખોટી રીતે વપરાઈ એમ છે. ગામના નજીકમાં એવી કોઈ જગ્યા હાઈસ્કૂલને અનુકુળ આવે એમ નથી અને મળી શકે એમ પણ નથી.

આ બધા પાસાઓ જોતાં કબ્રસ્તાનવાળી જમીન જેમાં હજુ સુધી એક

પણ મૈય્યિત દફન થઈ નથી જેથી આ જગ્યા મહેરબાન કલેકટર સાહેબે હાઈસ્કૂલનું મકાન બાંધવા મુસ્લિમ વેલ્ફેર સોસાયટીને આપી છે. તો આ જગ્યામાં હાઈસ્કૂલનું મકાન બાંધવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ:–૧૮૪/૨** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

સવાલમાં જે વિગત બતાવવામાં આવી છે તે વિગત જો બિલકુલ સત્ય છે અને એ જમીન કોઈના તરફથી મુરદાઓને દફન કરવા માટે વકફ કરવામાં આવી નથી અને તે સરકારી જ જગ્યા છે જેને સરકાર શ્રીએ મુસ્લિમોને કબ્રસ્તાનના ઉપયોગ માટે આપી હતી પરંતુ મુસલમાનો એ જગ્યાનો કબ્રસ્તાન તરીકે આજ દિન સુધી ઉપયોગ કર્યો નથી. અર્થાત તેમાં આજ દિન સુધી કોઈની દફનક્રિયા થઈ નથી. જેના લઈને ગામના મુસ્લિમો એ જગ્યા પર હાઈસ્કૂલ બાંધવા માંગે છે. જેની પરવાનગી સરકાર શ્રીએ પણ આપેલ છે. તો એ જમીનનો ઉપયોગ સરકારની મંજુરીથી હાઈસ્કૂલના બાંધકામમાં કરવો જાઈઝ છે.

અને જો આ જગ્યા કબ્રસ્તાન માટે વકફ હશે તો કબ્રસ્તાન સિવાય બીજા કોઈ કામમાં તેનો ઉપયોગ કરવો જાઈઝ નથી.ફકત અલ્લાહ પાક વધુ જાણનાર છે. *(અઝીઝુલ ફતાવા:૧/૫૬૯, કિફાયતુલ મુફતી:૭/૧૩૯)*

## ગામ લોકોના પાણી માટે કબ્રસ્તાનમાં કૂવો ખોદવો

**સવાલ:– ૧૮૫/૩**

આશા છે કે નીચેના બે સવાલોના જવાબ શરીઅતની રોશનીમાં આપશો. અલ્લાહ આપના ઈલ્મમાં વધારો કરી તેની રોશનીથી સર્વ ઉમ્મતને ફાયદો પહોંચાડે આમીન.

(૧) કબ્રસ્તાનમાં કુવો ખોદવો જાઈઝ છે કે નહી ?

(૨) કબ્રસ્તાનના કુવાનુ પાણી ગામના લોકો પોતાના વપરાશમાં લઈ શકે છે કે નહી ? પાણીના વપરાશ જેટલો ખર્ચ કબ્રસ્તાન કમિટીને આપે અથવા ન આપે, બન્નેવ હાલતમાં હુકમ શું છે ?

**જવાબ:–૧૮૫/૩** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

(૧) જે જગ્યાએ મુર્દાઓને દફન કરવા માટે વકફ કરવામાં આવી હોય (કબ્રસ્તાનની જગ્યા વકફ છે) તો તે કબ્રસ્તાનમાં કબ્રસ્તાનના કામ અર્થે

કુવો ખોદવો જાઈઝ છે.

(૨) ગામ લોકોને પાણી પુરૂ પાડવા માટે વકફ કબ્રસ્તાનની જગ્યા પર કુવો ખોદવો દુરૂસ્ત નથી એટલા માટે કે તે વકફના હેતુ અને તેની શરતોમાં ફેરફાર કરવો જાઈઝ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## કબ્રસ્તાનમાં મસ્જિદ બનાવવી

**સવાલ:– ૧૮૬/૪**

અમારી શેખ મુસ્લિમ બિરાદરીના ચાર કબ્રસ્તાના છે જેને (૧), (૨), (૩),(૪) નંબર આપવામાં આવ્યા છે, જેનો વહીવટ અમારા ચાર મહોલ્લાના એક–એક પ્રતિનિધિ તરીકે ચાર માણસો કરે છે. (૧) આશરે ૧૫૦ વર્ષથી છે. (૨) ૧૦૦ વર્ષથી છે, (૩) ૭૦ વર્ષથી છે, (૪) ૫૦ વર્ષથી છે. હમારે ત્યાં કબરો ઈંટોથી ચણવામાં આવતી હતી તેથી દરેક કબ્રસ્તાનમાં એક ખુણાંમાં માટી ખોદી ઈંટોના ભઠ્ઠા બનાવતા હતા, જેથી જમીનમાં ખાડા પડી જવાથી ત્યાં એક પણ કબર બનાવવામાં આવતી ન હતી, (૩) માં ૨૫૦ ફુટ લાંબો તથા ૧૫૦ ફુટ પહોળો ઈંટોના ભઠ્ઠાવાળો ખાડો પડેલ છે. તેમાં આજ સુધી એક પણ કબર બનાવવામાં આવી નથી અને હવે પછી એક પણ કબર બનશે પણ નહી, કારણ કે પાંચથી છ ફુટ ઊંડો ખાડો છે. નંબર (૩) માં એક એકર જેટલી જમીન ૭૦ વર્ષથી ભાડે આપેલ છે. નંબર (૪)માં બે એકર જેટલી જમીન ૫૦ વર્ષથી ભાડે આપેલ છે. નંબર (૩)ની આજુબાજુ સારી એવી ઘણી વસ્તી થઈ ગઈ છે જેથી ત્યાં એક મસ્જિદની જરૂર હોવાથી અમોએ ટ્રસ્ટીઓને કહયુ કે તમો નંબર (૩)માં જે ૨૫૦ ફુટ લાંબો અને ૧૫૦ ફુટ પહોળો ખાડો પડેલ છે. તેમાં અમોને ૪૦×૪૦ મસ્જિદ બાંધવાની ઈજાઝત આપો તો અમો મસ્જિદ બનાવીએ જેથી ટ્રસ્ટી સાહેબોએ મિટીંગ બોલાવી સર્વાનુમતે ઠરાવ પાસ કરી અમને મસ્જિદ બનાવવાની ઈજાઝત આપી. ઠરાવની નકલ અમને આપી છે. તો નંબર (૩)માં જે ૨૫૦ ફુટ લાંબો ૧૫૦ ફુટ પહોળો તથા પાંચ થી છ ફુટ ઊંડો ખાડો છે. તેમાં શરીઅતના કાયદા મુજબ મસ્જિદ બનાવી શકાય કે કેમ ? તેનો જવાબ આપવા અરજ છે.

**જવાબ:–૧૮૬/૪** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

નંબર ત્રણવાળા કબ્રસ્તાનનો તે ભાગ કે જેમાં આજ સુધી દફનક્રિયા થઈ નથી અને ભવિષ્યમાં પણ ત્યાં દફનક્રિયા થઈ શકવાની નથી બીજા કબ્રસ્તાનો હોવાના લઈને તેની કબ્રસ્તાન તરીકે ઉપયોગ કરવાની જરૂરત ઉભી થશે નહી, તો આવી વિશેષતાના કારણે (૩) નંબરના કબ્રસ્તાનની તે જગ્યા પર મસ્જિદ બનાવવી યોગ્ય છે. શર્ઈ દ્રષ્ટિએ કોઈ વાંધો નથી.

ટ્રસ્ટીઓએ ઠરાવ પણ કરી આપ્યો છે, જેથી એ જગ્યા પર મસ્જિદ બનાવવાંમાં કોઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ફતાવા મહમુદિય્યા: ૬/૧૯૮)*

## કબ્રસ્તાનને અન્ય ઉપયોગમાં લેવુ

**સવાલઃ– ૧૮૭/૫**

સુરત બડેખાં ચકલા કાઝી ગુલામ અલી મસ્જિદ વ કબ્રસ્તાન શહેરમે મશ્હૂર હે. મસ્જિદ પુરાની હોને કી વજાસે નઈ તામીરાતકા કામ શરૂ કિયા ઓર મોહલ્લેમે મસ્જિદ કમીટી બની, મસ્જિદ કે ટ્રસ્ટીઓ કે પાસ સે મસ્જિદ કમીટીને ઈખ્તેયારાત હાસિલ કરકે મસ્જિદ કા કામ શુરૂ કિયા, મસ્જિદ કા જો ઈહાતા થા ઉસ ઈહાતે સે જો પુરાની મસ્જિદ કા મેહરાબ થા ઉસ સે આગે મુઅલ્લક કરીબ દેઢ ફીટ ઊંચા મેહરાબ કબ્રસ્તાન કે ઈહાતે મે બળા દિયા, મહેરાબ કે નીચે ઔલિયા કી કબ્ર આ ગઈ કબ્ર સે ૧ ફીટ ઔર કુછ ઉપર મેહરાબ બનાયા, મેહરાબ કે નીચે એક કબ્ર પુરી ઢંક ગઈ ઓર દો કબ્રો કા પાઈતી વાલા હિસ્સા આ ગયા હે યે જો કબ્રે હૈ ઉનમે એક કબ્ર હઝરત હાફેઝ બળેખાન સા. (રહ.) કી હે. જીનકે નામસે યે મહોલ્લા મશ્હૂર હે પુરાને જમાને સે મસ્જિદ ઓર કબ્રસ્તાન કે હિસ્સે અલગ હે લેકિન બને હુએ કબ્રસ્તાનમે દો હિસ્સે હે જો ૧, બુઝુર્ગો કે મઝારાત હે, દુસરા આમ લોગો કે લિએ હે.

**નોટઃ–** મહોલ્લેમે મુખાલફત હૈ નિફાક પેદા હો ગયા.

**જવાબઃ–૧૮૭/૫** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

વાકિફને મસ્જિદ વ કબ્રસ્તાન કે પુરે ઈહાતે કો મસ્જિદ ઔર મુરદે દફનાને કે લિયે દિયા હો તો ઐસી સુરતમે મસ્જિદ શહીદ કરને કે બાદ મસ્જિદ કુશાદા કરને કે લિએ ઉન કબ્રો કી જગા જો જહાં પર મુરદે મુરૂરે

જમાના કી વજહ સે ગિલ સળકે મિટ્ટી હો ગયા હો તો ઉસ જગા પર તા'મીર કરના જાઈઝ હે.

كما جاز زرعه والبناء عليه اذا بلى وصار ترابًا۔ (شامى:١/٦٦٢)

ઔર અગર યે જગા મસ્જિદ કે લિયે વકફ હો કબ્રો કે લિયે વકફ ન હો તો જબ સે મૈય્યિત કે અજઝા બાકી ન રેહનેકા ઝન્ને ગાલિબ હો જાએ તો કબ્રો પર તામીર યા ઝિરાઅત યા વો કામ કરના જીસકે લિએ વો જમીન વકફ કી ગઈ હે વો જાઈઝ હે, હાં ! અગર યે કબ્રો વાલી જગા સિર્ફ કબ્રો કે લિએ વકફ કી ગઈ હો તો ઐસી સૂરતમે મૈય્યિત દફનાને કે અલાવાહ દુસરે કામ મે ઈસ્તિમાલ કરના મના હે. ફકત વલ્લાહુ અઅલમ

## કબ્રસ્તાનમાં બુલડોઝર ફેરવવુ

**સવાલ:– ૧૮૮/૬**

કબ્રસ્તાનની જમીન જેમાં વર્ષોથી કબ્રસ્તાનના અમુક હિસ્સામાં મૈય્યિત દફનાવતા ન હોય અને ખાડા–ટેકરાવાળી ખરાબાની જમીન હોય તેના ઉપર બુલડોઝર ફેરવી જમીનને સરખી–સમતલ કરી શકાય કે નહી ?

**જવાબ:–૧૮૮/૬** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

કબ્રસ્તાનની જે જમીનમાં વર્ષોથી મૈય્યિતને દફનાવવામાં ન આવતી હોય અને ત્યાં કબરોના અવશેષો ન દેખાતા હોય તેવી ખાડા ટેકરાવાળી જમીનમાં કબરોની પવિત્રતાને ધ્યાનમાં લઈ બુલડોઝર ફેરવી સરખી કરી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## કબ્રસ્તાનનાં રિપેરીંગ માટે સ્ટેજ શો

**સવાલ:– ૧૮૯/૭**

કબ્રસ્તાન જે ટ્રસ્ટીઓના અજ્ઞાનતા અને અભણતાને કારણે સરકારી કબ્રસ્તાન તરીકે સરકારી દફતરે ચાલે છે અને આદિવાસી વસાવાઓએ સદર કબ્રસ્તાનમાં ઝુપડાઓ ગેરકાયદેસરના બાંધી જાજરૂ–પેશાબ તથા મુર્તી મુકી ડેરી બનાવેલ છે તે કબ્રસ્તાનને ટ્રસ્ટમાં ફેરવવા તથા પાકી દિવાલ વડે ચણતર કરી કંમ્પાઉન્ડ વોલ બનાવવા અને મસ્જિદ બનાવવા માટે ખર્ચની સારી એવી રકમની જરૂર હોય તે પેટે કબ્રસ્તાનના નામે સ્ટેજશોનું આયોજન કરી તેના નાણાથી ઉપર મુજબના કામો કરી શકીએ કે કેમ ?

હદીષની રોશનીમાં ઉપરના બન્નેવ મુદ્દાઓનો વિગતવાર ખુલાસો કરવા આપશ્રીને નમ્ર અરજ છે.

**જવાબ:–૧૮૯/૭** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

કબ્રસ્તાનની દિવાલને પાકી કરી તેનું રક્ષણ કરવું ઘણું જ સારૂ કામ છે વકફની હિફાઝત કરવી આપણી નૈતિક જવાબદારી છે. માટે આપે ઉઠાવેલ કામ ઘણું જ પ્રશંસાને પાત્ર છે.

પરંતુ સ્ટેજ શો કરવાથી શું કહેવા માંગો છો તેની સ્પષ્ટતા કરવી જરૂરી છે જો કોઈ ફિલ્મી એકટરને બોલાવી નાચગાનની મહેફિલ જમાવી રકમ એકત્ર કરવા માંગતા હોય તો એ પ્રમાણે કરવું ઘણા જ મોટા ગુનાહનું કામ છે. અને જો કોઈ દીનની મજલિસનું આયોજન કરી લોકોમાં વકફના રક્ષણ પ્રત્યે સજાગતા પેદા કરવા માંગતા હોય તો વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

تعاونوا على البرو التقوى ولا تعاونوا على الاثم والعدوان۔

## કબ્રસ્તાનમાં મકાન બનાવી રહી શકાય ?

**સવાલ:– ૧૯૦/૮**

અમારા ગામના કબ્રસ્તાનમાં જમાતે એક મુસ્લિમ ભાઈને દરગાહ શરીફ તથા કબ્રસ્તાનની રખેવાળી કરવા માટે નિમેલો છે. જે ભાઈને કમ્પાઉન્ડમાં છેક છેવાડે જમાતે એક (૮×૧૦) ની પતરાની ખોલી બનાવી આપેલ છે. સદરહુ રૂમની આજુ બાજુ કબરો આવેલી છે. જે રૂમમાં હાલમાં રખેવાળી કરનાર ભાઈ એકલા રહે છે. સદરહુ ભાઈની હાલમાં શાદી કરવાની છે, તો શું તે રૂમમાં તે પોતાની પત્નિ સાથે અને ભવિષ્યમાં થનાર ઔલાદ સાથે રહી શકે કે કેમ ? આ બાબતે શર્ઈ રીતે વાંધો આવે કે કેમ ?

**જવાબ:–૧૯૦/૮** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

કબ્રસ્તાનમાં કબ્રસ્તાનની રખેવાળી કરનાર રખેવાળ માટે જે ખોલી બાંધી છે તેમાં શાદી થયા પછી પોતાની પત્નિ અને ઔલાદ સાથે રહેવું યોગ્ય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# મસ્જિદના મસાઈલ

## મસ્જિદનું ખેતર તબ્દીલ કરવું

**સવાલઃ– ૧૯૧/૯**

અમારા ગામની મસ્જિદમાં બે ભાઈઓએ તેમના વાલિદ સાહબના મૃત્યુ પછી એમના વાલિદ સાહેબના સવાબ અર્થે મસ્જિદમાં બક્ષિસ આપેલું; અને બ્લોક નં.૧૮૩ છે, ખેતર મૂળ માલિકોના નામે છે મસ્જિદનો કબજો છે તે ખેતર આશરે સવા બે વીંઘા કરતાં થોડુ વધારે છે જેની વાર્ષિક આવક આશરે રૂપિયા૯૦૦/– છે. હવે સદર ખેતર કરતાં સારૂ ખેતર આસરે સાડા ત્રણ વીંઘા બીજા વિસ્તારમાં આવેલ છે તેના માલિક મસ્જિદના ખેતર સાથે તબ્દીલી કરવા ઈચ્છે છે જેમાં મસ્જિદનો ફાયદો છે; ઉપરાંત તબ્દીલી કરવા માટે મસ્જિદના ટ્રસ્ટીઓ સંમત છે, મસ્જિદમાં બક્ષિસ આપેલ બે માણસોમાંથી એક હયાત છે તે અને મૃત્યુ પામેલ ભાઈના વારસદારો તબ્દીલી કરવા માટે સંમત છે ઉપરાંત મસ્જિદના ટ્રસ્ટીઓને કોઈ પણ પ્રકારના ફેરફાર અને તબ્દીલી કરવાની સંપુર્ણ સત્તા આપે છે તો શરીઅતની રૂએ એનો ખુલાસો આપવા મહેરબાની કરશો

**જવાબઃ–૧૯૧/૯** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

જે માણસે કોઈ જમીન,મકાન વિગેરે વકફ કર્યુ હોય અને તેણે વકફનામામાં જરૂરત વખતે તેને વેચી બીજી મિલકત લેવા સંબધી શરત કરી ન હોય તો તેવા સંજોગોમાં તેનું વેચાણ કરી બીજી મિલકત લેવી જાઈઝ નથી;

પરંતુ જો એ મકાન કે જમીન કંઈ પણ કામની ના રહે તો જમાતના મશવેરાથી વેચી બીજુ મકાન ખરીદી શકાય છે, અને જો જમીન–મકાન કામનું તો હોય છે અને તેની આવક પણ હોય છતાં ઓછી હોય તો તેનુ વેચાણ કરી બદલામાં બીજુ લેવુ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મસ્જિદના બિલ તથા પગાર માટે ફરજિય્યાત ઉઘરાણું લેવું

**સવાલઃ– ૧૯૨/૧૦**

(૧) અમારા ગામમાં મસ્જિદનું લાઈટ બિલ તથા મોઅઝઝિનનો પગાર તથા મદ્રસાના મુદર્રિસોનો પગાર ગામમાં ઉઘરાણું કરીને આપવામાં

આવે છે, તે ઉઘરાણું ગામની કમિટીએ માથા દીઠ શાદી થએલ વ્યકિત પાસેથી ૨૦૦/– રૂપિયા ફરજીયાત કર્યુ છે. માથા દીઠ ફરજીયાત ફરીને તેમની પાસેથી વર્ષે લેવામાં આવે છે જેને મરજીયાત આપવાના હોય તે વત્તા ઓછા પણ આપે છે. તો ફરજીયાત જે ૨૦૦/– રૂપિયા કહી લેવામાં આવે છે તો તે પ્રમાણે ફરજીયાત લેવા જાઈઝ છે કે નહી ? ફરજીયાત લેવામાં નહી આવે તો મસ્જિદનું લાઈટ બિલ અને બીજો ખર્ચ તથા મોઅઝઝિનનો પગાર તથા મદ્રસાના મુદર્રિસોનો પગાર પણ મળી શકતો નથી. મદ્રસો બંધ થાય તેવી વકી છે તો આવા સંજોગોમાં દરેક કામ ચાલુ રાખવા ફરજીયાત ઉઘરાણું જે ગામની કમિટીએ નકકી કર્યુ છે તે લેવુ કેવુ છે ? જવાબ આપવા મહેરબાની કરશો.

(૨) ફકત મદ્રસાનો નિભાવ અને મુદર્રિસોના પગાર ખર્ચ માટે ગામની કમિટીએ માથા દીઠ શાદી થએલ વ્યકિત પાસેથી ૨૦૦/– રૂપિયા ફરજીયાત લેવા જેમનું બાળક મદ્રસામાં પઢતુ હોય કે ના પઢતુ હોય ! અને ગામના બંધારણ પ્રમાણે ૨૦૦/– રૂપિયા ફરજીયાત નકકી કર્યા છે તો આ પ્રમાણે ફરજીયાત રૂપિયા લેવા કેવા છે ? અગર ફરજીયાત ઉઘરાણા પ્રમાણે લેવામાં નહી આવે તો મદ્રસો બંધ થાય એવો સંભવ છે. ગામનો મદ્રસો ચલાવવા અને મુદર્રિસોનો પગાર આપવા આ પ્રમાણે ફરજીયાત ઉઘરાણાની શકલ અપનાવી છે. મદ્રસો બંધ થાય દીની કામ રોકાઈ જાય એ પણ મુનાસિબ નથી તો ફરજીયાત ગામનું ઉઘરાણુ કરી દીની કામ મદ્રસો ચાલુ રાખવું કેવુ છે ? જવાબ આપવા મહેરબાની કરશો.

ઉપરના મસ્અલામાં મદ્રસાના ખર્ચ સાથે મસ્જિદનું લાઈટ બિલ અને મોઅઝઝિનના પગાર માટે છે અને આ મસ્અલામાં માત્ર મદ્રસા અને મુદર્રિસોના પગાર માટે ફરજિયાત ઉઘરાણાની શકલ છે. જવાબનો મુનતજીર

**જવાબઃ–૧૯૨/૧૦** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

આપના પ્રશ્નનો જવાબ આપતા પહેલા કુર્આન શરીફ અને હદીસ શરીફ તથા મસાઈલની ભરોષાપાત્ર કિતાબોના પ્રકાશમાં અમૂક બાબતો નીચે વર્ણન કરૂ છું.

(૧) દીની તાલીમ અગર ઈલ્મ પ્રાપ્ત કરવાના બે પ્રકાર છે. ફર્ઝે ઐન, અને ફર્ઝે કિફાયા. દરેક મુસલમાને પોતાની હાલતને લાગતા દરેક મસાઈલને જાણવુ ફર્ઝે ઐન છે, ફર્ઝે ઐન હોવાનો અર્થ એ થાય કે જો તે પોતાને સંબંધિત મસાઈલને નહી શીખે તો ગુનેહગાર થશે. જેમકે બાલિગ થયે તેના ઉપર નમાઝ ફર્ઝ થાય છે, તેણી પર નમાઝની બાબતનું ઈલ્મ, મસાઈલ જાણવા ફર્ઝે ઐન છે. એવી જ રીતે કોઈ માલદાર હોય જેના ઉપર ઝકાત અને હજ ફર્ઝ થતી હોય તો તેઓએ હજ અને ઝકાતના મસાઈલ જાણવું ફર્ઝ છે, તેવી જ રીતે રોઝા તથા દરેક તે અમલ જેને મોમિન કરવા ઈચ્છતો હોય તે વિષેનું ઈલ્મ હાસિલ કરવુ ફર્ઝ છે. જેને બીજા શબ્દોમાં એ રીતે વર્ણન કરી શકીએ કે કોઈ પણ હુકમ જે અલ્લાહ તઆલા તરફથી બંદાને લાગુ પડતો હોય તે હુકમને અદા કરવાનું ઈલ્મ હાસિલ કરવું ફર્ઝે ઐન છે.

ઉપરોકત વિગત સાથે કોઈ પણ મસાઈલમાં જરૂરતથી વધારે ઈલ્મ હાસિલ કરવું અર્થાત અલ્લાહનો હુકમ તેને લાગુ પડતો હોય કે ન પડતો હોય તેની જરૂરતથી વધુ માહિતી મેળવવી તથા બીજા લોકોને જરૂરત ના પડતી હોય તેની જરૂરતથી વધુ માહિતી મેળવવી તથા બીજા લોકોને જરૂરત પડે માર્ગદર્શન આપવુ એવું ઈલ્મ હાસિલ કરવું ફર્ઝે કિફાયા છે. અલ્લામા શામી (રહ.) ફરમાવે છે :

واعلم أن تعلم العلم يكون فرض عين، وهو بقدرمايحتاج لدينه وفرض كفاية، وهو مازاد عليه لنفع غيره، وهو مندوباً وهو البعرفى الفقه۔

ઉપરાંત તેના સ્પષ્ટિકરણમાં જણાવે છે કે :

من فرائض الاسلام تعلم مايحتاج اليه العبد فى اقامة دينه واخلاص عمله اللّٰه تعالٰى ومعاشرة عباده، وفرض على كل مكلف ومكلفة بعد تعلمه علم الدين والهاماية تعلم علم الوضوء والغسل والصلوة والصوم وعلم الزكاة لمن له نصاب والحج لمن وجب عليه،

والبیوع علی التجار لیحترز عنہ الشبہات والمکروہات فی سائر المعاملات، وکذااصل الحرف، وکل من اشتغل بشئی یفرض علیہ علمہ وحکمہ یمتنع عنہ الحرام فیہ۔

*(શામી: ૧/૧૨૫, ૧૨૬)*

# મદ્રસાના મસાઈલ

## મદ્રસા–બિલ્ડીંગમાં છોકરીઓને માધ્યમિક શિક્ષણ આપવા બાબત

**સવાલઃ– ૧૯૩/૧૧**

આપ સાહેબની સેવામાં જણાવવાનું કે બ્રિટ્રીશ માધ્યમિક શિક્ષણ ૧૬ વર્ષ સુધી ફર્જ છે અને મોટા ભાગે સ્કૂલો મિશ્ર (છોકરા–છોકરી) છે. જેથી છોકરા–છોકરીના પ્રશ્નો ઉભા થાય છે તેમા વળી તે સ્કૂલો સેકસની તાલીમ, સંગીત નાચગાન વિગેરેની પણ સામુહિક તાલીમ અપાય રહી છે આવા વાતાવરણમાં કેવા પ્રશ્નો ઉભા થતા હશે તે આપ સમજી શકો છો તે વસ્તુને ધ્યાનમાં રાખીને છેલ્લા ૧૪ વર્ષથી આ શાળા શરૂ કરવામાં આવી હતી આ મદ્રસાની બિલ્ડીંગમાં ફકત સાંજે ૫ થી ૭ મદ્રસાની તાલીમ આપવામાં આવે છે બાકી ૨૨ કલાક મદ્રસાની બિલ્ડીંગ બંધ રેહતી હતી તો સવારના ૯ થી ૧:૩૦ કલાક સુધી શાળામાં મુસ્લિમ છોકરીઓને શિક્ષણ અપાય રહયુ છે, અને સવાર–સાંજના જે કલાસો ચાલે છે તેમા લાઈટ,ગેસ,કાઉન્સિલ ટેક્ષ, વિમો, રિપેરીંગ વિગેરે ખર્ચાઓ શાળા ભોગવે છે મદ્રસાના ફંડમાંથી કોઈ રકમ વાપરવામાં આવતી નથી એટલે એ બિલ્ડીંગનો બધો જ વહીવટી ખર્ચ સ્કૂલ ભોગવે છે. ઉપરોકત છોકરીઓની રક્ષણની નિય્યતથી આ મદ્રસાની બિલ્ડીંગમાં શિક્ષણ આપી શકાય કે નહી તેના પર જરૂરી માર્ગદર્શન પુરૂ પાડશો.

**જવાબઃ–૧૯૩/૧૧** حامدًاومصلیًا ومسلما۔ ھوالموفق للصواب

મદ્રસાની બિલ્ડીંગ જે સમયે મદ્રસાના કામમાં ન આવતી હોય તે સમયે તેને મદ્રસાનો એહતેરામ જળવાતો રેહતો હોય તો સ્કૂલને ભાડે આપવામાં કોઈ વાંધો નથી તેનું ભાડુ મદ્રસામાં ખર્ચ કરવામાં આવે ભાડા

વગર સ્કૂલ અથવા કોઈને પણ આપવું દુરૂસ્ત નથી. સ્કૂલના સમયમાં ચાલતી લાઈટ,ગેસ,વિગેરે ખર્ચ પણ સ્કૂલ પાસેથી વસૂલ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મદ્રસાની બિલ્ડીંગ બાંધવા બાબત

**સવાલઃ– ૧૯૪/૧૨**

મદ્રસાની બિલ્ડીંગ ખુબ જ જરજરીત હાલતમાં છે અને તેને ફરીથી નવેસરથી બાંધવાની છે તો ઉપરોકત બને હેતુ માટે લિલ્લાહ રકમ ઉઘરાવીને આ બિલ્ડીંગ બાંધી શકાય કે કેમ તેના પર જરૂરી માર્ગદર્શન પુરૂ પાડશો.

**નોંધઃ–** વકફ મિલકતના બંધારણમાં ચેરીટી કમિશનને આપેલા કાગળોમાં ધાર્મિક તથા એજયુકેશન જણાવવામાં આવેલુ છે, ઘણા વર્ષ પહેલા.

**જવાબઃ–૧૯૪/૧૨** حامدًاومصليًا ومسلما_ هوالموفق للصواب

મદ્રસાની બિલ્ડીંગનું નવેસરથી બાંધકામ કરવામાં આવે કે સમારકામ કરવામાં આવે મદ્રસાના નામથી ચંદો કરી તેનું બાંધકામ કરવામાં આવે. સંયુકત ચંદો કરવામાં ન આવે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## ગ્રામજનોની સંમતી વિના મદ્રસાના બે ભાગ

**સવાલઃ– ૧૯૫/૧૩**

(૧) અમારા ગામે પાદર વિભાગ અને ગામતળ વિભાગ એમ બે વિભાગો છે. ગામમાં સર્વ સંમતીથી ગામની મધ્યમાં એક મદ્રસો ચાલે છે. ગામમાં નાઈત્તેફાકી પેદા કરી, ગામતળ વિભાગમાં અલગ મદ્રસો સરૈયા કરી સુન્નત જમાતના બે મુતવલ્લીઓ (ટ્રસ્ટી)સિવાયના એક મુતવલ્લી (ટ્રસ્ટી)ની રજામંદી વિના ચાલુ કર્યો છે. અને તે મસ્જિદની બાજુમાં મસ્જિદની જગ્યા ઉપર જે મસ્જિદના ઈમામ, મોઅઝ્ઝિન, મદ્રસાના ઉસ્તાદોના રહેઠાણ માટે બનાવેલા મકાનમાં ચાલુ કર્યો છે. તો શું એ સરૈયા સુન્નત જમાતની માલિકીના મકાનમાં એ અલગ મદ્રસો (પ્રાઈવેટ) ચાલુ કરી શકાય ખરો ? અને સરૈયા સુન્નત જમાતની જે સરૈયા ગામના મદ્રસા નિભાવ માટે વકફ મળેલી મિલકતોની આવકમાંથી એ અલગ (પ્રાઈવેટ) મદ્રસાના ઉસ્તાદોનો પગાર આપી શકાય ?

(૨) જે અલગ મદ્રસો ચાલુ કરવામાં આવ્યો છે એ મદ્રસામાં જે સરૈયા સુન્નત જમાતના માતહત મદ્રસો ચાલે છે, તે મદ્રસાના સદર મુદર્રિસ હતા અને તેઓ ગામની મસ્જિદમાં ઈમામત પણ કરતા હતા અને બે મુતવલ્લીઓ પૈકીના એક મુતવલ્લી (ટ્રસ્ટી)એ ના કહેવા છતાં પેલા અલગ (પ્રાઈવેટ) મદ્રસામાં ઉસ્તાદ તરીકે જોડાઈ ગયા છે.

અમારે ત્યાં જમાતના મદ્રસામાં જેઓ સદર મુદર્રિસ હોય તેઓને જ ગામની મસ્જિદમાં ઈમામત પણ કરવાની હોય છે; આ રિવાજ વર્ષોથી ચાલે છે. અને મસ્જિદની આવકમાંથી રૂા.૧૫૦/– તથા મદ્રસાની આવકમાંથી રૂા.૪૫૦/– આમ કુલ રૂા.૬૦૦/– નો પગાર અપાય છે.

જયારે આ ઈમામ સાહબ જમાતનો ચાલતો મદ્રસો છોડી પેલા ખાનગી મદ્રસાના ઉસ્તાદ તરીકે જતા રહેલા હોય એમણે અર્ધા ગામવાસીઓની અવગણના કરવાથી એમના એક તરફી વલણથી અમો પાદર વિભાગના જમાતી ભાઈઓને ખુબ જ મન દુઃખ થયુ હોય અમો પાદર વિભાગ વાળા ભાઈઓ એ ઈમામ સાહબની પાછળ નમાઝ પઢવી યોગ્ય માનતા નથી તો આવા સંજોગોમાં આ ઈમામ સાહેબે ઈમામત કરવી જોઈએ ખરી ?

<u>**જવાબઃ–૧૯૫/૧૩**</u> حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

હદીસ શરીફમાં આવે છે કે મુસલમાનોનું આપસમાં લડાઈ ઝગડો કરવા અને દીનને બરબાદ કરવાવાળી વસ્તુ છે. જેના લઈ દરેક મુસલમાનોને જરૂરી છે કે પ્રત્યેક મુસલમાન લડાઈ ઝગડાથી દૂર રહે અને એવું કોઈ કાર્ય પણ ન કરે જે મુસલમાનોની એકતાઓ સંગઠનને વેર વિખેર કરનારૂ હોય જેમાં સવાબમાં પુછેલી હાલતમાં કોઈ ટ્રસ્ટી જયાં એક ટ્રસ્ટના માતહત ગામમાં એક મદ્રસો ચાલતો હોય તેવા સમયે કોઈ શર્ઈ ઉજર કે કારણ વગર તે ટ્રસ્ટની સર્વ સંમતીથી ઠરાવ કર્યા વિના તે ટ્રસ્ટની જગ્યામાં મદ્રસો ચાલુ કરવો સહીહ નથી મજકૂર ટ્રસ્ટના માતહત જે મદ્રસો ચાલે છે તેમાં પઢાવતા મુદર્રિસોનો પગાર તેની વકફ મિલકતમાંથી આપી શકાશે.

બીજો મદ્રસો જે ટ્રસ્ટીઓની સર્વ સંમતી વિના કોઈ શર્ઈ કારણ વગર શરૂ કરવામાં આવ્યો છે, તેમાં તાલીમ આપતા મુદર્રિસોને સરૈયા ગામના

મદ્રસાના નિભાવ માટે જે મિલકત વકફ છે તેમાંથી પગાર આપવો જાઈઝ નથી.

(૨) સવાલમાં દર્શાવ્યા પ્રમાણે ઈમામની પાછળ નમાઝ પઢવાથી કોઈ પણ જાતની કરાહત વિના અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# વકફના વિવિધ મસાઈલ

## વકફની માત્ર નિય્યત કરવી

**સવાલઃ– ૧૯૬/૧૪**

શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસઅલા વિષે કે એક માણસે પોતાની માલિકીના ત્રણ ગાળાનું મકાન જેના નીચે તેમજ ઉપર મળી છ ખંડ થયા તેમાંથી બે ખંડમાં નીચે હાલમાં મદ્રસો ચાલે છે. બાકી ચાર ખંડમાં ભાડુતો રહે છે, જેનું ભાડુ મદ્રસાના મુદર્રિસોને પગાર પેટે અપાય છે, પગારમાં ઘટતી રકમ પોતાની પાસેથી ઉમેરી આપે છે. તેમજ હાઉસ ટેક્ષ પણ મકાન માલિક પોતાની પાસેની રકમમાંથી ભરે છે તેમા સદર મકાનની બાજુમાં ખુલ્લી જમીન છે તે પણ પોતાની માલિકીની છે તે પણ આ મકાન સાથે મદ્રસાને વકફ કરી આપવાની નિય્યત આસરે પાંચ વર્ષથી કરેલી છે. હવે હાલમાં સદર મકાનના નીચેના એક ખંડમાં રહેનાર એક ભાડુત સદર મકાન તેમજ તેની સાથેની ખુલ્લી જમીન મકાન માલિક પાસેથી વેચાણ માંગે છે. તો મકાન માલિક આ હાલતમાં મકાન વેચી જે રકમ ઉપજે એ રકમ પુરેપુરી રકમથી બીજી જગ્યા લઈ બાંધકામ કરી મદ્રસાને વકફ કરી આપે તો શરીઅતની રૂએ ઉપરની હકીકત જણાવેલી છે એ બરાબર છે ?

**જવાબઃ–૧૯૬/૧૪** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

માત્ર વકફ કરવાની નિય્યતથી જે તે વસ્તુ માટે નિય્યત કરી છે તેના પર વકફના હુકમો લાગુ પડતા નથી. જયાં સુધી કે જે શબ્દો બોલવાથી વકફ થાય છે તે શબ્દો બોલશે નહી.

(શામીઃ ૬/૫૨૨)

સવાલમાં પુછેલ વિગતમાં માત્ર વકફ કરવાની જ નિય્યત છે, જેના લઈ મકાન તથા જમીન પર વકફના હુકમો લાગુ પડશે નહી, જેથી મઝકૂર

મકાન તથા તેની બાજુમાં જગ્યા વેચી બીજી જગ્યા ખરીદી વકફ કરવું દુરૂસ્ત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## પોતાની હયાતીમાં મિલકત વકફ કરવી

**સવાલઃ– ૧૯૭/૧૫**

એક માણસની પત્નિ હયાત છે અને ચાર દિકરા અને ચાર દિકરીઓ પણ હયાત છે. પત્નિનો પતિ દિકરાઓ અને દિકરીઓને હજ પઢવા જવા માટે અમુક રકમ એક સરખી બધાને હદિયાની નિય્યતથી આપે છે.

એ સિવાય તે માણસ પોતાના પોત્રાઓ અને પોત્રીઓને દીની તાલીમ તથા બીજા તબ્લીગ જેવા અન્ય દીની કામો (હજ વગેરે) માટે એક ફેમિલી ટ્રસ્ટ બનાવે અથવા કાનૂની તકલીફોને ટ્રસ્ટ બનાવવાના બદલે દરેક પોતાના દિકરાઓને પોતાના પોત્રા પોત્રીઓ માટે દીની કામોના માટે ખાસ પોતાની મિલકતમાંથી થોડોક ભાગ પોતાની હયાતીમાં આપવા માંગે છે હવે એ રકમ ફકત છોકરાઓને જ આપે (પોત્રા પોત્રીઓને) અને દિકરીઓને ના આપે તો એ જાઈઝ છે ? આ રીતે કરી શકે છે ? બાકી મિલકત ઘણી રહે છે તેમાં શરીઅત મુજબ વસિય્યત કરવા માંગે છે તો એ જાઈઝ છે ?

**જવાબઃ–૧૯૭/૧૫** حامدًا و مصليًا و مسلما_ هو الموفق للصواب

શર્ઈ દ્રષ્ટિએ જે રીતે પણ વકફ કરવામાં આવે તે સવાબનું કામ છે પરંતુ પોતાની ઔલાદ, કુંટુંબીજનો માટે અને સગા–વહાલાઓ માટે વકફ કરવું તે વધારે અફઝલ છે બીજા વકફો કરતા અને ઘણા જ સવાબને પાત્ર છે. જે હેતુઓ માટે વકફ કરવામાં ધાર્મિક અથવા ખૈરાત કે ખૈરાતના કામોમાં તેનો સમાવેશ થતો હોય. *(ફતાવા આલમગીરીઃ ૧/૨૯૭)*

સવાલમાં જણાવ્યા મુજબ વકફ ટ્રસ્ટ બનાવવુ જાઈઝ અને સવાબનું કામ છે અને કાનૂની અડચણના લઈને અગર દરેક પુત્રના માલમાંથી તે રકમ આ સવાબના કાર્ય માટે પોતાની હયાતીમાં આપવા માંગે તો આપી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મુતવલ્લીનું પોતાની હયાતીમાં અન્યને મુતવલ્લી બનાવવુ

**સવાલઃ– ૧૯૮/૧૬**

કયા ફરમાતે હે ઉલમાએ દીન વ મુફતિયાને કિરામ ઈસ મસ્અલેમે

કે, ઝૈદ એક મસ્જિદ કા જાનશીન વ મુતવલ્લી થા. ઝૈદ ઈસ મસ્જિદ વ દરગાહકા વાહિદ બાઈખ્તિયાર હસ્બે દસ્તૂર સાબિક બઝરિઆ તવલિયત નામા મુન્તખબ કર્દા થા. ઝૈદ જો કે બઝરિઆ તવલિયતનામા બાઝાબ્તા મુન્તખબ કર્દા થા. ઉસકો અપની જાનિબ સે મુતવલ્લી વ જાનશીને મસ્જિદ ઓર સજજાદાનશીન વ મુતવલ્લી દરગાહ કે લિએ અપની જાનિબસે મુનાસિબ શખ્સકો અપની હયાત મે મુકર્ર કરને કે ઈખ્તિયારાત દિએ થે ઓર ઉસે યે હક હાસિલ થા કે બમૂજબ અપને ઈખ્તિયારાત સોંપે; લિહાઝા ઝૈદ મુતવલ્લી વ જાનશીન મસ્જિદ ઓર સજજાદાનશીન વ મુતવલ્લી દરગાહ મઝકૂરહને ઝઈફ ઉમરી કી વજહ સે અપની હયાત મે અપની જાનિબ સે હસ્બે દસ્તૂર સાબિક બઝરિઆ તવલિયતનામા મુઅર્રખા ૩/૧૨/૭૦ કો ઈસ મસ્જિદ વ દરગાહ કા અપની જાનિબ સે બાઝાબ્તા સજજાદા નશીન વ મુતવલ્લી દરગાહ ઓર જાનશીન વ મુતવલ્લી મસ્જિદ મઝકૂરા મુકર્ર કર દિયા.

ઉસ સે પહેલે ભી ઈસ તરહ બાઝાબ્તા મસ્જિદ વ દરગાહ મઝકૂરા કે જાનશીન વ મુતવલ્લિયાન ઓર સજજાદગાંન વ મુતવલ્લિયાન બમૂજબ તવલિયતનામા જાત એક કે બાદ દૂસરે કો ઈસ તરહ ઈખ્તિયારાત દેતે ચલે આએ હે. ઝૈદ કા મુન્તખબ કર્દા મૌજૂદા મુતવલ્લી જાનશીન મસ્જિદ ઓર સજજાદા નશીન વ મુતવલ્લી દરગાહ મઝકૂરા બ મૂજબ તવલિયતનામા મુઅર્રખા ૩/૧૨/૭૦ હસ્બે દસ્તૂર સાબિક બાઝાબ્તા કાઈમ હે. મસ્જિદ વ દરગાહ કા જાનશીન વ મુતવલ્લી વ સજજાદા નશીન વ મુતવલ્લી બ રૂએ શરીઅતે મુહમ્મદિય્યા મુકર્રર કિયા જા સકતા હે ?

**જવાબઃ–૧૯૮/૧૬** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

ઝૈદ અગર ઈસ મસ્જિદ વ ખાન્કા કા બાઈખ્તિયાર મુતવલ્લી થા ઓર ઈસ સે પેશતર ભી ઈસ તરહ ઈસ દરગાહ ઓર મસ્જિદ કે બાઈખ્તિયાર મુતવલ્લી રહે ઓર ઉન્હોને તવલિયત દૂસરે કો સોંપ દી ઈસ તરહ ઝૈદને અપના જાનશીન ઓર મુતવલ્લી મુકર્રર કર દિયા, તો જિસ કો ઉન્હોને મુતવલ્લી મુકર્રર કિયા હે વો ઈસ દરગાહ ઓર મસ્જિદ કા મુતવલ્લી હે ઈસ્કો ઈસ દરગાહ વ મસ્જિદ કે ઈન્તિઝામ કા હક હાસિલ હે,

**બશર્તે કે વહ દીનદાર, સાહિબે બસીરત શખ્સ હો ઓર તવલિયત કી એહલિયત રખતા હો.**

**સૂરતે મસ્અલા મે વકફનામા તો ઝાએઅ હો ચુકા હે જેસા કે આપને તહરીર કિયા હે ઈસ લિએ વકફનામા કો દેખ કર મઅલૂમ કરના વાકિફ ને મુતવલ્લી કો કયા કયા ઈખ્તિયારાત દિએ થે મુમકિન નહી લેકિન અગર ઈસ સે પેહલે કે મુતવલ્લી હઝરાત ભી અપની હયાત મે દૂસરોં કો મુતવલ્લી બનાતે આયે હે, એસી સૂરતમે જબકે વકફનામા મૌજૂદ નહી હે માકબ્લ કે મુતવલ્લી કે અમલ કે મુતાબિક હી અમલ કિયા જાએગા.**

**અલ્લામા આબિદીન શામી કે હાશિયામે લિખ્તે હે,**

امالو اقتطع ثبوته ففى الخصاف ان الاوقاف۔ الخ استحسانا۔ (٣٩٤)

**લિહાઝા સૂરતે મસ્અલામેં ભી અગર ઈસ સે કબ્લ કે મુતવલ્લી હઝરાત ભી મસ્જિદ વ દરગાહ કે મુતવલ્લી અપની ઝીંદગીમે બનાતે આયે હેં તો ઝૈદ કો ભી અપની ઝીંદગી મે દૂસરે શખ્સ કો મુતવલ્લી બનાના જાઈઝ થા અગર ઝૈદને કિસી દીનદાર જો તવલિયત કા અહલ હો ઉસ્કો મુતવલ્લી બના દિયા તો ઝૈદ કા યહ ફેલ શરઅં દુરૂસ્ત હે ઓર અબ ઝૈદ કા બનાયા હુવા શખ્સ હી મુતવલ્લી હે ઓર ઉસ્કો તમામ જાઈઝ તસર્રુફાત શરીઅત કે હુદૂદ મે કરના દુરૂસ્ત હે.**

**દુર્રે મુખ્તાર મે લિખ્ખા હે :**

اراد المتولى اقامة غيره مقامه فى حياته وصحته كان التفويض عام صح۔ والا۔ لايصح

**ઓર શામી મે હે :**

وشمل كلام المضف المتولي من جهة القاضى اواقف كما فى اتفع الوسائل عن التستمه۔ والله اعلم بالصواب

(٤١١/٣)

**દારૂલ ઈફતા અમારતે શર્ઈયા બિહાર ઓરીસ્સા**

..............................................................

દારૂલ ઈફતા શાહી મસ્જિદ મુરાદાબાદ યુ.પી. જવાબ સહીહ હે.

અબ્દુર્રહમાન ગુફિર લહુ.

..............................................................................

જવાબ હમારે નઝદીક ભી અમારતે શર્ઈયા બિહાર, ઓરીસ્સા કે દારૂલ ઈફતા કા મજકૂરા બાલા જવાબ સહીહ હે. વલ્લાહુ અઅલમ.

હર્રરહુ : મુહમ્મદ નસીર ગુફિર લહુ

મદ્રસા જામિઉલ ઉલૂમ જામેઅ મસ્જિદ,પટકાપુર, કાનપુર

..............................................................................

વકફનામા મે તવલિયત કી શર્ત તબ્દીલ હો યા ન હો બાકાઈદા એહલિયતે તવલિયત વ જાનશીન તબ્દીલ જાઈઝ હે. અગર તઆમુલ ઈસ પર હે જો ઝૈદ ને કિયા તો ઝૈદ કા મુન્તખબ મુતવલ્લી વ સજજાદા નશીન કી તવલિયત વ સજજાદા નશીની જબકે ઈસ કી અહલિયત રખતા હો. બહરુર્રાઈક મે હે :

التولية من الواقف خارجه من حكم سائر الشرائط لان له فيها التغير و التبديل كلما بداله من غير لشرط الخ۔

ખાદિમ દારૂલ ઈફતા : અ.વાજિદ આદિરી ગુફિર લહુ

..............................................................................

બન્દા કે નઝદીક મઝકૂરા બાલા જવાબાત વ તસ્વીબ દુરૂસ્ત હે.

કતબહુ અલ અબ્દ : સિરાજ અહમદ મિલ્લી

દારૂલ ઈફતા વલ કઝા, માલેગાંવ

..............................................................................

અગર હસ્બે દસ્તૂર સાબિક ઝૈદ કો યહ ઈખ્તિયાર દિયા ગયા થા કે વો અપની હયાતી મે કિસી મુનાસિબ શખ્સ કો મસ્જિદ ઓર દરગાહ કા મુતવલ્લી બનાના ચાહે તો બના સકતા હે, તો એસી સૂરત મે ઈસ્કા યે મુતવલ્લી બનાના અઝ રૂએ શરઅ દુરૂસ્ત હે, તન્વીરૂલ અનાર મે હે.

ارادالمتولی اقامة غیره فی مقامه فی حیاته ان کان التفویض عاما صح والا لا ۔ (شامی : ۳/٤۱۱)

રદદુલ મુખ્તાર મે ઝખીરા કે હવાલા સે હે:

مثل شیخ الاسلام عن وقف مشهور اشتبهت تصارقه وقدر

مایصرف الی مستحقیه الی فیعمل الی ذالك۔ (۴۰۴/۳)

કતબહુ : મુહમ્મદ અબ્દુર્રહમાન ગુફિર લહુ

ખાદીમ : દારૂલ ઉલૂમ એહલે સુન્નત શમ્સુલ ઉલૂમ ગોષે આ'ઝમ, ગઢ, યુ.પી.

.......................................................................................................

અહકર કે નઝદીક અમારતે શઈયા, બિહાર વ ઓરિસ્સા કે દારૂલ ઈફતા કા જવાબ સહીહ હે. વલ્લાહુ અઅલમ.

હરર્રહુ અલ અબ્દ: અહમદ દેવલ્વી

ખાદિમ : દારૂલ ઈફતા, દારૂલ ઉલૂમ માટલીવાલા ભરૂચ

# પ્રકરણ – (૧૯)

# "વેપાર"

## વેચેલો માલ પાછો લેવામાં આવશે નહિં.

**સવાલઃ– ૧૯૯/૧**

ભરૂચ કતોપોર બજારમાં મારી કાપડની દુકાન છે, જેથી નીચે મુજબના મસ્અલાની જાણ કરવા અરજ કરૂ છું. તો ખુલાસા વાર જવાબ આપશો. અમે દુકાનમાં બોર્ડ લગાવ્યુ છે કે "વેચેલો માલ પાછો લેવામાં આવશે નહી." જે નીચેના સંજોગોને અનુરૂપ જવાબ આપશો.

(૧) ગ્રાહક જે માલ લઈ જાય છે. તે તાકાઓમાંથી કપાવીને લઈ જાય છે અને કાપેલો માલ પાછો લાવે છે, એ પાછો આવેલો માલ વેચવામાં તકલીફ પડે છે અને નુકસાન થાય છે, તથા ઘણા વખતે તો મુદ્દલ રકમ પણ ઉપજતી નથી.

(૨) ઘણા વખત એવું બને છે કે ગ્રાહક માલને લઈ ગયા પછી બીજાના કહેવાથી અથવા બીજા વેપારીના કહેવાથી કે તમે ભાવ વધારે આપીને આવ્યા છો, ત્યાંનો માલ સારો નથી નીકળતો જે તદ્દન ખોટી હકીકત હોય છે. ઉલટાનું ભાવ વ્યાજબી હોય છે તથા માલ ઘણો જ સારો હોય છે.

છતાં બીજાના કહેવાથી માલ પાછો લાવે છે. આવુ લગભગ દરરોજ બનતુ હોય છે.

(૩) ઘણા વખત એવું પણ બને છે કે ગ્રાહક એ માલ લઈ જાય છે. પછી ઘેર ગમતુ ન હોય તો પણ પાછા લાવતા હોય છે.

(૪) ઘણા વખત ગ્રાહક જાતે પણ અસંતોષી હોવાથી માલ લઈ ગયા પછી પાછો લાવે છે, તો આ તબકકે અમે જે બોર્ડ લગાવ્યું છે તે તથા ગ્રાહકને કહીને આપીએ છીએ કે આ માલ પાછો લઈશું નહી તો એ શરીઅતની રૂએ યોગ્ય છે કે નહી ? જે જણાવશો.

**જવાબઃ–૧૯૯/૧** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

જયારે એક વસ્તુનો સોદો (વેચાણ કે ખરીદી) થઈ ગયો ત્યાર પછી તે વસ્તુ બીજી જગ્યાએ સસ્તી મળવાના લઈને ગ્રાહક (ખરીદનાર) તે વસ્તુને પાછી કરવા માંગે તો વેપારીને તે વસ્તુને શરીઅતની રૂએ પાછુ લેવું જરૂરી નથી. હાં ! વેપારી પોતાની ખુશીથી પાછી લઈ લે તે જુદી વાત છે.

*(હિદાયાઃ૩/૪)*

એ જ પ્રમાણે જયારે બોર્ડ લગાવી આપ્યુ છે કે વેચેલો માલ પાછો લેવામાં આવશે નહી. અથવા વેપારીએ ગ્રાહકને કહયુ કે આ માલ છે, પસંદ પડે તો લ્યો પાછળથી તકરાર ચાલશે નહી અને વેચેલો માલ પાછો લેવામાં આવશે નહી, તો ઘરે પસંદ ના આવ્યો અથવા કોઈ નુકસાની નીકળી આવી તો વેપારીને તે માલ પાછો લેવો શરઈ દ્રષ્ટિએ જરૂરી નથી. હાં ! પોતાની ખુશીથી પાછો લે તો તેની મરજીની વાત છે, વેચેલો માલ પાછો લેવામાં આવશે નહી. એ પ્રમાણેનું બોર્ડ લગાડવામાં શરઈ દ્રષ્ટિએ કોઈ વાંધો નથી. ગ્રાહક કોઈ વસ્તુ ખરીદ કરી લીધા પછી તે વસ્તુ પાછી કરવા માંગે છે અને વેપારી તે વસ્તુને પાછી લઈ લે વેચેલ કીંમતથી જ તો તેની શરીઅતની પરિભાષમાં "ઈકાલા" કહેવામાં આવે છે. જેની હદીસ શરીફમાં ઘણી ફઝીલત આવી છે. જેનો સાર આ છે કે જે વેપારી ગ્રાહક પાસેથી ગ્રાહકના પસતાવાના લઈને વેચેલો માલ પાછો લઈ લેશે અલ્લાહ તઆલા કયામતના દિવસે તેના નાના ગુનાહને માફી આપશે. *(હિદાયાઃ૩)*

હાં ! જો ખરીદ કરતી વખતે એમ કહયુ કે મને એકાદ બે ત્રણ દિવસ

સુધી લેવાનો અથવા ન લેવાનો અધિકાર છે. મરજીમાં આવશે તો રાખી લઈશું અને નહી તો પરત કરી આપીશું તો આ પ્રમાણે જો શર્ત કરવામાં આવી હોય તો જેટલા દિવસ નકકી કર્યા હશે એટલા જ દિવસમાં જો વસ્તુ પાછી કરવા માંગે તો પાછી કરી શકે છે.

એ જ પ્રમાણે કોઈ વસ્તુ જોયા વિના ખરીદ કરી તો જયારે જુએ ત્યારે તેને અધિકાર છે જો પસંદ હોય તો રાખે; નહી તો પરત આપે, ચાહે તો તેમાં કોઈ જાતની ખામી કે નુકસાની ન હોય અને જેવી લેવાની નકકી કરી હતી તેવી જ હોય ત્યારે પણ તેને રાખવા અથવા ન રાખવાનો અધિકાર છે.

*(હિદાયાઃ ૩/૧૯)*

એ જ પ્રમાણે કોઈ વસ્તુ ખરીદ કરી લીધા પછી કોઈ નુકસાની માલૂમ પડી જેમકે તાકામાં અંદરના ભાગમાં વણાટ ખરાબ નીકળયુ અથવા તાકો કાતરેલો નીકળ્યો તો ગ્રાહકને તે વસ્તુને પરત કરવાનો અધિકાર છે. અને જો તે વસ્તુ રાખવા માંગે તો રાખી શકે છે પરંતુ નુકસાનીના બદલામાં જે ઓછી કીંમત આપવા માંગે તો તે જાઈઝ નથી. જે ભાવ નકકી કર્યો છે તે ભાવ આપવો પડશે. હાં ! જો વેપારી પોતે ઓછી કીંમત લેવા તૈયાર હોય તો ઓછી દેવી જાઈઝ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(હિદાયાઃ ૩/૨૩)*

## એક વસ્તુ બે માણસોને વેચવી

**સવાલઃ– ૨૦૦/૨**

ઝૈદને અમર સે એક દરખ્ત ખરીદા ઓર ઉસ કી કુલ કીંમત ભી અદા કર દી ઓર ઉસ મે સે થોળા થોળા કાટ કર કામ મે લાતા રહા, ઓર દરખ્ત અપની જગહ પર કાયમ રહા, બાત એક અર્સા ગુઝરને કે અમર કો બકરને બેહકાયા ઓર કહા કે તુમ્હારી ઝમીન પર દરખ્ત મોટા હો ગયા હેં ઓર અબ ઉસકી કીંમત બહોત ઝયાદા હો ગઈ હે ઈસ કો કિસીકો ફરોખ્ત કર દો, લેકર મેરે હાથ ફરોખ્ત કર દો ઓર મે ઉસકો દેખ લુંગા વો કયા કરતા હે યઅની પહેલા ખરીદાર, બકર ચુંકે ગાંવ મે બાઅષર આદમી હે અમર ઉસ કે બેહકાવે મે આગયા ઓર બકર કે હાથ ચુપકે સે દરખ્ત કો ફરોખ્ત કર દિયા, અબ દર્યાફત તલબ અમ્ર યે હે કે બકર કા દુસરે કા દરખ્ત ખરીદે હુવે કો ખરીદના જાઈઝ હે ? ઓર ઉસ કી કીંમત અમર કે લિયે જાઈઝ હોગી ?

શરીઅત કી રૂ સે ઉસ કા કયા હુકમ હે ?

**જવાબ:—૨૦૦/૨** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

સૂરતે મસ્‌ઉલા મે આપ કે લિખને કે મુતાબિક જબ પહેલે ખરીદાર ને ઉસ કો શર્ઈ એઅતેબાર સે ખરીદ લિયા હે ઓર ઉસ કી કીંમત ભી અદા કર દી હે તો વહી ઉસ કા માલિક હુવા, દુસરે આદમી કે બેહકાને સે બેઅ મે કોઈ ખરાબી નહી આયેગી, બલ્કે એક આદમી કી ખરીદારી ઓર બેઅ પર દુસરે કે ભાવ તાલ કરને સે હદીસ શરીફમે મના ફરમાયા ગયા હે.

نهى رسول الله صلى الله عليه وسلم عن النجش الخ وعن السوم على سوم غيره۔

*(હિદાયા:૨/૫૦)*

મઝકૂરા સૂરત મે જબ અવ્વલ ખરીદાર માલિક હો ગયા ઓર ઉસ ને કબ્જા કરકે ઈસ્તેમાલ ભી કિયા તો અવ્વલ માલિક કા ઉસ દરખ્ત સે કોઈ તઅલ્લુક નહી રહા ઓર ઉસ કો યે દરખ્ત દુસરે આદમી કે હાથ ફરોખ્ત કરના જાઈઝ નહી હે. ફકત વલ્લાહુ અઅલમ

## શું વટાવ લેવો જાઈઝ છે ?

**સવાલ:— ૨૦૧/૩**

હું કપાસનો વેપાર કરૂ છું અને કપાસના ધંધામાં પૈસાની જરૂર ઘણી રહે છે જેથી જંબુસર અથવા આમોદ (સી.સી.આઈ.) સરકારી માણસો કપાસ ખરીદે છે પરંતુ તે પૈસા રોકડા આપતા નથી ૧૨ થી ૧૫ દિવસ ફેરની રસીદ આપે છે તે રસીદ ઉપર ૧૫ દિવસે બેન્કમાંથી પૈસા મળે છે પરંતુ જો વેપારીને પૈસા રોકડા જોઈતા હોય તો બીજા શરાફો એ રસીદ લઈને રૂપિયા૮ થી ૧૦ કિવિન્ટલે કાપી લઈ જે આપણને પૈસા રોકડા આપે છે, તો એ વટાવ આપવો જાઈઝ છે ?

કેટલાક મુસ્લિમ મુડીવાદીઓ આ રીતે વટાવ કાપીને પૈસા વેપારીને આપે છે તો એ આપવુ અને વટાવ કાપી લેવો જાઈઝ છે ?

**જવાબ:—૨૦૧/૩** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

રોકડા પૈસા લેવા માટે શરાફો રૂપિયા ૮ થી ૧૦ કિવન્ટલે કાપીને વેપારીને રોકડા પૈસા આપે છે એ યોગ્ય નથી જેમકે આપે સવાલમાં પુછયુ

છે અલબત શરાફને વકીલ બનાવવામાં આવે છે. અને એ રસીદ આપીને કહેવામાં આવે કે આ પૈસા તુ વસૂલ કરી લેજે તને મહેનતાણુ આપીશ, અને કહેવામાં આવે કે તું મને આટલા રૂપિયા કર્જ અને મહેનતાણુ આ રસીદમાંથી જ વસૂલ કરી લેજે આ પ્રકારનો જવાબ ઈમદાદુલ ફતાવા મૌલાના થાનવી (રહ.)ના ફતવાથી મળે છે.

મવલાના થાનવી (રહ.)ને પુછવામાં આવ્યુ કે ઝૈદને બઈવઝ કુછ અપને ગુઝિશતા હિસાબ કિતાબ કે મસલન ચારસો પચાસ રૂપિયે નકદ દિલા પાને કી ડીગ્રી એક અંગ્રેજ પર બાકાયદા હાસિલ કરલી હૈ. અંગ્રેજ ચંદ માહમે બિલઅકસાત મબ્લગાને મઝકૂરા અદા કરેગા ઝૈદ ચુંકે કિસી દૂર દરાઝકા બાશિન્દા હે યહાં મુકીમ નહી રહ સકતા લિહાઝા વો કિસી દુસરે શખ્સ મસલન ખાલિદ કો જો યહાં મુકિમ હૈ વો ડીગ્રી મંજૂર બદીંશર્ત હવાલે કરતા હે કે ખાલિદ ઉસ કો દો સદ રૂપિયા નકદ યકમુશ્ત અભી અદા કરે ઔર બાદમે દો સદ રૂપિયા બિલઅકસાત વસૂલ કરકે અપને કબ્જ વ તસર્રૂફમે લાવે ઝૈદ કો ઈસ રકમ સે કોઈ વાસ્તા ન હોગા, આયા ખાલિદ જો યહાં કા મુકીમ હૈ. ઝૈદ કી શર્તે મઝકૂરા બાલા કો શર્અન કર લેનેકા મજાઝ હે યા નહી ? ઈસ કારવાઈમે કોઈ અમ્ર ખિલાફે શરીઅત તો નહી ?

જવાબઃ– યહ તો જાઈઝ હૈ મગર યું કરકે ખાલિદ કો વકીલ બનાવે કે તુમ ઈસ અંગ્રેજ સે તકાઝા કર કે વસૂલ કરો. ઔર અઢાઈસો રૂપિયે ઈસ કામ પર તુમહારી ઉજરત હૈ. ઔર ૨૦૦ રૂપિયા તુમ હમકો કર્ઝ દે દો. વોહ ભી વસૂલ કરકે અપને કર્ઝ મે રખલેના .ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવાઃ૩/૩૨૨)*

## બાનાખતની રકમનો હુકમ

**સવાલઃ– ૨૦૨/૪**

જમીન અથવા મકાનોના દસ્તાવેજ કરતા પહેલા ખરીદનાર પાર્ટી માલિકને કીંમતમાંથી ૧૦ ટકા બાનાખત કરી આપે કે બાનાખતમાં પુરો દસ્તાવેજ કરવાની મુદત હોય છે. એ મુદત પુરી થયા પછી ખરીદનાર દસ્તાવેજ ન કરે તો માલિક ૧૦ ટકા બાનાખતની રકમનો હકદાર ખરો ?

**જવાબઃ–૨૦૨/૪** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

વેચનાર બાનાની રકમ ખરીદનારને પાછી કરી આપે, જમીનના માલિક (વેચનાર) તેના હકદાર નથી, બાના પેટે જે રકમ આપવામાં આવે છે, તે કીંમતનો એક ભાગ છે, જે એડવાન્સ લેવામાં આવે છે ત્યાર પછી સોદો પાકો થઈ ગયા પછી બાકીની કીંમત લેવામાં આવે છે, હવે જો સોદો ના થઈ શકે તો બાનુ પાછુ કરવુ જરૂરી છે, તેને રોકી રાખવુ કે ન આપવુ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ફતાવા મહમૂદિય્યાઃ૩/૧૭૦, કિફાયતુલ મુફતીઃ૮/૪૩)*

## મકાનનો ઉપરનો માળ બનતા પહેલા વેચવો

**સવાલઃ– ૨૦૩/૫**

એક માણસ પાકુ મકાન બનાવે છે, અને નીચેનું મકાન વેચવા માંગે છે. એ શર્તે કે નીચેના ઘર–જમીન વેચાણ આપુ છુ, અને ઉપર જો માળ બનાવું એ માળ પણ હું બીજા માણસને વેચવા માંગુ છુ, એ રીતે જેટલુ ઉપર બનાવે તે વેચાણ કરવા માંગે છે તો એ જાઈઝ છે કે નહી તે ખુલાસો કરી જણાવશો.

**જવાબઃ–૨૦૩/૫** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

બે માળનું મકાન બનાવ્યા પછી તેના નીચેના માળને જમીન સાથે સોદો કરે અને બીજાને ઉપરનો માળ ફકત વેચે તો તે જાઈઝ છે, પરંતુ જો ઉપરનો માળ બનતા પહેલા તેનું વેચાણ કરે તો તે જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયાઃ૩૪૦)*

## કુર્બાનીના ચામડા ઉતારતાં પહેલાં વેચવા

**સવાલઃ– ૨૦૪/૬**

અમારા ત્યાં કુર્બાનીના ચામડાઓ મદ્રસામાં લેવામાં આવે છે, ઈદ પહેલા કમિટી સભ્યો ગામમાં ફરી આપનારાઓની યાદી બનાવે છે અને ઈદના આગલા દિવસે કોરીના હિસાબે હરાજી કરવામાં આવે છે અને જાનવરના ઝુબહ થયા પછી ચામડાઓ મદ્રસામાં ભેગા થાય છે. એ ચામડાઓ રાખનારાઓ લઈ જાય છે. શરીઅતની રૂએ આ પ્રમાણે હરાજી કરવી અને ચામડાઓ વેચવા જાઈઝ છે કે નહી ? ખુલાસો કરવા મહેરબાની કરશો.

**જવાબ:–૨૦૪/૬** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

કુર્બાની થતા પહેલા અને ચામડુ અલગ કરતા પહેલા કોરીના હિસાબે વેચાણ (હરાજ) કરવુ જાઈઝ નથી જાનવરો ઝુબહ થઈ ગયા પછી અને ચામડા અલગ કરી લીધા પછી જ ચામડાની હરાજી જાઈઝ છે.

*(શામી: ૪/૧૦૮, ઈમદાદુલ ફતાવા: ૩/૬૧)*

પરંતુ જો આ રીત અપનાવવામાં આવે કે કુર્બાનીના જાનવરના ચામડાઓ તેમના શરીર પરથી ઉતારીને જમાં થતા પહેલા ફકત નાના મોટા ચામડાઓનો ભાવ નકકી કરીને જે વેપારી વધારે ભાવ આપવા તૈયાર હોય તે વેપારીને વેચાણનો ફકત વાયદો કરવામાં આવે કે કુર્બાનીના દિવસોમાં રોજ અમારી પાસે જે ચામડાઓ આવશે તે આટલા ભાવમાં અમે તમોને આપીશું અને ચામડાઓ આવી ગયા પછી વેચાણ આપવામાં આવે આ પ્રમાણે હરાજી કરવી જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ઈમદાદુલ ફતાવા: ૩/૧૩૫)*

## ચામડાનું વેચાણ જાઈઝ છે ?

**સવાલ:– ૨૦૫/૭**

મુરદાર કે ચમળે ઓર ચરબી કી બૈઅ જાઈઝ હે યા નહી ? ઓર અગર જાઈઝ હે તો બૈઅ કિસ તરહ હોગી ? દિબાગત કે સાથ યા બગેર દિબાગત કે ?

**જવાબ:–૨૦૫/૭** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મુરદારકે ચમળેકી ખરીદો ફરોખ્ત દિબાગત સે કબ્લ જાઈઝ નહી હે.

قَالَ وَلَا يَبِعُ جُلُوْدَ الْمَيْتَةِ قَبْلَ اَنْ تُدْبَغَ لِاَنَّهٗ غَيْرُ مُنْتَفِعٍ بِهٖ ، قَال عَلَيْهِ السَّلَامُ لَا تَنْتَفِعُوْامِنَ الْمَيْتَةِ وَهُوَاِسْمٌ لِغَيْرِالْمَدْبُوْغِ ۔

*(હિદાયા:૩/૯૩ તથા ૪/૪૫૨ અને શામી:૪/૧૨૭)*

દિબાગત દેને કે બાદ બૈઅ કરના જાઈઝ હે.

وَلَا بَاسَ بِبَيْعِهَا وَالِاِنْتِفَاعِ بِهَا بَعْدَ الدِّبَاغِ لِاَنَّهَا طَهُرَتْ بِالدِّبَاغِ.

*(હિદાયા:૩/૯૩)*

મરે હુએ હલાલ જાનવરકી ચરબી કી બૈઅ ઓર ઉસ સે હર કિસમ

કા ઈન્તિફાઅ હરામ હે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(શામી: ૪/૧૨૬,૧૨૮)*

## પોતાના નામ પર મકાન ખરીદવું

**સવાલ:—૨૦૬/૮**

મોહંમદ ઈસ્માઈલ શેખના ચાર છોકરાઓ છે. છોકરાઓના નામ (૧) ગુલામ હુસૈન (૨) ગુલામ રસૂલ (૩) ગુલામ મહયૂદીન (૪) ગુલામ કાદિર છે. જેઓના બાપ મોહંમદ ઈસ્માઈલ શેખ છે. મકાનનો કબ્જો લગભગ ૬૦ વર્ષનો છે અને મોટા છોકરાએ બાપ તથા ભાઈઓને ખબર આપ્યા વગર પોતાના નામ પર મકાન વેચાણ લઈ લીધુ છે, તો શરીઅત પ્રમાણે એ ભાઈઓને હક મળશે કે નહીં ? બીજુ કે બાપ બધાને હક આપવા તૈયાર છે. ભાડુત હક મોહંમદ ઈસ્માઈલ શેખનો છે મકાન ૨૦૦૦/— માં લીધેલુ છે, આ મકાનમાં મોહંમદ ઈસ્માઈલ રહેતા હતા પણ ધંધાના લઈને એ લોકો અમદાવાદ ચાલ્યા ગયા હતા તેનો લાભ લઈ આ મોટા છોકરાએ પોતાના નામ પર મકાન વેચાણ લઈ લીધુ છે.

**જવાબ:—૨૦૬/૮** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મકાન માલિકે પોતાની રાજીખુશીથી એ મકાન મોહંમદ ઈસ્માઈલ શેખના મોટા છોકરાને વેચાણ કરી આપ્યું તો હવે તે મકાન તેની માલિકીનું થઈ ગયું તેમાં હવે કોઈનો હક લાગશે નહીં, કેમકે તે બાપની માલિકીનું નથી. રહી વાત ભાડુતના હકની તો જયારે મકાન માલિકે તેને વેચી આપ્યું તો ભાડે આપવાનો હક પુરો થઈ ગયો અને ભાડે આપવાનો હક એવો હક છે, જેમાં વારસદારી ચાલતી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(હિદાયા: બાબુલ ઉજરત)*

# પ્રકરણ – (૧૭)

# "વ્યાજ અને વીમા"

## વ્યાજની રકમ કોને આપી શકાય ?

**સવાલ:– ૨૦૭/૧**

વ્યાજની રકમ નીચે જણાવેલા કયા કયા કામોમા વાપરી શકાય ? ખુલાસા વાર જવાબ આપશો.

(૧) દારૂલ ઉલૂમમાં તાલીમ લેતા બાળકોના કપડાં અને હાથ ખર્ચ માટે.

(૨) સ્કૂલ કોલેજમાં દુન્યવી તાલીમ લેતા બાળકોની સ્કોલર્શીપ માટે.

(૩) ગુજરાતી સ્કૂલ અને અંગ્રેજી સ્કૂલ કે ટીચર્સ ટ્રેનીંગ કોલેજના મકાન બાંધકામ માટે.

(૪) ગામ કે જિલ્લાના ડામર રસ્તા તેમજ નાળાના બાંધકામ માટે

(૫) ગામમાં ગંદકી દૂર કરવા ગટર યોજનામાં વાપરવા માટે.

(૬) ગામમાં જાહેર રસ્તાઓ ઉપર ઈલેકટ્રીકના થાંભલા બેસાડવા અથવા તેનુ ભાડુ અને ઈલેકટ્રીક બીલ ભર્પાઈ કરવા માટે.

(૭) સાર્વજનિક હોસ્પિટલના બાંધકામ માટે.

(૮) કરજદારને તેના કરજ કરતા પાંચ–દસ ઘણી વધુ રકમ આપવી અને એને કહવું કે તારૂ કરજ ભર્પાઈ કરી દે અને જે વધારાની બચત રકમ છે, તેમાંથી તારે જોઈએ એટલી રકમ લઈ લે અને બાકીની આ તારી રકમ તારા જ હાથે કોઈ જાઈઝ કામમાં કે ફલાણાં કામમા આપવા ભલામણ છે. આ પ્રમાણે રકમ આપી તેને માલિક બનાવી તેને દીની અથવા દુન્યવી કામમાં આપવા ભલામણ કરવી અને એવી આપેલી રકમ વાપરવી જાઈઝ છે ? અને ઉપર પ્રમાણે ભલામણ બાબત શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ:–૨૦૭/૧** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

વ્યાજની લેવડ દેવડ કરવી હરામ છે. વ્યાજનું હરામ હોવું ઈસ્લામના તે અહકામમાંથી છે જેનું હરામ હોવુ સ્પષ્ટ છે.અને કુર્આનથી સાબિત

છે,તથા હદીસ શરીફમાં તેના વિષે સખત વઈદ આવેલી છે. છત્રીસ ઝિનાથી બદતર છે. માંની સાથે ઝિના કરવાથી પણ સખત બતાવ્યુ છે. હુઝૂર (સ.અ.વ.)એ ફરમાવ્યુ : સાત હલાક કરવા વાળી વસ્તુઓથી બચો. તેમાંથી એક વ્યાજ પણ છે.

સવાલમાં જણાવ્યા મુજબ બેંકોમાં જે પૈસા જમા છે, તેનું વ્યાજ લઈને સારૂ એ છે કે તેને ગરીબ મોહતાજ, જરૂરતમંદને ખૈરાત કરી આપે એ નિય્યતથી કે અલ્લાહ તેના વબાલથી બચાવે.

(૧) દારૂલ ઉલૂમમાં તાલીમ લેતા બાળકો ગરીબ હોય તો તેમને સવાબની નિય્યત વગર, વ્યાજની રકમ આપી શકાય છે.

(૨) સ્કૂલો અથવા કોલેજોમાં ભણતા ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશીપ પેટે પણ આપી શકાય અને સ્કૂલની ફી તથા ચોપડાઓ માટે આપી શકાય છે. માલદાર શકિતવાનને ના આપવામાં આવે. તેજ રીતે ૩,૪,૫,૬ અને ૭માં દર્શાવેલા તમામ કામોમાં પણ વાપરી શકાય છે.

(૮) કરજદારને તેની કરજની રકમથી વધારે વ્યાજની રકમ આપી તેને ભલામણ રૂપે શર્ત કર્યા વિના આ પ્રમાણે રકમ આપી કોઈ પણ જાઈઝ કામમાં ખર્ચ કરવાની ભલામણ સાથે આપવુ જાઈઝ છે. ગરીબ મોહતાજને સવાબની નિય્યત વગર આપવામાં આવે અને તે જે ચાહે તે કામમાં ખર્ચ કરી શકે છે.

બેંકના વ્યાજ વિષે મુફતીએ આઝમ હઝરત મવલાના કિફાયતુલ્લાહ સાહબનો ફતવો :

જો રૂપિયા બેંકો મે જમા કિયા જાએ ઉસકા સૂદ બેંકો સે વસૂલ કર લિયા જાએ, તાકે ઉસકે ઝરીએસે મસીહી મઝહબ કી તબ્લિગ ઓર મુસલમાનોકો મુર્તદ બનાને કા ગુનાહ ન હો, વસૂલ કરને કે બાદ ઈસ રૂપિયા કો ઉમૂરે ખૈર જો રિફાહે આમ સે તઅલ્લૂક રખતે હોં યા ફુકરા વ મસાકીન કી રફએ હાજત કે લિએ મુફીદ હો મસલન યતામા વ મસાકીન ઓર ગરીબ તલબા મદ્રસા ઈસ્લામિય્યા કે વઝાઈફ ઓર ઈમદાદે કુતુબ વગેરા મે ખર્ચ કરના યા મુસાફિરખાના બનવાના યા કૂંવા, ઓર સળકોં પર રોશની કરના વગેરા યે સબ સૂરતેં જાઈઝ હે.

અલબત્તા મસ્જિદ પર ખર્ચ ન કિયા જાએ કે યે તકદ્દુષે મસ્જિદ કે લિએ મુનાસિબ નહીં હે. વલ્લાહુ અઅલમ. *(કિફાયતુલ મુફતીઃ૮/૭૪)*

## બેંકનું વ્યાજ ક્યાં વાપરવું ?

**સવાલઃ–૨૦૮/૨**

મારા વાંચવામાં આવ્યું છે કે વ્યાજ લેનાર,દેનાર અને ખાનાર ગુનેહગાર ગણાય છે અને અઝાબની ચેતવણી આપી છે તો એ વ્યાજની રકમનું શું કરવું ? એ વ્યાજની રકમ પરેશાન દુઃખી મુસલમાનને આપી શકાય ? અને આપી શકાય તો વ્યાજ લેનાર,દેનાર માટે ચેતવણી છે ?

**જવાબઃ–૨૦૮/૨** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

વ્યાજની રકમ જો કોઈ કર્ઝદાર પાસેથી લીધેલ હોય તો તેને પરત આપવી જોઈએ અને જો વ્યાજની રકમ બેંકથી લીધેલ હોય તો તેનો શઈ હુકમ એ છે કે બેંકમાં જે રકમ મુકવામાં આવે છે તે અમાનત નથી હોતી બલકે એને વાપરવામાં આવે છે જેથી પુરવાર થયુ કે બેંકમાં નાણા મુકવા ગુનાહિત કાર્યમાં મદદરૂપ થવું છે. અને કુર્આન શરીફમાં કહેવામાં આવ્યું છે કે "વલા–તઆવનુ અલલ ઈસ્મિ વલ ઉદવાન". જો અનજાણમાં મુકાય ગયા હોય અથવા કાયદાની લાચારીના લઈ મુકયા હોય તો વ્યાજની રકમ લઈ ગરીબ જરૂરતમંદને આપવામાં આવે (સવાબની નિય્યત કરવી નહીં પરંતુ વ્યાજની મુસીબત દુર કરવી )પોતે ન વાપરે બેંકથી લઈ લેવાનો હુકમ એટલા માટે આપવામાં આવ્યો છે કે જો તમે નહીં લેશો તો એ રકમ ઈસ્લામના વિરૂધ્ધ વાપરવામાં આવશે.ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## ઝકાતના હકદાર વ્યાજના નાણા વાપરી શકે ?

**સવાલઃ– ૨૦૯/૩**

મેં એક મઝદૂર આદમી હું મઝદૂરી કરકે ઘર ચલાતા હું અભી મેં પરેશાન હું મેરા ઘર ગિર ગયા હે ઔર ઉસકે બનાને કે લિયે પૈસે કી જરૂરત હે ઔર મેરે પાસ નહીં તો મુજકો એક આદમી વ્યાજ કી કુછ રકમ દેતા હે કે તુમ ઈસ સે તુમ્હારા ઘર બનવા લો તો કયા મે ઉસ રકમ સે મેરા ઘર બના સકતા હું યા નહીં ? ઉસકા આપસે કવી ઉમ્મીદ કે સાથ જવાબ ચાહતા હું તો મહેરબાની કરતે હુયે જલ્દી જવાબ દેના.

**જવાબ:–૨૦૯/૩** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

વ્યાજ લેવુ–દેવુ હરામ છે પરંતુ ઉમ્મતના ફકિહોએ બેંકના વ્યાજના નાણા બેંકમાં ન છોડતા ઉપાડી લઈને કોઈ ગરીબ મુસલમાનને સવાબની નિય્યત વગર આપી દે, જેથી આપ જો ખરેખર ઝકાતના હકદાર છો એ વ્યાજના નાણા આપ લઈને આપના ઘરના બાંધકામમાં વાપરી શકો છો. અલ્લાહ પાક વધુ જાણનાર છે.

## વ્યાજની રકમથી તલબાને કપડા બનાવી આપવા

**સવાલ:–૨૧૦/૪**

યુ.કે.થી એક ભાઈ ફતવો પૂછે છે કે મારી પાસે અમુક વ્યાજની રકમ છે, એ રકમમાંથી એ ભાઈ એક મકતબના તાલિબે ઈલ્મોને કપડાં બનાવી આપવા માંગે છે, આ મકતબમાં તાલીમ લેતા આશરે ૯૦ ટકા તાલિબે ઈલ્મો બિલકુલ ગરીબ છે અને બાકી સારી સ્થિતી વાળા છે. આ મજકૂર કપડાં ઈનામ પેટે દરેક બાળકોને આપવા માંગે છે; તો આ બાબતમાં શરીઅતનો શું હુકમ છે ? તેનો ખુલાસાવાર જવાબ આપશો. તકલીફ માફ દુઆમાં જરૂરથી યાદ ફરમાવશો.

**જવાબ:–૨૧૦/૪** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

વ્યાજની રકમને વગર સવાબની નિય્યતે સદકો આપવામાં આવે અને તેને રકમના સ્વરૂપમાં જ આપવામાં આવે અને સાથે સાથે આપનાર માણસનું નામ જાહેર કર્યા વગર એક ભાઈ તરફથી જ છે એમ કહીને આપવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૨)*

## વ્યાજના પૈસાથી રમત–ગમતના સાધનો

**સવાલ:– ૨૧૧/૫**

એક માણસ પાસે વ્યાજના પૈસા છે અને તે માણસ વ્યાજના પૈસાથી રમતગમતના સાધનો લાવે છે, તો તે સાધનોથી રમતો રમવી જાઈઝ છે ? અને એવા પૈસાથી રમતના સાધનો લાવવા જાઈઝ છે કે નથી ? ખુલાસા વાર જવાબ આપશો.

**જવાબ:–૨૧૧/૫** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

વ્યાજના પૈસાથી રમત–ગમતના સાધનો લાવવા જાઈઝ નથી.

વ્યાજના પૈસાથી વસાવેલ રમતગમતના સાધનોથી ફાયદો ઉઠાવવો જાઈઝ નથી. વ્યાજ લેવું અને દેવું હરામ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## વ્યાજની રકમ પોતાના ઉપયોગમાં

**સવાલઃ–૨૧૨/૬**

વ્યાજની રકમ પોતાના ઉપયોગ માટેના સંડાશ અગર તો ગટરના ઉપયોગમાં વાપરી શકાય કે કેમ ?

**જવાબઃ–૨૧૨/૬** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

પોતાના ઉપયોગના સંડાશ અને ગટર બનાવવાના ઉપયોગમાં વ્યાજની રકમનો ઉપયોગ કરવો હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## વ્યાજની રકમથી પોતાનું સંઢાશ–બાથરૂમ બનાવવું

**સવાલઃ– ૨૧૩/૭**

મારે જરૂરતના કારણે મકાન બનાવવું છે હાલ મારી પાસે રૂપિયા ૧૮૦૦૦/– બેંકમાં પડેલા છે અને મકાન બનાવવાનો હિસાબ લગાવતા લગભગ ૨૦૦૦૦/– થાય છે. અને સંઢાશ–બાથરૂમનો ખર્ચ અલગ થાય છે હવે મારે મકાન બનાવવામાં પણ કર્ઝ લેવું પડે એમ છે અને સંઢાશ–બાથરૂમ માટે પણ કર્ઝ લેવું પડે એમ છે પણ મારી બેંકમાં જે રકમ પડેલી છે તેનું લગભગ રૂપિયા ૨૫૦૦/– વ્યાજ થયેલુ છે તો આ વ્યાજની રકમ હું મારા સંઢાશ–બાથરૂમમાં ઉપયોગ કરી શકુ કે નહી ? તે ખુલાસો આપશો. અગર હું આ વ્યાજની રકમનો ઉપયોગ શરીઅત પ્રમાણે ન કરી શકું તો આ રકમ હું કર્ઝ તરીકે હાલમાં વાપરી શકુ કે નહી ? તેનો શર્ઈ દ્રષ્ટિએ ખુલાસો આપવા મહેરબાની કરશો.

**જવાબઃ–૨૧૩/૭** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

બેંકના વ્યાજનો હુકમ એ છે કે કોઈ ગરીબ માણસને સવાબની નિય્યત વગર આપી દેવામાં આવે વ્યાજની રકમને પોતાના અંગત કામમાં વાપરવું હરામ છે અને પોતાના કામમાં કર્ઝ પેટે લેવુ કે દેવુ એ પણ દુરૂસ્ત નથી શરીઅતમાં વ્યાજની રકમને સદકો કરી આપવાનો જ હુકમ છે. જેથી તે મુજબ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## પોતાના વાહન રિપેરીંગમાં વ્યાજની રકમ

**સવાલઃ– ૨૧૪/૮**

બેંકમાં મારૂ બચતનામુ છે જે બચતનામામાં મારા પૈસા જમા છે એ પૈસા પર જે બેંક વ્યાજ આપે છે તે વ્યાજના પૈસા મારાથી નીચેના કામો માટે વાપરી શકાય કે કેમ તે આપ જણાવશો. (૧) સાયકલ રિપેરીંગ કરાવવા માટે (૨)સ્કૂટર રીપેરમાં તથા સ્કૂટરનો વીમો – ટેક્ષ ભરવા માટે (૩) ટ્રેનમાં મૂસાફરી માટે રેલ્વેની ટિકિટ માટે (૪) હિન્દુ મિત્રને ખુશીના પ્રસંગે ભેટ તરીકે આપવા માટે

**જવાબઃ–૨૧૪/૮** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

વ્યાજના પૈસા આપે જણાવેલ ઉપરોકત કામોમાંથી કોઈ પણ કામ માટે વાપરી શકાય નહી વ્યાજનો શર્ઈ હુકમ એ છે કે તેને આપવા વાળો, લેવા વાળો બન્નેવ ગુનેહગાર છે. શર્ઈ દ્રષ્ટિએ વ્યાજ કોઈ પણ હાલતમાં જાઈઝ નથી. પરંતુ તેનો ઈસ્લામ વિરૂધ્ધ કામોમાં વપરાશ થવો અટકાવવા માટે ઉલમાએ કિરામે ગરીબ તથા પબ્લિકના રાહત કાર્યોમાં સવાબની નિય્યત વગર વાપરવુ જાઈઝ કર્યુ છે.

માટે આપ પણ બેંકના વ્યાજને વગર સવાબની નિય્યતે કોઈ પણ ગરીબને આપી શકો છો. તે સિવાય આપે જણાવેલ કામોમાં વાપરી સકતા નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મસ્જિદ–મદ્રસા–કબ્રસ્તાનમાં વ્યાજની રકમ

**સવાલ :– ૨૧૫/૯**

શું ફરમાવે છે ઉલમાએ દીન મુફતિયાને શર્એમતીન નીચે દર્શાવેલા મસલાઓના જવાબ આપી આભારી કરશોજી.

(૧) વ્યાજના રૂપિયાનો ઉપયોગ મસ્જિદ મદ્રસાની જાજરૂ તથા કબ્રસ્તાનના કંમ્પાઉન્ડમાં લઈ શકાય કે કેમ ? અને બીજુ કે ટ્રસ્ટના સરકારી કામોના ઉકેલ માટે અમલદારો લાંચ રૂસ્વત વગર કરતા નથી તો એ રકમ કામ કરવા માટે અસલ ખર્ચ છોડીને રૂસ્વત પેટે અમલદારોને આપી શકાય કે નહી હવાલાથી જવાબ આપી આભારી કરશોજી.

(૨) વ્યાજના રૂપિયા મદ્રસાના ગરીબ તાલીબે ઈલ્મોને કોઈ પણ

ખર્ચ ઉઠાવી શકાય કે નહી ? અથવા વિધવા ગરીબ સ્ત્રીના કોઈ કામમાં લઈ શકાય કે નહી ? અથવા ગરીબ છોકરાઓ માટે નોટબુકો અથવા ચોપડાઓ યુનિફોર્મ ના કપડામાં વ્યાજના રૂપિયા કામમાં ખર્ચ કરી શકાય કે નહી ? અથવા આપ સાહબની કોઈ નઝર પહોંચતી હોય તો જગ્યા દર્શાવશો.

**જવાબ:–૨૧૫/૯** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

(૧–૨) વ્યાજની રકમ મસ્જિદ મદ્રસા તેમજ તેના સંબંધિતમાં ખર્ચ કરવી જાઈઝ નથી. વ્યાજની રકમથી કબ્રસ્તાનનું કંપાઉન્ડ બનાવવાની છુટ છે.

સવાલમાં પુછવા પ્રમાણે જો સરકારી ટ્રસ્ટના કામો હોય અને એના ઉકેલ માટે અમલદારો લાંચ રિશ્વત લીધા વગર કામો ન કરતા હોય, જયારે કે એ કામ અમારો હક છે તો એમા રિશ્વત પેટે વ્યાજની રકમમાંથી આપવાની છુટ છે.

*(ફતાવા રહીમિય્યહ: ૨/૧૯૨, ૬/૧૩૬, ફતાવા મહમૂદિય્યા: ૧૩/૩૭૭)*

## વ્યાજની રકમ મસ્જિદના બાથરૂમ, સંઢાસ, ગટર માટે વાપરવી

**સવાલ:– ૨૧૬/૧૦**

ભરૂચ શહર મે વાકેઅ મસ્જિદે બાદશાહી ચાર રસ્તા કી તઅમીરે નવ કે સિલસિલે મે ચન્દ સાહિબાને ખૈર સૂદી રકમ દેના ચાહતે હૈં, આયા યે રકમ મસ્જિદે મઝકૂરા સે મુત્તસિલ બૈતુલખલા, પૈશાબખાના, ગુસલખાના વગૈરા બનાને કે લિએ ઈસ્તેમાલ કરના શરઅન જાઈઝ હૈ યા નહી ? મોઅતબર કિતાબોં કે હવાલે સે તશરીહ ફરમાઈએં.

**જવાબ:–૨૧૬/૧૦** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

જો રૂપિયા બનિય્યતે હિફાઝત સરકારી બેંક યા સેવિંગ બેંક મે જમા કિયા ગયા હો તો ઉસકા સૂદ બેંક સે વસૂલ કર લેના ચાહિએ, વસૂલ કરકે ઉસ રકમ કો કૌમી ઓર રિફાહે આમ કે કામો મેં બનિય્યતે રફએ વબાલ ખર્ચ કર દેના ચાહિએ, સૂદ કી રકમ કો મસ્જિદ કે બૈતુલખલા, પૈશાબખાને, ગુસલખાને ઓર ગટર બનાને મે ખર્ચ કર સકતે હૈં. ઓર ઉસ કે લિએ બેહતર તરીકા યે હે કે સવાબ કી નિય્યત કે બગૈર ગરીબ, મિસકીન કો દે દે, ઉસકે બાદ વો ગરીબ મસ્જિદ કે ગુસલખાને, બૈતુલખલા કે લિએ ઓર પૈશાબખાના બનાને કે લિએ દેવે, ઈસકે વજાસે યે ન સમજા જાએગા કે સૂદ

હલાલ હો ગયા, મજબૂરી કી બિના પર ઉલમાને ઈસ કી ગુંજાઈશ દી હે. ચૂંકે બેંક કા સૂદ લેનેમે ઝયાદા ખરાબી હે. લિહાઝા ઉસકો પલીદ, નાપાક સમજ કર મઝકૂરા સૂરત પર અમલ કરે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ફતાવા અશરફિયા: ૩/૧૯૯)*

## વ્યાજની રકમ મસ્જિદ સંબધિત કામો માટે

**સવાલ:–૨૧૭/૧૧**

યુ.કે. જામેઅ મસ્જિદના એરયાના બાંધકામ કમિટીના સભ્યો આપને જાણ કરીએ છીએ કે અમોએ શુક્રવાર તા.૨૨/૭/૮૩ મુતાબીક હિજરી સન ૧૧/ શવ્વાલ/ ૧૪૦૩ ના રોજ અમારી અત્યારની કામ ચલાઉ મસ્જિદની બાજુની ખાલી પડેલ જગ્યા લઈ કાયદેસરની જામેઅ મસ્જિદ બનાવવા માટેની સંગે બુનિયાદ ઉલમાએ કિરામના બરકતવાળા હાથોથી મુકવામાં આવી, પુરી મસ્જિદના બાંધકામનો કુલ અંદાજીત ખર્ચ બે કરોડ પાત્રીસ હજાર પાઉન્ડ છે. જેમાંથી પહેલા તબકકા (સ્ટેજ)નું એટલે બહારની દિવાલો અને બારી બારણા તથા છાપરાનું કોન્ટ્રાકટર એક લાખ સિત્તેર હજાર પાઉન્ડમાં આપેલ છે. અને અલ્લાહના ફઝલથી એ કામ બીજી ઓગષ્ટથી ચાલુ થઈ ગયુ છે, ઈન્શા અલ્લાહ કામ હમણાં પણ ચાલી રહયું છે. આ કામ પુરૂ થયે બીજા તબકકા (સ્ટેજ)એટલે કે અંદરની બધી જરૂરિય્યાત જેવી કે વુઝૂખાનું, સંઢાસ, વિજળી ફિટીંગ અંદરના બારી બારણા મુખ્ય છાપરા અને જમાઅતખાનાની સહન, વચ્ચેનું સિલિંગ વિગેરેનું કોન્ટ્રાકટર આપવામાં આવશે. જેનો અંદાજી ખર્ચ અત્યારના સંજોગોમાં સાઈઠ હજાર પાઉન્ડ કહી શકાય.

આ બાંધકામ શરૂ કર્યુ ત્યારે અમારી પાસે પહેલા તબકકા માટે પણ પુરતા નાણા ન હતા. પરંતુ અલ્લાહ પર ભરોસો રાખી ઉલમાઓના મશ્વેરાથી અલ્લાહનું ઘર બનાવવાનું કામ ચાલુ કરવામાં આવ્યું, અલ્લાહ તઆલાથી આશા છે કે તેના ઘરનું કામ પુરૂ કરી આપશે. આપથી પણ અર્જ છે કે દુઆ કરશો.

હવે જણાવવાનું કે આ બાંધકામ માટેની કેટલીક રકમ અમારી પાસે છેલ્લા પાંચ વર્ષથી જમા હતી જે બેંકમાં હોવાના કારણે મુદલ રકમનું વ્યાજ

અને વ્યાજનું વ્યાજ જમા થઈ મોટી એવી રકમ ભેગી થઈ છે. હવે ચંદાથી ભેગી કરવામાં આવેલી રકમમાંથી દર મહીને જેટલુ કામ થયું હોય તેના પૈસા કોન્ટ્રાકટરને ચુકવવામાં આવે છે. અમારૂ ચંદાનું કામ પણ માશા અલ્લાહ ચાલુ જ છે. પણ ખુદા ન ખ્વાસ્તા સંજોગો એવા ઉભા થાય કે વ્યાજની રકમ સિવાય અમારી પાસે કોઈ રકમ બાકી ન રહી અને બિલો ચુકવી ન શકાય તો એવા સંજોગોમાં અમારી પરિસ્થિતી વિકટ બની રહે. એના કારણે મસ્અલાઓ પેશ આવેલા હોય નીચેના મુદ્દાઓ ઉપર શરીઅતના કાનૂનોની રૂએ જવાબ આપશો.

(૧) અમારી પાસે અત્યારે જે વ્યાજ સિવાયની રકમ છે તે પુરી થતા વ્યાજની રકમમાંથી મસ્જિદના બાંધકામના દર મહીને મળતા બિલો ચુકવી આપીએ અને તે દર્મિયાન ચંદાની રકમ આવે તેને વ્યાજના ખાતામાં જો આમ કરવાની ગુંજાઈશ હોય તો મસ્જિદના પ્રથમ તબકકા (સ્ટેજ)નું કામ ઈન્શા અલ્લાહ આસાનીથી પુરૂ થઈ શકે અને કર્ઝે હસના શોધવાની જરૂર ન રહે એ માટે શરીઅત શું કહે છે ?

(૨) એમ પણ શકયતા છે કે અમુક મુસલમાન ભાઈઓ પોતાની કમાણીથી વ્યાજ સિવાયની રકમ મસ્જિદના બાંધકામ માટે કર્ઝ તરીકે આપવા માટે તૈયાર થાય પણ તે માટે જમીન ગીરો માંગે એવા સંજોગોમાં મસ્જિદની બાંધકામ કમિટી જમીન ગિરો માટે વ્યાજની રકમમાંથી જમીન ગિરો આપે અને જયારે બાંધકામ કમિટી પાસે ચંદાની રકમ જમા કરાવે આ રીતની લેવડ દેવડ માટે શરીઅત શું છુટ આપે છે ?

(૩) અમુક મુસલમાન ભાઈઓને વ્યાજની રકમમાંથી મસ્જિદના બાંધકામ કમિટી ઉછીના નાણા આપે અને વ્યાજની રકમમાંથી ઉછીના લેનાર પોતાની કમાણીની વ્યાજ સિવાયની રકમ મસ્જિદ કમિટીને પાછી ભર્પાઈ કરે તો આવી પાછી આવેલી રકમ મસ્જિદના બાંધકામમાં લઈ શકાય કે કેમ ? મતલબ એ કે આવો હિલો કરવાથી વ્યાજની રકમ ચોખ્ખી થઈ જશે ?

(૪) નવી બંધાતી મસ્જિદના પ્લાન (નકશા) વિગેરે બનાવવા માટે એક આર્કિટેકટ એટલે કે ડીઝાઈનર કોન્ટીરી સર્વે પર એટલે કે કઈ કઈ

વસ્તુની કયાં અને કેટલા પ્રમાણમાં જરૂર પડશે, અંદાજી ખર્ચ કેટલો થશે અને દર મહીને બાંધકામના કોન્ટ્રાકટર તરફથી આવતા બિલોની ચકાસણી કરનાર અને એક સ્ટ્રકચરલ એન્જિનિયર જેનું કામ ઈમારતની મજબૂતાઈ વિગેરે હોય છે, રોકવામાં આવેલા છે તેઓ ત્રણેવ બિનમુસ્લિમો છે, આ ત્રણેયની જુદી જુદી ફી છે. અને તે કોન્ટ્રાકટરની રકમની ટકાવારી હોય છે. જેનો સમાવેશ આપેલા કોન્ટ્રાકટરની રકમમાં થતો નથી તો આ ત્રણેયની ફીની રકમ વ્યાજની રકમમાંથી આપવા અંગે શરીઅત શું કહે છે ?

(૫) આર્કિટેકટ ઈમારત બનાવવા અથવા સુધારો વધારો કરવા માટે કોઈ પણ ડિઝાઈન બનાવે તેને પાસ કરવા અને સલાહ સુચન કરવા માટે છેલ્લા બે વર્ષથી ઈમારતમાં સુધારા વધારાની અંદાજી કીંમતના અમુક ટકા ફી લેવાનું સરકારે ઠરાવેલ છે. તે પહેલા આવી કોઈ ફી લેવામાં આવતી ન હતી, તો આવી ફીની રકમ વ્યાજના નાણામાંથી આપી શકાય કે કેમ ?

(૬) બીજા દેશોની જેમ અહિંયા પણ કોઈ સ્થાવર મિલ્કત ખરીદવા યા વેચવામાં આવે તો તેનો દસ્તાવેજ કરવાનો હોય છે. આપણા દેશમાં દસ્તાવેજ લખનાર સામાન્ય માણસો હોય છે, પરંતુ અહિંયા ખાસ પ્રકારના વકીલો હોય છે. જેઓ આવા દસ્તાવેજો અને અંદર અંદરના મઆમલાઓના કાગળો તૈયાર કરે છે. તેઓ મોટી મોટી ઓફિસો રાખી બે થી વધારે માણસોની સાથે કંપની બનાવી જનતાના કામો અમુક ટકા યા ઉચ્ચક ફી લઈ કરતા હોય છે. ફીની રકમ પણ ઘણી હોય છે, વકીલ પણ બિનમુસ્લિમ હોય છે, તો આ ફી જે વકીલને દસ્તાવેજ બનાવવા અને જમીન અંગેની શોધખોળ અંગે આપવાની હોય છે, એ વ્યાજની રકમમાંથી આપવી કે કેમ ?

(૭) નવી મસ્જિદના બાંધકામમાં ઈમારત સિવાય પણ અન્યો નીચેના કામો કરવાના છે.

(અ) મસ્જિદનો ઉપયોગ કરનારની સગવડ માટે સંઢાશ નં.૮ બનાવવાના છે. (બ) મસ્જિદમાં ઈબાદત અથવા અન્ય કોઈ કામ અર્થે મોટરકાર લઈને આવતા મુસ્લિમ યા બિનમુસ્લિમ માટે પોતાની મોટરકાર ઉભી રાખવા માટે લગભગ ૫૦ મોટરકાર ઉભી રહે એવું કારપાર્કીંગ બનાવવામાં આવશે. આ કારપાર્કીંગ સરકારના કાનૂનો મુજબ ફરજીયાત

બનાવવાનું રહેશે જેનો મોટો ખર્ચ હોય છે. (ક) અહિંયા બારે બાર મહીના વરસાદવાળું હવામાન હોવાથી રસ્તા તથા કારપાર્ક ડામળ વાળા પાકા બનાવવા પડે છે. તો એવા સંજોગો ધ્યાનમાં લઈ સરકારી રોડથી કાર પાર્ક સુધી એકી સાથે એક ગાડી જાય અને આવી શકે એવો રસ્તો પણ બનાવવો જરૂરી છે. એમાં પણ મોટી રકમની જરૂર રહેશે. (ડ) સામાન્ય રીતે આપણી મસ્જિદ અને મદ્રસાની ધાર્મિક ઈમારતો સંયુકત વસ્તીમાં યા તો ફકત બિનમુસ્લિમ એટલે કે ઈસાઈઓની વસ્તી ઘણા મોટા પ્રમાણમાં હોય એવી જગ્યાઓમાં હોય છે. એવા સંજોગોમાં રંગભેદ, સ્વતંત્રતા, સ્વચ્છતાના કારણે ઈમારતોની દિવાલો ઉપર રંગથી ધીકારક ભાષાના વાકયો લખવામાં આવે છે, અને બારી બારણાઓના કાચ પણ તોડવામાં આવે છે, ઈમારતને આવા તત્વોથી રક્ષણ આપવા માટે મસ્જિદની જગ્યાને ફરતે સરીયાની વાડ કરવાની જરૂર છે. જગ્યા મોટી હોય ખર્ચો વધારે થશે.

મસ્અલા ૭ ના દરેક ભાગમાં વ્યાજના નાણા વાપરવા માટે શરીઅતનો શું હુકમ છે ? તે માટે ક્રમવાર અને વિગતવાર જવાબ આપવા મહેરબાની કરશો.

(૮) વ્યાજની રકમ મસ્જિદની ઈમારત અથવા મસ્જિદની મિલ્કતના કયા કયા કામમાં વાપરી શકાય ?

અત્યારની બેકારીના સંજોગોના કારણે લોકોની આર્થિક હાલતો મદ્દે નઝર રાખતા ઉપરના મસ્અલાઓ પેશ આવી રહયા છે, તો આપથી અપીલ છે કે આપ ઉપરોકત દરેક મસ્અલાનો વિગતવાર અને ક્રમવાર દીનની રોશનીમાં જવાબ આપશો. અલ્લાહ તઆલા આપને બન્નેવ જહાંમાં એનો સારામાં સારો બદલો આપે. (આમીન)

**જવાબ:–૨૧૭/૧૧** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

હદીસ શરીફમાં છે કે અલ્લાહ પાક છે, અને પાક માલને કબૂલ કરે છે. એજ પ્રમાણે ફિકહની કિતાબોમાં છે કે હરામ માલથી કોઈ પણ ફાયદો ઉઠાવવો જાઈઝ નથી. તો જે વસ્તુ ખુદાની ઈબાદત કરવાનું સાધન હોય તેમાં હરામ માલથી ફાયદો ઉઠાવવો કોઈ પણ રીતે જાઈઝ નથી.

વ્યાજની હુરમત કુર્આન શરીફ અને હદીસ શરીફથી સાબિત છે.

વ્યાજને દેવુ અને લેવુ બન્નેવ જાઈઝ નથી. હવે બેંકોમાં જે રકમ વ્યાજની જમા થઈ હોય છે તે વ્યાજને લઈલેવાનો જે ફતવો આપવામાં આવ્યો છે તેનું કારણ વ્યાજના પૈસા ઈસ્લામ અને મુસલમાનોના વિરૂધ્ધ વાપરવાનો જે વબાલ થશે તે વબાલથી બચવા માટે છે. સવાબની નિય્યત કર્યા વિના ગરીબ મોહતાજને આપી દેવું, હવે આપના સવાલમાં વ્યાજના નાણા મસ્જિદના કયા કયા કામમાં ખર્ચ કરી શકાશે ? તો નં.૫ અને મસ્જિદને લગતા જે કામો છે તેમાં ખર્ચ કરવાની મુફતિયાને કિરામે છુટ આપેલી છે.

સરકાર જે ગેરવ્યાજબી ટેક્ષ વુસૂલ કરે છે તેમાં તથા સાર્વજનિક કામોમાં વ્યાજની રકમ વાપરવાની છુટ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## કબ્રસ્તાનના કોટ માટે વ્યાજની રકમ

**સવાલઃ– ૨૧૮/૧૨**

હમારે ત્યાં દાહોદ શહેરમાં ઘાંચી મુસ્લિમ બિરાદરીના બે કબ્રસ્તાન છે એક મોટુ બીજુ નાનુ, એકવીસ એકર બીજી (૮) આઠ એકર અંદાજે એરયો છે. હવે બન્નેવ કબ્રસ્તાનમાં કોઈ પણ વાડ કે કંપાઉન્ડ નથી જેથી ઝાડ વિગેરેની કોઈ હિફાઝત થતી નથી અને ચોમાસા સિવાય બન્નેવ કબ્રસ્તાનમાં લોકોના જાનવરો ખૂણે ખૂણે હરેફરે છે, અને કબ્રો ઉપર ચરે ફરે છે. અને કબ્રો ઉપર પેશાબ પાખાનું કરે છે. તો આ હાલતમાં કબ્રસ્તાનમાં કોટ કે વાડ કરવું કેટલું જરૂરી છે ?

આ પોઝિશન જોઈ બિરાદરીના આગળ પડતા ભાઈઓએ મોટા કબ્રસ્તાનનો પાકો કોટ કરવાનું વિચાર્યુ અને ઘણા ખરા લોકો હર તરફથી જાની માલી કુરબાની આપવા તૈયાર થયા છે. અને એક ભાઈ તરફથી આ કામમાં મોટી રકમ મળે એમ છે જેથી આ કામ કરી કબ્રસ્તાન તથા કબ્રોની બેહુરમતીથી કાયમી હિફાઝત થઈ જાય એમ છે પણ અમુક ભાઈઓનું કહેવુ છે કે આ કામ ઘણુ મોટુ છે, અને ટાઈમ થતાં રકમ ઘણી જ જોઈશે એટલે હમણાં તો આ રકમથી કોઈ ઈમારત બાંધી આવકનું સાધન કરવું જોઈએ અને કબ્રસ્તાનમાં કોટ કરવાથી કોઈ આવક કે ફાયદો નથી; તો શું એવુ વિચારનાર શરીઅતનો ગુનેહગાર થશે ખરો ? આ બાબતમાં ખુલાસો જરૂરી

છે અને ગુનેહગાર થશે તો કયા દરજાનો અને ગુનેહગાર કોણ ગણાશે ?

(૨) કબ્રસ્તાનના કોટ માટે વ્યાજની રકમ આપવાનો સરકારી લાભ તેમજ બિનમુસ્લિમની રકમ વાપરી શકાય કે કેમ ? જવાબ આપી શુક્રિયહનો મોકો આપશો.

**જવાબઃ—૨૧૮/૧૨** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મુસ્લિમ કબ્રોની હિફાઝત અને તેનો એહતેરામ કરવો જરૂરી છે અને કબ્રોની બે હુરમતી કરવી ગુનાહનું કામ છે. જેથી કબ્રસ્તાનની ચારે તરફ દિવાલ કરવા માટે જે રકમ આવી છે તેનાથી દિવાલ બનાવ્વામાં આવે.

(૨) કબ્રસ્તાનનો કોટ કરવામાં બેંકના વ્યાજની તેમજ સરકાર પાસેથી તેમજ બિનમુસ્લિમ પોતે આપે તેવી રકમથી કોટ બનાવવાની છુટ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## વ્યાજની રકમથી કબ્રસ્તાનનો કોટ બનાવવો

**સવાલઃ—૨૧૯/૧૩**

કબ્રસ્તાની આજુ બાજુ પાકુ કંપાઉન્ડ વોલ કરવા માટે વ્યાજની રકમ વાપરી શકાય કે કેમ તે ખુલાસો આપવા મહેરબાની કરશોજી

**જવાબઃ—૨૧૯/૧૩** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

વ્યાજની લેવડ દેવડ કરવા બાબત કુર્આન અને હદીસમાં સ્પષ્ટ આદેશ આપવામાં આવ્યો છે કે વ્યાજ લેવુ અને દેવુ હરામ છે અને એના વિષે હદીસમાં સખત વઈદો આવેલી છે, છત્રીસ વખતે ઝિના કરવાથી બુરૂ છે અને હદીસ શરીફમાં માંની સાથે ઝિના કરવાથી પણ સખત બતાવવામાં આવ્યુ છે. દીન અને દુન્યા બરબાદ કરવા વાળી વસ્તુઓમાંથી છે. આવી બધી વઈદો વ્યાજકિય કારોબાર કરવા પર આવેલ છે. જેના લઈને એક મો'મિનને તેનાથી હમેંશા બચવાની કોશિશ કરવી જોઈએ પરંતુ બેંકમાં સલામતીના ખાતર અથવા કોઈ બીજા સરકારી કારણસર જે રકમ બેંકમાં મુકવામાં કે રોકવામાં આવી છે. તેનું જે વ્યાજ મળે તે બેંકમાંથી લઈ લેવું જોઈએ કારણ કે એ વ્યાજની રકમ ઈસ્લામ અને મુસલમાનોને નુકસાન પહોંચાડવા તથા ઈસ્લામ વિરૂધ્ધ પ્રચાર કરવા માટે ખર્ચ કરવામાં આવે છે. નુકસાન અને ઝુલ્મથી બચવુ અને બચાવવું કુર્આન અને હદીસનો હુકમ છે તે

વબાલથી બચવા માટે તે વ્યાજના નાણા બેંકમાં ના છોડતાં ત્યાંથી લઈને ગરીબ, મોહતાજને સવાબની નિય્યત કર્યા વિના આપવામાં આવે એ જ પ્રમાણે તેનો સાર્વજનિક કામોમાં પણ ઉપયોગ કરી શકાશે.

*(કિફાયતુલ મુફતીઃ ૮/૬૦)*

સવાલમાં પુછેલી વિગતમાં કબ્રસ્તાનની આજુ બાજુ પાકી કંમ્પાઉન્ડ વોલ કરવામાં વ્યાજની રકમ ખર્ચ કરી શકાય છે. કારણ કે તે સાર્વજનિક કામોમાંથી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## બિન વ્યાજકિય સંસ્થા

**સવાલઃ—૨૨૦/૧૪**

નીચે દર્શાવેલ હકીકત પ્રમાણે તેમાંથી થતી આવક હદીસના મુતાબિક વ્યાજ ગણાય કે કેમ ? તે બાબત આપ ફતવો આપશો.

અમો એક સહકારી ધોરણે સંસ્થા ચલાવીએ છીએ જે સંસ્થાનો હેતુ તેના સભ્યને ધંધો કરવા માટે વગર વ્યાજે સરળ હપ્તેથી લોન આપવાની છે આ સંસ્થાની અત્યાર સુધી પોતાની કોઈ જ આવક નથી પરંતુ આવક ઉભી કરવા માટે અમોએ અમારા સર્કલમાંથી બેંકની જેમ રોજીંદી બચત લેવાનું ચાલુ કર્યુ છે જેઓ બચત આપે છે તેઓ માત્ર સહકારની ભાવનાથી જ આપે છે તેના બદલામાં તેમને કોઈ જ વળતર ચૂકવવામાં આવતુ નથી આમ બચતમાંથી ઉભા થતા ભંડોર દ્વારા અમોએ હાથલારી નવી ખરીદી તેની પડતર કીંમત કરતા લગભગ ૫૭૫ રૂપિયા વધુ એટલે લારીની કીંમત રૂપિયા ૯૨૫ હોય છે જે અમો ૧૫૦૦ રૂપિયામાં સરળ હપ્તેથી એટલે રોજીંદા રૂપિયા પાંચની લારી લઈ સામાન્ય પરિસ્થિતના મુસ્લિમ વર્ગને આપીએ છીએ આમ સામાન્ય રીતે બજારમાં નવી હાથલારીનું ભાડુ રૂપિયા પાંચ રોજીંદા વસૂલ લેવામાં આવે છે, પરંતુ ઉપરોકત યોજના હેઠળ લગભગ ભાડાની જ કીંમતમાં સામાન્ય માણસની લારી પોતાની થઈ જાય છે અને આ તરફ સંસ્થાની રૂપિયા ૫૭૫ એક લારી પાછળ નફો મળી રહે છે.આ પ્રમાણે મળતા નફાને સંસ્થાના ભંડોરમાં નાખી વેપાર માટે અપાતી લોનની રકમ વધારવાની હોય છે. પરંતુ આ લોન સંસ્થાના સભ્યો પુરતી જ હોય છે, ટુંકમાં ઉપરોકત યોજનાથી થતી આવક તેના ઉપયોગને ધ્યાનમાં

રાખતા હદીસની રૂએ હલાલ છે કે કેમ ? તે આપ સાહેબ જરૂરથી જણાવી અમોને હક રાહ બતાવશોજી ઉપરોકત યોજના હેઠળ આપવામાં આવતી લારીમાં લારી લેનાર અમુક ભાઈઓ નબળા નિકળતા કોઈ સંજોગોમાં પુરી રકમ વસૂલ ન પણ થઈ સકતાં સંસ્થાને સરેરાશ ઉપર મુજબનો પુરો નફો થતો નથી.

**જવાબઃ–૨૨૦/૧૪** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

સંસ્થા પોતે જાતે હાથલારી તેમજ સભાસદને જોઈતો સામાન ખરીદ કરી સંસ્થાને નફો લેવા નકકી કરે તે નફો લઈને સભાસદને સરળ હપ્તેથી આપી શકે છે અને આ પ્રમાણેની લેવડ–દેવડ શર્ઈ દ્રષ્ટિએ બિનવ્યાજકિય વ્યવહાર ગણાશે અને આ પ્રમાણે લેવડ–દેવડ કરવું શરીઅતની રૂએ જાઈઝ છે. *(હિદાયાઃ૩)*

બીજી પધ્ધતી એ પ્રમાણે છે કે હાથલારી પોતાના સભાસદને ૯૦૦/ ૧૦૦૦ રૂપિયા વસૂલ થતા દૈનિક ભાડુ બાંધી વસૂલ કરવામાં આવે અને ૯૦૦/ ૧૦૦૦ રૂપિયા વસૂલ થઈ ગયા પછી તે સભાસદને રૂપિયા ૧૦૦ કે ૨૦૦માં વેચાણ કરી આપવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. તા.૩૧/૮/ ૧૯૮૯

## ભાડૂતને કબ્જો છોડવા વ્યાજની રકમ આપવી

**સવાલઃ– ૨૨૧/૧૫**

મેરી અપની મિરાષ મે મિલી હુઈ કુછ ઝમીન હે ઓર કુછ બને હુએ મકાનાત હેં ઝમીનો પર અપની તરફ સે મકાન બના કર કુછ લોગ રેહતે હેં, વો ઝમીન કા કિરાયા નહી દેતે, ન ઝમીન ખાલી કરતે હેં, અગર ઉન સે મુતાલબા કરતે હેં તો વો નકદી માંગતે હે, જો ઝમીન કી કીંમત કે બીસ ફી સદ હે મિસાલ કે તોર પર પ્લોટ કી કીંમત એક હજાર પચાસ હે તો ઉસ કે મુકાબલે મે દો યા તીન હજાર માંગતે હે, ઈસી તરહ કિરાયાદાર મકાન ભી ખાલી નહી કરતે ઓર કિરાયા ભી નહી દેતે ઓર પૈસે માંગતે હેં કયા ઈનહી દોનો કિસ્સો મે અપને યા દુસરે કે પાસ સે સુદ કી રકમ દે કર ખાલી કરા સકતે હેં ?

**જવાબઃ–૨૨૧/૧૫** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

ઈસ સૂરત મે સૂદ કી રકમ કી અદાયગી દુરૂસ્ત નહી હે. વલ્લાહુ અઅલમ.

## વ્યાજની રકમથી ઘરવેરો ભરવો જાઈઝ છે ?

**સવાલઃ– ૨૨૨/૧૬**

હાઉસ ટેક્ષ જો મ્યુન્સિપાલિટી કી તરફ સે લિયા જાતા હે ઉસમે સુદ કે પૈસે દેને જાઈઝ હે ?

**જવાબઃ–૨૨૨/૧૬** حامدًاومصليًا ومسلما_ هوالموفق للصواب

બેંકસે જો સૂદકી રકમ હાસિલ હો ઉસકો ગેરવાજબી ટેક્ષમે મજબૂરી કી સૂરતમે અદા કરને કી ગુંજાઈશ હે બિલા મજબૂરી ઈસ્તેમાલ ન કરે.

ફતાવા રહીમિય્યામે હઝરત મવલાના મુફતી અ.રહીમ લાજપુરી સાહબને એક સવાલ કે જવાબમે તહરીર ફરમાયા હે કે ડાકખાના ઓર બેંક સે જો રકમ સૂદ કી મિલી હે ઉસે અપને જાતી કામમે ઈસ્તેમાલ કરને કી ઈજાઝત નહી હે, અલબત્તા હુકૂમત જો ટેક્ષ આઈદ કરતી હે યા મ્યુન્સિપાલિટી મકાન પર જો ટેક્ષ લગાતી હે, યા મોટર કા જો ઈન્સ્યુરન્સ હુકૂમત કી તરફ સે લાજિમ હે ઉસમે ઈસ રકમ કે અદા કરને કી ગુંજાઈશ હે. *(ફતાવા રહીમિય્યાઃ૩/૧૭૫)*

ઓર ફતાવા રહીમિય્યા જિલ્દ શશુમમે એક સવાલ કે જવાબ મે તહરીર ફરમાયા હે બેંકકે સૂદ કા અસલ મસરફ તો ગુરબા ઓર મસાકીન હે રિફાહે આમ કે કામોમે સર્ફ કિયા જા સકતા હે ખુદ મુન્તફેઅ ન હો લેકિન અગર હુકૂમત કે ઈન ટેક્ષોકી ભરમાર સે તંગ આગયા હો ઓર ઉનકી અદાયગીમે યે રકમ ઈસ્તેમાલ કરને પર મજબૂર હો તો ગુંજાઈશ હે. બિલા મજબૂરી ઈસ્તેમાલ ન કરે. *(ફતાવા રહીમિય્યાઃ૬/૧૩૬)*

મુફતીએ આઝમ હિંદ હઝરત મવલાના મુફતી મહમૂદુલ હસન બેંક કે સૂદ કે મસરફ કે સવાલ કે જવાબ મે તહરીર ફરમાતે હેં કે બેહતર યે હે કે બેંક સે વુસૂલ કરકે ગુરબા કો દે દી જાએ ઈસ નિય્યત સે કે અલ્લાહ તઆલા ઉસકે વબાલ સે મહફૂઝ ફરમાએ યહી અહવત હે.

અગર સરકારી મહકમા સે સૂદ કી રકમ હાસિલ હુઈ હો તો ઉસ કો ગેરવાજબી ટેક્ષમે અદા કરના ભી દુરૂસ્ત હે બલકે સદકા સે મુકદમ હે, ઓર

ઈસ તરહ કે એક સવાલ કે જવાબ મે લિખ્ખા હે કે સરકારી બેંક સે હાસિલસુદા સૂદ કી રકમ ગેરવાજબી ટેક્ષમે સરકાર કો હી દે દી જાએ યા ફિર મોહતાજ ગુરબા કો દે દે સવાબ કી નિય્યત ન કરે.

## વ્યાજની રકમ ઈન્કમ ટેક્ષમાં ભરી શકાય ?

**સવાલ:–૨૨૩/૧૭**

હાલમાં હું અમેરિકામાં રહુ છું અહિયા જે આવક હોય છે તેના ઉપર ગર્વમેન્ટ ટેક્ષ લેતી હોય છે, એટલે કે ઈન્કમ ટેક્ષ લેતી હોય છે; અહિંયાની પરિસ્થીતીને કારણે અમો પૈસા બેંકમાં મુકતા હોય છે અને બેંકમાંથી આ પૈસા ઉપર વ્યાજ આવતુ હોય છે, અહિંયા વ્યાજને ડીવીડન્ટ કહેતા હોય છે. આ વ્યાજના પૈસા ઈન્કમ ટેક્ષમાં ભરી શકાય ? અથવા આ વ્યાજના પૈસા ઈન્કમ ટેક્ષમાં વસૂલ કરી શકાય કે નહી ? જો આ વ્યાજના પૈસા તમો બેંકમાંથી ઉપાડી ન લો તો એ થોડા ઘણા પૈસા ચર્ચમાં (ઈસાઈ ધાર્મિક પ્રવૃત્તિમાં) જતા હોય છે. જો કે અહિંયા એમ થવા દેતા નથી સવાલ માત્ર એટલો જ છે કે આ થોડા ઘણા પૈસા ઈન્કમ ટેક્ષમાં (કવર) વસૂલ કરી શકાય કે નહી ?

**જવાબ:–૨૨૩/૧૭** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

વ્યાજકિય લેવડ દેવડ કરવું કુર્આન અને હદીસે પાકમાં હરામ બતાવવામાં આવ્યુ છે અને એના વિષે હદીસે પાકમાં સખત વઈદો આવેલી છે, છત્રીસ ઝિનાથી બદતર છે. માંની સાથે ઝિના કરવાથી પણ સખત બતાવે છે. દીન અને દુનિયા બરબાદ કરવાવાળી વસ્તુઓમાંથી છે. આવી બધી વઈદો વ્યાજ લેવડ દેવડ પર આવેલ હોય જેના લઈને એક મોમિને તેનાથી હંમેશા બચવાની કોશિસ કરવી જોઈએ. બેંકમાં પોતાની રકમ જમા હોય તેના પર જે વ્યાજ મળે છે તેને કોઈ પણ હાલતે પોતાના જાતી કામમાં વાપરવું હરામ છે. અલબત્તા મુફતી મુહમ્મદ શફીઅ (રહ.)હુકૂમત જે ગેર વ્યાજબી ટેક્ષો વસૂલ કરે છે તો દરેક માણસની પાસેથી જેટલી રકમ ટેક્ષ પેટે લેવામાં આવી હોય એટલી જ રકમ સરકારી અધિકૃત બેંકમાંથી અથવા સરકારના બીજા ખાતાઓમાં ગમે તેવી રીતે તે રકમ વસૂલ કરી શકે છે. મુફતી મુહમ્મદ શફીઅ (રહ.)ના ફતવા તેમના જ શબ્દોમાં આ પ્રમાણે છે.

અલ જવાબઃ— જીસ કદર રૂપિયા ગર્વમેન્ટ આપ સે બઝરિયએ ટેક્ષ વુસૂલ કરતી હે, ઈસી કદર રૂપિયા આપ ગર્વમેન્ટ બેંક યા દૂસરે મહકમાતે સરકારી સે જીસ તરહ મુમકિન હો વુસૂલ કર સકતે હૈ, ગર્વમેન્ટ ઈસકા નામ સૂદ રખે યા કુછ ઓર ! આપ અપના જાઈઝ મુતાલબા વુસૂલ કરને કી નિય્યત સે લેં તો ઈસમે કુછ મુજાઈકા (વાંધો) નહી. ઓર આપકે હકમે સૂદ ન હોગા.

ઐસે મવાકેઅમે ફુકહા રહિમહુમુલ્લાહને ઈસકી ભી ઈજાઝત દી હે કે અપની હકકી મિકદાર (પોતાના હક પ્રમાણે) ગસબ (છિનવી) કરકે ભી અગર કોઈ શખ્સ અપને મદયૂનસે (દેવાદાર પાસેથી) વસૂલ કરે તો પણ જાઈઝ છે.

ફતાવા રહીમિય્યહમાં મુફતી અ.રહીમ લાજપુરી સાહેબ લખે છે કે પોષ્ટ ઓફિસ અને બેંકમાંથી જે રકમ સૂદની મળે છે. તેને પોતાના જાતી કામમાં વાપરવાની ઈજાઝત નથી; અલબત્ત હુકૂમત જે ટેક્ષ જારી કરે છે. અથવા મ્યુન્સિ પાલિટી મકાન પર જે ટેક્ષ લગાવે છે અથવા મોટરનું જે ઈન્શયુરન્સ હુકૂમત તરફથી જરૂરી હોય છે. તેમાં એ રકમને અદા કરવાની છુટ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ફતાવા રહીમિય્યહઃ૩/૧૭૫)*

## N.A. કરાવવા વ્યાજની રકમ આપવી

**સવાલઃ— ૨૨૪/૧૮**

હુકૂમત કી તરફ સે જો ઝમીન જિસમે ખેતી કી જા રહી હે ઉસમે મકાનાત બનાને કે લિયે બિનખેતી (**N.A.**) કરાને કી કારવાઈ કરની પળતી હે જિસ્મે હુકૂમત ઓર આફિસર હઝરાત કાફી પરેશાન કરતે હે ઓર હજાર દો હજાર યા ઈસ સે ઝયાદા રિશ્વત મે લે લેતે હે, જિસ મે મુશ્કેલ સે ચોથાઈ રકમ કી રસીદ મિલતી હે જો રકમ હુકૂમત મે જમા હોતી હે દેખને કે એતેબાર સે કાનૂન હી ગલત ઓર હુકૂમત કી તરફ સે એક તરહ કા ઝુલ્મ હે તો કયા દોનો રકમે સૂદ કે પૈસે સે ભર સકતે હે યે સૂદ કી રકમ અપને પૈસો કા સૂદ યા કિસી દૂસરે આદમી કે પાસ સે લે કર ભર સકતે હેં ?

**જવાબઃ—૨૨૪/૧૮** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

રિશ્વત કા લેના ઓર દેના હરામ હે અલબત્તા દફએ ઝુલ્મ ઓર

અપના હક વસૂલ કરને કે લિયે બહાલતે મજબૂરી રિશ્વત દેને કી ગુંજાઈશ હે ઓર ઈસ સૂરત મે ફકત રિશ્વત લેને વાલા ગુનેહગાર હોગા. *ફતાવા મહમૂદિય્યા:પ/ ૧૧૭)*

ઓર (**N.A.**)કરાને મે સૂદ કી રકમ ન દી જાએ ઈસીમે એહતિયાત હે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## સબસીડીવાળી લોન ઉપાડવા વિષે

**સવાલ:– ૨૨૫/૧૯**

લોન ઉપાડવા વિષે અને તે શિક્ષિત બે રોજગારો માટે મળતી લોન જેમાં પચ્ચીસ હજાર સુધી લોન આપી શકે છે અને જે પચ્ચીસ હજાર મંજૂર થયેલા છે તે પરત કરવાના એટલા જ હોય છે પરંતુ તેમાં સરકાર તરફથી પાંચ હજાર રૂપિયાની સબસીડી મળતી હોય છે તેમાં જેટલા હપ્તા નકકી થયા હોય તે મુદત સુધી પચ્ચીસ હજારનું વ્યાજ ચઢેલુ હોય છે તે સબસીડીમાંથી કાપી લેવામાં આવે છે. જેથી બેંકને પૂરા પચ્ચીસ હજાર ચુકવવાના હોય છે. તો આ લોન અમારા માટે લેવી જાઈઝ છે કે નહી ? જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ:–૨૨૫/૧૯** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

સરકાર શિક્ષિત બેરોજગારોને વેપાર વિગેરે માટે જે રકમ સબસીડી તથા લોનના નામે આપે છે અને તેની વિગત આ પ્રમાણે હોય કે સબસીડીની રકમ લોનના વ્યાજની રકમ બરાબર છે અથવા તો સબસીડીની રકમ લોનના વ્યાજની રકમથી વધુ હોય છે અને તેને મેળવવા માટે શરીઅતના કોઈ પણ કાનૂનનું ઉલંઘન કરવામાં ના આવ્યુ હોય તો તેવી હાલતમાં લોન અને સબસીડીના નામે સરકાર તરફથી મળતી સહાય લેવાની છુટ છે.

કેમકે જે વધારો બેંક વસૂલ કરે છે તે વ્યાજ ગણાશે નહી, કારણ કે કુલ પચ્ચીસ હજાર રૂપિયા કર્ઝ છે અને પચ્ચીસથી વધુ વસૂલ કરાયુ નથી કે જેથી વ્યાજની વ્યાખ્યા તેને લાગુ પડતી નથી (એટલે કે તે નફો અને વધારો જે માત્ર એક તરફથી મળતો હોય અને બદલથી ખાલી હોય) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(નિઝામુલ ફતાવા: ૨/૨૪૬, ૩૭૫)*

## એસ.એસ.સી. પાસ બેરોઝગાર માટે સબસીડી

**સવાલ :– ૨૨૬/૨૦**

હુકૂમત એસ.એસ.સી.પાસ બેરોજગાર છોકરાઓને પચ્ચીસ હજાર રૂપિયા લોન આપે છે જેનાથી બેરોજગાર છોકરાઓ રિક્ષા ખરીદે અથવા બીજો કોઈ ધંધો કરે, આ રકમ બેંકના ડ્રાફટના જરીએ આપવામાં આવે છે તે જો ડ્રાફટ રિક્ષા કંપનીમાં આપવામાં આવે છે અથવા મોટી ફેકટરીઓમાં આપી તેનાથી તિજારતી અસબાબ હાસિલ કરવામાં આવે છે તેમાં રકમ પાછી લેવાની શકલ આ છે કે તેની ચોથાઈ રકમ એટલે કે પાંચ હજાર રૂપિયા સબ સીડીના તોર પર આપવામાં આવે છે અને બાકી રકમ હપ્તાવાર વ્યાજ સાથે આપવામાં આવે છે. જયારે વસૂલી એક તુત્રાઉસ સુધી પહોંચી જાય છે તો સબસીડીની ફિકસ ડીવીઝન વાળી રકમથી પુરી કરવામાં આવે છે. છેલ્લી સૂરત આ બને છે કે જે રકમ પચ્ચીસ હજાર રુપિયા હુકૂમત પાસેથી લીધેલ હતા તે સબસીડી અને હપ્તાવાર રકમ વ્યાજ સાથે પચ્ચીસ હજારથી ઓછી છે અથવા તો બરાબર છે પરંતુ પચ્ચીસ હજારથી વધારે નથી તો આ શકલ હુકૂમત પાસેથી લોન લેવાની શઈ એતેબારથી કેવી છે ? તેનો ખુલાસા વાર જવાબ આપવા મહેરબાની ફરમાવશો.

**જવાબ:–૨૨૬/૨૦** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

હુકૂમત બેરોજગાર નવજવાનોને તિજારત વિગેરેના માટે જે રકમ સબસીડી અને લોનના નામ પર આપે છે તેની તફસીલ આ રીતની છે કે તેની સબસીડીની રકમ લોનના વ્યાજની રકમના બરાબર છે અથવા સબસીડીની રકમ લોનના વ્યાજની રકમથી વધારે છે અને તેને વસૂલ કરવા માટે જે વસ્તુ શરીઅત પ્રમાણે જાઈઝ ના હોય તેવું કામ કરવું નથી પડતુ તો આવી સૂરતમાં લોન અને સબસીડીના નામ પર હુકૂમતના તરફથી જે ઈમદાદ મળે છે તેને લેવાની છુટ છે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## કેમિકલ ફેકટરી સ્થાપવા બેંકમાંથી વ્યાજ

**સવાલ:– ૨૨૭/૨૧**

પાનોલી જી.આઈ.ડી.સી.માં કેમિકલની ફેકટરી નાખવાનું વિચારી રહયા છીએ. તેમાં ૯ ભાગીદાર ઘરના ભાઈઓ છે. તેનું રોકાણ રૂપિયા સવા

થી દોઢ કરોડ સુધીનું છે. જી.આઈ.ડી.સી.માં ફેકટરી બનાવવાથી અમને ગર્વમેન્ટ પાસેથી સબસીડી મળશે.

૧ થી ૧.૫૦ કરોડના રોકાણ માટે અમારી પાસે સગવડ છે, પણ ગર્વમેન્ટમાં બતાવવા માટે વ્હાઈટ પૈસાનો પ્રશ્ન છે. અમે વ્હાઈટ પૈસામાં ૫૦ લાખ સુધીનું રોકાણ બતાવી શકીએ તેમ છે. બાકીના ૭૦ થી ૭૫ લાખ રૂપિયા બતાવવા માટે અમારે બેંકમાંથી કે ગર્વમેન્ટની કોઈ પણ સંસ્થામાંથી લોન લેવી પડે, હિન્દુસ્તાન ગર્વમેન્ટમાં વ્હાઈટ પૈસાનો મોટો પ્રશ્ન છે. અમને જાણવા મળ્યુ કે નીચે પ્રમાણેની પધ્ધતીથી જો લોન લેવામાં આવે તો જાઈઝ બને છે. તે માટે અમને વિગતવાર જણાવશો.

(૧) જેટલા રૂપિયા વ્હાઈટ બતાવવાના હોય તેટલાની લોન અમે કોઈ પણ સંસ્થામાંથી લઈએ તો જો લોન લીધી હોય તેટલી રકમ અમે અમુક જગ્યાએ મુકી રાખીએ, અને જયાં સુધી લોનની રકમ પરત કરીએ નહી. ત્યાં સુધી તે પૈસાને હાથ ન લગાડીએ તો જાઈઝ છે કે નહી ? દાખલા તરીકે અમે ૫૦ લાખની લોન બેંકમાંથી લઈએ તો તેટલા જ ૫૦ લાખ રૂપિયા બીજી જગ્યાએ જમા રાખીએ (જયાં સુધી લોન પરત થાય ત્યાં સુધી) પણ એમાં વ્યાજની ચુકવણી કરવાની રહેશે.

(૨) આજે ડેવલપમેન્ટ જોનમાં ધંધો કરવામાં આવે તો ગર્વમેન્ટ તરફથી સબસીડી (રૂપિયામાં) આપવામાં આવે છે. અને સેલટેક્ષની ચુકવણીમાં રાહત રહે છે. જો અમે પાનોલી જી.આઈ.ડી.સી.માં ફેકટરી નાખીએ તો અમને સબસીડી મળે, તેમજ સેલટેક્ષમાં પણ રાહત મળે, એની સામે જો અમે ગર્વમેન્ટ પાસેથી લોન લઈએ તો તેનુ જે વ્યાજ ચુકવીએ એ વ્યાજની રકમ ગર્વમેન્ટની સબસીડી તેમજ સેલટેક્ષની રાહતની રકમ જેટલી તેમજ ઓછી ચુકવીએ તો જાઈઝ છે કે નથી. દાખલા તરીકે ૫૦ લાખની લોન લઈએ તેની સામે ૧૩ લાખનું વ્યાજ ભરીને લોન પરત આપે તો જાઈઝ છે. ૧૫ લાખની સબસીડી સામે ૧૫ લાખ કે તેનાથી ઓછું થાય અને ચુકવીએ તો જાઈઝ છે કે નહી.

આપ વ્હાઈટ પૈસાના ઉકેલ માટે લોન લેવામાં આવે તો તે જાઈઝ છે કે નહી ? તે જણાવશો.

**જવાબઃ–૨૨૭/૨૧** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

વ્યાજનું હરામ હોવું કુર્આન શરીફ અને હદીસ શરીફની સ્પષ્ટ ભાષામાં દર્શાવવામાં આવ્યુ છે. ઈમામે અબૂ હનીફા વ્યાજની તે આયત કુર્આનની સૌથી વધુ ડરાવનાર આયત ગણાવે છે. જેમાં વ્યાજનું કારોબાર કરનારને અલ્લાહ પાક તથા રસૂલે પાક (સ.અ.વ.) તરફથી લડાઈનું ચેલેંજ આપવામાં આવે છે. માટે વ્યાજ ઉપરોકત હુરમતો અને બુરાઈઓને ધ્યાનમાં રાખી પુછેલ સ્થિતિમાં વ્યાજ હરામ જ છે. પરંતુ જયારે આપની નિય્યત વ્યાજ લેવાની નથી બલ્કે પોતાની હલાલ આવકને સરકારી પકડમાંથી બચાવવાની છે. તો જે પ્રમાણે ફુકહાએ કિરામે રિશ્વત લેવી દેવી હરામ હોવા છતા મજબૂરીને લઈને પોતાનો જાઈઝ હક રિશ્વત આપ્યા વગર ન મળતો હોય તો રિશ્વત લેવાવાળાને ગુનેહગાર ઠેરવી આપનારને મજબૂરી અને લાચારીને લઈ ગુનાહથી મુકત સમઝયો છે. અને અલ્લાહ પાકથી ઉમ્મીદ રાખી છે કે આપનાર ગુનાહથી બચી જશે.

એજ પ્રમાણે પોતાના હલાલ (જાઈઝ) રૂપિયાને મોટો કારોબાર કરવા માટે કાનૂની પકડમાં આવી જાઈઝ (વ્હાઈટ) હોવા જતાં કાળું નાણુ સમજી ટેક્ષની પકડમાં લઈ લેવાથી બચાવવા માટે મજબૂરીને લઈ જરૂરત જેટલી રકમ સરકાર પાસેથી કર્ઝ લઈ શકાય છે. પરંતુ ઈસ્તેગ્ફાર અને તૌબા કરતો રહે કે અય અલ્લાહ પાક આ ઝુલ્મી ટેક્ષો હમારા બુરા આમાલોને લઈને જ છે. જે રકમ અને માલ આવશે ત્યાં ભવિશ્યમાં જે નફો આવશે તે પણ હલાલ ગણાશે, પરંતુ તેની શર્ત એ છે કે સવાલમાં દર્શાવ્યા પ્રમાણે સબસીડી અને સેલટેક્ષની રાહત તથા કર્ઝની રકમને સરકારમાં ભરવામાં આવનાર વ્યાજ તથા અસલ રકમ જેટલી અથવા એથી વધુ હોય દર્શાવ્યુ છે કે વ્યાજની રકમ વધી ન જાય જેમકે આપે દા.ત. ૧૫ લાખની સબસીડી સામે વ્યાજ ૧૫ લાખ કે તેનાથી ઓછું થાય અને ચુકવો તો જાઈઝ છે વ્યાજની રકમ વધુ ન હોવી જોઈએ.

*(નિઝામુલ ફતાવાઃ ૧/૧૮૯,૨૧૮,૧૯૭, ૨૮૫,બેંક ઈન્સુરન્સ અને સરકારી કર્ઝ, મો.બુરહાનુદ્દીન સા. સંભલી :૧૧૮)*

આપે સવાલ નં૧ માં જે વિગત દર્શાવી છે તેનો કોઈ અર્થ નથી,

કારણ કે વ્યાજ તો આપે લઈ જ લીધુ છે. રકમ રાખવાથી તેનો કોઈ ઉકેલ સમઝમાં આવતો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**વ્યાજની રકમ સાર્વજનિક તથા બિનમુસ્લિમના કામોમાં વાપરવી**

**સવાલઃ– ૨૨૮/૨૨**

(૧) બેંકમાં સલામતી ખાતર મુકેલા નાણાનું બેંક વ્યાજ આપે છે તો એ વ્યાજના નાણા ગરીબ હાજતમંદને તેને જાણ કરીને રોકડ અથવા અનાજ કે બીજી જરૂરિય્યાતની ચીઝ ખરીદી આપી શકાય કે કેમ ? તે જણાવશોજી

(૨) એક માણસ પાસે બેંકમાં મુકેલા પૈસાની વ્યાજની મોટી એવી રકમ થઈ છે એ પૈસા કઈ કઈ રીતે વાપરી શકાય છે ? તે જણાવવા મહેરબાની કરશોજી

(૩) કોઈ ગરીબની દિકરી કે દિકરાની શાદીમાં આ નાણાને ઉપયોગ થઈ શકે કે નહી ?

(૪) કોઈ ગરીબ માણસને ધંધા માટે આ પૈસા આપી શકાય કે કેમ? કઈ સૂરતમાં એ પૈસાનો ઉપર લખેલા કામો માટે ઉપયોગ થઈ શકે ? તે જણાવશોજી.

**જવાબઃ–૨૨૮/૨૨** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

બેંકમાં જે રકમ સલામતીની નિય્યતથી જમા કરવામાં આવી છે જેથી નાણા મહફૂજ રહે વ્યાજ લેવાની નિય્યતથી મૂકવામાં નથી આવ્યા તો એનું જે વ્યાજ બેંકથી મળે તે લઈ લેવું જોઈએ, એટલા માટે કે તે વ્યાજની રકમ લેવામાં નહી આવે તો તે વ્યાજની રકમ ઈસ્લામ અને મુસલમાનોને નુકશાન પહોંચાડવા માટે ખર્ચ કરવામાં આવે છે. અને તેનાથી મુસલમાન અને ઈસ્લામ પર ઝુલ્મ કરવામાં આવે છે. નુકશાન અને ઝુલ્મથી બચવુ અને બચાવવું કુર્આન અને હદીસથી સાબિત છે. જેના લઈને તેના વબાલ બેંકમાં નાણા મુકનારના ઉપર પણ આવશે જેથી એ વબાલથી બચવાની નિય્યતે તે વ્યાજની રકમ બેંકમાં ન છોડતાં તે રકમને વસૂલ કરી લે. તેને ગરીબો, ફકીરો, યતીમો અને વિધવાઓ પર ખર્ચ કરે. ગેરમુસ્લિમ જરૂરતમંદોને પણ આપી શકાશે.

અને કોઈ મુસલમાન દેવાદાર છે તેનું દેવુ આપવામાં ખર્ચ કરે

ગરીબની છોકરીની શાદીમાં વ્યાજની રકમ ખર્ચ કરી શકાશે. ગરીબને સવાબની નિય્યત વગર વ્યાજની રકમ આપવામાં આવે પછી તે ગરીબ પોતે ગમે તે કામમાં વાપરી શકે છે. આ વ્યાજની રકમ છે. એવુ કહીને આપવું જરૂરી નથી.

વ્યાજની રકમને આમ રોડ તથા રસ્તાની લાઈટ વિગેરેમાં પણ ખર્ચ કરી શકાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(કિફાયતુલ મુફતી ભાગ:૫ બાબ પહેલો, ડાકખાને ઓર બેંક કે મામલાત)*

## કૌમી તોફાનો પછી સરકાર તરફથી મળતી વ્યાજકિય સહાય

**સવાલ :– ૨૨૯/૨૩**

મોજુદા ફસાદાતમાં મકામી મુસલમાનોની દુકાનો બાળીને રાખ કરી દેવામાં આવી, આ સિલસિલામાં હુકૂમત અમૂક રકમ પચ્ચીસ હજાર અથવા પચાસ હજાર રૂપિયા અથવા તેનાથી વધારે લોન આપે છે અને તેના ઉપર વ્યાજ આપવામાં આવે છે પહેલા વર્ષે વ્યાજ રકમની સાથે અદા નથી કરવું પડતું બીજા વર્ષથી હપ્તાવાર રકમ વ્યાજ સાથે આપવામાં આવે છે તો આવી રકમ હુકૂમત પાસેથી લોનના નામ પર લેવી મજબૂર અને બેસહારા મુસલ–માનો અને જે મજબૂર નથી તેવા લોકો માટે લેવી શઈ એતેબારથી કેવી છે?

**જવાબ:–૨૨૯/૨૩** حامدًا ومصليًا ومسلما_ هو الموفق للصواب

હુકૂમતની અમૂક કંપનીઓ જે લોનના નામ પર કર્જ આપે છે જેના ઉપર વ્યાજ આપવું પડે છે તો વ્યાજનું લેવું અને દેવું બન્નેવ હરામ છે. અને તેના હરામ હોવાનો ઉલ્લેખ કુર્આન અને હદીસ બન્નેવમાં છે. એટલા માટે દરેક મુસલમાને આવી લોન લેવાથી દુર રહેવું જરૂરી છે અહિંયા સુધી કે તેની પાસે પણ ન જવું જોઈએ. અલબત્તા મજબૂરીની વાત જુદી છે.

મજબૂર માણસ માટે નફો આપી કર્જ લેવું જાઈઝ છે એનાથી સમજમાં આવે છે કે મજબૂરીની હાલતમાં ફુકહાએ કિરામે વ્યાજકિય રકમ લેવાની ઈજાઝત આપી છે તો જે મુસલમાન સખ્ત મોહતાજ અને મજબૂર નથી તેમને હુકૂમતની અમૂક કંપનીઓ વ્યાજકિય રકમ આપે છે તેને લેવું હરામ છે. અલબત્તા જે મુસલમાન સખ્ત મજબૂર છે તેના માટે લેવાની ગુંજાઈશ છે. તેવો માણસ પોતાની જરૂરત પ્રમાણે વ્યાજ પર રકમ લઈ શકે

છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## હુલ્લડના ભયથી હોટલનો વિમો ઉતારવો

**સવાલઃ– ૨૩૦/૨૪**

અમદાવાદમાં અમારી હોટલ આવેલી છે, તો ફસાદના કારણે નુકસાન થાય છે તો તેનો વિમો લેવો જાઈઝ છે કે નહી ?

**જવાબઃ–૨૩૦/૨૪** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

વિમામાં વ્યાજ અને જુગાર બન્નેવ છે આ બન્નેવ વસ્તુ દીને ઈસ્લામમાં હરામ છે, વિમો પણ હરામ છે પરંતુ માણસ કોઈ એવી જગ્યાએ અને એવા વાતાવરણમાં રહે છે કે જયાં વિમો કરાવ્યા વિના જાન અને માલની સલામતી નથી તો કોઈ કાનૂની મજબૂરીના લઈ વિમો ઉતારવાની છુટ છે. આ શરતને આધિન રહીને વિમા કંપનીમાં જે રકમ જમા કરાવી છે તેનાથી વધારે જે રકમ મળે તે રકમને ગરીબો અને નિરાધાર લોકોમાં સવાબની નિય્યત વગર વહેંચી આપવામાં આવે પોતાના કામમાં બિલ્કુલ ખર્ચ કરવામાં ના આવે. હાં ! અલ્લાહ તઆલા ના ચાહે પોતે નિરાધાર હોય અને નાદાર હોય તો ઉલમાએ કિરામથી ફતવો પુછીને પોતાની જરૂરત મુજબ પોતાના કામમાં લેવાની છુટ છે અને નિય્યત કરે કે માલી હાલત સારી થઈ જશે ત્યારે તે રકમને નાદારોને આપી દઈશ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ફતાવા મહમૂદિય્યાઃ૪/૨૪,ફતાવા રહીમિય્યાઃ૬/૧૩૨)*

## નુકસાનથી વધારે મળેલ વિમાની રકમ

**સવાલઃ– ૨૩૧/૨૫**

એક માણસે વિમાનું પ્રિમિયમ ભર્યુ પછી એને અંદાજે પાંચ લાખનું તોફાનમાં નુકસાન થયું પરંતુ એણે વિમા કંપનીને પચ્ચીસ લાખનું નુકસાન બતાવ્યું જે વિમા કંપનીએ મંજુર પણ કર્યુ. પરંતુ પાછળથી એ માણસને ભાન થયું કે મે મારા નુકસાનથી વધારે બતાવીને વિમા કંપની સાથે છેતરપીંડી કરી છે અને એ માણસે એક મદ્રસામાં ફતવો પૂછયો કે મારે આ રકમનું શું કરવું ? મદ્રસા વાળોએ જવાબ આપ્યો કે તમારા માટે એ રકમનો ઉપયોગ બિલકુલ જાઈઝ નથી માટે તમો આ રકમ મદ્રસામાં જમા કરાવી દો તો શું આ રકમનો ઉપયોગ કરવો મદ્રસા માટે જાઈઝ છે ?

**જવાબઃ–૨૩૧/૨૫** حامدًا و مصليًا و مسلما۔ ھو الموفق للصواب

કોઈ પણ મુસલમાન પોતાની માલિકીની મિલકતનો તેમજ દુકાન અને માલનો વિમો ઉતરાવી શકતો નથી કારણ કે એમાં જુગાર અને વ્યાજ બંને શરીઅતની રૂએ લાગુ પડે છે. અને આ બંને વસ્તુઓ ઈસ્લામમાં હરામ છે. પરંતુ મોહકકિકીન ઉલમાએ કિરામે હાલાત અને સંજોગોને લઈને જેમકે હિન્દુસ્તાનમાં અવાર નવાર થતા કોમી હૂલ્લડોમાં ફકત મુસલમાનોની મિલકતને નુકસાન પહોંચાડવામાં આવે છે અને તેમની માલ મિલકતને આંતકીઓ નિશાનો બનાવતા હોય છે. એવા સંજોગોમાં વિમો ઉતારવાની છુટ આપી છે, અને આવી મજબૂરીમાં વિમો ઉતારવામાં આવ્યો હોય તો મુફતીઓ એ ફતવો આપ્યો છે કે વિમા રકમ લઈ લે, અને પોતાના નુકસાનથી વધારે જે રકમ મળી હોય તેને ગરીબો મોહતાજો અને સાર્વજનિક કામોમાં આપવામાં આવે.

અને ખરો હકદાર તો એ નાણાનો અસલ માલિક છે પરંતુ એવી વિમા કું. માં અસલ માલિક આસાનિથી મળી શકતો નથી કે જેથી એ અસલ માલિકને નાણા પાછા કરી શકાય માટે આ વધારાની રકમ સાર્વજનિક અથવા ગરીબો, યતીમો, હાજતમંદોને આપી દેવામાં આવે. સાથે સાથે વિમા કું. ઓ બેંકના વ્યાજના દરેથી શેર ખરીદી કરે છે જે હરામ છે અને હરામ માલ માર્ગમાં પડેલ વસ્તુના હુકમમાં છે. તેનો હૂકમ એ છે કે યતીમો ગરીબો મોહતાજોને સદકા કરી આપવામાં આવે.

# પ્રકરણ – (૧૮)
# ''દા'વો કરવો''

## તલાક પછી પત્નિનો દાવો

**સવાલઃ– ૨૩૨/૧**

જનાબ અબ્દુલગની સાહબને અપની બીવી હાજરા બીબી કો તલાકે મુગલ્લજા સુપુર્દ કર દી હે અબ હાજરાબીબીકી તરફસે યહ મુતાલબા હે કે..

(૧) અ.ગની સાહબને મેરે પાસ સે તીન હજાર રૂપિયા બતોરે કર્ઝ લિયા હે જો અભી તક વાપસ નહી હુએ વો વાપસ કરવાએ જાએઁ.

જનાબ અ.ગની સાહબ કર્ઝકા ઓર અદમે વાપસી કા ઈકરાર કરતે હેં મગર સાથ મે દાવા કરતે હેં કે યહ વો રકમ હે જો હાજરા બીબીને ઘર કે ઈખરાજાત મે સે બચાલી થી ઈસ લિયે વો તો મેરી હે.

અબ ઈસ મા'મલે મે ચૂંકે અ.ગની કે પાસ ગવાહ નહી હે, નીઝ હાજરા બીબી અ.ગની કી બાતકા ઈન્કાર કરતી હે ઓર કહેતી હે કે યે વો રકમ હે જો તકરીબાત મે (અકીકા ખત્ના વગેરાહ) રિશ્તેદારો કી તરફ સે મુજે મિલી થી ઈસ લિયે હમારા ખ્યાલ હે કે વો રકમ તીન હજાર રૂપિયે અ.ગની પર વાપસ કરને લાઝિમ હે.

(૨) કુછ રકમ ઓર ભી હે જો ઈસી તરહ તકરીબાત યા વાલિદૈન કી તરફ સે મિલી થી જો ઘર મે મૌજૂદ હે વહ મુજે મિલની ચાહિયે, ઈસ બારેમે ભી હમારા ખ્યાલ હે કે વહ હાજરાબીબી કી હી મિલ્કિય્યત હે.

(૩) મે પાકિસ્તાન ગઈ થી વહાં સે મુજે એક થરમોસ ઓર એક કુલર બતોરે તોહફા મિલા થા વહ ઘર પર હે વો મેરા હે ઓર મુજે મિલના ચાહિએ, અબ્દુલ ગની સાહબ કો ઈસ બાત કા ઈકરાર હે કે વો હી પાકિસ્તાન સે લાઈ થી. મગર ઉસને મુજે કીમતન દે દિયા હે ઈસ બારે મે અ.ગની સાહબ કે પાસ કોઈ ગવાહ નહીં હે ઈસ લિએ હમારા ખ્યાલ હે કે યે ભી હાજરાબીબી કી મિલ્કિય્યત હે.

અબ જનાબ અ.ગની સાહબ કા મુતાલબા હે કે મેને હાજરા કો ઉસકે બાપ કી બીમારી કે વકત તીન હજાર રૂપિયા બતોરે કર્ઝ દિયા હે ઓર એક મરતબા હાજરા બીબી કે મુતાલબા પર સોના ખરીદને કે લિએ પંદરા સો રૂપિયે દિયે હે વો મુજે વાપસ મિલને ચાહિએ.

અ.ગની કે ઈસ દાવા પર હમને ગવાહ તલબ કિયે મગર વહ ગવાહ પેશ નહી કર શકે, નીઝ કિસી તરહ અપના દા'વા સાબિત ન કર સકે. હાજરા બીબી ઈસ દા'વે કા સાફ ઈન્કાર કરતી હે, અ.ગની સાહબને યમીન કા મુતાલબા કિયા તો હમને હાજરાબીબી સે યમીન તલબ કી તો હાજરા બીબીને મઅ યમીન કે ભી અ.ગની કી બાત રદ કર દી.

ઈસ લિયે હમારા ખ્યાલ હે કે યહ રકમ (૩૦૦૦ ઓર ૧૫૦૦) હાજરા બીબી પર વાપસ કરના લાઝિમ નહી હે ઓર ન અ.ગની મુતાલબા કર સકતે હેં.

ઈસ કે અલાવાહ એક બાત દરયાફત તલબ યે હે કે અ.ગનીને હાજરા બીબી કો રોઝાના એક મુઅય્યન રકમ (પંદરા રૂપિયા) ખર્ચ કે લિયે દેતા થા, હાજરા બીબીને ઉસમે સે બચા કર કે કુછ રકમ જમા કી તો અબ યહ રકમ કિસકી મિલ્ક શુમાર હોગી.

બંદાકે ખ્યાલમે યે રકમ હાજરાબીબીકી મિલ્ક શુમાર હોગી જેસા કે કિફાયતુલ મુફતી હિસ્સા:૫ શફા ૨૨૫ પર ઈસ નોઈય્યતકા એક ફતવા હે.

<u>જવાબ:–૨૩૨/૧</u> حامدًا ومصليًا ومسلما_ هو الموفق للصواب

ફુકહાએ કિરામને કિતાબુદા'વા મે એક ઉસૂલ વ ઝાબતા બયાન કિયા હે અલબય્યિનતુ અલલ મુદઈ વલ યમીનુ અલા મન અનકર. ઈસ ઉસૂલ કી રોશની મે ઓરત યા મર્દ જો ભી મુદઈ હોગા ઈસ સે ગવાહ તલબ કિએ જાએગેં અગર મુદઈ ગવાહ કાઈમ કર દેતા હે તો ઈસ સૂરતમે ઉસકી મુવાફકત મે ફેસ્લા કિયા જાએગા ઓર અગર મુદઈ ગવાહ કાઈમ કરને સે આજિઝ હે તો એસી સૂરત મે જો મુદઆ અલયહિ મુન્કિર હે ઉસ સે હલ્ફ લિયા જાએગા. મુદઆ અલય હલ્ફ ઉઠા લેતા હે તો એસી સૂરત મે મુદઆ અલય કે હકમે ફેસ્લા દિયા જાએગા.

શોહર અપની બીવી કો જો રકમ અપની ખુશી સે યા તરફૈન કી રઝામંદીસે દેતા હે તો વહ બમંઝિલએ કાઝી કે ફેસ્લા શુદા અમ્ર કી તરહ હે ઉસ બિના પર ઈસ સારી રકમ કી માલિક ઓરત હોગી.

મુફતી શબ્બીર અહમદ મઝાહિરીને ફરીકૈન કી ગુફતગુ કો સુનકર હર અમ્ર કે મુતઅલ્લિક જો ફતવા દિયા હે વો સહીહ હે. ફકત વલ્લાહુ અઅલમ બિસ્સવાબ.

## તલાક પછી ખોરાકીનો દા'વો

**સવાલઃ– ૨૩૩/૨**

સલામ બાદ સને ૧૯૫૯ માં આઈશા ઉમરજી નારબંધ સાથે શાદી કરેલી તેનાથી મારે ચાર છોકરા અને એક છોકરી છે ચારે છોકરા પોત પોતાના પગભર છે અને બધા જ અઢાર વર્ષથી ઉપરના છે છોકરી છે તે શાદી શુદા છે હવે મે મારી ઔરતને ઈસ્લામિક કાયદા પ્રમાણે ૨૫ જુન ૧૯૮૬માં અને સરકારી કાયદા પ્રમાણે ૩૦ જુલાઈ ૧૯૮૭માં છુટી કરી છે, તેણે કોર્ટમાં મારી મિલકત કે જે આ દેશમાં છે તેના ઉપર દાવો કર્યો છે હવે મને જે ઘરમાં ખર્ચ થયેલો છે તે કાપી અર્ધો ભાગ આપવા તૈયાર છું પરંતુ ઈન્ડીયા ખાતે મારા બાજી હયાત છે તેમની મિલકતમાં પણ ભાગ માંગે છે તો મુસ્લિમ પર્સનલ લો પ્રમાણે શરીઅતની રૂએ મારે એને શું આપવાનું અને શરીઅત મુજબ એનો શું ખુલાસો છે ? તે વિગતવાર તાત્કાલિક જણાવવાં મહેરબાની કરશો.

**જવાબઃ–૨૩૩/૨** حامدًاو مصليًا و مسلما ـ هو الموفق للصواب

તલાક આપનાર પુરૂષના સિરે ગુજારવા માટે તલાક શુદા સ્ત્રીના ભરણપોષણ ખર્ચની જવાબદારી માત્ર ઈદ્દતની મુદ્દત પુરતી જ મર્યાદિત છે તે મુદ્દત પુરી થઈ ગયા પછી આપવો જરૂરી નથી અને પુરૂષના સિરે ઈદ્દત ગુજારનાર સ્ત્રીનો બીજો કોઈ હક લાગતો નથી. કુર્આન શરીફમાં એની સ્પષ્ટતા કરવામાં આવી છે. કુર્આન શરીફમાં ઈદ્દતવાળી વિધવા સ્ત્રીના રહેઠાણ અને ભરણપોષણના ખર્ચ વિશે હુકમે ઈલાહી છે કે :

اَسْكِنُوْهُنَّ مِنْ حَيْثُ سَكَنْتُمْ واَنْفِقُواعَلَيْهِن مِنْ وُّجْدِكُمْ وَلَا

تُضَآرُّوهُنَّ لِتُضَيِّقُوا عَلَيْهِنَّ۔ وَاِنْ كُنَّ اُولَاتِ حَمْلٍ فَاَنْفِقُوا عَلَيْهِنَّ حَتّٰى يَضَعْنَ حَمْلَهُنَّ۔

(સૂરએ તલાક :૬)

ઉપરોકત આયતનો ભાવાર્થ એ છે કે તલાક આપનાર પુરૂષે જયાં પોતે રહે છે, તે સ્થળે ઈદ્દત ગુજારનાર તલાક શુદા સ્ત્રીને પોતાની શકિત મુજબ રહેવાની સગવડ આપવી જોઈએ અને રહેઠાણ બાબતમાં તેઓને તંગ અને પરેશાન અને કોઈ તફલીફ ન આપવી જોઈએ. અને જો તે તલાક શુદા સ્ત્રી ગર્ભ વાળી હોય તો બાળકના જન્મ થતાં સુધી એટલે કે તેની ઈદ્દત પુરી થતાં સુધી તેને ભરણપોષણનો ખર્ચ આપવો જોઈએ.

કુર્આન શરીફની આયતમાં ઈદ્દત ગુજારનાર ગર્ભવતી ના હોય એવી સ્ત્રીને રહેઠાણ આપવાના હુકમ સાથે ભરણપોષણનો ખર્ચ આપવાનું બયાન સાફ શબ્દોમાં નથી, પરંતુ રહેઠાણના હુકમથી સંકેતરૂપે જરૂરી ભરણપોષણ ખર્ચ આપવાનું પુરવાર થાય છે અને હદીસોમાં તથા હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) ની કિરાઅતમાં પણ ભરણપોષણ આપવાનો ઉલ્લેખ સાફ શબ્દોમાં વર્ણન થયેલ છે.

મુલ્લાં અલી કારી (રહ.)મિરકાત શર્હે મિશ્કાતમાં બયાન કરે છે કે "

﴿وفى قراءة ابن مسعودؓ اَسْكِنُوْ هُنَّ مِنْ حَيْثُ سَكَنْتُم وانفقوا عليهن مِنْ وُّجْدِكُمْ﴾

એનો ભાવાર્થ એ છે કે હઝરત ઈબ્ને મસઉદ (રદિ.)ની કિરાઅત મુજબ ઈદ્દત ગુજારનાર ગર્ભવતી ન હોય એવી સ્ત્રીને પણ ગર્ભવતીની જેમ યથા શકિત મુજબ રહેઠાણ અને ભરણપોષણ બન્ને આપવાનો હુકમ છે.

(મિર્કાત:૬/૩૨૯)

ફિકહની કિતાબ શામીમાં છે કે જે સ્ત્રી માટે તલાક થયા પછી ઈદ્દત ગુજારવી જરૂરી બને છે, તલાક આપનાર પુરૂષ ઉપર તેને ભરણપોષણ ખર્ચ આપવો જરૂરી છે અને તે ભરણપોષણ ખર્ચ માત્ર તલાક વાળી સ્ત્રીની ઈદ્દતની મુદ્દત પુરી થતા સુધી જ આપવો જરૂરી છે.

(શામી:૨/૬૫૩ તથા ૨/૭૦૧, ૨/૭૨૬,હિદાયા:૨/૪૨૨ તથા ૨/૪૪૩)

ઈસ્લામના આરંભકાળ થી અત્યાર સુધીના બધા જ મુજતહિદ ઈમામો (રહ.) અને દરેક સૈકાના ઉલ્માએ કિરામ અને પુરી ઉમ્મતે મુસ્લિમહ એ વાત ઉપર સર્વ સંમત છે કે ઈદ્દત ગુજારનાર તલાક શુદા સ્ત્રીના ભરણપોષણની જવાબદારી તલાક આપનાર પુરૂષના સિરે ઈદ્દતની મુદ્દત સુધી જ મર્યાદિત છે. ઈદ્દત પુરી થયા પછી તે પુરૂષ તલાક શુદાના ભરણપોષણની જવાબદારીમાંથી સંપૂર્ણ રીતે મુકત થઈ જાય છે અને ઈદ્દતના ભરણપોષણ વગર બીજો કોઈ પણ તલાક શુદાનો હક તલાક આપનાર પુરૂષની મિલકતમાં લાગતો નથી.

કુર્આન અને હદીષની જાણકારી કોઈ એક વ્યકિતનુ પણ આ બાબતમાં બીજુ મંતવ્ય નથી અને ફિકહની બધી જ કિતાબોમાં ઈસ્લામી કાયદો એ જ પ્રમાણે લખવામાં આવ્યો છે.

તલાક શુદા સ્ત્રીના માટે ઈદ્દતના ભરણપોષણના ખર્ચ સિવાય સરકારી કાનૂનનો સહારો લઈને તલાક આપનાર પુરૂષની માલ મિલકતમાં ભાગ લેવો એ કુર્આન હદીસ અને મુસ્લિમ સમાજની સર્વાનુંમતીના વિરૂધ્ધ ગણાશે. અને આ એ પ્રમાણે પોતાને તલાક આપનાર પુરૂષની મિલકતમાંથી ભાગ લેનાર ગુનેહગાર અને બીજાનો માલ નાજાઈઝ અને હરામ રીતે લેનાર લેખાશે અને એ પ્રમાણે લીધેલો માલ તલાક દેનાર પુરૂષને પરત કરી આપવો જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## જુઠા દાવા બદલ ખર્ચ થયો તેનું એવજ

**સવાલઃ– ૨૩૪/૩**

એક જમીન એક માણસ પાસે ૧૨ થી ૧૫ વર્ષથી વેચાણ રાખેલી હતી, અને તે પોતે જ ખેડતો હતો તે દર્મિયાન તેમાં એક માણસે તલાટીને મળીને એ જમીનમાં પોતે કબજો કરવા પોતાનું નામ લખાવી થોડો સમય એમ ચાલવા દીધું ત્યાર પછી જમીનનો કબજો કરવા માટે એ માણસે પાંચ માણસો ઉપર ખોટી દુબળા લોકોની સાક્ષિ લખાવી ફોજદારી કેસ કર્યો તે કેસ બે વર્ષ સુધી ચાલ્યો કોર્ટે નિર્દોસ ઠેરાવી છોડી દીધા, તે બદલ ઘણો ખર્ચ થયો હવે એ ખર્ચો વસૂલ કરવા માટે એ માણસ ઉપર દાવો કરી ખર્ચ વસૂલ કરવાનો હોઈ અને કોર્ટથી ખર્ચ મળે એમ છે, તો આ દાવો કરવો શઈ

દ્રષ્ટિએ કેવું છે ? અને એ દાવાની જે કોઈ રકમ આવે તે વાપરવું જાઈઝ છે કે નહી ?

બીજુ ફોજદારી કેસ મુકીને ખોટા સાક્ષિ ઉભા કરી જેલમાં મુકાવી ઈઝઝતની બે ઈઝઝતી કરી જે જાણ પુરતુ. તો આ બાબતમાં શું કરવુ ? દાવો મૂકવો કે નહી ? તે જણાવશો અને હજુ પણ એ માણસની એવી કોશિશો ચાલુ જ છે તો એ બાબતમાં શું કરવું ?

**જવાબઃ–૨૩૪/૩** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

સવાલમાં આપેલ માહિતી મુજબ દાવો કરી પોતાના ઉપર કરેલ જુઠા દાવામાં જે ખર્ચ થયો હોય તે વસૂલ કરવાની છુટ છે અને જે રકમ મળે તેને પોતાના ખર્ચમાં લેવું પણ જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# પ્રકરણ – (૧૯)

# "બક્ષિસ"

## સવાબની નિય્યત વગર બક્ષિસ કરવી

**સવાલઃ– ૨૩૫/૧**

એક મકાન છે જે હમારા બાપ–કાકાની ભાગીદારીનું છે બાપ તથા કાકા ગુજરી જવાથી એ મકાનના કુલ સાત વારસદારોના ભાગે આવેલુ છે. તે મધ્યે ગુજરી ગએલા કાકાનો છોકરો એક અને છોકરી એક છે. જે મજકૂર પુરા મકાનના અર્ધા અર્ધા ભાગના માલિક છે. જયારે બીજા અર્ધા અર્ધા ભાગના (મકાનના) માલિક તરીકે હાલના નીચે મુજબના પાંચ જણ છે.

(૧) ઈસ્માઈલ ઈબ્રાહીમ અશરફ, (૨) અહમદ ઈબ્રાહીમ, (૩) હવા બીબી ઈબ્રાહીમ, (૪) મરયમ બીબી ઈબ્રાહીમ, (૫) હમારા મર્હૂમ ભાઈ કાસમ ઈબ્રાહીમ અશરફ છે. મજકૂર મર્હૂમ ભાઈના ગુજરી જવાથી એમના વારસદારોમાં હમો ૪ ભાઈ બહેનો અને મર્હૂમની વિધવા એક અને બે દિકરી છે. ઉપર જણાવેલ નંબર (૪)ની હમારી અને મરયમ બીબી

ઈબ્રાહીમ અશરફે હમારી સલાહ કે સંમતી કે જાણ વગર (સાંભળ્યા પ્રમાણે આશરે દસ વર્ષ અગાવ મજકૂર મકાનના એક હિસ્સેદાર તરીકે પોતાનો હિસ્સો એમની ભાણેજ મેમૂનાબીબી અહમદ યૂસુફ મમુનને આપી દીધેલો કહેવામાં આવે છે, એ હકીકત પણ બીજાના મોઢેથી સાંભળવામાં આવી છે. પરંતુ હમારી મર્હૂમ એને એ મકાનનો જેના પુરા ૧૨ ખંડો હમારા હસ્તકમાં અને વપરાશના છે. જેમાનો એક પણ ખંડનો હવાલો કે કબજો હમારી બેને તેમની ભાણેજને આપેલો નથી કે અપાવેલો નથી, એ પછી લગભગ એકાદ વર્ષ થયુ હશે ગુજરી ગયા છે. દસ વર્ષના લાંબા ગાળામાં અથવા ગુજરી જવા પહેલા પણ એ મકાનનો એક ખુણો કે એક નાનો ભાગ અથવા એક ખંડનો પણ એમની ભાણેજ મેમૂનાબીબીના હવાલામાં કે કબજામાં આપેલો નથી તેમજ અપાવેલો પણ નથી.

હવે ઉપર જણાવેલા ખુલાસાની રોશનીમાં પુછવાનુ એ છે કે દસ વર્ષ ઉપર આપેલી વસ્તુ હોય કે જેનો કોઈ પણ જાતનો હવાલો કે કબજો આપેલો કે અપાવેલો નથી એવી વગર કબજા કે હવાલા વગરના હિસ્સા માટે શરીઅતે મુહમ્મદીયાના મસ્અલા (ફતવા મુજબ મર્હૂમ હમારી બેનની ભાણેજ વગર કબજાને અને વગર હવાલાને કારણે મજકૂર મકાનમાં હિસ્સેદાર થઈ શકે છે ? કે હિસ્સેદાર થઈ શકતી નથી ? તે જણાવી હમોને આભારી કરશો.

**<u>જવાબઃ–૨૩૫/૧</u>** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

બીજાને કોઈ વસ્તુ સવાબની નિય્યત વગર મફત આપવાને શરીઅતની પરિભાષામાં હિબા કહેવામાં આવે છે. હિબાનું કાર્ય મોખિક અને લેખિત દરેક રીતે સહીહ છે, હિબા કરનારના મૃત્યુ પછી હિબાકર્તાના વારસદારો વચ્ચે અને જેને હિબાની વસ્તુ આપવામાં આવી હોય તેઓના વચ્ચે હિબા કરવા ન કરવા બાબત મતભેદ ઉભો થાય તો જો શર્ઈ ગવાહો હશે તો તે હિબાને માન્ય રાખવામાં આવશે.

હિબાને સંપુર્ણ થતાં આડે આવતી બાબતો પૈકી કોઈ બાબત આડે આવશે તો હિબા નાજાઈઝ ગણાશે. હિબાને સંપુર્ણ થવાને આડે આવતી બાબતો આ પ્રમાણે છે. (૧) હિબા કરી આપવામાં આવેલ વસ્તુ

ભાગીદારીમાં હોય, (૨) તેના ભાગલા ન પાડવામાં આવ્યા હોય, (૩) જેને વસ્તુ હિબા કરવામાં આવી છે તેને કબજો ન આપવામાં આવ્યો હોય.

*(શામી:૪/૫૦૮)*

હવે સવાલમાં દર્શાવવામાં આવેલ વિગત મુજબ મકાનનો જે ભાગ હિબા આપવામાં આવ્યો છે તે હજુ બધા વારસદારોના વચ્ચે ભેગો છે. અને તેના ભાગલા પણ પાડવામાં આવ્યા નથી, એ જ પ્રમાણે કબજો પણ આપવામાં આવ્યો નથી. જેથી આ પ્રમાણે હિબા કરવું જાઈઝ ન ગણાશે, જેથી મર્હૂમની ભાણેજને એમાં કોઈ હક લાગુ પડશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## હયાતીમાં સગીરના નામે બક્ષિસ કરવી

**સવાલ:–૨૩૬/૨**

એક જગ્યાએ પિતાએ પોતાની તંદુરસ્તીની હાલતમાં પોતાની કમાઈના પૈસા પોતાના નાના પુત્રના નામે મિલ્કત ખરીદી, અને પિતાજીનું અવસાન થઈ ગયુ, હવે એ મિલ્કતના દસ્તાવેજ પણ સગીર પુત્રના નામ પર છે. અને વાલી તરીકે પિતાજી પોતે રહયા હોય તો તે મિલ્કતમાં પિતાજીની બક્ષિસની નિય્યત થઈ કે નહી ? તે જણાવશો. સગીર હવે પુખ્તવયનો થયો તો તે માલિક બનશે કે નહી ?

**જવાબ:–૨૩૬/૨** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

બાપે પોતાની તંદુરસ્તીની હાલતમાં જે મિલ્કત પોતાના નાના છોકરાના નામે ખરીદ કરી તેના નામનો દસ્તાવેજ કરી આપ્યો છે તો તે બક્ષિસ ગણાશે. તે મિલ્કતમાં અન્ય વારસદારોના ભાગ લાગશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# પ્રકરણ – (૨૦)

# ''ભાડા તથા નોકરી''

## ડિપોઝિટ લઈ મકાન ભાડે આપવુ

**સવાલઃ– ૨૩૭/૧**

આજ કાલ લોકો મકાન બનાવે છે અને તેને એ શર્તે ભાડે આપે છે. અને અમુક ડિપોઝિટ અમુક વર્ષ માટે લેવામાં આવે છે. અને અમુક વર્ષમાં મકાન જો છોડી આપે તો જે ડિપોઝિટ લીધેલા પૈસા જાય પાછા આપવામાં આવે નહી એ જાઈઝ છે કે નહી ? તે જણાવશો.

**જવાબઃ–૨૩૭/૧** حامداً ومصلیًا ومسلما۔ ھو الموفق للصواب

ડિપોઝિટ લેવી જાઈઝ નથી એડવાન્સ ભાડા પેટે રકમ લેવી જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(નિઝામુલ ફતાવાઃ ૨/૨૭૦)*

## વ્યાજકિય સંસ્થામાં નોકરી

**સવાલઃ– ૨૩૮/૨**

અમારા ગામમાં એક સંસ્થા છે જે સંસ્થા બેંક પાસેથી વ્યાજકિય લોન લઈ ગામના જ તે સંસ્થાના સભાસદોને વધુ વ્યાજ લઈ ધિરણ કરે છે. જેથી સંસ્થામાં અમુક વ્યકિત પગાર લઈ નોકરી કરે છે તે પગાર વ્યાજના જ નાણામાંથી આપવામાં આવે છે, તો એ પગાર લઈ શકાય કે નહી ? અને તે સંસ્થામાં નોકરી કરવી શરીઅતની દ્રષ્ટિએ કેવું છે ? જે હવાલા સહિત માર્ગદર્શન આપવા વિનંતી છે.

**જવાબઃ–૨૩૮/૨** حامداً ومصلیًا ومسلما۔ ھو الموفق للصواب

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહી વ સલ્લમે વ્યાજ લેનાર અને દેનાર પર તથા વ્યાજકિય બાબતોને લખનાર અને વ્યાજકિય બાબતની ગવાહી દેનાર પર ફિટકાર ફરમાવી છે. અને ફરમાવ્યુ કે તેઓ સર્વે ગુનાહમાં બરાબર છે. (અસલ ગુનાહમાં બધા બરાબર છે ભલે ગુનાહના પ્રમાણમાં તફાવત હોય)

આ હદીસમાં લખવાવાળા તથા સાક્ષિ આપનાર પર ફિટકાર ફરમાવી છે, વ્યાજુ લેવડ–દેવડમાં સહાય કરવાના કારણે; જેનાથી સ્પષ્ટ થયું કે નાજાઈઝ બાબતમાં સહાયક થવુ પણ જાઈઝ નથી.

કુર્આને પાકમાં પણ ગુનાહિત તથા નાજાઈઝ કામમાં સહાયક થવાથી રોકવામાં આવેલ છે.

﴿ولا تعاونوا على الاثم والعدوان۔﴾

ગુનાહિત કાર્યો તથા અત્યાચારો આચરવામાં સહાયક, મદદરૂપ ન બનો.

સવાલમાં પુછેલ સંસ્થામાં નોકરી કરવી જાઈઝ નથી, અને જો આ સંસ્થા પોતાને ત્યાં કામ કર્તાઓને જે નાણા વ્યાજે દેવામાં આવ્યા છે, તે નાણાના આવેલ વ્યાજ થી જ પગાર, મહેનતાણુ આપવામાં આવતુ હોય તો તે પગાર લેવો પણ જાઈઝ નથી.

અને જો વ્યાજની રકમ વિના સંસ્થાની આવકના હલાલ સાધનો હોય તો પગાર લેવો જાઈઝ છે. *(જવાહિરૂલ ફિકહ ભાગ :૨)*

પરંતુ જો કોઈ સરકારી બેંકમાં નોકરી કરતો હોય તો જયાં સુધી બીજી નોકરી ન મળે ત્યાં સુધી બેંકની નોકરી ન છોડે. બલ્કે ખુદાથી ઈસ્તિગફાર કરતો રહે અને દુઆ કરતો રહે કે અલ્લાહપાક આ નોકરીથી છુટકારો આપે. અને હલાલ રોજીનો બીજો રસ્તો કાઢી આપે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# પ્રકરણ – (૨૧)

# "ખેતી"

## ખેતર અળધા ભાગે આપવુ

**સવાલ :– ૨૩૯/૧**

કાસિમભાઈનું ખેતર છે અને એમણે અમીનભાઈ પાસેથી પાંચ હજાર રૂપિયા કર્જ લીધું છે અને કાસિમભાઈએ ખેતર અમીન ભાઈને બટાઈ (આધ)પર આપ્યું છે એ શર્તે કે જયાં સુધી હું તમને પાંચ હજાર રૂપિયા ન આપું ખેતરમાં આપ મહેનત કરતા રહો અને મને વાવેતરમાંથી ખર્ચ કાઢી અળધો ભાગ આપતા રહેશો. અને ખર્ચની સૂરત એ છે કે પુરો ખર્ચ પાણી મહેનત વિગેરે અમીનભાઈ કરતા રહે અને પાણીનો કુવો મોટર જે અમીન ભાઈનું એમના ખેતરમાં છે, મતલબ કે ખેતરનું ભાડુ નહી અને પાણીની કિંમત નહી, તો શું આવી સૂરત શઈ એતેબારથી જાઈઝ છે ? અગર આ સૂરત નાજાઈઝ છે તો તેને જાઈઝ કરવાની કઈ સૂરત છે ?

**જવાબ:–૨૩૯/૧** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

મુઝારઅતની મુખતલિફ સૂરતો છે એમાંથી આ ત્રણ સૂરતો જાઈઝ છે. (૧) જમીન અને બીજ એકનું હોય અને કામ (મહેનત) બીજાનું હોય. (૨) જમીન એકની અને કામ, બળદ અને બીજ બીજાનું હોય. (૩) જમીન અને બળદ અવજાર એકનું અને કામ બીજાનું હોય. સવાલમાં પુછેલ બે નંબરની સૂરત છે એટલા માટે મુઝારઅતની આ સૂરત જાઈઝ છે.

# પ્રકરણ – (૨૨)

# "શિકાર, ઝબહ તથા કુર્બાની"

## કરંટ આપી મરઘી ઝબહ કરવી

**સવાલઃ–૨૪૦/૧**

હમારા પોલ્ટી ફાર્મમાં નીચે મુજબ રીતથી ઝબહ કરવામાં આવે છે.

રીતઃ– મરઘીને ઝબહ કરતા પહેલા કરંટ છોડેલ પાણીમાંથી એવી રીતે પસાર કરવામાં આવે છે કે કરંટ છોડેલ પાણીમાં મરઘીની ચાંચ અથવા કલગીને તે કરંટ છોડેલ પાણી અડકે છે અને ત્યાર પછી તેને બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર કહી ઝબહ કરવાની જગ્યા ઉપર મુસલમાન છરી ફેરવે છે અને વહેતું ખુન પણ નીકળે છે તો આ પ્રમાણેની ઝબહ કરેલ મરઘી ખાવી હલાલ છે કે નહી ?

**જવાબઃ–૨૪૦/૧** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

સવાલમાં પુછેલ વિગતમાં મરઘીને કરંટ લાગ્યા પછી તે જીવતી હોવાનું યકીન હોય તો એવી હાલતમાં મરઘી ફડફડાટ કરે કે ના કરે લોહી નીકળે કે ના નીકળે તો પણ હલાલ છે.

وان علم حياته وان لم يتحرك ولم يخرج الدم۔ اذا علم حياة الشاة وقت الذبح حلت بالزكاة تحركت اولا خرج منها الدم اولا كذافى المحيط ۔

*(બહર: ૮/૧૯૭)*

અને જો કરંટ લાગ્યા પછી તે જીવતી છે કે નથી તે બાબતનું યકીન નથી તો એવી હાલતમાં ઝબહ કરતી વખતે જો મરઘી ફડફડાટ કરે અથવા ખૂન નીકળે તો હલાલ છે એટલા માટે કે ખૂન નીકળવુ કે ફડફડાટ કરવું એ બન્નેવ બાબતો માત્ર જીવંત પ્રાણીથી જ થઈ શકે છે મરેલા પ્રાણીથી ન તો

ફડફડાટ થઈ શકે છે અને ન તો ખૂન નીકળી શકે છે, જેથી ઝબહ કરતી વખતે બન્નેવનું (ખૂન, ફડફડાટ)હોવુ અથવા બેમાંથી એકનું હોવુ પ્રાણીના જીવીત હોવાની દલીલ છે જેનાથી તે હલાલ થઈ જશે.

ઉપરોકત બન્નેવ બાબતોમાંથી એક પણ ન હોય તો તે પ્રાણીના મરેલા હોવાની નિશાની છે જેથી તે જાનવર હલાલ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

ولو ذبح شاة فتحركت او خرج الدم حلت والا لم يدرك حياته۔ لان الحياة او خروج الدم لايكونان الامن الحى لان الميت لايتحركه ولا يخرج منه الدم فيكون وجودهما او وجوداحدهما دليل الحياة فيحل وعدمهما عالامة الموت فلا يحل.

*(બહર:૮/૧૯૬)*

## ચામડા માટે જાનવર ઝબહ કરવું

**સવાલ:– ૨૪૧/૨**

હલાલ જાનવરોને માત્ર ચામડા લેવા ખાતર હલાલ કરી ગોશ્ત ખાડીમાં દાટી દેવાથી અને ચામડાની કીંમત માટે જાનવર ઝબહ કરી માંસ દફન કરી દેવુ જાઈઝ છે ?

**જવાબ:–૨૪૧/૨** حامدًاو مصليًا ومسلما۔ هو الموفق للصواب

હલાલ જાનવરોને ફકત ચામડા માટે ઝબહ કરવુ યોગ્ય છે. માંસની ફુઝૂલખર્ચીનો ગુનોહ લાગુ પડશે.

## ગાયની જગ્યાએ પાડાની કુર્બાની

**સવાલ:– ૨૪૨/૩**

લંડનથી કાગળ આવ્યો છે કે મારા માટે ગાય લઈને કુર્બાની કરશો, હવે પાડો યોગ્ય દરમાં છે, માટે ગાયના બદલે પાડો ખરીદી કરી કુર્બાની કરી શકાય ખરો ? મોઅકકિલને ખાત્રી આટલી તો છે જ કે હું તેઓના તરફથી પાડો લઈ કુર્બાની કરૂ તો તેઓનો કાંઈ એઅતેરાજ નહીં થાય, બલ્કે રજામન્દી જાહિર થશે. એટલે પાડો લઈ તેઓની તરફથી કુર્બાની કરી શકાય ખરી ? કુર્બાની  થશે કે કેમ ?

**જવાબઃ–૨૪૨/૩** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

ગાય એ જીન્સ છે. ભેંસ–પાડો નવઅ છે. ઝકાતમાં જે પ્રમાણે ગાયનો નિસાબ તેજ પ્રમાણે ભેંસ પાડાનો નિસાબ છે. અને જે પ્રમાણે ગાયની કુર્બાની જાઈઝ છે. તે જ પ્રમાણે ભેંસ,પાડાની કુર્બાની પણ જાઈઝ છે. અને સૂદ (વ્યાજ)માં પણ બન્નેવનો એક જ હુકમ છે. જો ગાયના ગોશ્તને ભેંસ–પાડાના ગોશ્તના બદલામાં વેચવામાં આવે તો રૂબરૂ લેવડ દેવડ થવી જોઈએ અને બન્નેવનો ગોશ્ત બરાબર બરાબર હોવો જોઈએ. ઓછો વધતો ન હોવો જોઈએ જો ઓછો વધતો હશે તો સૂદની વ્યાખ્યામાં આવી જશે. એક જિન્સની વસ્તુમાં જ સૂદની વ્યાખ્યા સાબિત થશે. આ બધા કારણને લઈને ભેંસ અને પાડો, ગાયની જિન્સથી છે. *(હિદાયઃ૨/૧૮)*

જેથી સવાલમાં દર્શાવેલ વિગત પ્રમાણે જે વકીલને ગાય ખરીદ કરી કુર્બાની કરવા લખ્યું છે, જો તે ગાયની જગાએ ભેંસ,પાડો ખરીદ કરી કુર્બાની કરશે તો પણ અદા થઈ જશે.

આલમગીરીમાં છે કે બકરૂ ખરીદ કરવા વકીલ બનાવ્યો. વકીલે ઘેટો દુમ્બો ખરીદ કર્યો તો જાઈઝ છે. અને ઘેટા માટે વકીલ બનાવ્યો બકરો–બકરી ખરીદ કરવું જાઈઝ નથી. *(આલમગીરીઃ૨૦૫)* કારણ કે બકરી જિન્સ છે દુમ્બો ઘેટો નવઅ છે જેથી જાઈઝ છે. ઘેટો નવઅ છે બકરી જિન્સ છે. ખરીદવું જાઈઝ નથી. સવાલમાં પુછવામાં આવેલ સુરતમાં ગાય જિન્સ છે, અને ભેંસ પાડો તેની નવઅ છે. જેથી જેને ગાય ખરીદ કરવાનો વકીલ બનાવવામાં આવ્યો હોય તે ગાયની જગ્યાએ ભેંસ, પાડો ખરીદ કરે તો જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## કુર્બાનીની નિય્યત કર્યા પછી જાનવર મરી જાય !

**સવાલઃ– ૨૪૩/૪**

એક માણસ પાસે ઘરનો પાલવેલો પાડો હોય, તો એની કુર્બાની કરવાની નિય્યત જનમ આપ્યો ત્યારથી અથવા મોટી વય પછી કરી હોય અને ત્યાર પછી પાડો મરી ગયો હોય તો એની જગ્યાએ કુર્બાની આપવી પડશે કે નહી ? અને પાડાનો માલિક ગરીબ છે.

મવ. મુફતી બેમાત સા. કુર્બાનીના મસાઈલ અને ફઝાઈલ નામની

કિતાબમાં લખે છે કે, ગુજરાતમાં રિવાજ છે કે પાડો જન્મ આપશે તો કુર્બાની કરશે તો કુર્બાની વાજિબ થશે નહી. સાથે સાથે ગરીબ કુર્બાનીની નિય્યતથી જાનવર ખરીદ કરે અને ત્યાર પછી મરી જાય તો કુર્બાની દેવી પડશે.

**જવાબ:–૨૪૩/૪** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

ઘરનો પાલવેલો પાડો છે હવે જો તેના જનમ વખતે અથવા મોટી વય પછી ગરીબ કે શઈ માલદારે તે પોતાની માલિકીના પાડામાં કુર્બાનીની નિય્યત કરી હશે. અને ત્યાર પછી પાડો મૃત્યુ પામ્યો તો તેવી સુરતમાં ગરીબના ઉપર ફકત નિય્યત કરવાના લઈને વાજિબ થઈ નથી, જેથી મૃત્યુ થવાથી બીજો પાડો ખરીદ કરી કુર્બાની કરાવવી જરૂરી નથી.

અને જો ગરીબ કુર્બાનીના દિવસોમા કુર્બાનીની નિય્યતથી પાડો ખરીદ કરશે તો કુર્બાની કરવી વાજિબ થઈ જશે. જો મૃત્યુ પામશે તો તેની જગ્યાએ બીજો પાડો ખરીદ કરી કુર્બાની કરવું જરૂરી છે. બન્નેવ સુરતોમાં તફાવત એ છે કે પહેલી સુરતમાં ફકત નિય્યત જ છે. જયારે બીજી સુરતમાં નિય્યતની સાથે સાથે ખરીદનો અમલ પણ છે, નિય્યતની સાથે અમલ મળી જાય તો તે અમલ થઈ જાય છે.

## બુચ્ચા બકરાની કુર્બાની

**સવાલ:– ૨૪૪/૫**

બુચ્ચા બકરાની કુર્બાની જાઈઝ છે કે નથી ?

**જવાબ:–૨૪૪/૫** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

બુચ્ચા બકરાની કુર્બાની જાઈઝ છે. અને જો જનમથી જ બન્ને કાન ના હોય અથવા એક કાન ના હોય તો તેની કુર્બાની જાઈઝ નથી.

## વર્ષથી નાનો કુર્બાનીનો બકરો

**સવાલ:– ૨૪૫/૬**

શું ફરમાવે છે ઉલમાએ દીન શર્એ મતીન સદર મસ્અલા બાબત કે ઉમરના ઘરે ઈસ્લામી ચાંદ ૧૩,જીલ્હજ હિજરી.૧૪૦૬ ના દિવસે અસરની નમાઝ પહેલા એક બકરાનો જન્મ થયો છે એટલે તે ૧૦,જીલ્હજ હિજરી ૧૪૦૭ બકરા ઈદના દિવસે તે બકરો એક વર્ષમાં ચારથી પાંચ દિવસ નાનો છે પણ તે બકરો અલમસ્ત છે જોનારને તે બકરો એક વર્ષથી ઉપરનો લાગે

છે પરંતુ ઉમર અને તેના ઘરના માણસો દાવા સાથે કહે છે કે સદર બકરો એક વર્ષમાં ચાર પાંચ દિવસ નાનો છે અને તે બકરો ૧૩,જીલ્હજ ૧૪૦૬ ના દિવસે અસરની નમાજ પહેલા જ જન્મ થયો હતો તો શું સદર બકરાની કુરબાની જાઈઝ છે કે કેમ ?અને કુર્બાની કરીએ તો થશે કે નહી ? સદર મસઅલાનો જવાબ કુર્આન અહાદિસે રસૂલ (સ.અ.વ.)અને ફિકાહની રોશનીમાં આપવા મહેરબાની કરશો.

**જવાબઃ–૨૪૫/૬** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

કુરબાનીના બકરાની ઉમર પુરી એક વર્ષની હોવી જોઈએ એક વર્ષથી બે દિવસ પણ ઓછી હશે તો કુરબાનીમાં ચાલશે નહી ભલે તે બકરો પછી દેખાવમાં એક વર્ષનો લાગતો હોય બકરા ઈદના મહીનામાં દશમી તારીખ પહેલા જન્મેલ બકરાની કુરબાની આવતા વર્ષે થઈ શકશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામીઃ૫/૨૨૬)*

## ચામડાની કીમત મુદર્રિસના પગાર પેટે

**સવાલઃ– ૨૪૬/૭**

મારા રિશ્તેદારોએ તેઓની કુરબાનીના ચામડા મને હદિયા તરીકે આપીને માલિક બનાવેલ છે. મે તે ચામડા વેચીને તેની રકમ મારી પાસે જમા રાખી છે અને મારી નિય્યત આ રકમ અમારા મદ્રસામા ખર્ચ કરવા આપવાની છે તે આ વિશે શરીઅતમાં કોઈ પણ પ્રકારનો વાંધો તો નથી ને ?

**જવાબઃ–૨૪૬/૭** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

આપના રિશ્તેદારોએ તેઓની કુરબાનીના ચામડાના આપને માલિક બનાવી આપ્યા પછી આપ તેને વેચી તેની કીંમત આપની નિય્યત પ્રમાણે આપના સ્થાનિક મદ્રસામાં મુદર્રિસના પગારમાં આપવું જાઈઝ છે. એમા કોઈ જાતનો વાંધો નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(શામીઃ૫/૨૩૧)*

## કુર્બાનીના ચામડાની રકમ સ્કોલર્શીપ પેટે આપવી

**સવાલઃ– ૨૪૭/૮**

શું ફરમાવે છે ઉલમાએ દીન વ મુફતિયાને શર્એ મતીન નીચેના મસઅલાઓના જવાબમાં ?

(૧) અમારે ત્યાં ચર્મે કુર્બાનીના નામની અંજુમન છે, બકરાઈદના

દિવસોમાં કુર્બાનીના ચામડા ઉઘરાવી ચામડાના વેપારીઓને બોલાવી હરાજી કરે છે. તે હરાજીમાં દરેક જાનવરના ચામડાની કીંમત અલગ–અલગ આવે છે. તે રીતે હરાજી થાય છે તેની રકમ અરબી મદ્રસાઓમાં તા'લીમ લેતા તાલિબે ઈલ્મોને સ્કોલર્શીપના રૂપમાં માહવારી મોકલવામાં આવે છે. તેમાં એવા પણ તાલિબે ઈલ્મો છે કે જેના માં–બાપને ખેતીની ઉપજમાં ૫૦ થી ૬૦ કિવન્ટલ તુવેર પેદા થાય છે. એવા છોકરાઓને સ્કોલર્શીપ મોકલવામાં આવે છે, અમુક ગરીબ પણ છે; તો આવા તાલિબે ઈલ્મોને મદદ કરવી જોઈએ ? ચર્મે કુર્બાની આ પ્રમાણે આપનારની કુર્બાની અદા થશે કે નહી ?

(૨) ઈમામ સાહેબ ગામમાં ફરી ચામડા ઉઘરાવે છે તો ઈમામની શાનના લાયક છે ?

**જવાબ:–૨૪૭/૮** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

કુર્બાનીના ચામડાને જો રોકડ રકમના બદલામાં વેચાણ કર્યુ હોય અથવા તેને ખાવા પીવાની વસ્તુના બદલામાં વેચાણ કર્યુ હોય તો તેના વેચાણના બદલામાં જે રકમ આવે તેના વિષે ફુકહા લખે છે કે تصدق بثمنه (તેની કીંમતનો સદકો કરી આપે) *(હિદાયા :૨/૪૩૪, શામી: ૫/૨૨૮)*

રસૂલુલ્લાહ (સ.અ.વ.)નું ફરમાન છે કે સદકો માલદાર અને બનૂ હાશિમના ગરીબો માટે હલાલ નથી; આ હદીસની શરહ કરતાં ખુલાસતુલ ફતાવામાં લખ્યું છે કે સદકાનો મતલબ વાજિબ સદકો છે. કેમકે સદકાનો શબ્દ મુતલક બોલવામાં આવે ત્યારે તે સદકએ વાજિબ ગણાય છે. જેથી કુર્બાનીના ચામડાની જે રકમ આવશે તે ઝકાતના હુકમમાં ગણાય છે જેથી તે રકમને ગરીબ, યતીમ, બેવા, ફકીરને માલિક બનાવવામાં આવે, માલદારને અથવા માલદારની નાબાલિગ ઔલાદને કુર્બાનીના ચામડાની રકમ આપવી જાઈઝ નથી. માલદારની બાલિગ ઔલાદ જે પોતે માલદાર ના હોય તેને કુર્બાનીના ચામડાની કીંમત આપવી જાઈઝ છે. *(હિદાયા: ૨/૧૮૬)*

આજે જયારે લોકો ઈલ્મે દીન શિખવા શિખવવાથી દૂર થઈ રહયા છે. તેવા સમયમાં ઝકાત અને સદકાતે વાજિબાના બધાથી વધારે હકદાર દીની તાલીમ લેતા વિદ્યાર્થીઓ છે જેમાં ઝકાત તથા સદકાતે વાજિબાની અદાઈગીના સવાબની સાથે સાથે ઈલ્મે દીનની ઈશાઅત અને પ્રચારનો પણ

સવાબ મળશે અને તેની કુર્બાની અદા થવામાં કોઈ જાતનો વાંધો નહી આવે.

(૨) ઈમામ સાહબ જે ચામડા ગામમાં ફરીને ઉઘરાવે છે એ કોઈ એમનો ધંધો નથી એ તો મુસલમાનોની કુર્બાનીના ચામડાની કીંમત યોગ્ય જગ્યાએ ઉપયોગ થાય તેના માટે મહેનત કરી રહયા છે. જે એક ભલાઈનું કામ છે અને મુસલમાનોની ખેરખ્વાહી અને લાગણીનું કામ છે; હદીસમાં છે કે દીન એ લાગણીનું નામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## કુર્બાનીમાં વકીલ અને મુઅકકિલની ઈદ અલગ હોય તો ?

**સવાલઃ– ૨૪૮/૯**

થોડા સવાલોના જવાબોથી સંતોષિત કરશો.

(૧) અહિંયા ઈંગ્લેન્ડમાં અમુક રૂલ રેગ્યુલેશનના કારણે દરેક માણસને જાતે પોતે પોતાની કુર્બાની ઘર આંગણે કરવી મુશ્કેલ છે. જેથી અહિંયા થોડા ભાઈઓ ઈદના વખતે દરેક શહેરમાંથી ઉભા થાય છે અને એક ખાસ કીંમત (દા.ત.) ૨૫ અથવા ૩૦ પાઉન્ડના હિસાબે એક ઘેટુ ઝુબહ કરીને ઘેર પહોંચાડી આપે છે. આ રીતે ઘણા ગ્રાહકો બનાવે છે જે એજન્ટ લોકો કુર્બાનીનો ધંધો કરે છે તેઓના ગ્રાહકો ફકત એક શહેરમાં નથી હોતા નજીક અને દૂર શહેરોમાં પણ ગ્રાહકો બને છે. લંડન જે પ્રેસ્ટન થી લગભગ ૨૨૫ કે ૨૫૦ માઈલ દૂર છે. ત્યાં પણ ગ્રાહકોની કુર્બાનીઓ પહોંચાડવામાં આવે છે પરંતુ ચાલુ વર્ષે એવુ બન્યુ કે લંડનમાં થોડા ભાઈઓએ તા.૧૭/૯/૮૩ શનિવારે બકરાઈદ કરી છે અને એજન્ટ ભાઈઓએ ૧૮/૯/૮૩ રવિવારે ઈદ મનાવી હવે જો પ્રેસ્ટનના એજન્ટ ભાઈઓ (વકીલો) પોતે ઈદ કરવા પહેલા આગલા દિવસે શનિવારે તા.૧૭/૯/૮૩ના પોતાના શનિવારે ઈદ કરનાર ગ્રાહકોને લંડનમાં કુર્બાનીઓ પહોંચાડે તો જાઈઝ છે કે નહી ? સવાલનો ખુલાસો આ છે કે વકીલ પોતે ઈદ કરવા પહેલા આગલા દિવસે મુવકકિલ (ગ્રાહક)ની ઈદનો ખ્યાલ કરી કુર્બાની કરશે તો થશે કે નહી ?

(૨) કુર્બાનીમાં નિય્યત જરૂરી છે ? કોઈ ફોરૈનના રહેવાસી ઈન્ડીયા પોતાના માં–બાપ અથવા સગા વ્હાલાઓને લખી આપે કે દર વર્ષે તમારે મારા તરફથી અને બીવી તરફથી કુર્બાની કરી લેવી તો શું દર વર્ષે બકરા

ઈદના વખત પર જાણ કરવી જરૂરી રહેશે કે નહી ? એવા ભરોસે રહેવુ કે દર વર્ષે કરે છે. અને લખ્યુ છે માટે હવે લખવાની જરૂરત નથી તો કુર્બાની થશે કે નહી ? અથવા યાદ અપાવવું જરૂરી છે ?

(૩) જે માણસ ઉપર કુર્બાની વાજિબ છે તેની રજા લેવી જરૂરી છે કે નહી ? ફકત મૌખિક કે લેખિત જાણ કરવી કે હું તારી કુર્બાની કરૂ છું અથવા કરીશ કોઈ સંબધી તરફથી આવું કહેવામાં આવે તો કુર્બાની થઈ જશે ?

(૪) મહેરની ઓછામાં ઓછી માલિય્યત શું છે ? દસ દિરહમની માલિય્યત સોનામાં કેટલા તોલા થાય છે ?

<u>જવાબઃ—૨૪૮/૯</u> حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

સવાલમાં દર્શાવેલ હકીકત મુવકકિલ (ગ્રાહકે) ઈદની નમાઝ તેના શહેરમાં પઢી લીધી છે. તેનો ખ્યાલ કરી એજન્ટે પોતે નમાઝ પોતાના શહેરમાં ન થવા છતાં મુવકકિલનું જાનવર ઝુબહ કર્યુ છે તેનાથી મુવકકિલની કુર્બાની અદા થશે નહી.

وان کان الرجل فی مصر واهله فی مصر آخر فکتب الیهم ان ــــــ عنه روی عن ابی یوسف انه اعتبر مکان الذبیحة فقال ینبغی لهم ان لا یضبحوا عنه حتی یصلی الامام الذی فیه اهله ۔

એ વાતની અહિયા ચોખવટ થઈ જવી જોઈએ કે એજન્ટે જે શહેરમાં રહે છે તે શહેરમાં પણ જો તા. ૧૭/૯/૮૩ ના ૧૦ જીલહજનો સુબૂત શઈ થવા છતાં ત્યાં કારણસર અથવા વગર કારણે ઈદની નમાઝ પઢવામાં નથી આવી તેવી સૂરતમાં એક સૂરત તો એ છે કે એજન્ટે શઈ ઝવાલ પહેલા કુર્બાની ઝુબહ કરી તો તેવી સૂરતમાં મુવકકિલ (ગ્રાહક) તરફથી કુર્બાની અદા થશે નહી અને બીજી સૂરત એ છે કે ઝવાલ પછી કુર્બાની ઝુબહ કરવામાં આવી તો તેવી સૂરતમાં ગ્રાહકના તરફથી કુર્બાની અદા થઈ જશે.

અને જો એજન્ટ જે શહેરમાં રહે છે તે શહેરમાં ૧૭/૯/૮૩ ના ૧૦ જીલહજનો શઈ સુબૂત થયો ના હોય તેવી સૂરતમાં ઉપરોકત બન્નેવ સૂરતોમાંથી કોઈ પણ સૂરતમાં કુર્બાની અદા થશે નહી. (બદાએઅ:૫/૭૩)

(૨) હલાલ જાનવર ઝુબહ કરવામાં આવે છે તો ગોશ્ત માટે ઝુબહ

કરવામાં આવી રહયુ છે કે ઈબાદત માટે જેથી બન્નેવમાં ફર્ક કરવા માટે ઝુબહ કરતી વખતે કુર્બાનીની નિય્યત કરવી જરૂરી છે કે જેથી બન્નેવમાં ફર્ક થઈ જાય કેમકે કોઈપણ અમલમાં ઈબાદતની શાન નિય્યતથી પૈદા થાય છે.

(૩) બીજાના તરફથી વાજિબ કુર્બાની કરવામાં શર્ત એ છે કે તેના તરફથી રજા મેળવી લેવામાં આવે, ઈજાઝત મૌખિક હોય કે લેખિત અને જો કોઈ જગ્યાએ એવો રિવાજ હોય કે બાપ પોતાની બાલિગ ઔલાદ તરફથી અથવા પતિ પોતાની પત્નિ તરફથી કુર્બાની કરતા રહે છે . બાલિગ ઔલાદ અને પત્નિને પણ એ વાતની ખબર હોય તો તેવી સુરતમાં ઉર્ફ અને રિવાજના લઈને તેમના તરફથી  કુર્બાની અદા થઈ જશે. ઈજાજત લેવાની જરૂરત નથી ફકત આ ઉર્ફી ઈજાજત કાફી છે. પરંતુ ઈજાજત લઈ લેવી વધારે બેહતર. *(બદાએઅ:૫/૬૭)*

(૪) ઓછામાં ઓછી મહેરની રકમ દશ દિરહમ આશરે પોણા ત્રણ તોલા ચાંદી. પોણા ત્રણ તોલા ચાંદીની કીંમત સોનુ આવે તે મહેર પેટે નકકી થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## <u>વધારાનું મકાન હોય તેના ઉપર કુર્બાની</u>

**સવાલ:– ૨૪૯/૧૦**

એક માણસ છે જેનું પોતાના ગામમાં એક જ મકાન છે અને એ માણસ બીજા ગામમાં કોઈ નોકરી કરે છે અને ગામવાસીઓ એ માણસને સંસ્થા તરફથી મફત અથવા ભાડેથી રહેવા માટે એક મકાન આપે છે; હવે આ માણસ પાસે પોતાના ગામમાં જે મકાન છે એણે પોતે ભાડે આપ્યું છે. પરંતુ એ પોતાના મકાનનું ભાડુ તથા પોતાની નોકરીનો પુરો પગાર ઘર ખર્ચમાં વપરાય જાય છે. એની કીંમત ચાંદીના નિસાબે પહોંચી જાય તો એ માણસ ઉપર સદકએ ફિત્ર તથા કુર્બાની વાજિબ થશે ?

**જવાબ:–૨૪૯/૧૦** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

પોતાનું જે મકાન છે તેનું જે ભાડુ આવે છે, તે પોતાના ઘર ખર્ચમાં જ ખતમ થઈ જાય છે તો એવી સ્થિતિમાં તેના પર સદકએ ફિત્ર તથા કુર્બાની વાજિબ થશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા:૧/૨૦૮)*

## રાત્રીના સમયે કુર્બાની કરવી

**સવાલ :– ૨૫૦/૧૧**

કુર્બાનીના દિવસોમાં રાત્રીના સમયે કુર્બાનીના જાનવરને મજબૂરી અને વગર મજબૂરીએ ઝબહ કરવું કેવું છે ? કેમકે અમારા ઈલાકામાં અમૂક માણસો રાતના સમયે ઝબહ કરે છે. કુર્બાની વગરના જાનવરને રાતના સમયે ઝબહ કરવું કેવું છે ? મસ્લકે હનફીના મુતાબિક જવાબ આપી અમારી ઈસ્લાહ ફરમાવશો.

**જવાબ:–૨૫૦/૧૧** حامدًا و مصلیًا و مسلما۔ هو الموفق للصواب

દિવસના સમયે કુર્બાની કરવું મુસ્તહબ અને રાતના સમયે વગર મજબૂરીએ કુર્બાની ઝબહ કરવું મકરૂહે તન્ઝીહી છે. હદીસ શરીફમાં છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અયલયહિ વસલ્લમ)એ રાત્રે ઝબહ કરવાથી મના ફરમાવ્યું છે અલબત્તા રાતના સમયે મજબૂરીના લીધે કુર્બાની અને ઝબહ કરવું જાઈઝ છે. અને રાતના જ સમયે કુર્બાની અને ઝબહ કરવું આ સૂરતમાં કરાહતે તન્જીહી છે. જયારે કે રોશનીનો ઈન્તિઝામ ન હોય. થઈ શકે છે કે મુકમ્મલ રગો ન કાપી શકાય, અને અગર ઝબહ અને કુર્બાની કરવાની જગ્યાએ રોશનીનો ઈન્તિઝામ હોય તો મકરૂહ નથી. એટલા માટે કે જે રગોનું કાપવુ શર્ત છે તે દિવસના જેમ જ નજર આવશે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(બદાઈઉસ્સાનાઈઅ:૫/૬૦, શામી: ૫/૨૦૩)*

## મન્નતના જાનવરની ઉમર

**સવાલ:– ૨૫૧/૧૨**

એક માણસે મન્નત માની કે મારૂ આ કામ થઈ જશે તો એક બકરો ઝબહ કરી તેનુ મટન વહેંચી આપીશ, તો શું એ મન્નત વાળા જાનવરમાં કુર્બાનીની શરતોનું પાલન કરવું જરૂરી છે ? અને બકરાની જગ્યાએ તેની કીંમતનો સદકો કરવામાં આવે તો ચાલી જશે ?

**જવાબ:–૨૫૧/૧૨** حامدًا و مصلیًا و مسلما۔ هو الموفق للصواب

કુર્બાનીના જાનવરમાં જે ઉમરની શર્ત છે તે જ શર્ત મન્નતના જાનવર માટે પણ લાગુ પડશે, પરંતુ જો કોઈ ખાસ નિશ્ચિત જાનવરની મન્નત માની

હશે તો કુર્બાનીની શર્તોનું પાલન કરવામાં આવશે નહી. અને જાનવરની જગ્યાએ તેની કીંમતનો સદકો પણ કરવો જાઈઝ છે.

ولوقال لله على ان اذبح جزورا واتصدق بلحمه تقرع مكانه سبع شياة جاز۔

*(શામીઃ ૩/૭૬)*

અને જો એમ કહે કે અલ્લાહના વાસ્તે મારા ઉપર ઊંટ ઝબહ કરવું અને તેના જ ગોશતનો સદકો કરવુ જરૂરી છે પછી તે મન્નત માનવાવાળાએ એક ઊંટની જગ્યાએ સાત બકરી ઝબહ કરી તો જાઈઝ છે. *(શામીઃ૩/૭૬)*

હઝરત મૌ.મુફતી કિફાયતુલ્લાહે આ જ પ્રમાણે એક સવાલના જવાબમાં લખ્યુ છે કે કુર્બાનીના જાનવરની વ્યાખ્યા અને મન્નતથી વાજિબ થયેલ જાનવર વ્યાખ્યામાં એક હોવાથી જરૂરી છે. (કિફાયતુલ્મુફતીઃ૨/૨૦૮)

હઝરત મૌ.અશરફઅલી થાનવી (રહ.) પણ આવા જ એક સવાલના જવાબમાં જણાવ્યું છે કે આ હાલતમાં એખતીયાર છે, જોઈએ તો સાત બકરીઓ ઝબહ કરી ગરીબોને ખૈરાત કરી આપે અથવા મધ્યમ દરજાની ઊંટની કીંમતને ગરીબોમાં ખૈરાત કરી આપે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવાઃ૨/૫૫૨)*

## કુર્બાનીના જાનવરમાં અકીકાનો ભાગ રાખવો

**સવાલઃ– ૨૫૨/૧૩**

શું ફરમાવે છે ઉલ્માએ દીન શર્એ મતીન સદર મસ્અલા બાબતે : કે ઝૈદના ઘરે કુરબાની લાયક એક પાડો છે. ઝૈદની ઈચ્છા એવી છે કે સાત પીરો વલીઉલ્લાહોના નામે કરવી. જયારે દીનના એક જાણકાર અને પરહેઝગાર બુઝુર્ગને પુછતાં તેમણે સવાલ પુછનારથી માલુમ કર્યુ કે તારા નામની કુરબાની છે ? તો તેણે ના પાડી અને કહયું કે મારો તો વિચાર સાત અલ્લાહના વલીયોના નામે કુરબાની કરવાનો છે. ત્યારે તે બુઝુર્ગ સાહેબે તેને કહયું કે પહેલા તો તારા નામની ઉપર કુરબાની વાજિબ છે એટલે તુ સદર જાનવરમાંથી તારા નામ પર એક કુરબાની આપ અને બાકી છ બાકી રહે તો તારી જે ઔલાદ હોય અને તેમના અકીકાઓ ન થયા હોય તો તારી

ઔલાદના અકીકા આપ. જો છોકરો હોય તો તેના બે અકીકા અને છોકરી હોય તો તેનો એક અકીકો સદર જાનવર ઉપર આપી દે અને ત્યાર પછી બાકી રહે તો તારી મરજીમાં આવે એવી રીતે કુરબાની આપ. જયારે બીજા એક ડીગ્રીધારી આલિમને પુછતાં તેમણે જણાવેલુ કે કુરબાનીના જાનવર ઉપર અકીકો ન થાય અને અકીકાના જાનવર ઉપર કુરબાની ન થાય. તો તુ જે સાત અલ્લાહના વલીયોના નામે કુરબાની કરવા વિચારે છે તે પ્રમાણે કરી દે. તો શું કુરબાનીના જાનવર ઉપર અકીકો અને અકીકાના જાનવર ઉપર કુરબાની કુર્આન, અહાદીસ અને ફિકહની રોશનીમાં થઈ શકે કે નહી ? એમા ખરૂ કોણ ? બુઝુર્ગ સાહેબ કે ડીગ્રીધારી મવલાના સાહેબ ? કોની વાત ઉપર ઝેદે અમલ કરવો જોઈએ ?

**જવાબઃ–૨૫૨/૧૩** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

કુર્બાનીના જાનવરમાં અકીકાનો ભાગ રાખવાથી કુર્બાની સાથે અકીકો પણ અદા થઈ જશે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. (શામીઃ૫/૨૨૯)

## મોટી ઉમરે અકીકો કરવો

**સવાલઃ– ૨૫૩/૧૪**

અકીકો અમુક વર્ષો બાદ કરી શકાય ?

**જવાબઃ–૨૫૩/૧૪** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

બાળક જનમ્યા પછી સાતમાં દિવસે, નવમાં દિવસે અથવા એકવીસમાં દિવસે છોકરા માટે બે બકરા કે બકરીઓ અથવા મોટા જાનવરના બે ભાગ અને છોકરી માટે એક બકરો કે બકરી. અથવા મોટા જાનવરમાં એક ભાગ રાખવો. મુસ્તહબ છે, એકવીસમાં દિવસ સુધીમાં ન કરી શકે તો જયારે પણ કરે ત્યારે ચાલશે. પોતાના માં–બાપે અકીકો ના કર્યા હોય તો પોતાનો અકીકો મોટી ઉમરમાં કરી શકે છે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(મિરકાત શર્હે મિશ્કાત :૫/૧૫૮, અવઝજઃ ૪/૨૦૭)*

# પ્રકરણ – (૨૩)

# "જાઈઝ નાજાઈઝ"

# મસ્જિદના અહકામ

## મસ્જિદમાં તખ્તી લગાવવું કેવુ છે ?

**સવાલઃ– ૨૫૪/૧**

મસ્જિદમાં કે ઘરમાં બિસ્મિલ્લાહની તખ્તી લગાવવી કેવું છે ? એક ભાઈનુ કહેવું છે કે બિસ્મિલ્લાહની તખ્તી હટાવી લેવાથી બિસ્મિલ્લાહની તૌહીન થાય છે જયારે બીજાઓનું કહેવુ છે કે એનાથી કોઈ બિસ્મિલ્લાહની તૌહીન થતી નથી જેથી આપ માર્ગદર્શન આપશો.

**જવાબઃ–૨૫૪/૧** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

બિસ્મિલ્લાહી ર્રહમાની ર્રહીમ. કુર્આન શરીફનો તે શરૂઆતનો ટુકડો છે જે એક સૂરત સિવાય બધી જ સૂરતોની શરૂમાં વારંવાર કહેવામાં આવ્યો છે અને સૂરએ નમલમાં આયત તરીકે પણ આવ્યો છે ઉપરના બનેંવ ગુણો જ તેની વિશેષતા માટે બસ છે પરંતુ રસૂલે ખુદા (સલ.) અને ઉમ્મતના આગલા બુઝુર્ગોના મામૂલે મહત્વતાને વધુ પરિપૂર્ણ કરી દીધી છે રસૂલુલ્લાહ (સલ.)ની આદત મુબારક એ જ હતી કે ખાતી વખતે પાણી પીતા વખતે વુઝૂ કરતા જાનવરને ઝબહ કરતી વખતે મતલબ કે દરેક જાતના કામોની શરૂઆત બિસ્મિલ્લાહ વડે જ કરતા હતા. સારાંશ કે બિસ્મિલ્લાહની મહત્વતા અને ફઝીલત ઘણી જ છે એની આ ફઝીલત અને મહત્વતાનો કોઈ પણ મો'મિન ઈન્કાર નથી કરી શકતો.

સવાલમાં દર્શાવ્યા મુજબ બિસ્મિલ્લાહની તખ્તી મસ્જિદમાં કે ઘરમાં લગાડવી એ બરકતવાળુ કામ કહેવાશે એથી વિશેષ એનો કોઈ હુકમ નથી જેથી કોઈ જગા પર બિસ્મિલ્લાહની તખ્તી લગાવી હોય તો તેને ત્યાંથી હટાવાથી ખુદાના હુકમનું ઉલ્લઘંન થતુ નથી અને એક મુસલમાન જયારે

એમ કહે કે આ બિસ્મિલ્લાહની તખ્તી હટાવી લ્યો એનાથી મસ્જિદનો શો ખતમ થઈ રહયો છે તો તેનાથી તેની મુરાદ ફકત તખ્તી હોય છે ચાહે તેના પર બિસ્મિલ્લાહ લખેલુ હોય કે બીજી કોઈ વસ્તુ ! જેના લઈને બિસ્મિલ્લાહ –ની તખ્તી હટાવવાનું કહેવાથી બિસ્મિલ્લાહની તૌહીન થશે નહી અને એનાથી ગુનોહ પણ લાગુ પડશે નહી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

## મદ્રસાના અહકામ

### ભરણ પોષણ માટે આપેલ મદ્રસાની જમીન

**સવાલઃ– ૨૫૫/૨**

અમારા ગામમાં ગામવાસીઓ તરફથી પહેલા મોલ્વી સાહબને પહેલા મદ્રસાની થોડી જમીન નીચે મુજબની શર્તે આપી. (૧) જમીનનો પાક લેવો અને ગામનું કામ કરવું, (૨) જનાઝાની નમાઝ પઢાવવાનું, (૩) નિકાહ શાદી પ્રસંગે આવવાનું જે મોલ્વી સાહબને આ જમીન આપી છે, તે હાલ દુન્યામાં મૌજુદ નથી, તેમનો ઈન્તિકાલ થઈ ગયો છે. પરંતુ તેમના છોકરાઓ આવે છે, હવે સરકારી કાયદા પ્રમાણે જમીન મોલ્વી સાહબના નામે ચઢી ગઈ છે. હવે મવલાના સાહેબ જમીન વેચવાનું કહે છે. ગામ લોકોનું કહેવું છે કે તમારાથી આ જમીન વેચાય નહી તમોને થોડા પૈસા આપી દઈએ છીએ પરંતુ જમીન તમારાથી વેચાય નહી હવે આ રીતે જમીન વેચવું જાઈઝ છે કે નહી ? ખુલાસા વાર જણાવશો.

**જવાબઃ–૨૫૫/૨** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

સવાલમાં દર્શાવ્યા મુજબ એ જમીન મદ્રસાની છે અને તે મવલાના સાહબના છોકરાઓ પોતાના બાપની ઝિમ્મેદારીઓ પેટે આ જમીનનો પાક, ભરણ પોષણ માટે આપેલી તે ઝિમ્મેદારીઓ અદા નહી કરતા હશે તો તે જમીનનો પાક લેવો પણ જાઈઝ નથી. અને તેમને એ જમીન વેચવાનો શર્ઈ દ્રષ્ટિએ કોઈ પણ અધિકાર નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### મદ્રસામે સીરતકા જલ્સા ઓર લળકિયોંકા તરાના પઢના

**સવાલઃ– ૨૫૬/૩**

(૧) હમારે યહાં હર રોઝ સુબ્હ સવેરે બચ્ચિયાં કો તરાના પઢવાતેં

હેં ઉન મે સિર્ફ લળકિયાં હી લળકિયાં હોતી હેં ઈસ પર લોગો કા ઈશ્કાલ હે કે લળકિ કી આવાજ તો સતર હે ઓર હાલ યહ હે કે તરાના પઢને મે ઉનકી આવાઝ બાહર જાતી હે જિસકો આમ લોગ સુનતે હેં તો ઉસકે બારેમે કયા હુકમ હે ? દુસરા યે કે જહાં હમ લોગ રોઝાના ચપ્પલ વગેરા પહન કર આતે હેં તો કુછ ભી નહી મગર તરાના કે વકત ઉસકો નિકાલના જરૂરી કરાર દેતેં હે યા ઉસકો અદબ કહતે હેં. તો મુફતિયાને કિરામ ઉસકે બારેમે કયા ફરમાતે હેં ? કુર્આન વ હદીસ કી રોશનીસે મુઝય્યન કરકે તહરીર ફરમાએં.

(૨) હમારે યહાં મદ્રસામે હર સાલ સીરતે નબી સલ્લલ્લાહુ અલયહી વ સલ્લમકે મોકે સે એક જલ્સા મુનઅકિદ કરતે હેં, જિસ મે આપ (સલ.)કી નાઅત ઓર આપ (સલ.)કી સીરતે મુબારકકા પુરા ખાકા અપને પ્રોગ્રામોંમેં પેશ કરતે હે, તો ઉસ દિન તમામ લળકિયાં ખુબ ઝર્ક બર્ક લિબાસ ઝેબેતન ઓર ખુશ્બૂ વગેરા કા ખુબ એહતેમામ કરતી હેં તો ઈસ પર બઆઝ લોગોને યહ ઈશ્કાલ કિયા હે કે યહ બિદઅત હે મુઅતરિઝ યહ કહતે હેં કે ઉસ દિન કમરા કી સફાઈ અચ્છે અચ્છે કપળા વગેરા પહેનના યહ બિદઅત હે; લિહાઝા સીરતે નબી (સલ.) કા જલ્સા ભી બિદઅત હે ઓર હમ કહેતે હેં કે યહ બિદઅત નહી હે ઈસ લિએ કે ન હમ ઉસ કી તારીખ મુતઅય્યન કરતે હેં ના યા નબી (સલ.) વગેરા કહેતે હેં. આયા દોનો મેં દુરૂસ્તગી પર કોન હે મુદલ્લલ તહરીર ફરમાએં.

(૩) હમારે મદ્રસા કે બાની કે લિએ હર સાલ એક જલ્સા મુનઅકિદ કરતે હેં, જિસ દિન બાનીએ મદ્રસા કી વફાત હુઈ ઉસી દિન કી હમ તારીખ કો મુતઅય્યન કરતે હેં જિસમે બાની કી ઈષારો કુર્બાની ઓર હઝરત ઉસ્માન (રદિ.) કી યાદ દાશ્ત ઓર અપની મહેનત કા ઈઝહાર કરને કે લિએ કાઈમ કરતેં હેં કયા યહ જાઈઝ હે કે નહી ? કુર્આન વ હદીષ કી રોશનીમે મુદલ્લલ તહરીર ફરમાએં.

**જવાબઃ—૨૫૬/૩** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

(૧) ઓરતકી આવાઝ ફી નફસિહી સતર મે દાખિલ હે યા નહી ? યહ ઈખ્તિલાફી મસ્અલા હે ઈબ્ને હુમામ (રહ.)ને નવાઝિલ કી રિવાયત કી બિના પર સતરમે દાખિલ કિયા હે ઈસી લિએ અહનાફ કે નઝદીક ઓરત કી

અઝાન મકરૂહ હે લેકિન અહાદીષ સે સાબિત હે કે અઝવાજે મુતહર્રાત નુઝૂલે હિજાબ કે બા'દ ભી પસે પર્દા ગેર મહારિમ સે ગુફતગુ કરતી થીં, લિહાઝા રાજેહ ઓર સહીહ યહ હે કે જિસ મોકાઅ ઓર જિસ મહલ મે ઓરત કી આવાઝ સે ફિતના પૈદા હોને કા ખતરા હો વહા મમનૂઅ હે જહા યહ ન હો જાઈઝ હે. તફસીરે જસ્સાસ ઓર એહતિયાત ઈસી મે હે કે બિલા જરૂરત પસેપર્દા ભી ગેરમહરમોં સે ગુફતગુ ન કરેં. (મારિફુલ કુર્આનઃ ૬/૪૦૬)

લિહાઝા સૂરતે મસઉલા મે અગર લળકિયાં બાલિગ યા કરીબુલ બુલુગ હૈં ઓર ઉનકી આવાઝ સે ફિત્ના કા અંદેશા હે તો એહતિયાત ઉસી મે હે કે તરાના ન પઢે.

ચપ્પલ વગૈરા અગર નાપાક હો ઓર ગંદગી કે મુન્તશિર હોને કા ખતરા હો તો ઉતારના જરૂરી હે ઓર ઈસમે તરાના કી કોઈ ખુસૂસિય્યત નહીં, મકામે અદબમે જુતે ઉતારના અદબ કા તકાઝા જરૂરી હે લેકિન શઈ કાનૂની હુકમ નહી હે, તરાને મે અગર હમ્દ યા નઅત હો તો મુહબ્બત ઓર ઈશ્ક કા તકાઝા હે કે અદબ સે બેઠે કાનૂની ગિરિફત નહી હોગી લિહાઝા ચપ્પલ ઉતારને પર કિસી કો મજબૂર નહી કરના ચાહિએ فاخلع نعليك કા હૂકમ હર જગા નહી હોગા.

(૨) ઉલમાને જલ્સાએ સીરત કી ઈજાઝત ઈસ લિએ દી કે ગલત તરીકા વ ખુરાફાત ફેલ ગઈ હે ઉનકી ઈસ્લાહ હો જાએ ઓર સીરતે મુકદ્દસા કે સહીહ હાલાત બયાન હો, ઈત્તિબાએ સુન્નત કી તરગીબ દી જાએ, લેકિન અફસોસ કે મુસલમાનોને જલ્સાએ સીરત કો ભી જુલૂસ ઓર નુમાઈશ કર કે ઈદે મીલાદ બના દિયા, કમરા કી સફાઈ ઓર અચ્છે કપળે પહેનના બિદઅત નહી હે. લેકિન ઉસ દિન ઈસકા ખાસ એહતેમામ કરના ઓર એહતેમામ ન કરનેવાલોં કો લાન તાન કરના બુરી નઝર ઓર હકારત સે દેખના યે સબ જાઈઝ નહી હે બિદઆત કી ઈબ્તિદા ઈસી તરહ સે હોતી હે વેસે હર મજલિસ મે સફાઈ ઓર તહારત કે સાથ જાના પસંદીદા હે લિહાઝા ઝર્ક–બર્ક લિબાસ જો આલાતે તસન્નુઅ મે સે હે ઉસ સે એહતેરાઝ કિયા જાવે ઓર સફાઈ વ પાકીઝગી સે જાનેમે કોઈ હરજ નહી હે.

*(કિફાયતુલ મુફતીઃ ૧/૧૪૫, ૧૪૬)*

(૩) તારીખ મુઅય્યન કર કે જલ્સા કરના આગે ચલ કર ઉસ કો જરૂરી કરાર દેતા હે કોઈ ભી ચીઝ ઈબ્તિદાઅન સાદગી કે સાથ હોતી હે ફિર ઈફરાત વ તફરીત કા શિકાર હોતી હે.

આપ મર્હૂમ બાની કે ઈસાલે સવાબ કે લિએ સદકા વ ખૈરાત કર કે અપની મુહબ્બત કા ઈઝહાર કર સકતે હૈં જેસે કે મર્હૂમ મોહતાજ હે, એસા ન હો કે યે રિવાજ શખ્સિયત પરસ્તી મે મુબતલા કરદે. લિહાઝા યે તરીકા સહાબાએ કિરામ ઓર બુઝુર્ગાને ઈઝામ કે ઉસ્વા કે ખિલાફ હોને કી વજહ સે તર્ક કર દેના ચાહિએ. ફકત વલ્લાહુ અઅલમ

# કબ્રસ્તાનના અહકામ

## કબ્રો ઉપર પતરાં અને લાદી લગાડવી

**સવાલઃ– ૨૫૭/૪**

અમારા ગામમાં કબ્રસ્તાન છે અને તેમા વ દરગાહ પણ છે, હવે દરગાહમાં જે પહેલાના પથ્થર છે તે બિલકુલ બેકાર થઈ ગયા છે અને એમાંથી માટી પણ નીકળે છે, હવે અમારે એમાં લાદી બેસાડવી છે તો એ લાદી બેસાડી શકાય ? ખુલાસાવાર જવાબ આપશો.

લોકોનું કહેવુ છે કે દરગાહના પૈસા અલગ હોવા જોઈએ પણ પહેલેથી જ કબ્રસ્તાનમાં જ દરગાહ છે અને દરગાહની કંઈ આવક નથી લોકો પૈસા આપે છે તો નામના જ પૈસા આપે છે, દરગાહ અંદર છે તો શું દરગાહનું કામ કબ્રસ્તાનના પૈસાથી નહી કરી શકાય ? જો નહી કરી શકાય તો ગામમાં બિદઅતી લોકો પણ છે તો તેઓ લોકો પણ વાંધો ઉઠાવી શકે ! માટે અમોને એનો ખુલાસા વાર જવાબ આપશો.

**જવાબઃ–૨૫૭/૪** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

હઝરત જાબિર (રદિ.) આપ (સ.અ.વ.)ની રિવાયત બયાન કરે છે કે આપ (સ.અ.વ.)કબરને પાકી બનાવવા અને તેના પર બેસવા માટે અને તેના ઉપર ઈમારત બાંધવાની ના પાડે છે. *(મિશ્કાતઃ ૧/૧૪૮)*

મજકૂર હદીસથી સાબિત થાય છે કે કબરને પાકી કરવી, તેના પર બેસવું તથા તેના પર ઈમારત બાંધવી હરામ છે. ફિકહની કિતાબ શામીમાં

છે કે કબરને પકાવેલી ઈંટો તથા લાકડાથી બનાવવી મકરૂહ છે, શામીમાં પકાવેલી ઈંટોથી પાકી કબર બનાવવાની ના પાડવામાં આવી છે. જેથી કબરને પાકી ન બનાવે અને તેને લિપવામાં ના આવ.

હદીસ તથા ફિકહની કિતાબોના આ લખાણોના લઈને સવાલમાં દર્શાવેલ વિગતમાં તે કબર ઉપર લાદી લગાડવી મકરૂહ છે. આપના ઈત્મીનાન માટે ફતવા દારૂલ ઉલૂમમાંથી એક ફતવો અત્રે લખુ છુ.

સવાલઃ એક કબ્ર કા ટીન હવાસે ઉડ ગયા જો કબ્રે મજકૂર કી હિફાઝત કે લિએ થા, તાકે બરફ ઓર બારિશ સે મહફૂઝ રહે, અબ દો બારા વોહી કબ્ર પર ડલવાના જાઈઝ હે યા નહી ? ઈસ ટીન કો કિસી મસ્જિદ વગૈરા મે લગાના જાઈઝ હે યા નહી ?

જવાબઃ કબ્ર વગૈરાહ પર બીનાઅ (ઈમારતો) કી ચૂંકે મુમાનઅત હે (મના ફરમાવ્યુ છે) ઈસ લિએ ફિર ઈસ ટીન કો કબ્ર પર કાઈમ કિયા જાએ (પતરાને લગાડવામાં ન આવે) બલકે જિસ ને ડલવાયા વો ઉસ કી મિલ્ક હે વો જહાં ચાહે ઉસકો લગા સકતા હૈ ઓર કામમે લા સકતા હૈ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ફતાવા દારૂલ ઉલૂમઃ૫/૪૦૪)*

## વ્યાજની રકમથી કબ્રસ્તાનનો કોટ બનાવવો

**સવાલઃ–૨૫૮/૫**

અત્રેના ગામના કબ્રસ્તાનનો હમારે કોટ બનાવવાનો છે તો તે માટે ગામમાંથી ચંદાની રકમ મેળવવી છે તો આ માટે ઝકાત, ફિત્રા, સદકાત, લિલ્લાહ બેંકનું વ્યાજ વગેરેમાંથી કઈ રકમનો ઉપયોગ કરી શકાય ? અથવા લોકો પાસેથી લઈ શકાય ? તો તે સંબંધી શરીઅતનો શું હુકમ છે. તે જણાવશો આપ સાહબને તકલીફ આપીએ છીએ તો યોગ્ય ખુલાસો જણાવશો. જેથી હમો કોઈ ગુનાહમાં ન સંડોવાઈએ.

**જવાબઃ–૨૫૮/૫** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

ગામના કબ્રસ્તાનનો કોટ બનાવવામાં ઝકાત,ફિત્રા, સદકાતની રકમનો ઉપયોગ કરવો હરામ છે. *(શામી)*

કબ્રસ્તાનનો કોટ બનાવવામાં લિલ્લાહ રકમનો ઉપયોગ કરવો જાઈઝ છે. (શામી) અમુક મુફતીઆને કિરામના મંતવ્ય મુજબ બેંકના

વ્યાજની રકમ પબ્લિક ઉપયોગી કામોમાં ઉપયોગ કરવાની છુટ છે. જેના લઈને બેંકના વ્યાજની રકમ કબ્રસ્તાનની દિવાલ બનાવવામાં ઉપયોગ કરવાની છુટ છે. (ફતાવાની કિતાબોના આધારે) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# ખાવા–પીવાના મસાઈલ

## વેજીટેબલ ઘીમાં નાપાક ચરબી

**સવાલઃ– ૨૫૯/૬**

હમણા દોઢ મહીના પહેલા સંદેશ પેપરમાં આવેલુ કે વનસ્તતિ ઘી (વેજીટેબલ)માં મરેલા ઢોર અને મરેલા કુતરાઓની ચરબી મિક્ષ કરવામાં આવે છે. શું પેપરની હકીકત સાચી માનવી કે નહી તે ખુલાસાવાર જવાબ આપશો, કેમકે આપણા સમાજના લોકો શાદી વિગેરેમાં વેજીટેબલ ઘી વધુ વાપરે છે. જેથી ખુલાસાવાર જવાબ લખવા મહેરબાની કરશો.

**જવાબઃ–૨૫૯/૬** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

વનસ્પતિ ઘીમાં મરેલા જાનવર તેમજ કુતરાઓની ચરબીનું ભેળસેળ યકીનના સાથે આપણે જાણતા હોય તો એનો ઉપયોગ નાજાઈઝ છે જો ભેળસેળ ન કરવુ યકીનની સાથે જાણતા હોય તો એનો ઉપયોગ જાઈઝ છે. માત્ર શંકા અને વહેમના લઈને નાજાઈઝ હોવાનો હુકમ નથી લગાવી સકતા, છતાં બચવુ બેહતર છે. *(ફતાવા મહમૂદિય્યાઃ ૫/૧૭૪)*

જયારે દુનિયાભરમાં એનો ઉપયોગ થઈ રહયો છે તો નાપાક વસ્તુ ચરબી વિગેરે મિક્ષ કરવાનો શરીઅતની રૂએ સાબિતી ના હોય ત્યાં સુધી હરામ નથી ઠેરવી સકતા. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ફતાવા રહીમિય્યાઃ૬/૨૯૦)*

## ઝકાત લેનારની દા'વત ખાવી

**સવાલઃ– ૨૬૦/૭**

એક માણસ ચા પાણી પીવા માટે બોલાવી રહયો છે અને તે ભાઈનું ગુજરાન ઝકાતના પૈસાથી ચાલી રહયુ છે તો શું આપણથી તેની દા'વત કબૂલ કરી શકાય કે નહી ?

**જવાબ:–૨૬૦/૭** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

ઝકાતના નાણા ગરીબને આપ્યા પછી તેની માલિકીના થઈ જાય છે, તે પછી બીજાઓ માટે તે ઝકાતના રહેતા નથી હદીસ શરીફમાં છે કે હઝરત બરીરહ (રદિ.) પાસે કયાંકથી સકદાનું ગોશ્ત આવ્યું તે રંધાઈ રહયું હતું કે આપ (સલ.) ત્યાં તશરીફ લાવ્યા આપ (સલ.)ને તે વિષેની ખબર આપવામાં આવી, આપે તે ખાવાની ઈચ્છા જાહેર કરી, બરીરહ (રદિ.)એ કહયું કે "એ તો સદકાનું ગોશ્ત છે અને તે આપ (સલ.) પર હરામ છે" હુઝૂર (સલ.)એ ફરમાવ્યું એ ગોશ્ત તમારા માટે સદકાનું છે પણ જયારે તમે મને આપશો તો તે તમારા તરફથી અમારા માટે હદિયો છે અને તેથી તેને ખાવામાં વાંધો રહેશે નહી. *(મિશ્કાત, તહાવી શરીફ)*

એટલે આપ જે માણસનું ગુજરાન ઝકાત, સદકાની રકમથી ચાલતું હોય તેની દા'વત કબૂલ કરી શકો છો. આપના માટે તે હલાલ અને જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# પોશાક, ઘરેણાં તથા અન્ય બાબતો

## સ્ત્રીએ સ્ટીલ અને લોખંડના ઘરેણાં પહેરવા

**સવાલ:– ૨૬૧/૮**

સ્ત્રીએ સ્ટીલના ઝેવર પહેરવા કેવા છે ? એક ભાઈનું કહેવુ છે કે સ્ટીલનું ઘરેણું પહેરી નમાઝ પઢવાથી નમાઝ ફાસિદ થઈ જશે. તેમ સ્ટીલના ઘરેણા પહેરવાની મનાઈ છે તો આ હકીકત કેટલા અંશે ખરી છે ?

**જવાબ:–૨૬૧/૮** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

વીંટી વગર બીજુ કોઈ પણ ધાતનું ઘરેણું સ્ત્રીના માટે જાઈઝ છે.

وفی الدرالمختار لایتختم الا بالفضة فیحرم بغیرها کحجروذهب و حدیدوصغر ولصاص وزجاج وفی الشامی عن الجوهرة والتختم بالحدیدو الصغروالنحاس و الرصاص مکروه للرجال والنساء۔ (۲٥٤،۲٥۲)

દૂરેમુખ્તાર અને શામીના આ લખાણથી સાબિત થાય છે કે લોખંડની

વીંટી સિવાય લોખંડથી તૈયાર થયેલ ગમેતે પહેરવું જાઈઝ છે.

*(આલમગીરી:૫/૩૩૫, ઈમદાદુલ ફતાવા:૪/૧૩૫,૧૩૬)*

ચાંદી સોના સિવાય બીજી કોઈ ધાતુના ઘરેણા પહેરવા પણ દુરૂસ્ત છે, જેવી કે પિત્તળ, ગિલીટ, કલ્લાઈ વિગેરે. પરંતુ વીંટી સોના અથવા ચાંદી સિવાય બીજી કોઈ વસ્તુની જાઈઝ નથી. *(બહેશ્તી ઝેવર:૩/૪૯)*

સ્ટીલની વીંટી સ્ત્રીઓ માટે હરામ છે. સ્ત્રીઓએ ન પહેરવી જોઈએ, જે સ્ત્રી સ્ટીલની વીંટી પહેરીને નમાઝ પઢશે તો સખત ગુનેહગાર થશે. જો કે તેના સિરે થી ફરજ ઉતરી જશે, પરંતુ તેને નમાઝનો સવાબ મળશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## દાઢીનો શરઈ હુકમ

**સવાલ:– ૨૬૨/૯**

મારી ઉમર ૪૦ વર્ષની થઈ છે. તબીયત સારી રહેતી નથી તથા છાતીમાં દુ:ખાવો રહે છે, જેના માટે દવાઓ કરતાં અત્યારે રાહતથી હરી ફરી શકુ છું એ જ બીમારીમાં મે ખુદાથી અહદ કરેલો કે મને શિફા થશે તો દાઢી રાખીશ, દાઢી રાખી લીધી વાળ તદન સફેદ ૮૫ ટકા અને કાળા ૧૫ ટકા છે; હવે શાદીનો પ્રસંગ સામે છે. મારી સફેદ દાઢી જોઈ કોઈ છોકરી આપતુ નથી કે "એની ઉમર તો વધુ છે, ઘરડો લાગે છે" તો હવે મારે શું કરવું ? અત્યારે જો દાઢી મૂંડાવી નાખું તો છોકરી તુરત મળી શકે છે. શાદી થયા બાદ ફરી દાઢી રાખવાનો મકકમ નિર્ધાર છે, તો શું હું આવુ કરી શકુ છું? હવે મારે શું કરવુ ? દાઢી અને શાદી એ બન્નેવ મારા ઉપર જબરી કસોટી આવી પડી છે તો આપ માર્ગદર્શન આપી આભારી થશોજી.

**જવાબ:–૨૬૨/૯** حامدًاومصليًا ومسلما_ هوالموفق للصواب

મુસલમાન પુરૂષ માટે દાઢી રાખવી અને એક મુઠ્ઠી જેટલી રાખવી પણ વાજિબ છે, શર્ઈ ઉઝર વગર દાઢી મુંડાવવી હરામ છે. અને મુંડાવનાર ફાસિક છે. એક મુઠ્ઠીથી નાની કરાવવી મકરૂહે તહરીમી છે, અને લગાતાર મુંડાવવી પણ ફિસ્કનું કામ છે. દાઢી વાજિબ હોવા વિષે ઘણી હદીષો વર્ણન કરવામાં આવી છે:

એક હદીષમાં છે કે મુછો કતરાવો અને દાઢી વધારો અને મુશ્રિકોનો

વિરોધ કરો, બીજી હદીષમાં છે કે મુછો કતરાવો અને દાઢી લટકાવો અને પારસી લોકોનો વિરોધ કરો. એક મટ્ઠી જેટલી રાખવી વાજિબ છે. જેની સાબિતી હદીષથી છે, હદીષ અને સીરતની કિતાબોમાં સ્પષ્ટિકરણ છે કે સહાબા, તાબેઈન અને આપ (સ.અ.વ.)ની દાઢી મુબારક એક મુટ્ઠી જેટલી હતી. દાઢી મુંડાવવાના હરામ હોવા ઉપર ઉમ્મતના ઉલમાએ કિરામ સંમત છે. કોઈ એકનો પણ તેમાં વિરોધ નથી.

وکذایحرم علی الرجل قطع لحیۃ۔ (شامی:۳۵۹/۵)

وامّا قطع مادون ذلك فحرام اجماعًا بین الأئمۃ۔

(فیض الباری: ۳۸۰/٤)

પરંતુ શઈ ઉઝરના કારણે અમુક સંજોગોમાં એક મુદ્દત પુરતુ દાઢી મુંડાવવી જાઈઝ છે. જેમકે જખ્મ હોય અને દવા લગાડવામાં અડચણ થતી હોય અથવા તે જગ્યાએ ઓપરેશન કરાવવાનું હોય, ત્યારબાદ રાખવી જરૂરી છે,અને ખાસ વાત એ છે કે અમુક કારણસર દાઢીનો ખિઝાબ લગાવવો જાઈઝ છે, પરંતુ તેમાં ખાસ એ પણ ખ્યાલ રાખવો જરૂરી છે કે કાળો ખિઝાબ લગાડવો જાઈઝ નથી, તેના વગર દરેક ખિઝાબ લગાવી શકાય છે. હદીષ શરીફમાં છે કે આખિરી યુગમાં અમુક લોકો હશે જે કાળો ખિઝાબ કરશે, આ લોકો જન્નતની ખુશ્બૂ નહી પામશે; તો આપ ખિઝાબ પણ લગાવી શકો છો.

બીજી વાત એ છે કે દાઢી મુંડાવવી હરામ છે. અને શાદી કરવી જો વ્યભિચારમાં સપડાય જવાનો ભય હોય તો જરૂરી છે, તે વગર સુન્નત છે અને આપે અનુભવ પણ કર્યો હોય કે લોકો દાઢીના જ કારણે છોકરી નથી આપતા તે વગર બીજુ કોઈ કારણ ના હોય તો એ નિય્યતે કે શાદી પછી દાઢી રાખી લઈશ, આપના માટે થોડા દિવસ માટે દાઢી મુંડાવવાની છુટ છે; પરંતુ ઉપરોકત શરતો (૧)દાઢીના જ કારણે હોય (૨) શાદી વગર ગુનાહમાં પડવાનું યકીન હોય. (૩) ખિઝાબથી પણ ન ચાલતુ હોય. (૪) થોડા ટાઈમ માટે જ હોય ને આધિન રહી દાઢી મુંડાવવી મજબૂરીના તબકકે છુટ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# દવા તથા સારવારના મસાઈલ

## ચક્ષુદાન અને ચક્ષુરોપણ

**સવાલઃ– ૨૬૩/૧૦**

હમારા સગામાં એક સંબંધી છે જેની ઉમર આશરે ૬૨ વર્ષની છે જે પોતે હાજી છે હાજી સાહબ તહજજુદ ગુઝાર તથા પાંચ વખતના નમાઝના પાબંદ તથા મહીનાના રોઝદાર છે, પરંતુ એમની એક આંખની રોશની બિલ્કુલ નથી, બીજી આંખમાં હાલ મોતિયાની તકલીફના લઈને ઘણુ ઓછુ દેખાય છે જેથી કુર્આન શરીફની તિલાવતમાં ખુબ જ તકલીફ પડે છે, એ હાજી સાહબ લખેલા પઢેલા માણસ છે, જેથી એમની રોશની માટે આંખની જરૂર છે, તો એ હાજી સાહબ કોઈ બીજાની આંખ મળે તો પોતે પોતાની આંખ કઢાવી નાખી આંખની મદદ લેવા ઈચ્છે છે, તો આપ સાહબ લખી જણાવશો કે આંખ સખાવત કરનાર ગૈરમુસ્લિમ હોય તો શું મસ્અલો છે ? તે વિગતવાર હનફિય્યહના મસ્લકે જવાબ આપવા વિનંતી.

**જવાબઃ–૨૬૩/૧૦** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

હાજી સાહબ માટે બીજાની આંખને પોતાના વપરાશમાં લાવવી જાઈઝ નથી. જીવતા અને મૃત્યુ પામેલ મનુષ્યની આંખનું વેચાણ કરવું જાઈઝ નથી. ફકત અલ્લાહ વધુ જાણનાર છે. *(ફતાવા મહમૂદિય્યાઃ ૫/૧૭૦)*

## નીરોધ ક્યારે વાપરી શકાય ?

**સવાલઃ –૨૬૪/૧૧**

હું હાલમાં જમાતમાં છું મારી સાથે આપણા વિસ્તારના એક ભાઈ છે. તેમણે મને વાત કરી કે મારે પાંચ બાળકો છે અને મારી પત્નિની તબીયત બરાબર રહેતી નથી અને મારી પણ મરજી એવી છે કે બે બાળકો વચ્ચે અંતર રહે જેથી હું નિરોધનો ઉપયોગ કરૂ છું અને એનું કહેવુ એવું છે કે મેં મૌલાના બેમાતની એક કિતાબ કુટુંબ નિયોજનમાં વાંચ્યુ હતું કે પુરૂષ અને સ્ત્રીની મરજી હોય તો નિરોધનો ઉપયોગ કરી શકે છે, તો આપ આ મસ્અલાની દીનની રોશનીમાં સમઝ આપશો અને આ મસ્અલાને તમારા માસિક પેપરમાં આપશો. જેમાં મારૂ નામ આપશો નહીં.

**જવાબ:–૨૬૪/૧૧** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

બાળકોની વચ્ચે અંતર રાખવા માટે તેમજ પત્નિના મૃત્યુનો ભય હોય, માનસિક તંદુરસ્તી, શારીરિક કમજોરી અથવા બીમારીનો અંદેશો હોય તો નિરોધનો ઉપયોગ બન્ને (પતિ–પત્નિ)ની રાજી ખુશીથી વાપરવું જાઈઝ છે, નાનુ કુટુંબ રાખવા એનો ઉપયોગ યોગ્ય નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ફતાવા મહમૂદિય્યા હરામ અને હલાલ:૩૧૩)*

## ગર્ભપાત ક્યારે જાઈઝ છે ?

**સવાલ :– ૨૬૫/૧૨**

એક માણસે પોતાની પત્નિનો હમલ તેણીની ઈજાઝત વગર પડાવી નાખ્યો. તેણે ચાર મહીના (જીવ પડવા)પહેલા પડાવ્યો. અગર તેણે ચાર મહીના (જીવ પડયા)પછી પડાવ્યો અને છોકરૂ માંના પેટમાં જ મરી ગયું. અગર તેણે ચાર મહીના (જીવ પડયા) પછી પડાવ્યો અને છોકરૂ માંના પેટમાંથી નિકળ્યા પછી મરી ગયું.

આ ત્રણેવ સૂરતોમાં તે માણસના બારામાં શરીઅતનો શું હુકમ છે ? અગર તે ગુનેહગાર છે તો કેવો ગુનેહગાર છે ? તફસીલથી જવાબ આપશો.

**જવાબ:–૨૬૫/૧૨** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

ઓરતે પોતાના હમલ પડાવવા માટે દવા પીવી મકરૂહ છે. હમલનું પડાવવું કોઈ ઉજરના માટે જાઈઝ છે એ શર્તે કે હમલની સૂરત ન બની ગઈ હોય, હમલનું પડાવવું કોઈ ઉજર વગર જાઈઝ નથી. ઓરત છોકરાને દૂધ પાઈ રહી છે અને હમલ રહેવાથી દૂધ ઓછુ થઈ જાય છે. અને તેના ધણીને દાયણ રાખવાની હેસિયત નથી. અને છોકરાની હલાકતની બીક છે તો હમલ પડાવવો જાઈઝ છે; ઈલાજ વિગેરેથી જયાં સુધી કે હમલના અવયવો ન બની ગયા હોય,અને ઓરતે દવા ઈલાજથી મરેલો છોકરો પડાવી નાખ્યો તો જે મય્યિત થઈ તેનો બાપ તેની માંના ખાનદાન વાળાઓ પાસેથી ગુર્રા લેવામાં આવશે. ગુર્રા પાંચસો દિરહમને કહેવામાં આવે છે. જે એક વર્ષની અંદર લેવામાં આવશે અગર ઓરતનું ખાનદાન ન હોય તો ઓરતની માં પાસેથી લેવામાં આવશે, અને અગર ઓરતે જીવતુ છોકરૂ પડાવ્યું છે તો ઓરતના ખાનદાન વાળાઓ પાસેથી ખૂનની દિય્યત એક વર્ષની અંદર

લેવામાં આવશે. અને ખાનદાન નથી તો તેની માં પાસેથી લેવામાં આવશે.

ઉપરના લખાણથી અમૂક વસ્તુ સમઝમાં આવે છે, વગર ઉજરે હમલને પડાવવું જાઈઝ નથી. કોઈ ઉજર હોય તો ત્યાં સુધી પડાવવું જાઈઝ છે જયાં સુધી કે તેમા જીવ ન પડી ગયો હોય. કોઈ પણ મુસલમાને આવુ કામ કરવું જાઈઝ નથી. પડાવવાની હાલતમાં અગર તે મરેલું નિકળે તો એક ગુર્રા એટલે કે પાંચ સો દિરહમ દંડ કરવામાં આવશે. અને તે બાપને આપવામાં આવશે. અને અગર જીવતુ પડીને મરી જાય તો પુરી દિય્યત વાજિબ થશે, એટલે કે ખૂનનો કફફારો વાજિબ થશે. શામીના આ લખાણથી તમારા સવાલોના જવાબ સમઝમાં આવે છે પહેલા સવાલ નો જવાબ ધણીના પોતાની ઓરતની ઈજાઝત વગર કે તેનો નફસ પણ છોકરૂ પૈદા થાય તે ગવારહ નથી કરતું, આ કોઈ શર્ઈ ઉજર નથી.એટલા માટે જીવ પડતા પહેલા હમલ પડાવવો નાજાઈઝ છે. ચાહે કતલનો ગુનોહ નહી થાય પરંતુ આમ કરવું ગુનાહનું કામ છે. બીજા સવાલનો જવાબ આ છે કે જીવ પડવાની મુદ્દત એક સો વીસ દિવસ છે. *(શામી : ૨/૨૮૦)*

અને ફુકહાનો ઈત્તિફાક છે કે હમલમાં જીવ પડયા પછી હમલ પડાવવો હરામ અને જુર્મ છે કોઈ પણ મુસલમાને આ કામ કરવું જાઈઝ નથી. એટલા માટે કે હમલ એક જીવવાળી વસ્તુ છે અને જીવવાળી વસ્તુ ઉપર જયાદતી કરવી હરામ છે. એટલા માટે હમલ પડાવતી વખતે જો તે મરેલું નિકળે તો માલી જમાન પાંચસો દિરહમ અને ધણી પર જમાન આવશે. તેને તેની જીન્સના લોકો પાસેથી વસૂલ કરવામાં આવશે. અને અગર ખાનદાન ન હોય તો તેની માં પાસેથી વસૂલ કરવામાં આવશે. અને જનીન (પેટમાં જે બાળક હોય તે)ના વારસદારોમાં વહેચવામાં આવશે. માં અને ધણીને તેમાંથી કોઈ ભાગ નહી મળે એટલા માટે કે તે લોકો નાહક કાતિલ છે. અને કાતિલના વાસ્તાથી મકતૂલને મિરાસમાં કોઈ હક મળતો નથી. *(શામી : ૫/૩૭૮)*

હમલ પાડવવાની હાલતમાં અગર તે જીવતું નિકળીને મરી જાય તો દિય્યત એટલે કે ખૂન અને કતલનો કફફારો વાજિબ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી : ૫/૩૭૮)*

# સરકારી કાયદા અને શરીઅત

## ઈન્કમ ટેક્ષથી બચવા ઓછી રકમનો દસ્તાવેજ કરવો.

**સવાલઃ– ૨૬૬/૧૩**

આજ કાલ જમીનનો દસ્તાવેજ કરતી વખતે જમીનના સોદાથી ઓછી રકમ બતાવવી પડે છે જેનું કારણ એ કે પુરી કીંમત બતાવવાથી સરકારી ઈન્કમટેક્ષ લાગુ પડે છે અને સરકાર બીજી રીતે હૈરાન કરે છે. તો શું આ રીતે દસ્તાવેજ કરવાથી ગુનોહ લાગુ પડે ખરો ? દસ્તાવેજની આ રીત જાઈઝ ખરી ?

**જવાબઃ–૨૬૬/૧૩** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

ગુનોહ લાગુ પડશે નહી. પરંતુ પોતાને આફતમાં નાખવું શરીઅતમાં પસંદ નથી. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે. *(ઈમ્દાદુલ ફતાવા ભાગઃ૬)*

## જન્મ તારીખનો જુઠો દાખલો બનાવવો.

**સવાલઃ– ૨૬૭/૧૪**

એક છોકરો છે જેની ઉમર લગભગ પોંણા પાંચથી પાંચ વર્ષની છે, આમ એ છોકરો દેખાવમાં પણ બરાબર છે, અને હોશિયાર પણ છે, અને લગભગ દોઢથી બે વર્ષથી એ સ્કૂલની બાલવાડીએ પણ જાય છે. પરંતુ સ્કૂલના હેડ માસ્તર કહે છે કે છોકરાની ઉમર સાડા પાંચ થી છ વર્ષની નથી એટલે એને સ્કૂલમાં દાખલ કરવામાં નહી આવે, જો એ છોકરાને સ્કૂલમાં દાખલ કરવામાં નહીં આવે તો એ છોકરો વેરાન તેમજ ઘણો જ રખળેલ બની જશે. તો શું આવી હાલતમાં આ છોકરાના ભણતર માટે તેમજ એના ભવિષ્ય માટે જુઠી કસમ ખાઈને જુઠી જન્મ તારીખ એફીડેવીટ કરી સ્કૂલમાં દાખલ કરી શકાશે ? જુઠી જનમ તારીખ બનાવવાનો હેતુ માત્ર એના ભણતર માટે તેમજ એના ભવિષ્ય માટે જ છે.

**જવાબઃ–૨૬૭/૧૪** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

જાઈઝ નથી અને આ પ્રમાણે કરશે તો જુઠનો ગુનોહ લાગુ પડશે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## પરદેશ ગમન માટે જુઠા ડોકયુમેન્ટ બનાવવા

**સવાલઃ– ૨૬૮/૧૫**

એક ભાઈ પરદેશ જવા માટે તૈયાર છે પરંતુ પરદેશના વિઝા મેળવવા માટે એ ભાઈને એવું સાબિત કરવું પડે છે કે એ ભાઈ ભારતનો મોટો વેપારી છે, જેવી રીતે કે એ ભાઈની મુંબઈ કાપડની મોટી દુકાન છે, અને એના પાસે એક લાખ રૂપિયા બેલન્સ છે. જયારે કે એની પાસે દુકાન તેમજ એક પૈસો પણ નથી ! તો શું આવી રીતે આ ભાઈ પરદેશ જઈ શકશે? એના માટે જવું કેવુ છે ? જઈને પૈસા કમાશે તો એ જાઈઝ છે ? એ પૈસાનો ઉપયોગ કરી શકે કે નહી ?

**જવાબઃ–૨૬૮/૧૫** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

જાઈઝ નથી; સવાલમાં દર્શાવેલ બાબત પર અમલ કરશે તો ગુનેહગાર થશે આ પ્રમાણેના જુઠા કાગળ તૈયાર કરવા યોગ્ય નથી. અને જશે તો જે કમાઈ કરશે તેમાં કોઈ વાંધો નથી અને તે માલ હલાલ ગણાશે. ફકત અલ્લાહ તઆલા વધારે જાણનાર છે.

## કસ્ટમ ડયુટીથી બચવા જુઠ બોલવું

**સવાલઃ– ૨૬૯/૧૬**

અમુક ભાઈઓ પરદેશથી આવતી વખતે મુંબઈ કસ્ટમ ઓફિસે જુઠુ બોલે છે, કહે છે કે હું પરદેશથી કંઈ નથી લાવ્યો, મારી પાસે ઈલેકટ્રોનિક વસ્તુ કે કપડા કે સોનુ કંઈ નથી, જયારે કે એની પાસે છે, તો આ વસ્તુઓને ઘેર લાવ્યા પછી ઉપયોગ કરવો કેવો છે ?

**જવાબઃ–૨૬૯/૧૬** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

જુઠુ બોલવાનો ગુનોહ લાગુ પડશે વસ્તુઓને વપરાસમાં લેવામાં કોઈ જાતનો વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## જુઠ બોલી પરમેટ કઢાવવી

**સવાલઃ– ૨૭૦/૧૭**

એક મુસ્લિમ ભાઈએ રોજી કમાવવા માટે જુઠ બોલીને (પરમેટ) કઢાવી છે. અને એ જુઠ બોલવાથી એમને પરમેટ મળી પણ ગઈ છે. અને એ ભાઈ હાલમાં એ જુઠા પરમેટ પર પોતાનો કામ ધંધો ચલાવીને રોજી કમાવી

રહયો છે. તો શું એ રોજી કમાવવી મુસલમાન ભાઈ માટે હલાલ છે કે હરામ? આ મસ્અલાનો જવાબ શરીઅતની રૂએ વિગતવાર આપવા મહેરબાની કરશો.

**જવાબ:–૨૭૦/૧૭** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

જુઠુ બોલી પરમેટ મેળવવી; જેમકે રિક્ષા લેવા માટે અથવા સરકાર પાસેથી સિમેન્ટ મેળવવા માટે વિગેરે તો તે પરમેટથી કમાણી કરે તો તેનાથી તેની કમાઈ પર હુરમતનો અસર આવશે નહી. અલબત્તા તેને જુઠુ બોલવાનો અને ધોકો આપવાનો ગુનોહ થશે. અને તેનાથી તૌબા કરી લે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(ઈમદાદુલ ફતાવા:૪/૧૪૭)*

## લાઈટ મિટર પાછુ ફેરવી આપવુ.

**સવાલ:– ૨૭૧/૧૮**

સરકારી મિટર બિજલી કા દો બારા વાપસ ઘુમાના કેસા હે ? સરકારી દફતર વાલે ભી ઝયાદા પાવર કી બિલ બના કર રવાના કરતે હેં, અગર હમ ઉનકે સાથ ઈસ તરહ કા મા'મલા કરેં તો કોઈ હરજ હોગા યા નહી ? કંપનીવાલે ભી આકર મિટર વાપસ ઘુમાતે હેં ઉનકો રિશ્વત દેતે હેં કયા હમારે લિયે જાઈઝ હે યા નહી ?

**જવાબ:–૨૭૧/૧૮** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

બિજલી કા બિલ બનાનેવાલે હુકૂમત કે કારિન્દે મિટર બિજલી જલને કી જો યુનિટ બતાતે હેં ઈસ સે ઝાઈદ કા અગર બિલ બનાયા હે તો એસી સૂરત મે ઈતની હી મિકદાર અપના જાઈઝ હક વુસૂલ કરને કી નિય્યત સે મિટર કો વાપસ ઘુમાને મે કોઈ મુઝાઈકા નહી.

فاذا ظفر بحال مديونه له الاخذ ديانة بل له الاخذ من خلاف الجنس على ما نذكره قريبا۔ (شاميه:٢١٩/٣)

બિજલી કે અમલે કો બિજલી કા મિટર ઘુમાને કે લિયે જો ઉજરત દી જાયેગી વો રિશ્વત હે જો નાજાઈઝ ઓર હરામ હે.

## મુસલમાન વકીલાતનો ધંધો કરી શકે છે ?

**સવાલઃ– ૨૭૨/૧૯**

(૧) મુસલમાન વકીલાત કરી શકે કે નહી ?

(૨) મુસલમાન વકીલ ફોઝદારી તેમજ દાવાની કોર્ટમાં વકીલાત કરે છે અને અસીલોના કેસ લડે છે અને અસીલો પાસે કેસ લડવાના નાણા એટલે કે ફી લઈ પોતાની કમાણી કરે છે આવી કમાણી જાઈઝ અને હલાલ છે કે નાજાઈઝ અને હરામ ?

(૩) મુસલમાન વકીલના હિન્દુ અસીલો જયારે મિલકત વેચાણ લે છે ત્યારે તે મિલકત ખરીદવા માટેના દસ્તાવેજ તે મુસલમાન વકીલ લખી આપે છે અને સબરજીસ્ટરારની ઓફિસમાં (જયાં દસ્તાવેજ રજીસ્ટર કરવામાં આવે છે તે સરકારી કચેરીમાં) જઈને તે વેચાણ દસ્તાવેજ રજીસ્ટર પણ કરાવી આપે છે અને તે બદલ પોતાની ફી લે છે. એટલે કે પૈસા લે છે તે જ પ્રમાણે હિન્દુ અસીલોના અંદર અંદરની મિલકતોની વહેંચણીના દસ્તાવેજ તથા મિલકતો બીજાને આપવાના બક્ષિસ દસ્તાવેજ પણ મુસલમાન વકીલ લખી આપે છે અને તેને રજીસ્ટરારની કચેરીમાં જઈને રજીસ્ટર કરાવી આપે છે અને તે બદલ પોતાની ફી લે છે. અલબત સરકારે જે સ્ટેમ્પ વાપરવાનો નકકી કરેલો હોય છે તે પ્રમાણે સ્ટેમ્પ વાપરતા નથી, પણ સ્ટેમ્પના પૈસા બચાવવા મિલકતની ઓછી કીંમત જણાવીને દસ્તાવેજમાં સ્ટેમ્પ ઓછો વાપરે છે, અને દસ્તાવેજમાં કીંમત ઓછી જણાવે છે, જયારે કે ખરીદવાની મિલકતની કીંમત વધારે હોય છે પણ તે બન્નેવ પક્ષકારોની સંમતીથી કરે છે હવે આ રીતે મુસલમાન વકીલ હિન્દુ અસીલોના દસ્તાવેજ લખીને રજીસ્ટર કરાવીને કમાણી કરે તો તેવી કમાણી જાઈઝ અને હલાલ છે ? કે પછી નાજાઈઝ અને હરામ છે ?

(૪) પાવર ઓફ એટર્ની તેને કહેવામાં આવે છે કે કોઈ પણ માણસ રૂપિયા૧૦ અથવા ૫૦/– ના સ્ટેમ્પ પર પાવર ઓફ એટર્ની લખીને પોતાના વિશ્વાસુ માણસને આપે કે મારાથી દોડ–ધામ થતી નથી,અથવા તો હું બીમાર છું,અથવા તો બહાર ગામ જવું છે, માટે મારા વતી તમોએ મારા તરફથી નીચે પ્રમાણેના કામો કરશો જે મને મંઝુર છે જેવી રીતે કે ફલાણી

કોર્ટમાં કેસ છે તે મારા વતી તમારે આગળ ચલાવવો અથવા તો ફલાણી મારી મિલકત છે તે તમારે વેચવી અથવા તો મારા વતી તમારે વહીવટ કરવો અથવા તો મારા વતી ફલાણા કામો તમારે કરવા, આ પાવર ઓફ એટર્ની લખીને હું તમોને સત્તા આપુ છું કે હવે ઉપર મુજબના પાવર ઓફ એટર્ની લખીને મુસલમાન વકીલ પોતાના હિન્દુ અસીલોને લખીને આપે અને તેને એકઝીકયુટીવ મેજીસ્ટ્રેટને ત્યાં લઈ જઈને સહી સિકકા કરાવી આપે અને તેના મહેનતાણા બદલ ફી લઈને કરાવી આપે તો તેવી કમાણી પેલા મુસલમાન વકીલ માટે જાઈઝ અને હલાલ છે કે નાજાઈઝ અને હરામ ?

(૫) વીલ તેને કહેવામાં આવે છે કે કોઈ હિન્દુ માણસ લખીને એવુ વીલ કરે કે મારી માલિકીના આટલા દાગીના, વાસણ તથા મારી વસ્તુઓ અને મારી ફલાણી મિલકતો મારા મરણ પછી ફલાણા મારા દિકરા અથવા દિકરીને અથવા ફલાણા મારા સગાને મળે અગર તો મારા આટલા પૈસા બેન્કમાં છે તે મારા મરણ પછી મારા ફલાણા સગા કે વારસદારોને મળે અને આ રીતે મારી સ્થાવર તથા જંગમ મિલકતોની મારા મરણ પછી વ્યવસ્થા થાય. સહીના માટે આ વીલ કરૂ છું તેવુ હિન્દુ માણસનું વીલ મુસલમાન વકીલ પોતાના હિન્દુ અસીલને લખીને આપે અને તે વીલને રજીસ્ટરારને ત્યાં જઈને રજીસ્ટર કરાવી આપે અને તે બદલ મહેનતાણા તરીકે પેલા અસીલ પાસે ફી લે તો તેવી કમાણી પેલા મુસલમાન વકીલ માટે જાઈઝ અને હલાલ છે કે હરામ ?

(૬) મુસલમાન વકીલ વકીલાતના ધંધામાં કમાણી કરે છે તે કમાણી ખરાબ છે, પોતે તેવું માને છે અને સમઝે છે તેથી વકીલાત છોડી દેવા માંગે છે પરંતુ હલાલની કમાણી કરવા માટે ગેરમુસ્લિમ પાસે ઉધાર પૈસા લઈને બીજો ધંધો એટલે કે ટેમ્પો ખરીદવા પોતાના વકીલાતના પૈસા ઉમેરશે નહી. માત્ર તે ઉધાર લીધેલા છે તે વાપરશે તો તે આ પ્રમાણે અન્ય કોઈ મુસલમાન પાસે ઉધાર લઈને હલાલની કમાણી કરવાની જોગવાઈ કરી શકે છે કે નહી? હવે જે કોઈ પણ મુસલમાનની એટલે કે ઉધાર આપનાર મુસલમાનની કમાણી હલાલ છે કે નહી તે પેલા ઉધાર મેળવનારે જોવું જોઈએ કે નહી ? કે પછી ગમે તે મુસલમાન પાસે ઉધાર લઈ શકે છે કે નહી ? અને જેના પાસે

ઉધાર લેવામાં આવે તે ઉધાર આપનારની કમાણી જોવાની જરૂર નથી ? તે બાબતમાં શું હુકમ છે ?

(૭) હવે મુસલમાન વકીલ પોતાની કમાણી બરાબર નથી તેથી વકીલાત છોડી દઈને ટેમ્પો ખરીદી ભાડેથી ફેરવવા માટે તેની પોતાની સગી માં પાસે જ ઉધાર પૈસા ટેમ્પો ખરીદવા લેવા માંગે છે, હવે તેની માં પાસે જે પૈસા છે જે ધણી ગુજરી ગયેલા છે, અને તેણીના ધણી સ્કુલમાં હેડમાસ્તરની નોકરી કરતા હતા અને રિટાયર્ડ થયેલા ત્યારે જે પ્રોવીડન્ટ ફંડ નાણા અમુક ટકા લેખે પગારમાંથી દર મહિને કાપવામાં આવે છે અને તે સરકાર પાસે જમા રહે છે તેથી સરકાર તેમાં દર વર્ષે અમુક ટકા લેખે ગણીને વ્યાજ તેમા ઉમેરે છે અને વ્યાજ ઉમેરવામાં આવ્યુ હોય છે તે પણ જણાવવામાં આવે છે. આમ તેવા નાણા પ્રોવીડન્ટ ફંડના તેણીના પાસે છે તથા તેણીના ધણીએ દુકાન કાઢેલી તેના નાણા પણ છે તે ઉપરાંત તેણીનો સ્વભાવ ઈમાનદારી–વાળો નથી પણ લુચ્ચાઈવાળો છે એટલે એ રીતે તેણીએ બીજા સાથેના વ્યવહારથી તેમાં લુચ્ચાઈથી મેળવેલા નાણા ઉમેરેલા છે હવે આ પ્રમાણેના નાણા તેણી પાસે છે તથા બેંકમાં પૈસા મુકયા હતા તેમાં વ્યાજ ઉમેરાયુ હતુ વ્યાજના નાણા પણ લઈને ઉમેરેલા છે હવે આ પ્રમાણેના નાણા તેણી પાસે એટલે કે ઉધાર લેનારની માં પાસે જમા છે, હવે તેણી પાસે ઉધાર નાણા તેને પાછા આપી દેવાની શરતે ટેમ્પો ખરીદવા તેનો દિકરો લે તો પછી તે જાઈઝ ગણાય છે કે નહી ? કે પછી તેણી પાસે જે નાણા છે તે પણ બરાબર નથી અને હરામ તથા નાજાઈઝ છે, જેથી ઉધાર લઈ શકાય નહી ? માટે આપ ખુલાસો લખશો કે ઉપરોકત હકીકતમાં તેણી પાસેથી ટેમ્પો ખરીદવા ઉધાર નાણા લેવા કે નહી ?

(૮) એક મુસલમાન બીજા મુસલમાન પાસે ઉધાર નાણા લેવા માંગે છે પરંતુ જે પણ મુસલમાન અને તેની કમાણીને જોઈએ છીએ ત્યારે કંઈક ગોલમાલ અને કંઈને કંઈ ભેળસેળ તો દેખાય જ છે, તો હવે કોના પાસે ઉધાર નાણા લેવા ? અને આખરે ઉધાર નાણા લેવા માટે શું કરવું ?

**જવાબ:–૨૭૨/૧૯** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

(૧) વકીલ રોકનાર સાચો હોય અને તેના ઉપર ઝુલ્મ તથા

અત્યાચાર થયો હોય, તો તે મઝલુમ છે, જેનો દાવો લડવા માટે કાયદેસરની કાર્યવાહી કરવાની ચોખવટ તથા તેનુ મહેનતાણુ નકકી કરીને વકીલાત કરવામાં આવે અને તેમાં કોઈ પણ કામ શરીઅત વિરૂધ્ધ કરવામાં ન આવે તો વકીલાતનો ધંધો અને તેની વકીલાતની ફીસ તથા મહેનતાણુ લેવુ જાઈઝ અને હલાલ છે. *(ઈમદાદુલ ફતાવા:૩/૩૧૯, ફતાવા મહમૂદિય્યા:૪/૨૧૮)*

(૨) વકીલાત એ અકદે ઈજારાહ છે "ઈજારાહ"ની અંદર મુદત તેમજ મહેનતાણુ કિંવા પગાર અને કામ વિષે પ્રથમથી સ્પષ્ટતા તથા ચોખવટ કરવી જરૂરી છે અને સાથે સાથે તે કામ ગુનાહનું ના હોય, અને તે એવા નેકીના કામો પૈકી ના હોય જેના પર મહેનતાણુ લેવુ જાઈઝ નથી "ઈજારાહ" દુરૂસ્ત છે. જેથી વકીલાતમાં ઉપર બતાવેલ બાબતોને ધ્યાનમાં રાખી કરવામાં આવે તો વકીલાતની કમાણી હલાલ છે અને જે વકીલાતમાં કોઈ ગુનાહના કામ ઉપર મહેનતાણુ લેવામાં આવે જેમકે જુઠા– ગલત મુકદમાઓને લડવામાં આવે જે ઝાલિમ છે તેની મદદ કરવામાં આવે આ પ્રમાણે વકીલાતની આવક અને કમાણી નાજાઈઝ છે. *(હિદાયા:૩/૨૮૭)*

(૩–૪) જાઈઝ દસ્તાવેજો લખવાનું તથા તેનુ રજીસ્ટ્રેશન કરી આપવાનુ મહેનતાણુ લેવું જાઈઝ છે, હાં ! નાજાઈઝ દસ્તાવેજ જેમકે વ્યાજુ લેવડ દેવડના દસ્તાવેજ લખવાનું અને તેનું રજીસ્ટ્રેશન કરવાનુ મહેનતાણુ લેવું જાઈઝ નથી.

*(ફતાવા આલમગીરી :૪/૪૪૯, ઈમદાદુલ ફતાવા:૩/૪૦૧, શામી:૫/૬૩,૬૪)*

(૫) ૩–૪ મુજબ સવાલના જવાબ પણ જાહેર છે કે જે વીલનામું બનાવવામાં આવે ગેરશર્ઈ ના હોય તો તે વીલનામુ લખવાનું મહેનતાણુ લેવું જાઈઝ છે અને હલાલ છે અને વીલનામું ગેરશર્ઈ હશે તો તેવુ વીલનામુ લખવાનું મહેનતાણુ લેવુ નાજાઈઝ છે.

(૬–૭–૮) હઝરત અબૂ હુરયરહ (રદિ.)બયાન કરે છે કે નબીએ કરીમ (સ.અ.વ.)નો ઈર્શાદ છે કે જયારે તમારામાંથી કોઈ પોતાના મુસલમાન ભાઈ પાસે આવે ત્યારે તેની ખાવા–પીવાની વસ્તુઓને ખાઈ અને પી લે. તેને તેના વિષે પુછપરછ કર્યા વગર કે (હલાલ છે કે હરામ) આ રિવાયત હદીષની કિતાબ બયહકીમાં છે. તેમાં લખ્યુ છે કે જો આ સહીહ છે

તો તેનું કારણ એ છે કે મુસલમાન પોતાના ભાઈને તે જ વસ્તુ ખવડાવે–પીવડાવે છે જે હલાલ હોય છે. *(મિશ્કાત શરીફ:૨/૨૭૯)*

આ હદીસ ઉપર જે નોટ લમઆત શર્હે મિશ્કાતમાંથી નકલ કરવામાં આવી છે તેમાં લખ્યું છે કે હઝરત નબીએ કરીમ (સ.અ.વ.)નું ફરમાન છે કે પુછપરછ ના કરે એટલે કે એ પ્રમાણે પુછપરછ ના કરે જેનાથી તેને બદ–ગુમાની તથા શંકા કુશંકા અથવા તકલીફ થાય, અને પુછપરછ કર્યા વગર તથા તકલીફ આપ્યા વગર તેના વિષે માહિતી પ્રાપ્ત થઈ સકતી હોય. આ ત્યારે છે કે જયારે તેના ગુનેહગાર અને અત્યાચારી હોવાની ખબર ના હોય.

એનો ખુલાસો આ છે કે જયારે યકીન અને ખાત્રી હોય અથવા અમુક ટકા ખાત્રી હોય કે આ હરામ વસ્તુ ખવાડવા પીવાડવામાં ચીવટ રાખે છે. ત્યારે આ હુકમ લાગુ પડે છે, અને જો ૫૦ ટકા ખાત્રી હરામની હોય અને ૫૦ ટકા ખાત્રી હલાલની હોય તો એવા સમયે સાવચેતીની વાત એ છે કે ના ખાય. અને જો ચોકકસ રીતે એની ખબર છે કે તે કમાણીમાં ચીવટ નથી રાખતો અથવા આ ખાવુ હરામનું છે અથવા તેની પાસે હરામની જ આવક છે તો પછી તો બિલકુલ જ ખાવુ ના જોઈએ. *(હાશિયા મિશ્કાત:૨/૨૭૯)*

આપે પુછેલ સવાલનો જવાબ બિલકુલ સાફ છે કે આપ જે માણસ પાસેથી કર્ઝ લેવા માંગો છે તેના વિષે આપને સચોટ ખાત્રી છે કે તેની કમાણી હલાલની છે અથવા આપને ૭૫ ટકા ખાત્રી છે કે હલાલની છે તો તેને તેની કમાણી વિશે પુછપરછ કરવામાં ન આવે. અને જો તે માણસની કમાણી હલાલ અને હરામ બન્નેવ રીતે છે તો તેની પાસેથી કર્ઝ ના માંગો.

(૭) પ્રોવિડન્ટ ફંડ (નોકરોનું પોષણ ફંડ) શરીઅતના નિયમો મુજબ એ વ્યાજ નથી તે વિના વાંધે હલાલ અને જાઈઝ છે તો તે રકમમાંથી આપને આપે તો વિના વાંધે લઈ શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## જાઈઝ–નાજાઈઝના વિવિધ મસાઈલ

### મુસલ્લા ઉપર તસ્બીહ મુકવી જાઈઝ છે ?

**સવાલ:–૨૭૩/૨૦**

(૧) પેહલી સફમાં મુસલ્લા ઉપર તસ્બીહ મુકવું એ ગુનોહ છે ?

(૨) આ તસ્બીહોના ઉપર અલ્લાહપાકનું યા મુહમ્મદ ﷺનું નામ લખેલુ નથી.

(૩) અમારા ગામના હાફિઝ સાહબે કહયુ કે આ તસ્બીહોથી આપણે અલ્લાહનું નામ લઈએ છીએ એટલે એને ખુંટે (દિવાળ ઉપર) લટકાવી દેવી જોઈએ.

**<u>જવાબ:–૨૭૩/૨૦</u>** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

કુર્આને પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે "અલ્લાહ તઆલા તમારા માટે આસાનીને પસંદ કરે છે. અને તમારા માટે તંગીને પસંદ નથી કરતા." (સુરએ બકરહ :૧/૧૮૫) સત્તરમાં પારામાં એક જગ્યાએ અલ્લાહ તઆલા ફરમાવે છે કે દીનના હુકમો પૈકી તમારા પર કોઈ એવો હુકમ નથી લાદવામાં આવ્યો જેના પર તમો અમલ ન કરી શકો. *(સુરએ હજ: ૧૭/૭૫)* હદીસમાં છે કે દીનના ઉપર અમલ કરવો આસાન છે.

ઉપરોકત કુર્આનિય આયતો અને હદીસથી સાબિત થાય છે કે દીનમાં સરળતા અને આસાની છે, તંગી નથી; જેથી જે તે વસ્તુ કે જેનાથી અલ્લાહનું નામ લેવાનું હોય જે તે દરેક (જેમકે તસ્બીહ વગેરે) વસ્તુની મર્યાદાથી વધુ તાજીમ અને અદબ કરવાથી દીન પર અમલ કરવા માટે જે આસાની અને સહૂલત રાખવામાં આવી છે તે ખતમ થઈ જશે. અને તંગી ઉત્પન્ન થઈ જશે. જેના લઈ દીન પર ચાલવું મુશ્કિલ થઈ જશે. હાં ! જે તે વસ્તુઓ કે જેની તાજીમ અજમત અને અદબની મર્યાદા શરીઅતમાં બતાવવામાં આવી છે. તેની જ તાજીમ અને અદબ શઈ મર્યાદામાં રહીને કરવામાં આવશે.

તસ્બીહના મળકાઓ પર ખુદાનું નામ અથવા હુઝૂર (સ.અ.વ.)નું નામ લખેલુ હોય કે ના હોય દરેક હાલતમાં મુસલ્લા પર મુકવામાં કોઈ જાતની બેઅદબી કે ગુનોહ લાગુ પડતો નથી, મુસલ્લો પોતે કાબિલે અજમત અને તાઝીમ તથા સનમાનપાત્ર છે. હિદાયા જે મસાઈલની કિતાબ છે, તેમાં મુસલ્લા પર જાનદારનો ફોટો હોય તો તેના પર નમાઝ પઢવી મકરૂહ લખેલ છે. ભલે ફોટા ઉપર સિજદો થાય કે ના થાય ! *(હિદાયા:૨/ ૧૨૨)*

અલ્લામાં સિયૂતી (રહ.)ફરમાવે છે કે તસ્બીહનો મોટામાં મોટો

ફાયદો એ છે કે અલ્લાહની યાદ અપાવવા વાળી વસ્તુ છે. અને તેનાથી ઝિક્ર પર પાબંદી કરવા માટે મદદ લેવામાં આવે છે.

*(હિદાયાનો હાશિયો ભાગ:૧, પેજ :૧૨૩)*

હવે જો તસ્બીહને મુસલ્લા પર ન મુકવામાં આવે અને ખુંટે લટકાવવામાં આવશે તો તસ્બીહનો જે મોટામાં મોટો ફાયદો છે તે પ્રાપ્ત કરવામાં લોકો સુસ્તી કરશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## બયતુલખલામા (સંડાશમાં) કુર્આન–દુરૂદ પઢવુ

**સવાલઃ– ૨૭૪/૨૧**

સંડાશમાં કે મસ્જિદના પેશાબખાનામાં હોઈએ તે વખતે મસ્જિદમાં બયાન તકરીરમાં જનાબ સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું નામે નામી આવે અથવા અઝાનમાં નામે નામી આવે તો દિલમાં દુરૂદ શરીફ પઢવું કેવું છે ?

તેવી જ રીતે સંડાશમાં જવાની દુઆ પઢવાનું ભુલી ગયા હોઈ તો સંઢાશમાં દિલમાં દુઆ પઢવી કેવી છે ?

**જવાબઃ–૨૭૪/૨૧** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

وتكره قرأة القرآن والذكر والدعاء فى المخرج والمغتسل والحمام وفى الخلاصة ولايقرأ فى المخرج والمغتسل والحمام الا حرفا حرفا۔ (كبيرى شرح منية المصلى)

સંડાશ તથા બાથરૂમમાં કુર્આન શરીફ તથા અલ્લાહ પાકને યાદ કરવુ તથા દુઆ પઢવી મકરૂહ છે, ખુલાસામાં છે કે સંડાશ બાથરૂમમાં કુર્આન શરીફ ના પઢે.

ઉપરોકત લખાણથી પુરવાર થાય છે કે દુઆ વિગેરે પઢવુ મકરૂહ છે. અને પઢવામાં ના આવે જેથી કોઈ પણ માણસ સંઢાશમાં નબી (સ.અ.વ.)નું નામ સાંભળી દુરૂદ શરીફ ન પઢે.

સંઢાસની દુઆ પઢવાની ભુલી જાય તો દુઆ દિલમાં પઢી લેવામાં કોઈ વાંધો નથી. *(કબીરી:૫૯)*

## બાથરૂમમાં નગ્ન નહાવુ

**સવાલઃ– ૨૭૫/૨૨**

બાથરૂમ બંધ હોય અથવા રૂમ બિલકુલ બંધ હોય તેવા રૂમમાં પુરૂષ અથવા સ્ત્રીએ નગ્ન થઈ ગુસલ કરવાથી ગુનાહ થશે ? શું બાથરૂમમાં પણ ગુસલ કરતી વખતે સતર ઢાંકવું ફર્ઝ છે ?

**જવાબઃ–૨૭૫/૨૨** حامدًا و مصليًا و مسلما ۔ هو الموفق للصواب

બાથરૂમ એવો હોય કે જયાં કોઈ માણસ જોઈ શકે નહી તો નગ્ન થઈ નહાવુ પણ દુરૂસ્ત છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(મરાકિયુલ ફલાહ:૫૭)*

## બેપર્દા મુસ્લિમ શિક્ષિકાની કમાણી

**સવાલઃ– ૨૭૬/૨૩**

એક મુસલમાન માણસની મુસલમાન પત્નિ સુરત મહાનગર પાલિકા દ્વારા ચલાવવામાં આવતી ઉર્દૂ પ્રાથમિક શાળામાં નોકરી કરે છે, અને બાળકો ભણાવે છે અને શાળામાં ઘરેથી બુરખો પહેર્યા વગર નોકરીએ જાય છે તો તેના પગારના નાણા હલાલ કહેવાય કે હરામ એટલે જાઈઝ કે નાજાઈઝ ?

**જવાબઃ–૨૭૬/૨૩** حامدًا و مصليًا و مسلما ۔ هو الموفق للصواب

તેને જે પગાર મળે તે હલાલ અને જાઈઝ છે પરંતુ પર્દા વગર ઘરની બહાર આવવા જવાનો ગુનોહ લાગુ પડશે. ફકત અલ્લાહ વધુ જાણકાર છે.

## હજામતના ધંધામાં દાઢી મુડવી

**સવાલ :– ૨૭૭/૨૪**

લગભગ પચાસ વર્ષથી મારો ધંધો હજામતનો છે, આપ સારી રીતે જાણો છો કે આ ધંધામાં મુસલમાન અને ગેર મુસ્લિમની દાઢી મુડવામાં આવે છે અને અંગ્રજી ફેશનના વાળ પણ કાપવામાં આવે છે. તો મારો આ ધંધો હલાલ છે કે હરામ ? અને આવા ધંધાવાળાઓની નમાઝ, રોઝા, ઝકાત, હજ, કુર્બાની, ખેર ખૈરાત વિગેરે અલ્લાહ તઆલાના ત્યાં કબૂલ થશે કે નહી ? અને આખિરતમાં નજાત મળશે કે નહી ? આપ હઝરતથી ગુજારિશ છે કે શરીઅતની રોશનીમાં જવાબ આપશો.

**જવાબ:–૨૭૭/૨૪** حامدًا و مصليًا و مسلما۔ ھو الموفق للصواب

હજામતનો ધંધો શરીઅતની રૂએ જાઈઝ છે, હજામતના ધંધા કરવાવાળાની નમાઝ, રોઝા, હજ, સદકાત, ખેર ખૈરાત તેના અરકાન અને શરાઈત અને વાજિબાત અને આદાબો મુસ્તહબ્બાતની રિઆયત સાથે અદા કરવામાં આવે તો અલ્લાહ તઆલાના ત્યાં કબૂલ થવાની ઉમ્મીદ છે, અલબત્તા દાઢીને મુડાવવું હરામ છે. તો હવે દાઢીને મુડવામાં મદદ કરવી ગુનાહના કામોમાં મદદ કરવું કહેવામાં આવશે. એટલા માટે દાઢી મુડવું નાજાઈઝ ગણાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## શરીઅત વિરૂધ્ધ શાદીનો પ્રસંગ

**સવાલ:– ૨૭૮/૨૫**

મહોલ્લામાં શાદી છે અને મારી રૂબરૂમાં શાદી વાળા ઘરમાં અને મંડપમાં ફોટાઓ લેવાય છે, અને આખી રાત વિડીયો કેસેટ ચાલે છે, તેની મને જાણ નથી તો તે શાદીનું ખાવાનું જાઈઝ છે કે નાજાઈઝ ? હરામ છે કે હલાલ તે શરઈ દ્રષ્ટિએ બતાવશો.

**જવાબ:–૨૭૮/૨૫** حامدًا و مصليًا و مسلما۔ ھو الموفق للصواب

આપે જણાવેલ ઉપરોકત બાબતો શરીઅતની વિરૂધ્ધ છે એનાથી દરેક મુસલમાને બચવુ જરૂરી છે, શરીઅત વિરૂધ્ધ મજલિસોથી દૂર રહેવું જોઈએ ખાસ કરીને આલિમ અને દીનદાર વ્યકિતએ તકવા અને પરહેઝગારીની રૂએ ત્યાં જવું ના જોઈએ.

ખાવાની વસ્તુઓ હરામ થતી નથી પરંતુ ખાવા ખાવાનું કૃત્ય હરામ થઈ જાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# પ્રકરણ – (૨૪)

# "ગિરો"

## ગિરો જમીન લઈ પાકથી ફાયદો ઉઠાવવો

**સવાલ:– ૨૭૯/૧**

અમારા ગામમાં એક માણસે જમીન ગિરો લીધેલી છે, હવે આ ગિરો લેનાર માણસ તે જમીનમાં વાવણી કરી તેનાથી પાક લે છે. હવે જે પાકના પૈસા આવે છે તે પોતાની ઔલાદ ઉપર વાપરે છે. અને સમજે છે આ કૃત્ય જાઈઝ છે. તો શું ગિરો જમીનથી ફાયદો ઉઠાવી શકાય છે ? બીજુ કે તેની પાકના પૈસા પોતાની ઔલાદ ઉપર ખર્ચ કરવા જાઈઝ છે ? દલીલ સાથે જવાબ આપવા કૃપા કરશો. ઉલમાએ દીન અને મુફતિયાને કિરામ આ બાબતમાં શું ફરમાવે છે. ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ:–૨૭૯/૧** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

ગિરવી મૂકવું અને ગિરો લેવું જાઈઝ છે. તેનું જાઈઝ હોવું કુર્આન અને હદીષથી સાબિત છે. કુર્આન શરીફમાં છે કે :

وان کنتم علی سفر ولم تجدوا کاتبا فرهان مقبوضه۔

જો તમો મુસાફરીમાં છો (અને તમે કર્જ લેવા દેવાનો મામલો કર્યો) અને લખનાર ના મળે તો ગિરો વસ્તુ કબજામાં લેવામાં આવે.

હદીસ રીફમાં છે કે હુઝૂરે (સ.અ.વ.) યહૂદી અબૂશહમા પાસે થી ત્રણ સાઅ જવ ખરીદયા તેની કીંમતના બદલામાં પોતાની લોઢાની બખતર ગિરો મૂકી. ગિરો મૂકેલ વસ્તુને વાપરવી અથવા તેનાથી કોઈ પણ જાતનો ફાયદો હાસિલ કરવો જેમકે ખેતર ગિરો હોય તો એવી જમીનમાંથી પાકેલુ અનાજ અથવા તેની પાકના રૂપિયા ખાવા અથવા મકાન હોય તો તે

મકાનમાં રહેવું યોગ્ય તથા જાઈઝ નથી. *(હિદાયા: ૪/૫૦૬)*

સવાલમાં દર્શાવેલ વિગત ગિરો મુકવું અને લેવું તેને જાઈઝ સમજે છે. તો શર્ઈ દ્રષ્ટિએ તેને જાઈઝ સમજવું સહીહ છે. અને જો ગિરો મુકેલ વસ્તુથી ફાયદો પ્રાપ્ત કરવાને હલાલ સમજે છે તે હલાલ સમજનારને ગિરો મુકેલ વસ્તુથી ફાયદો ઉઠાવવો હરામ છે.

એની જાણ કરી હોવા છતાં તેને હલાલ સમજે છે તો તેના ઈમાનની સલામતીનો ખતરો છે. અને જો તેને ગિરો મુકેલ વસ્તુથી ફાયદો મેળવવો નાજાઈઝ છે. તે મસ્અલાની જાણકારી નથી. તો તેવી સ્થિતિમાં પોતાના આ અમલથી તૌબા કરે અને હવે પછી ગિરો મુકેલ વસ્તુ થી ફાયદો ઉઠાવવો હરામ સમજે અને ગિરો વસ્તુથી ફાયદો ના ઉઠાવે. ગિરો વસ્તુની પાકથી ફાયદો ઉઠાવવો જાઈઝ નથી. તે જ પ્રમાણે તે પાકમાંથી પોતાની ઔલાદ પર ખર્ચ કરવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# પ્રકરણ – (૨૫)

# "અકસ્માત"

## <u>કોર્ટમાં નુકસાનીનું વળતર મેળવવા બાબત</u>

**<u>સવાલ:– ૨૮૦/૧</u>**

હું એસ.ટી. (બસ)નો ડ્રાઈવર છું અને હું ચોમાસામાં અમદાવાદથી વિરમગામ આવી રહયો હતો, રસ્તામાં એક ગામ પાસે બસ ઉભી રાખી, ત્યાં થોડો થોડો વરસાદ પડતો હતો, હું બસમાંથી કાચ ઉપર જે વરસાદનું પાણી હતું તે સાફ કરવા ઉતર્યો, મારી બસની પાછળ એક મેટાડોર આવી રહી હતી, જયારે હું બસના કાચ સાફ કરતો હતો ત્યારે એ મેટાડોર વાલાએ મને ટકકર મારી અને મારો પગ ફ્રેકચર થઈ ગયો, મેં આ વાતની જાણ એસ.ટી.ડેપોમાં કરી પણ ડેપો તરફથી મને કોઈ દવાની રકમ ન મળી; મે મેટાડોર વાળા પાસે દવા ખર્ચની વસૂલાત કરી તો મેટાડોર વાળાની

વિમાકંપની જે સરકારી છે તેણે કોર્ટમાં કેસ લડયો પછી જજે મારા તરફ જજમેન્ટ આપ્યું અને ૨૭ હજાર રૂા. આપ્યા છે. અને મારા ફેકચરનો ખર્ચ અને હું ૬ મહીના સુધી નોકરી પર ન ગયો એ બધો કુલ મિલાવી ૮ હજાર રૂા. ખર્ચ થયો છે. તો શું સરકાર તરફથી બીજા વધારાની રકમ લઈ હું ખર્ચ કરી શકુ ? અને જો હું એ પૈસા વાપરી શકતો ન હોવું તો તેનું મારે શું કરવુ ? વિગતવાર જવાબ આપવા વિનંતી છે.

**જવાબ:—૨૮૦/૧** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

કોર્ટમાં નુકસાનીનું વળતર મેળવવા બાબત જે દાવો કરવામાં આવ્યો છે તેમાં સાચી હકીકત અને સાચી વિગત નુકસાની બાબત દર્શાવવામાં આવી છે અને વધુ પડતી નુકસાની વળતર મેળવવા માટે ખોટી જુઠી રજુઆત કરવામાં નથી આવી તેવી સ્થિતિમાં કોર્ટે જે વળતર આપવાનો હુકમ કર્યો છે તે વધુ વળતર તમે લઈ શકો છો કેમકે સરકાર શ્રી એ આ પ્રમાણે ફેકચરમાં નુકસાનીનું વળતર આપવાનું ધારા ધોરણ નકકી કર્યુ હશે તે મુજબ જ કોર્ટે આદેશ આપ્યો છે પછી ભલે આપનો ખર્ચ ઓછો હોય.

અને જો કોર્ટમાં વધુ પડતી નુકસાની વસૂલ કરવા ખાતર ખોટી, જુઠી માહિતી અને હકીકતથી દૂર રજુઆત કરવામાં આવી હોય, તેવી સ્થિતીમાં તમને જેટલો ખર્ચ થયો હોય એટલો જ ખર્ચ લેવાના હકદાર છો. ખર્ચથી વધારે લેવાના હકદાર નથી અને કોર્ટમાં જે ખોટી રજુઆત કરવામાં આવી છે તેનો ગુનોહ લાગુ પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# પ્રકરણ – (૨૯)
# "સામાજિક તથા રાજકરણ"
## સામાજિક બાબત
### સલામના આદાબ

**સવાલ:– ૨૮૧/૧**

કયા ફરમાતે હે ઉલમાએ કિરામ નીચે કે સવાલો કે બારેમેં ?

(૧) ઝૈદ અને બકર બન્નેવ એક જ વખતમાં એક બીજાને અસ્સલામુ અલયકુમ કહયું મતલબ કે બન્નેવની સલામનો ટકરાવ થયો તો ઝૈદ બકરને સલામનો જવાબ આપશે અથવા બકર ઝૈદને સલામનો જવાબ આપશે ? અથવા ઝૈદ અને બકર બન્નેવની સલામ એક વખતમાં ટકરાવવાથી ખુદબખુદ સલામનો જવાબ અદા થઈ જશે ? તો પછી સલામના જવાબની સુરત આખિરકાર શું રહેશે ? તે જવાબ તહરીર ફરમાવશો.

**જવાબ:–૨૮૧/૧** حامدًاو مصليًا و مسلما ۔ هو الموفق للصواب

બન્નેવ એક બીજાને સલામનો જવાબ દે.

فان مسلمامعاً يرد كل واحد ۔ (عالمغيريه: ٥/٣٢٥)

### તલાક શુદા સ્ત્રીનો પોતાના દિકરા સાથે વહેવાર

**સવાલ:– ૨૮૨/૨**

(૧) એક તલાક શુદા સ્ત્રી છે તે સ્ત્રીને પોતાના પહેલા પતિથી છોકરો છે, હાલ તે છોકરો પોતાના બાપથી અલગ રહે છે અને તે છોકરો પણ શાદી શુદા છે; હવે તેની સગી માં પોતાના છોકરા પાસે આવવા જવા માંગે છે. તો શું એ સ્ત્રી પોતાના આગલા પતિથી થયેલા છોકરા સાથે સંબંધ રાખી શકે છે ? શરીઅત એ વાતમાં શું કહે છે ? દલીલ સાથે ખુલાસા વાર

જવાબ આપવા મહેરબાની કરશો.

(૨) તલાક શુદા સ્ત્રીનો આગલા પતિથી પણ છોકરો હોય અને ત્યાર બાદ બીજા પતિથી પણ છોકરો થયો; હવે આ બન્નેવ અખ્યાફી ભાઈઓ હકીકી ભાઈઓ જેવા રિશ્તા રાખી શકે છે ? જેવા કે એક ભાઈનો છોકરો બીજા ભાઈની છોકરી સાથે શાદી કરે વિગેરે.

**જવાબ:–૨૮૨/૨** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

(૧) પોતાના પતિએ તલાક આપી દીધી છે, તેના લઈને પોતાની જે ઔલાદ તે તલાક આપનાર પતિથી છે તે ઔલાદ સાથેના સંબંધોમાં કોઈ જાતનો ફરક પડતો નથી તલાક આપતા પહેલા માં–બેટાના જે સંબંધ હતા તે પ્રમાણે જ સંબંધો રહે છે, તેથી તે પોતાના આગલા ઘરના દિકરાઓને ત્યાં આવ જાવ કરી શકે છે. અને દિકરો માંને પોતાની પાસે રાખવા માંગતો હોય તો રાખી સકે છે. *(સૂરએ નિષાઅ: ૪, શામી: ૨/૩૦૦)*

(૨) બન્નેવ અખ્યાફી ભાઈઓ પોતાની ઔલાદની શાદી એક બીજાની ઔલાદ સાથે કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(સૂરએ નિષાઅ: ૪)*

# પ્રકરણ – (૨૭)

# "જબરદસ્તી કરવી"

## જબરદસ્તીથી જમીન ખરીદવી

**સવાલ:– ૨૮૩/૧**

ભરૂચ શહેરના જંબુસર રોડ ઉપર મુસ્લિમ હોસ્પિટલ બનાવવા માટે ૧૯૭૮માં પાયો નંખાયો અને પટેલ બોમ્બે વેલ્ફેર સોસાયટીના સંચાલન હેઠળ હોસ્પિટલ બનાવાય રહી છે ૧૯૭૮માં મુસ્લિમ ભાઈઓ પાસેથી ત્યારના બજાર ભાવથી બાવીસ એકર જેટલી જમીનો રાખવામાં આવી. માંડ ૧૦ વર્ષ પછી બાંધકામ શરૂ કર્યુ છે બાકીની બધી જમીન પડતર પડેલી છે.

અમારી જમીન સંસ્થાની જમીનના એક ખુણા ઉપર આવેલી છે તો

અમો એ અમારી જમીન એન.એ. (બિન ખેતીની) કરાવી પ્લોટ પાડી વેચવા માટેની પરવાનગી સરકાર પાસે માંગી અમને પરવાનગી મળી ગઈ. મઝકૂર સંસ્થા હમારી જમીન ફકત કાયદાના સહારે લઈ લેવા માંગે છે જયારે આ બાબતની અમને જાણ થઈ તો અમોંએ ટ્રસ્ટીઓને વાત કરી કે હમારે જમીન આપવી નથી. તો શા માટે લઈ લો છો ? તો વળતો જવાબ મળ્યો કે અમારે જમીન જોઈતી નથી. પણ ગર્વમેન્ટની સહાયથી મેળવીને જ રહીશું ગર્વમેન્ટ જ અપાવશે અમે ટ્રસ્ટીઓને કહયું કે આજ થી બજારૂ કીંમત દઈને લઈ લો. તો તેઓ બજારૂ કીંમત આપવા પણ તૈયાર નથી અમારી પાસે મઝકૂર ખેતર સિવાય બીજું ખેતર નથી. શરીઅતની રૂએ કોઈ પણ મુસ્લિમની જમીન કાયદાના સહારે જમીન માલિકની રાજીખુશી વિના લઈ શકાય ખરી ?

માલિક પોતાની જમીન સંસ્થામાં ના આપે તો ગુનેહગાર ખરો ?

ટ્રસ્ટીઓ કાયદાના સહારે જમીન લઈ લે તો ગુનેહગાર થશે ખરા ?

માલિકને પોતાની મરજી પ્રમાણેની કીંમત આપી ટ્રસ્ટીઓ લેવા માંગતા હોય છતાં પણ જમીનનો માલિક ઈન્કાર કરે તો માલિક ગુનેહગાર થાય છે ખરો ?

એક વ્યકિત પાસે લાખો રૂપિયા છે ઘણાં એકર જમીન પણ છે પરંતુ એ વ્યકિત મઝકૂર સંસ્થામાં અથવા કોઈ પણ બીજા સ્થાને એક એકર જમીન આપવા તૈયાર નથી તો શું શરીઅતની રૂએ આવી વ્યકિત મુજરિમ બને છે ખરી ? સંસ્થાના ટ્રસ્ટીઓ ફરજ પાડી ગમે તે વ્યકિત પાસેથી જમીન આંચકી લે તો શું ટ્રસ્ટીઓ ગુનેહગાર થતા નથી ?

**જવાબ:–૨૮૩/૧** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

શરીઅતની રૂએ આવી રીતે જબરદસ્તીથી જમીનના અસલી માલિકની દિલી રજામંદી અને ખુશી વગર જોરજબર તેમ સરકારી કાનૂનનો સહારો લઈ થોડી કીંમતમાં લઈ લેવી જાઈઝ નથી મના છે હરામ છે.

હદીસ શરીફમાં છે નબીએ કરીમ (સ.અ.વ.)એ ફરમાવ્યું ખબરદાર ઝુલ્મ ન કરો ખબરદાર (થઈ જાવ) કે કોઈ પણ માણસનો માલ લેનાર તેની

દિલી રજામંદી અને ખુશી વગર હલાલ નથી. *(મિશ્કાત શરીફ)* લેનાર અને વેચનાર બન્નેવની રજા અને ખુશીથી સોદો થવો જોઈએ.

*(બહર:૫/૨૭૭, શામી:૪/૧૧)*

આવી રીતે જમીન મજબૂર કરી પચાવી લેવી ઝુલ્મ અને અન્યાય જરૂરી છે કે ઈસ્લામી કાનૂન પર અમલ કરે.

પરંતુ જો સરકાર એ જમીન સંસ્થાને અપાવશે તો સંસ્થા તેની માલિક થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(ઈમદાદુલ ફતાવા:૩/૩૫, ફતાવા મહમૂદિય્યા:૪/૧૭૯)*

# પ્રકરણ – (૨૮)

## "કર્ઝ"

### <u>લેવડ દેવડ</u>

**<u>સવાલઃ– ૨૮૪/૧</u>**

આજથી પાંચ મહીના પહેલા બેંકનો ભાવ સાઉદી અરબમાં ઈન્ડિયાના એક હજાર રૂપિયાના સાઉદીમાં ૩૧૦ રિયાલ થતા હતા. તે સમયે કાળા બજારના ભાવ ઈન્ડિયાના એક હજાર રૂપિયાના ૨૭૦ રિયાલ હતા. તે સમયે હું ઈન્ડિયા આવ્યો ત્યારે એક માણસે મને કહયું કે મારા ઘરે તમો ઈન્ડિયાના ૫૦૦ રૂપિયા આપી દેશો તો મે કાળા ભાવથી ૨૭૦ના ભાવના પૈસા લઈ તે માણસના ઘરે રૂપિયા ૫૦૦/– આપ્યા આજે પાંચ મહીના બાદ હું ઈન્ડિયાથી પાછો સાઉદી આવ્યો તો આજ ની તારીખે પહેલા કરતાં ભાવ બિલકુલ ઓછો થઈ ગયો એટલે કે બેંકનો ભાવ આજે ૨૮૦ રિયાલના ઈન્ડિયાના એક હજાર રૂપિયા બને છે, અને કાળા બજારમાં ૨૪૦ રિયાલના એક હજાર બને છે. તો તે ભાઈ મને એમ કહે છે કે હું તો પહેલાના ભાવથી એટલે સાઉદી ૨૭૦ ના ભાવથી જે પૈસા મારા ઘેર આપ્યા હતા તે ભાવ પ્રમાણે નહી આપું બલ્કે આજે ૨૪૦ નો ભાવ ચાલે છે. એ ભાવથી તમારા નીકળતા રૂપિયા ૫૦૦/– ના બદલામાં રિયાલ આપુ

અથવા રોકડા રૂપિયા ૫૦૦ આપુ તો હું લેનાર માણસ ના કહું છું કે મેં પહેલા ૨૭૦ રિયાલના ભાવથી રૂપિયા ૫૦૦ આપ્યા હતા તો આજે તે ૨૭૦ રિયાલના ભાવથી રૂપિયા કે રિયાલ મળવા જોઈએ ? જો હું આજે ૨૪૦ રિયાલના ભાવથી પૈસા લઉ તો મારે ખોટ છે. કારણ કે મેં તો પહેલા એ ભાઈને ૨૭૦ રિયાલના ભાવથી આપ્યા હતા. તો મવલાના આપણી શરીઅત આ માટે કયો મસ્અલો હલ ફરમાવે છે. એ શરીઅતની રૂએ જણાવવા મહેરબાની કરશો. ત્યાર બાદ વધુમાં તે સમયે એ ભાઈએ લેણ દેણમાં એમ વાત નથી કરી કે હું તમે આવા પછી તમારા ૫૦૦/- રૂપિયા આપીશ તો મારે તે ભાવથી પૈસા લેવા કે આજના ભાવથી લેવા ?

**જવાબ:-૨૮૪/૧** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

જે વખતે ૫૦૦ સામે વાળી પાર્ટીના કહેવાથી આપ્યા તે દિવસે ૫૦૦/- રૂ.ના જે રિયાલ થતા હશે તે શર્ઈ દ્રષ્ટિએ દિયાનતન આપવા પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(શામી:૩/૧૭૨)*

## પાઉન્ડની ભર્પાય પાઉન્ડમાં કરવી

**સવાલ:-૨૮૫/૨**

ઈસ્માઈલ ૧૯૭૬ થી ૧૯૯૧ સુધી મસ્કતમાં કામ અર્થે વસવાટ કરતો હતો, તે દર્મિયાન ૧૯૮૩માં ઈસ્માઈલના વાલિદ મુહતરમ રમજાનુલ મુબારકમાં ઈન્તિકાલ ફરમાવી ગયા ઈન્તિકાલ પહેલા મર્હૂમ પોતાની તમામ ભુલ બદલ પોતાના જમાઈ પર મુઆફી તલબ કરી ઈસ્માઈલના ભાઈ તેમજ મામાએ મર્હૂમનો હિસાબ ચેક કરી મર્હૂમનું દેવુ ૨૭૦૦૦/- નકકી કર્યુ તે રકમ યુ.કે. વસતા એમના જમાઈની હતી તે બાબત ઈન્તિકાલ પહેલાના કાગળમાં જો પોતાની ઔલાદની હેસિયત થાય તો આપશે નહીંતર મુઆફ કરવા લખેલ કર્ઝની વહેંચણીમાં ઈસ્માઈલના ભાગે રૂપિયા૧૭૦૦૦/- અને વચલા ભાઈના ભાગે રૂપિયા૧૦૦૦૦ એમ નકકી કરી ઈસ્માઈલને જાણ કરી નાનાભાઈ પર કર્ઝમાંથી કોઈ વહેચણી થઈ નહી.

વચલા ભાઈએ પોતાની હેસિયત થતા રૂપિયા૧૦૦૦૦/- અદા

કર્યા ઈસ્માઈલનું ૧૯૮૫ માં યુ.કે.જવાનું થયું ત્યાં મર્હૂમના જમાઈ એટલે ઈસ્માઈલના બનેવીએ બજારમાં જતા અવરનવર થઈ ૨૬૨/– પાઉન્ડ જેવી રકમ લીધી જે અહમદ ભાઈએ ઈસ્માઈલને પરત ન કરી ઉપરાંત યુ.કે.થી રિટર્ન થયા બાદ લોન પેટે શાદી તેમજ બીજા ખર્ચ માટે કરી બીજી મદદ કરવા જણાવ્યુ જેની સબુતીમાં કાગળ શામેલ છે તો અવારનવાર કાગળ આવતા ઈસ્માઈલે એના બનેવી પર

૧૯૮૬માં ૨૦૦/– પાઉન્ડ ડીમાન્ડ ડ્રાફટ
૧૯૮૭માં ૨૦૦/– પાઉન્ડ ડીમાન્ડ ડ્રાફટ
૧૯૮૮માં ૨૦૦/– પાઉન્ડ ડીમાન્ડ ડ્રાફટ
૧૯૮૫માં ૨૬૨/– પાઉન્ડ રોકડા યુ.કે.ખાતે
ટોટલ ૮૬૨/– પાઉન્ડ રવાના કર્યા

ઉપરોકત રકમ ઈસ્માઈલે મસ્કત ખાતેથી ત્યાંના રિયાલના ચલણમાંથી પાઉન્ડમાં ટ્રાન્સફર કરી રવાના કરેલ છે.

૧૯૮૯માં ઈસ્માઈલને રકમની જરૂરત પડી ત્યારે ફોનથી જાણ કરી મદદ કરવા કહયું ત્યાર બાદ અહમદભાઈ (બનેવી)નો વ્યવહાર બદલાયો તેમજ ઈસ્માઈલની રકમ કે કર્જની રકમનો કોઈ જ નિકાલ પોતાની ફિકરથી લાવેલા નથી.

૧૯૯૧માં ઈન્ડિયા આવ્યા બાદ ઈસ્માઈલે ૧૯૯૨માં અરસ પરસ –નો વ્યવહાર ચોખ્ખો કરવા ફોન પર કહયું તો તેનો જવાબ નથી, ત્યાર બાદ ઈસ્માઈલે બહેનને જાણ કરતાં તેમણે બધા સબુત માંગ્યા કે લોન પર પાઉન્ડ મંગાવ્યા તો તે રવાના કર્યા તે પછી પણ જવાબ ન મળ્યો. ૧૯૯૩માં ત્યાંથી આવેલ બંનેના વડીલને વચમાં નાંખ્યા તો પણ ચોખવટ થઈ નથી. ના છૂટકે ઈસ્માઈલે તેના ભાણાને જાણ કરી તેનો પણ ઈસ્માઈલ પર જવાબ નથી.

હાલ પાઉન્ડના ભાવ ઊંચા થવાથી ઈસ્માઈલનો હક આપતા નથી.

ઈસ્માઈલ એમની ૧૭૦૦૦/– રૂપિયાની રકમ આપવા તૈયાર છે. બન્ને વચ્ચે ફેસલો કઈ રીતથી કરવો તે બાબત શર્ઈ રીતથી ફેસલો કરવા અરજ છે. જેથી મર્હૂમ કર્ઝમાંથી મુકત થાય.

**જવાબઃ—૨૮૫/૨** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

આપણા જણાવ્યા પ્રમાણે આપના બનેવીએ ઉપરોકત પાઉન્ડ આપની પાસેથી ઉછીના માંગ્યા તો હવે એમના ઝિમ્મે તે પાઉન્ડ આપવા જરૂરી છે. ફિકહની કિતાબોમાં કાયદો છે કે اَلدُّيُوْنُ تُقْضٰى بِاَمْثَالِهَا۔

કે કર્ઝ જે પ્રમાણે લીધુ હોય તે પ્રમાણે અદા કરવામાં આવશે, એમાં જ બન્નેવના હકકોનું રક્ષણ થશે કારણ કે પાઉન્ડ અને રૂપિયાના વેલ્યુમાં જે ફર્ક આવ્યો તેનો અસર કર્ઝ દેનાર અને લેનાર બન્નેવ ઉપર પડે છે.

માટે જગડો ખતમ કરવાની બહેતર સૂરત એ જ છે કે જે વસ્તુ કર્ઝ લીધી હોય તે અદા કરવામાં આવે.

ولان المقصود وهو الجبران وذلك فى المثل اتم لان فيه مراعاة الجنس والماليه وفى القيمة مراعاة المالية فقط فكان ايجاب المثل اعدل ۔

*(બદાઈયુસ્સનાએઅ:૭/૩૯૫, કિતાબુલ કર્ઝ, અલ અશબાહુ વન્નઝાઈર:૩૬૩)*

## પ્રકરણ – (૨૯)

## "વસિય્યત"

### <u>મુંબઈથી કાઠિયાવાડ મૈય્યિત લઈ જવાની વસિય્યત</u>

**સવાલઃ— ૨૮૬/૧**

એક માણસ ગુજરાત—કાઠિયાવાડનો વતની હોય અને તે ફેમીલી સાથે મુંબઈ રહેતો હોય અને ત્યાંનો મુકામ હોય તે વ્યકિત એવી વસિય્યત કરે છે કે "હું ગુજરી જાઉ તો મારો જનાઝો મારા વતન ગુજરાતમાં દફન કરશો" તો તેના ગુજરી ગયા પછી આવી વસિય્યત ઉપર અમલ કરવું વાજિબ (જરૂરી) છે કે નાજાઈઝ ?

**જવાબઃ—૨૮૬/૧** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

શરીઅતનો કાનૂન છે કે એક માણસ જયાં મરી જાય ત્યાં જ તેને દફન કરવો જોઈએ, ત્યાં દફન ન કરતાં માઈલ બે માઈલ લઈ જવાની છુટ તો છે

પરંતુ એથી વધુ દૂર લઈ જઈ દફન કરવું મકરૂહ છે.

*(શામીઃ૩/૧૪૬,તહતાવી :૬૧૩, કબીરીઃ ૫૨૩)*

કોઈ માણસ વસિય્યત કરે કે મારા જનાઝાની નમાઝ ફલાણો માણસ પઢાવે અથવા મારા મરણ પછી મને ફલાણા શહેરમાં દફન કરવામાં આવે તો આ વસિય્યત વ્યર્થ છે. *(શામીઃ ૫/૪૭૧,મરાકિયુલ ફલાહઃ૧૪૫)*

પૂછેલ સવાલમાં આ પ્રમાણેની વસિય્યત કરવી વ્યર્થ હોય એના ઉપર અમલ કરવો જરૂરી નથી અને તેના ઉપર અમલ કરવો કરાહતથી ખાલી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## સંપુર્ણ મિલકત ગામની મસ્જિદમાં આપવાની વસિય્યત કરવી

**સવાલઃ– ૨૮૭/૨**

એક માણસે પોતાની હયાતીમાં પોતાની પત્નિને કહયુ હતું કે મારી વફાત પછી મારી બધી મિલકત પરીએજ ગામની મસ્જિદમાં આપી દેવી; તો જયારે તે ભાઈનો ઈન્તિકાલ થઈ ગયો તો તેમણે પોતાની પાછળ બે ઔરતો છોડી હતી ઔલાદ બેમાંથી કોઈ પણ ઓરતને નથી, તો પછી તે બે ઓરતોમાંથી એક નો ઈન્તિકાલ થઈ ગયો, હવે એક ઔરત છે, તો તેમનું કહેવુ એવું છે કે આ બધી મિલકત મારે પરીએજની મસ્જિદમાં નથી આપવી બલ્કે અર્ધી મિલકત બીજી મસ્જિદમાં આપવી છે. તો તે શરીઅતના રૂએ જાઈઝ છે કે નહી ?

અને મર્હૂમે પરીએજની મસ્જિદની વસિય્યત જરૂરથી મૌખિક કરી હતી તો ખુલાસાવાર જવાબ આપશો.

મરનારનો એક ભાઈ આફ્રિકામાં છે બન્નેવ ભાઈઓની માં અલગ, બાપ એક છે.

**જવાબઃ–૨૮૭/૨** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

વસિય્યતની હદ શરીઅતમાં મર્યાદિત છે અને તે એટલી છે કે વસિય્યત કરનારના મરણ બાદ તેના કફન દફનના ખર્ચ બાદ કર્યા પછી તેની ઉપર જે કર્ઝ હોય તો તે અદા કરી દીધા પછી જે કાંઈ બાકી રહે તેના બધામાં ફકત ત્રીજા ભાગ જેટલાની તે વસિય્યત કરી શકે છે એટલે પોતાના એ બાકી માલના ત્રીજા ભાગ સુધી અને તેટલા વિષે વસિય્યત કરવાનો તેનો હક છે,

બધા પર નહી. અને જો ૧/૩ ભાગથી વધુ વસિય્યત કરી હોય તો વારિસો રાજી હોય તો તેની વસિય્યત મુજબ આપી શકશો. *(શામી:૫/૪૬૦)*

મર્હૂમે જે મસ્જિદમાં આપવાની વસિય્યત કરી છે તે મસ્જિદમાં વસિય્યત મુજબ આપવુ જરૂરી છે.

સવાલમાં દર્શાવ્યા મુજબ મર્હૂમના વારસદારો તેની બે પત્નિઓ અને ભાઈ હતા, જેથી મસ્જિદમાં પુરી મિલકત આપવામાં આવશે નહી.

અને જો વારસદારોમાં એક પણ ના પાડશે તો તેવી હાલતમાં મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકો જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જે મિલકત બાકી રહેશે તેનો ૧/૩ ભાગ વસિય્યત પેટે અને બાકીના ૨/૩ ભાગ તેના વારસદારોમાં વહેંચણી કરવામાં આવશે.

જેથી જો બધા વારસદારો મર્હૂમની પુરી મિલકત તેમની વસિય્યત મુજબ સહેમત થતા હોય તો તે મિલકત જે તે મસ્જિદમાં વસિય્યત કરી હોય તેમાં જ આપવામાં આવશે મર્હૂમની વસિય્યત વિરૂધ બીજી મસ્જિદમાં આપવુ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## દાદી પોતાની હયાતીમાં પોત્રાને વારસો આપવા માંગે !

**સવાલઃ– ૨૮૮/૩**

મારી માં પોતાની હયાતીમાં પોતાનો વારસો મારા છોકરાને આપવા માંગે છે, તો મારી માં ગુનેહગાર થશે કે તે પોતાની મરજીથી પોતાનો માલ મારા છોકરાને આપી દે. હાલમાં બધો કારોબાર હું સંભાળુ છુ, મારી માંની દખલ નથી, મારી મરજી મુજબ હું ધંધો કરૂ છું મારી બે છોકરીઓ અને એક છોકરો છે, બધાની શાદી કરી દીધી છે. છોકરીઓ એમના સાસરે છે, છોકરો મારા સાથે છે, હમે સાથે ધંધો કરીએ છીએ, પણ મુખ્તિયાર હુ પોતે છુ. મારી માંની મિલકત તથા દાગીના મારા છોકરાની પત્નિના દાગીના અને મારી પત્નિના દાગીના મારી પાસે છે. હું પોતે બધાની જે ઝકાત થાય તે હિસાબે કાઢુ છું, મારી માંની મિલકત તથા બધાના દાગીના કોઈને આપી દઉ

અથવા ખૈર ખૈરાત કરી દઉ તો મને કોઈ પુછનાર નથી, તો મારી પોતાની મરજી હું પોતે કે મારી માં ગુનેહગાર ન બનીએ ?

**જવાબઃ– ૨૮૮/૩** حامدًا ومصليًا ومسلما۔ هوالموفق للصواب

સવાલમાં દર્શાવ્યા મુજબ આપની વાલિદા પોતાની હયાતીમાં પોતાની મિલકત પોતાના પોત્રાને આપી દેવા માંગે છે, જો તેનાથી કોઈ વારસદારને વંચિત અથવા નુકસાન પહોંચાડવાનો ઈરાદો હશે તો ગુનેહગાર થશે.જો નિય્યત કોઈને નુકસાન કે વંચિત કરવાની ના હોય તો તેવી સ્થિતિમાં ગુનેહગાર થશે નહી. તે પોતાની મિલકતના માલિક છે. તેમને ઈખ્તિયાર છે પોતાની મિલકતને જેમ ઈચ્છે તેમ કોઈને આપી શકે છે.

તમારી વાલિદા કે તમારી પત્નિ કે તમારા છોકરાની પત્નિના જે દાગીના તેમની પોતાની માલિકીની છે, તે તમારી પાસે અમાનત છે. આપ તેમની પરવાનગી વગર કોઈ જાતની લેવડ–દેવડ કરી શકતા નથી અને તેમની પરવાનગી વગર કોઈને વાપરવા કે પહેરવા આપશો તો આપને ગુનોહ લાગુ પડશે. અને આપ પોતે પણ તેમની મરજી વિરૂધ અથવા રજા વગર વાપરશો તો ગુનેહગાર બનશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. *(હિદાયા ભાગ :૩)*

## દાદા પોતાની હયાતીમાં પોત્રાને કેટલુ આપી શકે ?

**સવાલઃ– ૨૮૯/૪**

એક મુસલમાન પોતાની હયાતીમાં પોતાના ચાર છોકરા હોઈ પોતાના એક પોત્રાને પોતાની મિલકતમાંથી કેટલો ભાગ વીલનામા વડે આપી શકે છે ? તેવા સંજોગોમાં બાકી રહેલા ભાગમાંથી તેમના ચાર દિકરાઓ માંથી કોને કેટલો ભાગ મળી શકે તે શરીઅતના કાનૂન મુજબ સહી ખુલાસો આપશોજી.

**જવાબઃ–૨૮૯/૪** حامدًا ومصليًا ومسلما۔ هوالموفق للصواب

પોત્રાના નામે દાદા પોતાની હયાતીમાં વીલનામુ કરશે તો તે વસિય્યત ગણાશે અને પોત્રો દાદાના વારસદારોમાંથી નથી જેના લઈને તેના માટે વસિય્યત કરવી જાઈઝ છે અને વસિય્યત મરનારના માલમાંથી કફન–

દફનના ખર્ચ તથા જો દેવુ હોય તો તે અદા કર્યા પછી જે મિલકત માલ બાકી રહેશે તેનો ૧/૩ ભાગ માંથી જેના નામે વસિય્યત કરી હશે તેને મળશે.

પોત્રાના નામે વીલનામુ બનાવ્યુ છે તો તે વીલનામામાં જે મિલકત લખી છે તે મિલકત મર્હૂમ દાદાની કુલ મિલકતનો ૧/૩ ભાગ હોય તો તે પુરી મિલકત પોત્રાને મળશે. અને જો ૧/૩ થી વધારે હશે તો મર્હૂમ દાદાના વારસદારોની ઈજાઝત અને પરવાનગીથી આપવામાં આવશે. તે પછી બાકી વધારાની મિલકતમાંથી દાદા મર્હૂમના વારસદારો હકકદાર છે. જેથી તેના ૪ ભાગ કરવામાં આવશે જેમાંથી મર્હૂમના દરેક છોકરાને ૧–૧ ભાગ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# પ્રકરણ – (૩૦)

# ''વારસા વહેંચણી''

## વારસા–વહેંચણીનો ઈન્કાર કરે તે કાફિર

**સવાલઃ– ૨૯૦/૧**

એક માણસ મુસલમાન છે ઈસ્લામ અને શરીઅતને માને છે. હાજી તથા પાંચ વખતનો નમાઝી અને નફિલ નમાઝોનો પાબંદ છે, તબ્લીગ જમાઅતમાં જાય છે, મોટા ભાઈ તરીકે વહીવટ કરે છે. જયારે મિલકતનો ફેસ્લો કરવાનું કહીએ છીએ ત્યારે શરીઅતની રૂએ ફેસ્લો કરવા તૈયાર થતો નથી, હકકદારના હક આપવામાં પોતાનો અંગત સ્વાર્થ શોધે છે. એ માણસ શરીઅતની આડ લઈને ખોટી રીતે દાબદબાણ કરી બીજાના હકકો પચાવી પાડવા પ્રયાસો કરે છે. અને ફેસલો કરાવનારને ખોટી રીતે ધુતકારી દે છે. તો તેવા માણસ શું પોતાની જાતને મુસલમાન માની શકે ? અથવા ખુદા પાકની એવા માણસ પર શું વઈદ છે ? શું એ માણસ મુસલમાન રહે છે ? છતાં એ માણસ કહે છે કે હું હકક પર છું તો શું એની વાત સાચી છે ?

**જવાબઃ–૨૯૦/૧** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

અલ્લાહ તઆલાએ વારસા વહેંચણીના અહકામ અને વારસદારોના હિસ્સા સાફ–સાફ બયાન કરી દીધા છે. વારસા વહેંચણીના હુકમો વર્ણવ્યા પછી સૂરએ નિસાઅમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે;

‘‘ઉપરોકત બાબતો ખુદા તઆલાની હદબંદીઓ છે, જે શખ્સ તેમાં અલ્લાહ અને તેના રસૂલ (સલ.)ના હુકમ પ્રમાણે ચાલશે તેને એવી જન્નતમાં જગ્યા અપાશે જેની નીચે નહેરો વહેતી હશે અને જેમાં તેઓ હમેંશા માટે રહેશે અને ખરી કામ્યાબી પણ એ જ છે. પણ જે શખ્સ અલ્લાહ અને રસૂલ (સલ.)ની નાફરમાની કરશે તે જહન્નમની આગનો હકદાર ઠરશે.’’ *(સૂરએ નિસાઅ : ૧૩,૧૪)*

વારસદારોને વહેલી તકે તેમનો હક પહોંચાડવો જરૂરી છે. તેમને હક ન આપવો ગસબ અને ઝુલમ છે. *(શર્હે મજલ્લા માદ્દા : ૯૭ પરથી)*

જે માણસ શરઈ વારસા વહેંચણીનો છડેચોક ઈન્કાર કરે તો તેને પોતાના ઈમાનની ફિકર કરવાની જરૂર છે. કારણ કે તે મુસલમાન બાકી રહેતો નથી. અને જો તે શર્ઈ વારસા વહેંચણીનો ઈન્કાર ન કરતો હોય, પણ પોતાના સ્વાર્થ ખાતર વારસદારોને તેમનો વારસાઈ હક આપવામાં પીછે હટ કરતો હોય તો તે, મુસલમાન હોવાથી નીકળતો નથી, પણ તે સખ્ત ગુનેહગાર અને સખ્ત અઝાબનો મુસ્તહિક ઠરશે.

*(શામી: ૬/૩૫૮, આલમગીરી: ૨/૨૭૨, તાતાર ખાનિયહ: ૭/૩૩૬ પરથી )*

હદીસમાં છે કે હકદારોને હક ન આપનારે તે હકકોના બદલારૂપે કાલે કયામતના દિવસે પોતાની નમાઝો, રોઝા, ઝકાત વગેરેના સવાબો આપવા પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

*(મુસ્લિમ શરીફ હદીસ નં.૨૫૮૧)*

## દાદાની મિલકતમાંથી યતીમ પોત્રો કેમ વંચિત ?

**સવાલઃ– ૨૯૧/૨**

મારે વેપાર અર્થે બહાર દેશ જવાનું થયું ત્યાં મારા એક ઓળખીતા સાથીએ સવાલ કર્યો કે દાદાની મિલકતમાંથી પોત્રાને વારસો મળશે કે નહી? મે કહયુ કે પોત્રાને વારસો નહી મળે. તો તે ભાઈ કહેવા લાગ્યા કે આ વાત

સમઝમાં નથી આવતી તે ભાઈ અહિંયા સુધી બોલ્યા કે જો ઈસ્લામનો હુકમ આ જ હોય તો હું ઈસ્લામ છોડી દઉ ?

(૧) માટે આપ મુફતી સાહબથી નમ્ર અપીલ કે વિગતવાર જવાબ આપશો જેથી તે ભાઈને શાંતી થાય અને હું પુરી વાત સમઝાવી શકુ કે પોત્રાને વારસો કેમ નહી મળે ! ન મળે તો યતીમ પોત્રાનું શુ ? ગુજરાન કેવી રીતે કરે ? આ સર્વે વિસ્તારપુર્વક જણાવશોજી.

**જવાબ:–૨૯૧/૨** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

એક મુસલમાન હોવાની દ્રષ્ટિએ ઈસ્લામની સઘળી બાબતો ઉપર ઈમાન લાવવુ જરૂરી છે.

અલ્લાહ તઆલા અને રસૂલ (સ.અ.વ) ના દર્શાવેલ તમામ અરકાનો ઉપર ઈમાન સાથે અમલ કરવુ બંદાની વિશેષતા છે. બંદા હોવાની હેસિયતથી કારણો શોધવા મો'મિનને યોગ્ય નથી ગૈબ પર ઈમાન લાવવુ એ જ આપણી મોટામાં મોટી મુંડી છે. દુન્યવી સરકારી કાયદાઓ જે માનવ બુધ્ધિની ઉપજ છે તે આપણી સમઝમાં ઘણી વખતે નથી આવતા બલ્કે હકીકતમાં અમુક વખતે બુધ્ધિહિન હોય છે છતા નાગરીક હોવાને નાતે માની લઈએ છીએ બલકે અંજાણતાને લઈ કાયદાનું ઉલ્લઘંન કરવા પર સજા થાય તો પણ વેઠી લઈએ છીએ.

ઈસ્લામી કાનૂન તો આસ્માની કાનૂન છે તે એવી મહાન ઝાતના બનાવેલ છે જેના માટે ભુતકાળ તથા ભવિષ્ય કાળ સરખા છે જે માનવાનો (માનવ બુધ્ધિ સહિત) સર્જનહાર છે માનવ બુધ્ધિમાં કયા યુગમાં અને કયા સમાજમાં કઈ વસ્તુ આવી શકે છે અથવા નથી આવી સકતી તેનું પણ તેની પાસે માપદંડ છે. શરીઅતની ઘણી બાબતોમાં આપણી અજાણતા–નાવાકિફી અને શર્ઈ મસાઈલ પ્રાપ્ત કરવા પ્રત્યે બેદરકારી તથા ઉદાસીનતા–ને કારણે કોઈ વાત સમઝમાં ન આવે તો તે આપણી અભણતાનો દોષ ન કે શરીઅતનો ! આપણી બુધ્ધિ રાત દિવસ અંગ્રેજી કલ્ચરમાં વિકસેલ હોવાના કારણે તે જ ચશ્માથી શરીઅતને પણ જોતી હોય તો ચોકકસ તેવુ જ દેખાશે. જગતની પ્રત્યેક વ્યકિત પોતાના સમાજ, કલ્ચર અને જ્ઞાનથી પ્રભાવિત થઈને દરેક વસ્તુને ઓળખે અને સમઝે છે.

માટે સૌ પ્રથમ ઈસ્લામી દિમાગ અથવા તટસ્થ બુધ્ધિથી ઈસ્લામિક કાયદા કાનૂનનો ઊંડાણ પુર્વક અભ્યાસ કરવો પડશે અને તે પણ ઈસ્લામિક જ્ઞાન ભંડારના નિષ્ણાતો આલિમો અને મુફતીઓના માર્ગદર્શન હેઠળ જરૂરી છે જગતનો કોઈ પણ વિષય કે જ્ઞાન તે વિદ્યાના પ્રખરોથી જ પ્રાપ્ત કરી શકાય છે ડોકટરી લાઈનની માહિતી એન્જીનયરથી પ્રાપ્ત નથી થઈ સકતી.

ઉપરોકત સવાલ શર્ઈ વારસા–વહેંચણી બાબતનો છે જે ઈસ્લામી જ્ઞાન ભંડારમાં અર્ધા ભંડારનું સ્થાન જાણવે છે એના કાયદાઓ કુર્આન શરીફ અને હદીષ શરીફની રોશનીમાં જ ઘડવામાં આવ્યા છે ઘણા કાયદાઓ તો કુર્આન શરીફ અને હદીષ શરીફમાં સ્પષ્ટ રીતે વર્ણન કરેલ છે.

ઉપરોકત મસ્અલો જાણવા માટે અમુક કાયદાઓ જાણવા જરૂરી છે.

(૧) વારસા–વહેંચણીમાં ભાગ ઈસ્લામ બલ્કે જગતના સઘળા ધર્મો અને સંપ્રદાયોમાં મૃત્યુ પામનાર વ્યકિતથી સગાઈના ધોરણે છે. માત્ર જરૂરત હાજત અને ગરીબીના ધોરણે નથી. જો ગરીબી અને હાજત માપદંડ હોત તો દરેક માલદાર વ્યકિતના મરણ બાદ તેના પુત્રો, પોત્રાઓ, બાપ, દાદા, પત્નિ, બહેન વગેરે જે ગરીબ અને હાજતમંદ તેમને સર્વેને વારસાઈ હક થી મહરૂમ (બાકાત) રાખવામાં આવત અને ગામના ફકીરો, મોહતાજોને હકદાર સમજી સઘળી મિલકત વહેંચી આપવામાં આવતે. જયારે કે જગતનો કોઈ પણ બુધ્ધિશાળી વ્યકિત આ કાયદો (ગરીબીનું ધોરણ) માનવા તૈયાર નથી.

(૨)વારસા–વહેંચણીનો આધાર સગાઈ છે તો સમગ્ર જગત એક જ બાપ (આદમ અ.સ.)ની ઔલાદ છે જેથી મરનારની મિલકત સમગ્ર માનવજાતને (મુસ્લિમ, બિનમુસ્લિમની ભેદરેખા અંકિત કર્યા વગર) સરખા ભાગે મળવી જોઈએ.

પરંતુ સ્પષ્ટ છે કે જયારે આ પ્રમાણે વહેંચણી થાય તો અબજોની મિલકત પણ દરેકને ભાગે એટલી આવશે કે જેનાથી તે લેશ માત્ર ફાયદો ઉઠાવી શકશે નહી. માટે બુધ્ધિ તેમજ શર્ઈ દ્રષ્ટિએ જરૂરી છે કે નજીક અને દૂરના સગાઓને આધાર ઠેરવી નજીકના સગાને અંગ્રિમતા અને શ્રેષ્ઠતા

આપી દૂરના સગાને બાકાત રાખવામાં આવે.

(૩) વ્યકિતની હયાતીમાં કોઈ તેનો વારિસ થઈ શકતો નથી વારસાઈ હક મૃત્યુ બાદ મળે છે.

(૪) વારસાઈ હક જીવંત વારસદારોને મળશે પોતાના બાપના મરણ પહેલા મૃત્યુ પામનારના પુત્રની વારસદારોમાં ગણતરી થશે નહી.

(૫) જેને મરનારની તરફથી શર્ઈ દ્રષ્ટિએ હક મળશે તેના માટે વસિય્યત કરવી જાઈઝ નથી વસિય્યત તે સગા માટે જાઈઝ છે જેને વારસાઈ માંથી હક ના મળવાનો હોય હવે નઝીક અને દૂર આ શબ્દોની વ્યાખ્યા સમઝવી જરૂરી છે.

સઘળા બુધ્ધિશાળી લોકોના મતાનુસાર જે વ્યકિત મયૈતથી ડાયરેક (વાસ્તા વગર) સંબંધ ધરાવે તેને નઝીકનો સગો અને જે વાસ્તા સાથે (જેમકે પોત્રાના વાસ્તાથી) સંબંધ ધરાવે તેને દૂરનો સગો કહેવાશે ભલે મય્યૈતના પુત્રો હયાત હોય અથવા ન હોય ! હાં; મય્યૈતનો કોઈ પણ પુત્ર ન હોય તો પોત્રાઓ (દુરના સગા હોવા છતા) વારિસ થશે અને તે દૂરનો જ સગો પુત્રો કહેવાશે.

હવે એક શંકા ઉતપન્ન થાય છે કે એક વ્યકિતના ચાર પુત્રોમાંથી એક તેની હયાતીમાં મરણ પામે તો બાપના મરણ બાદ ત્રણ પુત્રો વારિસ થશે અને તેમના વાસ્તાથી ત્રણ પુત્રોની ઔલાદ (પોત્રાઓ) પણ વારિસ થશે પરંતુ યતીમ પોત્રાઓને બાપ ન હોવાને કારણે કાંઈ જ નહી મળશે. હાલા કે તે સૌથી વધુ મોહતાજ છે.

આ બાબતને ધ્યાનપુર્વક વિચારીશુ તો ખબર પડશે કે બાપની મિલકતને પુત્રની મિલકત સમઝવી ગલત છે, પોત્રાઓને દાદાની મિલકત –માંથી હાલ કાંઈ જ મળયુ નથી. થઈ શકે છે કે બાપ પોતાની હયાતીમાં જ તે મિલકત ખાઈ પીને ખતમ કરી નાખે અથવા બીજી કોઈ આફતને કારણે તેની હયાતીમાં જ તબાહ થઈ જાય અને દાદાની વિરાસતમાંથી પોત્રાઓના ભાગે કાંઈ જ ન જાય. બીજી એક વાત કે લોકોની કમાઈ (માલદારી, ગરીબી) અને બુધ્ધિમાં અલ્લાહ તઆલાએ જે તફાવત રાખ્યો છે તેને કોઈ

બરાબર કરી શકતો નથી. એક કુદરતી વ્યવસ્થા છે કે બુધ્ધિમાન અભણ માલદારનો પણ નોકર બને છે રશીયાના કોમ્યુનિસ્ટે કુદરતના આ નિઝામને બદલવા જતા પોતે બદલાઈ ગયા અને જગતની સુપર તાકત હોવા છતા આર્થિક દેવાળુ ફુંકાતા વેર વિખેર થઈ ગયા.

માટે દરેક સરખી રીતે રહે અથવા દરેક પાસે સરખો માલ રહે એ અશકય છે, માનવબુધ્ધિ (પોતાના માપદંડ અને બુધ્ધિના અભાવે) વારસાઈના કોઈ કાનૂનને બુધ્ધિની વિરૂધ્ધ કહેશે. જેથી કુર્આને કરીમમાં તેનો જવાબ આપવા વારસાઈના કાનૂન દર્શાવવાની સાથે જ ફરમાવ્યું.

*(સૂરએ નિસાઅ:૧૧)*

અર્થાત:– તમારા બાપ અને પુત્રોમાંથી કોણ તમારા માટે વધુ નફાકારક છે? તે તમો નથી જાણી સકતા ! માટે જે ઝાત ભવિષ્યની પણ જાણકાર છે તેની વાત માની લો.

(૧) પોત્રાને કેમ ન મળે ? તો ઉપર દર્શાવેલ કાયદા નં.૨(સગાઈમાં જે સૌથી નજીક હોય તેને પ્રાથમિકતા મળશે) ની રૂએ પુત્રોની હયાતીમાં પોત્રો દુરનો ગણાશે. કુર્આન શરીફની આયતમાં ઔલાદથી સગા પુત્રો મુરાદ છે એ પ્રમાણે વારસાઈની સંખ્યાબંધ આયતોમાં ولد થી પુત્ર મુરાદ છે.

બુખારી શરીફ ની રિવાયત છે કે (જે લોકોના ભાગો કુર્આન શરીફ થી સાબિત છે.) નો હિસ્સો આપ્યા પછી જે કાંઈ બચે તે મયૈતના સૌથી વધુ સગાનો હક છે. *(બુખારી કિતાબુલ ફરાઈઝ :૨૭/૯૯૭)*

એટલે કે પુત્રના હોવા છતા પોત્રો વારિસ થશે નહી અને કોઈ પુત્ર જ હયાત ન હોય તો પોત્રા વારિસ થશે.

આ હવાલા સાથે જણાવવાનું કે ઉમ્મતના સઘળા આલિમો (દરેક ફિરકાના) આ મસ્અલામાં સંમત છે કોઈનો મતભેદ નથી.

(૨) યતીમ પોત્રાને દાદાની વારસાઈમાંથી ન મળવાનો એ અર્થ નથી કે ઈસ્લામે તેને કાંઈ જ નથી અપાવ્યું બલ્કે યતીમનો જેટલો ઈસ્લામે ખ્યાલ રાખ્યો છે જગતના કોઈ પણ ધર્મ અને કાનૂને નથી રાખ્યો કુર્આન શરીફમાં ઘણી જગ્યાઓએ યતીમની સાથે સારા વર્તાવ કરવાની ફજીલતો અને તાકીદો

દર્શાવવામાં આવી છે યતીમનો માલ ખાવા પર ફરમાવ્યું કે માલખાનારા પોતાના પેટમાં દોઝખની આગ ભરે છે. અને મરવા બાદ તે ભડકતી આગમાં દાખલ થશે. *(સૂરએ નિસાઅ:૧૦)*

હદીષોમાં પણ ઘણી તાકીદ આવી છે જેથી મુસ્લિમ સમાજમાં યતીમો પ્રત્યે હમદર્દી અને લાગણી ઉદભવે.

(૨) યતીમ પોત્રાનુ ગુજરાન :– સૌપ્રથમ એ વિચારવાનું છે કે યતીમ પોત્રાની વારસાઈનો કેસ ટકાવારી કેટલા પ્રમાણમાં બને છે ? કેટલા યતીમના દાદા હયાતીમાં માલ મિલકત છોડી મૃત્યુ પામે છે. અનુભવ બતાવે છે દાદા વધુ પ્રમાણમાં મૃત્યુ વખતે પોતાની બીમારી, ઘડપણ અને કારોબાર કે મિલકત ઉપર પુત્રોના વહીવટને કારણે પોતે ઔલાદના મોહતાજ હોય છે તેમની પાસેથી મિલકત સ્વતત્રતા છીનવાઈ જાય છે. પુત્રો પોતાની સ્વતંત્ર મિલકત કરી લે છે. જયારે દાદા પોતે મોહતાજીની હાલતમાં હોય તો પોત્રાને તેની વારસાઈમાંથી શું મળશે ? માટે માત્ર દાદાની મિલકતમાંથી તેને આપવાનો આગ્રહ રાખવો બેવકુફિ છે.

શર્ઈ રીતે પોત્રાના ગુજરાનના સૌપ્રથમ જવાબદાર દાદા છે. તેની માં જો માલદાર હોય તો દાદાના ઝિમ્મે ૨/૩ અને માલદાર માંના ઝિમ્મે ૧/૩ ખર્ચ લાગશે. *(બદાઈઅ :૫/૧૭૨)*

દાદા અને માંના મરણ (અથવા ગરીબ હોવાની હાલતમાં) યતીમની ઝિમ્મેદારી કાકાઓ અને મોટાઓ અને તેના સગા સંબંધીઓ પર છે. જે યતીમના (મૃત્યુ થવાની હાલતમાં) વારિસ થઈ શકે છે આ માત્ર અખ્લાકી (નૈતિક) જવાબદારી નથી બલકે કાનૂની છે આ લોકોના ઝિમ્મે ખર્ચ વાજિબ છે. જે જબરદસ્તી વસૂલ થઈ શકે છે.

ઉપરોકત આયતથી હનફી ઉલમાએ કિરામે યતીમનો ખર્ચ સાબિત કર્યો છે. આ કથન સહાબાએ કિરામ અને તાબેઈનથી પણ સાબિત છે અને જો આ બચ્ચાનો કોઈ સગો ન હોય અથવા એવો કોઈ ન હોય (જે પોતાની ગરીબીના કારણે) યતીમ બચ્ચાનો બોઝ ઉઠાવી શકે તો (ઈસ્લામી) હુકૂમતના ઝિમ્મે તેનો ખર્ચ ઉઠાવવો જરૂરી છે. કારણ કે અમુક હાલતોમાં બાપની હયાતીમાં છોકરાઓની જવાબદારી હુકૂમતના સિરે રહે છે. ઈબ્ને

હુમામ (રહ.) ફરમાવે છે કે જો બધા છોકરાઓ નાના અને ગરીબ હોય અથવા મોટા હોય પણ માઝૂર હોય અને બાપ પણ માઝૂર છે તો એમનો ખર્ચ બયતુલમાલ (હુકૂમતી તિજોરી) માંથી આપવામાં આવે. કારણ કે બાપનો ખર્ચ પણ સરકારના ઝિમ્મે છે.

*(ફત્હુલકદીર:૨/૩૮૧, મુસ્લિમ શ.:૨/૩૪,૩૬)*

સૂરએ નિસાઅની આયત નં.૮માં વારિસોને પ્રોત્સાહન આપવામાં આવ્યુ છે કે વારસા–વહેંચણી વખતે તેવા વંચિત સગાઓને ખાસ કરીને યતીમોને ન ભુલી જાય બલ્કે તેમને પણ ખુશીથી વારસામાંથી થોડુક આપી દે. જયારે આ પ્રકારનો બનાવ બન્યો હોય તો કાકાઓએ યતીમ ભત્રીજા–ઓને કંઈક આપવુ જોઈએ તથા બીજા લોકોએ યાદ અપાવવુ જોઈએ.

આ સિવાય યતીમને નફો પહોંચાડવા દાદા પોત્રાઓ માટે ૧/૩ની વસિય્યત કરી (વારિસોથી પણ વધુ યતીમ પોત્રાને આપી) શકે છે. જો કે વસિય્યત કરવી જરૂરી નથી, મુસ્તહબ છે. આ સાથે સ્ત્રીઓનો શર્ઈ વારસાઈ ભાગ આપવામાં આવે જેમકે યતીમની માંને પોતાના માં–બાપની વારસાઈ તથા મૃત્યુ પામનાર પતિની વારસાઈ (પતિની મિલકતમાંથી) પણ મળે. અને એ સાથે બીજા સગાઓની પણ વારસાઈ અમુક સંજોગોમાં મળશે. તે સાથે ઈસ્લામે ઝકાતની જે વ્યવસ્થા રાખી છે તેમાં પણ દરેક માલદારે યતીમો, બેવાઓનો ખ્યાલ રાખવો જોઈએ. અને મરણ બીમારી પહેલા તો પોતાની મિલકતમાંથી જેટલુ ચાહે તેટલુ દાદા બક્ષિશ તરીકે યતીમ પોત્રાઓને આપી શકે છે. તેનો પણ દાદાએ ઉપયોગ કરવો જોઈએ અને યતીમ પોત્રાઓને આપવુ જોઈએ જેની કુર્આન અને હદીસમાં વારંવાર તર્ગીબ પણ આપવામાં આવી છે. શર્ત એ કે કોઈ વારિસને વંચિત કરવાની નિય્યત ન હોય યતીમની મોહતાજી નજર સમક્ષ હોય ઈસ્લામી દ્રષ્ટિએ જે લોકો કમાઈ નથી સકતા તેમની જવાબદારી મુસ્લિમ સરકાર પર છે. (શર્ત એ કે તેમના સગાસંબંધી તેમનો ખર્ચ ન ઉઠાવી સકતા હોય) યતીમ પોત્રા પોત્રીઓ પણ બયતુલમાલના હકદાર બનશે.

આપ સવાલ કરો કે ઈસ્લામી સરકાર નથી અથવા ઈસ્લામી કાનૂનનુ અમલીકરણ નથી. તો એનો દોષ ઈસ્લામ ઉપર નથી બલ્કે કાનૂનભંગ

કરનારના ઝિમ્મે છે માટે મુસ્લિમ દેશોમાં ઈસ્લામી બયતુલ્માલ કાયમ કરવો જરૂરી છે.

અને જયાં મુસ્લિમ સરકારો નથી મુસ્લિમો લઘુમતિમાં છે ત્યાં પણ મુસ્લિમોએ પોતાનો સંયુકત એક અમીર નિયુકત કરવો જરૂરી છે. તેના હુકમથી દરેક જગ્યાએ કાઝી વગેરેની નિમણુક થશે જે મુસ્લિમોની સઘળો બાબતોનો શર્ઈ દ્રષ્ટિએ નિકાલ લાવશો. (જેમાં આલિમો, વડીલો અને બુધ્ધિશાળી લોકોનો સમાવેશ થશે) ઈસ્લામી કાનૂન જગતનો તે પ્રથમ કાનૂન છે જે અર્ધાથી વધુ જગત ઉપર ૮૦૦ વર્ષ લાગુ રહયો જેમાં બધે જ શાંતિ અને ન્યાય કાયમ રહયો, યતીમની પરવરિશનો મસ્અલો ૮૦૦–૯૦૦ વર્ષના મુસ્લિમ શાસનમાં કદી નથી આવ્યો કારણ કે ઈસ્લામમાં તેના ગુજરાનના ઘણા વિકલ્પો છે. ઈસ્લામી વ્યવસ્થા છોડી દેવાને કારણે આ અને બીજા સંખ્યાબંધ પ્રશ્નો ઉપસ્થિત થયા અને થતા રહેશે છતાં એક બિચારો ઈસ્લામ જ એવો યતીમ છે કે તેના માથે દોષનો ટોપલો નાંખવામાં આવે છે. અંગ્રેજે મુસ્લિમોના ફોજદારી કાનૂન રદ કર્યા અને હવે મેરા ભારત મહાન ના સપુતો મુસ્લિમ પર્સનલ લો રદ કરી સમાન સિવિલ કોડ દાખલ કરવા માંગે છે. છતાં મુસ્લિમો નિરાંતે ઉંઘે છે અને પોતાની શર્ઈ પંચાયતો કાયમ નથી કરતા. જયારે આપણે ઈસ્લામી કાનૂન પર અમલ કરવા માંગતા નથી તો બીજી કોમોને દોષ દેવો બુધ્ધિહીન વાત છે. અલ્લાહપાક આપણને સહીહ સમઝ આપે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## સગા છોકરાને મિલકતમાંથી વંચિત કરી શકાય ?

**સવાલઃ– ૨૯૨/૩**

સગો છોકરો તથા તેની ઓરત ઈંગ્લેન્ડ રહે છે બાપ ઈન્ડિયામાં રહે છે. છોકરો તથા ઓરત પણ હજ માટે જાય છે. બાપને બિલકુલ ખબર આપતો નથી. બિલકુલ જાણ કરતો નથી. એની સાસરીવાળઓને ખબર આપે છે કે હું હજ માટે જાઉ છુ હવે ઈન્ડિયામાં એની મિલકત ભાગે આવે એમ છે મિલકત આપવી કે નહી આપવી ? અગર ઔલાદને મિલકત ન આપે તો શું બાપ ગુનેહગાર થશે ?

**જવાબઃ–૨૯૨/૩** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

ફિકહની કિતાબોમાં હજ અદા કરવા જવાવાળા માટે હજ કરવા જતા પહેલા જે કામો કરવા જોઈએ તેમાં લખ્યુ છે કે ફર્ઝ હજ અદા કરવા જતા માણસ વાલિદૈન હયાત હોઈ તો તેમની રજા લેવી જોઈએ અને જો તેમને ખિદમતની જરૂરત હોય તો તેમની રજા વગર જવુ મકરૂહ છે. અને જો તેમને ખિદમતની જરૂરત ન હોય તો તેમની રજા વગર જવું મકરૂહ નથી.

*(બહર્રૂરાઈકઃ ૨/ ૩૩૨)*

જેથી જો છોકરાના વાલિદૈન પોતાના દિકરાની ખિદમતના મોહતાજ નથી. તેનું પોતાના વાલિદૈનને જાણ કર્યા વગર જવાથી ગુનેહગાર થશે નહી. જેથી તે છોકરાને બાપ પોતાની મિલકતમાંથી તેને વિરાસતથી મહરૂમ કરવું ગુનાહનું કામ છે અને છોકરા નાફરમાન હોય તો પણ છોકરાને પોતાની મિલકતમાંથી મહરૂમ કરવું ગુનોહ છે.

હદીસ શરીફમાં છે કે અમુક માણસો પોતાની પુરી જીંદગી અલ્લાહ તઆલાની ફરમાબરદારીમાં ગુજારતા રહે છે પરંતુ મૃત્યુ વખતે પોતાના વારસદારોને વંચિત કરી આપે છે, એવા લોકોને અલ્લાહ તઆલા દોઝખમાં નાખશે. *(મિશ્કાત શરીફઃ૧/૨૬૬)*

ઔલાદ એ ઔલાદ કહેવામાં આવશે. ફરમાંબરદાર હોય કે નાફરમાન હોય ! નાફરમાન હોવાના લઈને તેને પોતાની મિલકતમાં ભાગ ન આપવાની રજા નથી તો અહિંયા તો તે છોકરો શર્ઈ દ્રષ્ટિએ ગુનેહગાર નથી. તો તેને કેમ કરીને પોતાની મિલકત માંથી વંચિત કરવામાં આવે ! ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## મિલકતમે બહેનકા વારસાઈ હક કિતના શરીઅત પ્રમાણે

**સવાલઃ–૨૯૩/૪**

મિલકત હમારે નાનાકી થી, ઉનકે મરને કે બાદ ઉનકી ઓરત હમારી નાની અમ્મા કે પાસ થી નાની અમ્મા કે મરને કે બાદ ઉનકી લળકી જો હમારી અમ્મા હે ઈનકો વારસાઈ હક મિલા, અમ્મા કે મરને કે બાદ ઈનકે તીન લળકે ઔર એક લળકિ જો તીનો ભાઈઓ કી બહેન, તો હમ તીન ભાઈ ઔર એક બહેન હે, તો મિલકતમે બહેન કા શરીઅત પ્રમાણે કિતના હકક હોતા હે ?

હમારી અમ્માં કા ભરણપોષણ હમને મરને તક કિયા, દો ભાઈ એક બહેનને કરા નહી, તો જો ભાઈને માં કો પાલે પોસે થે યે ભાઈ ખોરાકી કે પ્રમાણે જયાદા હિસ્સા લે સકતા હય ?

**જવાબ:–૨૯૩/૪** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

મર્હૂમાની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે મર્હૂમાના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમાએ કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમાની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમાની મિલકતના કુલ ૭ ભાગ કરવામાં આવશે તેમાંથી દરેક ભાઈને ૨–૨ ભાગ અને બહેનને ૧ ભાગ મળશે.

આપે વાલિદાનું ભરણપોષણ કર્યુ તો આપને એનો ઘણો જ સવાબ મળશે પરંતુ વારિસોના જે શર્ઈ હકકો છે તે પ્રમાણે જ આપને મળશે.

આપે દુનિયાની ફાની થવા વાળી વસ્તુની ઉમ્મીદ ન રાખતા આખિરતની હમેંશા રહેવા વાળી નેઅમતોનું અલ્લાહની બેંકમાં જમા થવા ઉપર ખૂશ થવુ જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## વારસા–વહેંચણી વિષે પુછાએલ સવાલોના જવાબ

**સવાલઃ– ૨૯૪/૫**

મેરે છે મામુ થે જિસ્મે સે એક કા ઈન્તિકાલ હો ચુકા બાકી પાંચ મે સે મેરે એક મામુ બચપન સે બહેરે ઓર ગુંગે થે જો બચપન સે મેરે નાના કે સાથ મેરે ઘર રેહતે થે મેરે નાના ને એક ખેત મેરી અમ્મા કો લિખ દિયા થા ઓર યે મામુ કે નિભાવ ખર્ચ કે લિયે થા, નાના ઓર મેરી અમ્મા કે ઈન્તિકાલ કે બાદ હમારે મામુ કો હમ પાલતે થે ઓર હમારી તરફ સે ખર્ચ કરતે થે અબ મામુ કા ભી ઈન્તિકાલ હો ચુકા હે મામુ કે મરને કે બાદ ઉનકે પાસ સે કુછ રકમ નિકલી યે રકમ વો મઝદૂરી કરતે થે ઉસ કી ઉન કે પાસ જમા હોતી થી યા કોઈ ચાઈ નાશ્તા કે લિયે દેતે થે ઉસ કી જમા હોતી થી.

સવાલ યે હે કે હમારે અબ ચાર મામુ જિંદા હે તો મર્હૂમ મામુ જાન કી મિરાષ ઉનકે ચાર ભાઈ યે મામુ હે ઉન કો મિલેગી ? અગર મિલેગી તો હરેક કો કીતની મિલેગી ? બચપન સે મર્હૂમ મામુ હમારે ઘર રેહતે થે ઓર

હર તરહ કા નાન નફકા કપળા બીમારી વગેરા કા ખર્ચ હમારી તરફ સે હોતા થા યહાં તક કે મરને કે બાદ ભી તજહીઝ વ તકફીન હમારે ઘર સે હુઈ ઓર હમ તીન ભાઈ ઓર તીન બેહને હે (બચી હુઈ રકમ ૩૮૯૦ રૂપિયાહે) તો યે રકમ હમ તમામ ભાઈ બેહનો કો મિલેગી ? અગર મિલેગી તો હરેક કો કિતના હિસ્સા મિલેગી ?

**જવાબઃ–૨૯૪/૫** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

સૂરતે મસ્ઉલા મે મર્હૂમ મામુ કે ભાઈ મૌજૂદ હે ઈસ વજહ સે ઉન કે ભાનજે ઓર ભાનજીયો કો ઉનકે તરકેમે સે કોઈ હક નહી હે. ઉન કે પાસ જો રકમ હે ઉસમે સે આપ હઝરાત તજહીઝ વ તકફીન કે ઈખરાજાત વજાઅ કરને કે બાદ માબકિયા રકમ આપ કે ચાર મામુ હયાત હે ઉનકે હવાલે કરદેં. વલ્લાહુ અઅલમ.

**સવાલઃ– ૨૯૫/૬**

અમારે ત્યાં એક ભાઈનો ઈન્તિકાલ થઈ ગયો છે મરનારના વારસદારોમાં : ૧ પત્નિ, બાપ,૧ સાવકી માં (હકીકી માં નથી), ૧ ભાઈ, ૨ બહેન, ૪ છોકરાઓ, ૧ છોકરી, હયાત છે તો આ સૌમાં કોનો હિસ્સો કેટલો કેટલો લાગશે વિગતવાર જણાવશો.

**જવાબઃ–૨૯૫/૬** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સાવકી માં અને મર્હૂમના ભાઈ અને બહેનને મર્હૂમની મિલકતમાંથી ભાગ નહી મળે કારણ કે મર્હૂમની નરજાતી ઔલાદ તથા બાપ હયાત છે.

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના ૨૧૬ ભાગો કરવામાં આવશે. જેમાંથી મર્હૂમની વિધવાને ૨૭ ભાગ, બાપને ૩૬ ભાગ, અને મર્હૂમના દરેક છોકરાને ૩૪–૩૪ ભાગ અને મર્હૂમની છોકરીને ૧૭ ભાગ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૨૯૬/૭**

મારા વાલિદ સાહબની બે ઓરતો છે. જેમાં પહેલી ઓરતથી અમે છ ભાઈ બહેન છે. ચાર છોકરા અને બે છોકરીઓ, અને મારી વાલિદાને (પહેલી ઓરતને) એમના પીયરમાંથી એમના વાલિદ સાહબે (મારા નાનાએ) મારી વાલિદાને દશ વિંઘા અને ચાર ગુંઠા જમીન (ખેતર) તેમજ ઘર બનાવવા માટે ૮૦×૫૦=૪૦૦૦ સ્કવેર ફુટ જમીન (ગભાણ) તેમજ ૨૮ તોલા સોનુ આપ્યુ હતુ, ત્યાર પછી મારા વાલિદા આ જાયદાદ છોળી આ દુનિયામાંથી ચાલ્યા ગયા. જેથી મારા વાલિદે બીજી ઓરતથી નિકાહ પઢયા એમના (બીજી ઓરતના) બે છોકરા છે આમ પહેલી ઓરતના છ છોકરા–છોકરીઓ છે અને બીજી ઓરતના બે છોકરા મળી અમે આઠ ભાઈ બહેન છે. તો પહેલી પત્નિ (મારા વાલિદા) જે (ગભાણ, ખેતર, સોનુ) જાઈદાદ છોળી ઈન્તિકાલ કરી ગયા છે. એમા બીજી વાલિદાના જે બે છોકરા છે એમનો પણ હકક લાગે કે નહી ? આ જાયદાદની કંઈ રીતે વહેંચણી કરવામાં આવે ? એના માટે શરીઅતનો શો હુકમ છે ? તફસીલથી લેખિત જવાબ આપશો. જેથી દરેક ભાઈ–બહેનને પોતાનો હકક મળી રહે.

**જવાબઃ–૨૯૬/૭** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

પહેલી ઓરતની જે મિલકત તેના બાપે આપેલ છે તે મિલકતમાં તેમના પોતાની ઔલાદનો હકક લાગશે. તેણીની શોયકના પેટની ઔલાદને તેમાંથી હકક મળશે નહી. મર્હૂમાની જે મિલકત છે તેમાંથી તેમના પતિને પણ મળશે.

જેથી મર્હૂમાની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે મર્હૂમાના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમાએ કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમાની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમાની મિલકતના ચાલીસ ભાગો પાડવામાં આવશે. જેમાંથી મર્હૂમાના પતિને ૧૦ ભાગ આપવામાં આવશે. અને બાકીના ૩૦ ભાગમાંથી દરેક છોકરાને ૬–૬ ભાગ અને દરેક છોકરીને ૩–૩ ભાગ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

<u>સવાલઃ– ૨૯૭/૮</u>

ઈસા અહમદનો ૧૯૪૨માં ઈન્તિકાલ થઈ ગયો એમણે પોતાની પાછળ પોતાની ઓરત અને એક છોકરી અને ભત્રીજો છોડયો.

ભત્રીજાના હિસ્સામાં બધો વારસો આવ્યો બેવા ઓરતને ઘરેણા અને થોડી રકમ આપી અને બેવાએ લખી આપ્યું કે મને મારો હિસ્સો મળી ગયો છે. અને બીજી જગ્યાએ શાદી કરી લીધી.

બે મકાન બરાબરના હતા, એક મકાન ભત્રીજાએ મરનારની છોકરીને આપી દીધુ અને એક પોતે રાખી લીધુ.

હવે ભત્રીજા પાસે ૧૧ વીંઘા જમીન મર્હૂમવાળી હતી તેમાંથી ૪ વીંઘા જમીન રૂપિયા૨૮૦૦/– માં ૧૯૫૨ માં જરૂરત પડવાથી વેચી દીધી અને એ રકમ પોતાના ઉપયોગમાં લીધી. અને ભત્રીજાનો ૧૯૫૭ માં ઈન્તિકાલ થઈ ગયો.

મરનાર ભત્રીજાને એક છોકરો અને ત્રણ છોકરીઓ હતી, ત્રણ છોકરીઓ માંથી એક છોકરી ૧૯૮૫ માં મરણ પામી અને તેણે ૪ છોકરા એક ભાઈ બે બેહનો અને શોયેક તથા તેના બે છોકરા અને એક છોકરી છોડી. છોકરાએ ૧૯૮૧ થી ૧૯૮૮ દર્મિયાન ઉપર દર્શાવેલ જમીનમાંથી ચાર વીંઘા જમીન સાડા આઠ લાખ રૂપિયામાં વેચી.

ઈસા અહમદની છોકરીનો ઈન્તિકાલ ૧૯૭૧ માં થઈ ગયો તેણીના વારસદારોમાં એક ધણી અને એક છોકરો અને ચાર છોકરીઓ છે.

ભત્રીજાના છોકરા પાસે અઢી વીંઘા જમીન હાલ રહેલી છે.

તો આપ સાહેબને ગુજારિશ છે કે શરીઅત મુજબ તેમને કેવી રીતે તેમનો હકક હિસ્સો અપાય તે જણાવવા મહેરબાની કરશો.

<u>જવાબઃ–૨૯૭/૮</u> حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમ ઈસાભાઈની પત્નિને સુલેહમાં આપેલ વસ્તુ બાદ કરી

મિલકતના ૧૪૦ ભાગ કરવામાં આવશે.

જેમાંથી તેમના જીવીત વારસદારો (પત્નિને બાદ કરી) મર્હૂમ (૧૯૫૭) ભત્રીજાની ઔલાદને (મર્હૂમા ૧૯૭૧ છોકરીને બાદ કરી) છોકરાને ૨૪ ભાગ અને બન્નેવ છોકરીઓને ૧૨–૧૨ ભાગ આપવામાં આવશે. ત્યારબાદ મર્હૂમની છોકરી (મરણ ૧૯૭૧)ના વારસદારોમાં તેમના પતિ તથા પુત્રને ૨૦–૨૦ ભાગ અને ચાર છોકરીઓમાં દરેકને ૧૦–૧૦ ભાગ આપવામાં આવશે.

ત્યારબાદ ભત્રીજાની પુત્રી (૧૯૮૫)ના વારસદારોમાં ચારેવ છોકરાઓને ૩–૩ ભાગ વહેંચણી કરવામાં આવે, અને મર્હૂમાના ભાઈ તથા મર્હૂમાની બહેનો વંચિત રહેશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

સવાલઃ– ૨૯૮/૯

અમારી વાલિદાએ પોતાની હયાતીમાં મને અમારા ભાઈ બહેનો રૂબરૂ પોતાનું સોનું આપવાનું કહેલુ જે પંદર તોલા હતુ પોતાની હયાતીમાં જ તેમાંથી પાંચ તોલા જેટલુ મને આપી દીધુ. બાકી દસ તોલા માટે (મને આપવાની) વસિય્યત કરી ગયા હોવાથી અમારા ભાઈ બહેનોએ કોઈ પણ જાતના વાંધા વિના તે સોનુ મને આપી દીધુ છે.

તો શું તે સોનુ લેવામાં મારા માટે કોઈ જાતનો વાંધો છે ? અલબત્ત મારા ભાઈઓ બહેનોને તેમની શાદી અને પ્રસંગો ઉપર સોનુ આપવામાં આવેલું હતું તે અમારા વાલિદ મર્હૂમની હયાતીમાં જ થયુ હતું.

મારી શાદીના પ્રસંગે મને કાંઈ સોનું આપવામાં આવ્યુ જ ના હતુ બલ્કે મારા ભાઈઓને તો આસરે પાત્રીસ – પાત્રીસ તોલા સોનું આપવામાં આવેલ.

જવાબઃ–૨૯૮/૯ حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

જો કોઈએ પોતાના વારસદારને વસિય્યત કરી હોય કે મારા પછી તેને ફલાણી ચીઝ આપી દેશો અથવા આટલો માલ આપી દેશો. તો વારસદાર માટે આ પ્રકારની વસિય્યત કરવી જાઈઝ ન હોય તેને તે માલ લેવાનો કોઈ હકક નથી. અલબત્ત જો બીજા તમામ વારસદારો રાજી થઈ જાય તો દઈ દેવુ જાઈઝ છે. *(જવહરતુન્નયરહઃ૨/૩૪૬, શામીઃ૨/૩૧૯)*

જે દસ તોલા સોનું આપના વાલિદાએ પોતાના મરણ પછી આપવાની વસિય્યત કરી ગયા છે તે આપના સર્વે ભાઈ બહેનો રાજી ખુશીથી કોઈ પણ જાતના વાંધા વગર આપવા સંમત હોય તો આપના માટે લેવુ જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણકાર છે.

**સવાલઃ– ૨૯૯/૧૦**

એક માણસનો ઈન્તિકાલ થઈ ગયો તેણે પોતાના પાછળ એક પત્નિ ત્રણ છોકરા, બે છોકરીઓ છોડી છે તો દરેકના હિસ્સામાં કઈ રીતે વહેચણી કરવી.

**જવાબઃ–૨૯૯/૧૦** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

પોતાના વાલિદ સાહબની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમ વાલિદ સાહબની મિલકતના ૬૪ ભાગ કરવામાં આવશે જેમાંથી મર્હૂમની વિધવાને ૮ ભાગ અને દરેક છોકરાને ૧૪–૧૪ ભાગ અને દરેક છોકરીને ૭–૭ ભાગ મળશે.

**સવાલઃ– ૩૦૦/૧૧**

ઉમરજી ભાઈનો ઈન્તિકાલ થયો તેમણે વારસદારોમાં ૪ છોકરાઓ મુહમ્મદ, યૂસુફ, આદમ,વલી તથા ત્રણ છોકરીઓ બીબી, હુરી અને ફાતિમા હતા જેમાંથી ઉમરજી ભાઈના ઈન્તિકાલ પહેલા જ તેમના દિકરા વલીભાઈનો ઈન્તિકાલ થઈ ગયો હતો, વલીભાઈની ઔલાદ હયાત છે તો ઉમરજીભાઈની મિલકત કોને કોને મળશે ?

**જવાબઃ–૩૦૦/૧૧** حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

મર્હૂમ ઉમરજીભાઈની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમ ઉમરજીભાઈના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમ ઉમરજીભાઈની મિલકતના ૯

ભાગો કરવામાં આવશે. જેમાંથી મર્હૂમના દરેક છોકરા મુહમ્મદ,યૂસુફ, આદમને ૨–૨ ભાગ, અને મર્હૂમની છોકરીઓ બીબી, હુરી અને ફાતિમાને ૧–૧ ભાગ મળશે. ઉમરજીભાઈના ઈન્તિકાલ પહેલા એમના દિકરા વલીભાઈનો ઈન્તિકાલ થઈ ગયો હતો જેથી વલીભાઈની ઔલાદ વંચિત રહેશે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ:– ૩૦૧/૧૨**

બાદમાં અમો મિલકતના વારસા માટે નીચે જણાવેલી મિલકતોમાં નીચે જણાવેલ વારસદારોને ભાગે કેટલા કેટલા ભાગ ઈસ્લામી શરીઅત પ્રમાણે આપી શકાય ? અમો હાજી હુસૈન મુહમ્મદ બાદશાહના વારસદારો –ની યાદી તથા તેમના (હુસૈન મુહમ્મદ સાથેના)સંબંધો દર્શાવ્યા છે. હાજી હુસૈન મુહમ્મદ બાદશાહનું અવસાન તા. ૨/૯/૭૩ રોજ થયુ તેથી તેમની મિલકતના નીચે જણાવેલ વારસદારો કાયદેસરના છે.

| ક્રમ | નામ | સંબંધ | ઉમર |
|---|---|---|---|
| ૧ | ઐયૂબ હુસૈન બાદશાહ | નાનો પુત્ર | ૨૪ વર્ષ |
| ૨ | ઈસ્માઈલ હુસૈન બાદશાહ | મોટો પુત્ર | ૪૮ વર્ષ |
| ૩ | આમીનાબીબી હુસૈન બાદશાહ | વિધવા પત્નિ | ૬૫ વર્ષ |
| ૪ | સુગરાબીબી ગુલામ મુહમ્મદ ગુલ્મા | પરણીત પુત્રી | ૩૬ વર્ષ |
| ૫ | ઝોહરાબીબી ગુલામ મુહમ્મદ ગુલ્મા | પરણીત પુત્રી | ૨૮ વર્ષ |

–: મિલકતોની યાદી :–

(૧) ઘર નંબર : ૩૫૫૨ જેમા અમો રહીએ છીએ તથા પાછળની જગ્યા ખુલ્લી.

(૨) ઘર નંબર : ૫૬૮ જે ભાડે આપેલી મિલકત છે તેનુ ભાડુ ૧૭૧ રૂપિયા આવે છે તથા પાછળની ખુલ્લી જગ્યા માલિકના કબજામાં

(૩) ઘર નંબર : ૫૬૯ જે અમારી દુકાન છે અથવા ધંધા માટેની જગ્યા છે.

(૪) ઘર નંબર : ૧૬૬૮ જે ત્રણ ઓરડીઓ છે, જેનુ ભાડુ ૧૦૫ રૂપિયા આવે છે.

(૫) ઘર નં.૩૬૧૦ જે મુહમ્મદ ઐયૂબ હુસેન બાદશાહના નામે પહેલેથી જ હુસૈન મુહમ્મદ બાદશાહે દસ્તાવેજ કર્યો છે. તો તેમા ઉપર જણાવેલા વારસદારોનો હિસ્સો લાગે કે કેમ ?

ખુલ્લી જગ્યા છે મિલકતના ઉપરાંત જો રોકડ રૂપિયા હોય તો ઉપર જણાવેલ વારસદારોને ભાગે કેટલા કેટલા ભાગ આવે. ઉપર જણાવેલી વિગતો અમોને મુફ્તી સાહબ ઈસ્લામી શરીઅત પ્રમાણે હિસાબ બતાવશો જેથી કરી હમો ઈસ્લામી શરીઅત પ્રમાણે ભાગ પાડી શકીએ.

બધા વારસદારો ઈસ્લામી રીતે ભાગ પાડવામાં રાજી છે હાલમાં બધી જ મિલકતોનું કારભાર હમારા મોટાભાઈ કરે છે, તે પણ ઈસ્લામી શરીઅત પ્રમાણે ભાગ પાડવા તૈયાર છે.

**જવાબ:–૩૦૧/૧૨** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમ હાજી હુસૈન મુહમ્મદ બાદશાહની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકો: (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના ૪૮ ભાગો કરવામાં આવશે. જેમાંથી મર્હૂમની પત્નિને ૬ ભાગ અને દરેક દિકરીને ૭–૭ ભાગ અને દરેક દિકરાને ૧૪–૧૪ ભાગ મળશે.

મર્હૂમે પોતાના દિકરા મુહમ્મદ ઐયૂબને પોતાની તંદુરસ્તીની હાલતમાં જે ઘરનો દસ્તાવેજ કરી આપ્યો છે. જો તે દસ્તાવેજ બક્ષિસની નિય્યત કરી હશે તો તેમાં બીજા વારસદારોનો હક નહી લાગે, અને જો સરકારના કોઈ કાયદાને લઈને તેના નામ પર કર્યુ હોય અને બક્ષિસની નિય્યત ન હોય તો તે મકાનમાં બધા વારસદારોનો હક લાગશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ:– ૩૦૨/૧૩**

એક જગ્યા પિતાએ પોતાની તંદુરસ્તીની હાલતમાં પોતાની કમાઈના પૈસા પોતાના નાના–સગીર પુત્રના નામે મિલકત ખરીદી અને પિતાજીનું અવસાન થઈ ગયું હવે એ મિલકતના દસ્તાવેજ પણ સગીર પુત્રના નામ પર

છે. અને વાલી તરીકે પિતાજી પોતે રહયા હોય તો તે મિલકતમાં પિતાજીની બક્ષિસની નિય્યત થઈ કે નહી તે જણાવશો. સગીર હવે પુખ્ત વયનો થયો તો તે માલિક બનશે કે નહી ?

**જવાબઃ—૩૦૨/૧૩** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

બાપે પોતાની તંદુરસ્તીની હાલતમાં જે મિલકત પોતાના નાના છોકરાના નામે ખરીદ કરી તેના નામનો દસ્તાવેજ કરી આપ્યો છે તો તે બક્ષિસ ગણાશે. તે મિલકતમાં બીજા વારસદારોના ભાગ લાગશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ— ૩૦૩/૧૪**

મારી ફોઈની છોકરી સારાબીબી ઉમર આશરે ૪૫ વર્ષ અસ્થિર મગજની અને અપંગ છે તેના માં—બાપ, ભાઈ—બહેન, કાકા—કાકી, દાદા—દાદી એવા કોઈ નજીકના સગા નથી, તેના નજીકના સગાઓમાં અમે બે ભાઈઓ ( હું અને મારા ભાઈ) છીએ, મઝકૂરહ સારાબીબીની આવકનું કોઈ સાધન નથી કે કોઈ આવક નથી, તે મારી સાથે રહે છે, તેનું પુરેપુરૂ ભરણપોષણ હું કરું છું, અને તેનો બધો ખર્ચ હું બરદાસ્ત કરૂ છું. સારાબીબી પાસે લગભગ છ, સાત તોલાના સોનાના દાગીના છે, એ દાગીના એના ભરણપોષણના ખર્ચપેટે મને આપ્યા છે. તે પ્રમાણે હું તેનું ભરણપોષણ કરૂ છું. હવે જો સારાબીબીની વફાત થઈ જાય તો એ દાગીના કોને મળે ? સારા બીબીના કહેવા મુજબ તેનો હકકદાર હું થાઉ કે તેમાંથી ભાઈને હિસ્સો આપવો પડે ? જો ભાઈને હિસ્સો આપવો પડે તો કેટલો ? મે સારાબીબી પાછળ કરેલા ખર્ચનું શુ ?

**જવાબઃ—૩૦૩/૧૪** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

સારાબીબીના જે છ,સાત તોલા સોનાના દાગીના છે તે તેમણે પોતાના ભરણપોષણના ખર્ચ પેટે આપેલા છે. તો તેમની હયાતી સુધીનો ભરણ —પોષણનો ખર્ચ તે દાગીનાઓમાંથી વસૂલ કરી લીધા બાદ જે દાગીના બચે તેમાં સારાબીબીના મરણ વખતે જે શર્ઈ વારસદારો હશે તે દરેકનો તેમાં ભાગ લાગશે. આપને તેમના ખોરાકી ખર્ચ તથા બીજો જે કોઈ ખર્ચ કરો તે તેમના દાગીના માંથી વસૂલ કરવાનો અધિકાર છે. ફકત અલ્લાહ તઆલા

વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૦૪/૧૫**

સને ૧૯૧૨માં અબ્દુર્રહીમ ગુલામરસૂલની હયાતીમાં પોતાના હયાત ચાર દિકરા હતા, ત્યારે એક રજીસ્ટર વીલનામાંથી તેમની એક મિલકત પોતાના પોત્રા નામે અબ્દુલગફુર નૂરમિયાંને આપી એ વીલની કોઈ પણ છોકરાએ તકરાર ઉભી કરી નથી અને વીલનામામાં ઉલ્લેખ કર્યો છે કે મારા છોકરાઓના ભાગ શરીઅત મુજબ ચુકવી દીધા છે. એ મિલકત અબ્દુલ ગફુરે સંજોગો વસાત સને ૧૯૩૫માં રજીસ્ટર દસ્તાવેજથી વેચી દીધી હતી, ૧૯૩૭માં તે જ મિલકત તેમણે પોતાના નામથી ખરીદ કરી તે વખતે તેમના ભાઈઓ સાથે જ રહેતા હતા. મિલકત ખરીદવામાં તેમના ભાઈઓની રકમ હોત તો સંયુકત નામે મિલકત ખરીદ કરી હોત, અને તે મરનાર અબ્દુલ ગફુરના છોકરાઓએ ૧૯૭૯માં તોડી નવી બંધાવી છે. મરનારે અબ્દુલ ગફુરના એક ભાઈ અબ્દુર્રહીમ નૂરમિયાં તે મિલકતમાંથી ૧/૩ ભાગ માંગે છે તો શરીઅતના કાનૂન મુજબ તેમનો ભાગ લાગે છે ? અને લાગતો હોય તો કેટલો ભાગ લાગે છે ?

**જવાબઃ–૩૦૪/૧૫** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

અ.રહીમ ગુલામરસૂલે પોતાના પોત્રાના નામે વીલનામામાં જે મિલકત આપી છે તે મિલકત મર્હૂમ અ.રહીમની મિલકતનો ૧/૩ ભાગ હશે તે બધી મિલકત નો પોત્રો હકકદાર ગણાશે. વિલનામામાં દર્શાવવામાં આવેલ મિલકત ૧/૩ થી વધીને હશે તો ૧/૩ થી વધીને મિલકતમાં અ.રહીમના ચાર દિકરાઓ સિવાય બીજા કોઈ વારસદારો ના હોય તો દરેક દિકરાને એ મિલકતમાંથી એક એક ભાગ મળશે પરંતુ જયારે આ મિલકત જે અ.રહીમે પોતાના પોત્રાના નામે કરી હતી તે મિલકત સંયુકત કુટુંબના નિભાવમાં વેચાણ કરી દેવામાં આવી અને ત્યાર પછી અ.ગફુર અ.રહીમના પોત્રાએ પોતાની આવકથી પાછી ખરીદ કરી જેમાં એમના ભાઈઓએ ભાગ લીધો નથી તો હવે એ મિલકતનો માલિક અ.ગફુરના ભાઈઓને ભાગ કે હકક લાગશે નહી, કેમકે અ.ગફુરના વારસદારોમાં નર જાતી ઔલાદ હયાત છે, વારસદારોમાં નર જાતી ઔલાદ હોય તો ભાઈને મર્હૂમ ભાઈની

મિલકતમાં ભાગ લાગતો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ— ૩૦૫/૧૬**

અમારૂ કુટુંબ સંયુકત છે અમો પાંચ ભાઈ છીએ એમા અમારા ચોથા નંબરના ભાઈનો તોફાનોમાં ગોળીબારથી ઈન્તિકાલ થઈ ગયો છે, તેમને સરકાર તરફથી ૨૦ હજારની સહાય મળી છે. ભાઈનો ઘર ખર્ચ તથા ભરણપોષણ અમારી દુકાન માંથી થતો હતો. અત્યારે હમારે દુકાનનું કર્ઝ પણ છે હમારા ભાઈની વિધવા ઓરતે ઈદ્દત પણ હમારા ઘરે જ સાડા ચાર માસ ગુજારી છે તેમની એક છોકરી છે જેની ઉમર ચાર વર્ષ છે ભાઈની વિધવાને હમો માસિક રૂપિયા૨૦૦/— ઘર ખર્ચ માટે આપીએ છીએ. તેમના પીયર ગયેલા હોવાથી અને હમોએ બાંહેધરી આપી છે કે તમારે ઘરમાં બીજા નિકાહ કરવા હોય તથા બહાર કરવા હોય તથા તેમને અલગ રહેવુ હોય તો પણ છુટ છે. તેમને માસિક ખર્ચ તથા દિકરીને પઢાવવા ભણાવવાનો બધો જ ખર્ચ તથા પરણાવવાની બધી જવાબદારી અમો લઈએ છીએ તો આ વીસ હજારના સાચા હકકદાર કોણ ગણાય ? હમો રકમ આપી દઈએ તો તેના બાપને ત્યાં લઈને જાય એમ છે. એટલે એ રકમ હાલ એક જગ્યાએ જ મુકી રાખેલ છે. શરીઅત મુજબ સહીહ જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબઃ—૩૦૫/૧૬** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

તોફાનમાં ગોળીબારથી મૃત્યુ થવાથી મર્હૂમને સહાય પેટે જે રકમ મળી છે તેમાંથી સર્વ પ્રથમ વારસા—વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકત તેમના શર્ઈ વારસદારોમાં વહેંચવામાં આવશે.

સવાલમાં દર્શાવેલા વારસદારોમાં જે ચાર ભાઈઓ તથા મર્હૂમની વિધવા તથા મર્હૂમની એક છોકરી છે એના વગર અન્ય શર્ઈ વારસદારો ના હોય તો મર્હૂમની મિલકતના ૩૨ ભાગ કરવામાં આવશે જેમાંથી મર્હૂમની વિધવાને ૪ ભાગ અને મર્હૂમની છોકરીને ૧૬ ભાગ અને મર્હૂમના ચાર ભાઈઓને ૧૨ ભાગ જેમાંથી દરેક ભાઈને ૩—૩ ભાગ મળશે.

મર્હૂમની દિકરીની ખાધા ખોરાકીનો ખર્ચ તેના વાલિદની મિલકત –માંથી જે ભાગ મળશે તેમાંથી કરવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૦૬/૧૭**

હમારા ભાઈ અલ્લાહ તઆલાની રહમતમાં પહોંચી ગયા છે અને વારસદારોમાં ૧ ભાઈ ૧ બહેન અને મર્હૂમની વિધવા છે. તો મર્હૂમના માલ મિલકતની વહેંચણી શરીઅત મુજબ કેવી રીતે થાય ? હવાલા સહિત જવાબ આપશો.

**જવાબઃ–૩૦૬/૧૭** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૪ ભાગ કરવામાં આવશે. જેમાંથી મર્હૂમની વિધવાને ૧ ભાગ અને મર્હૂમના ભાઈને ૨ ભાગ અને મર્હૂમની બહેનને ૧ ભાગ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૦૭/૧૮**

શું ફરમાવે છે ઉલમાએ કિરામ સદર મસઅલામાં કુર્આન અને હદીસ અને શરીઅતની રોશનીમાં કે મિલકત વસાવનાર બે નાના નાના પુત્રો મુકીને ગુજરી ગયા, ત્રીજુ કોઈ સંતાન કે વારસદાર ના હતુ, એ બે પુત્રોમાં ઝૈદ અને બકર છે. અત્યારે મિલકતમાં ત્રણ મકાન સૂરતમાં આવેલા છે. ઝૈદ અને બકર પણ ગુજરી ગયેલ છે. બકરનું મૃત્યુ ઝૈદની હાજરીમાં થયેલુ. ઝૈદને ઔલાદમાં ૮ સંતાન (૫ છોકરા અને ૩ છોકરીઓ) છે અને બકરને કોઈ સંતાન નથી. ઝૈદ અને બકરની પત્નિઓ હયાત છે. મિલકત અત્યારે ઝૈદ અને બકરના નામે સંયુકત ચાલે છે.

તો સદર બાબતે એ પુછવાનુ કે ઝૈદની પત્નિ અને આઠ સંતાનોને સદર મિલકતમાંથી કેટલો ભાગ મળી શકે ? અને બકરને કોઈ સંતાન ન હોવાથી તેની પત્નિને કુર્આન, હદીસ અને શરીઅતની રોશનીમાં કેટ–કેટલી

મિલકતના ભાગીદાર થઈ શકે તેમ છે. તે આપ જનાબ વિસ્તારપૂર્વક ફતવો આપી શરીઅતની સેવા કરશો એવી ઉમ્મીદ છે.

**જવાબઃ–૩૦૭/૧૮** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૮૩૨ ભાગ કરવામાં આવશે. જેમાંથી મર્હૂમના જીવંત વારસદારોને નીચે મુજબ ભાગ મળશે.

૧૦૪ બકરની પત્નિને.

૦૯૧ ઝૈદની પત્નિને.

૪૯૦ ઝૈદના પાંચ છોકરાઓને, દરેકને ૯૮ – ૯૮ ભાગ.

૧૪૭ ઝૈદની ત્રણ છોકરીઓને, દરેકને ૪૯ –૪૯ ભાગ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૦૮/૧૯**

પહેલા મૂસા નાથા ગુજરી ગયા, તેમણે પોતાની પાછળ ત્રણ છોકરા અને બે છોકરીઓ છોડી. ત્યાર પછી મૂસા નાથાના દિકરા ઈબ્રાહીમ નાથા ગુજરી ગયા. ઈબ્રાહીમ નાથાએ પોતાની પાછળ એક દિકરી બે ભાઈ અને બે બહેનો છોડી. તો દરેક વારસદારને કેટલો ભાગ મળશે ?

**જવાબઃ–૩૦૮/૧૯** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમ મૂસા નાથાની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમ મૂસા નાથાની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમ મૂસા નાથાની મિલકતના કુલ ૪૮ ભાગ કરવામાં આવશે. જેમાંથી મર્હૂમના હયાત વારસદારોને નીચે મુજબ મળશે.

૨૮ મૂસા નાથાના બન્નેવ દિકરાઓને, દરેકને ૧૪–૧૪ ભાગ.

૧૪ મૂસા નાથાની બન્નેવ દિકરીઓને, દરેકને ૭–૭ ભાગ.

૦૬ ઈબ્રાહીમ નાથાની દિકરીને. અલ્લાહપાક વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૦૯/૨૦**

(૧)એક લડકી થી જીસકો ઉસકે બાપકી મિલકત સે વિરાસતમે એક મિલકત મિલી થી, વહ લડકીકા ફોરેનમે ઈન્તિકાલ હો ગયા, ઉસકે સિરે કર્ઝ નહી થા ઓર ઉસને વસિય્યત ભી નહી કી થી, મર્હૂમા લડકીને અપને વારસદારોમે શોહર ઓર એક સગે ભાઈ કો છોડા, લેકિન મર્હૂમા લડકી કે ચંદ સાલ બાદ વહ મર્હૂમ લડકી કે શોહર કા ભી ફોરેનમે ઈન્તિકાલ હો ગયા. તો અઝ રૂએ શરઅ લડકી કી મિલકત કા વારિસ લડકી કા સગા ભાઈ હો સકતા હે યા નહી ?

(૨) અબ સાઈલ કા સવાલ યહ હે કે મર્હૂમ લડકી કે બાદ ઓર લડકી કે શોહર કી હયાતી મે લડકી કે શોહર સે લડકીકે સગે ભાઈને અપની મર્હૂમ બહેન કી મિલકતકા હક માંગા જો મિલકત મર્હૂમ લડકી ઓર ઉસકે સગે ભાઈકે બાપકી થી લેકિન લડકીકે ભાઈકી બાત મર્હૂમ કે શોહરકો નાગવાર ગુજરી ઈસ મુખાલફતમે ભાઈકા હક માર કર વહ લડકી કે શોહરને સોહરત કે ખાતિર મર્હૂમ લડકી કી મિલકત કો કિસી ઈદારે મે વકફ કર દિયા તો કયા લડકી કે શોહર કો શરીઅત કે ખિલાફ જા કર ભાઈ કા હક મારનેકા ઈખ્તિયાર હે યા નહી ? ઓર જબ કે મર્હૂમ બહેન ઓર ઉસકે શોહર કા ઈન્તિકાલ હો ગયા, બાદ મે હકદાર મર્હૂમ લડકીકા ભાઈ ઉસ્કી સારી મિલકત કા હકદાર હે યા નહી. ?

(૩) ઓર હકદાર ભાઈકે હકકા ઈલ્મ હોતે હુવે ઈદારે વાલે કો યહ મિલકત લેની જાઈઝ હે યા નહી ?

(૪) અબ અગર ખાનદાન કે બુઝુર્ગો કી દી હુઈ ઓર મર્હૂમ બહેન કી મિલકત કે હક સે લડકી કે સગે ભાઈ કો હક મિલતા હે તો લડકી કા સગા ભાઈ ઉસ ઈદારે વાલો સે અપની મર્હૂમ બહેન કી મિલકત વાપસ લે સકતા હે યા નહી ?

લિહાઝા આપ બુઝુર્ગો કી નજરે રોશનીમે ઓર બુઝુર્ગાને દીન કે સદકે મે ઓર શરીઅત કી રૂસે ફતવા દેને કી મહેરબાની કરે.

**જવાબઃ–૩૦૯/૨૦** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમા લડકી કી મિલકત સે હુકુકે મુકદમા અલલ ઈર્ષકી અદાયગી કે બાદ બાકી માલ કે દો હિસ્સે કીયે જાએગે જિનમે સે ૧ હિસ્સા મર્હૂમા લડકિ કે શોહર કા હોગા ઓર દૂસરા હિસ્સા મર્હૂમા કે સગે ભાઈકા હોગા.

મર્હૂમા કે શોહર કો સિર્ફ અપને હિસ્સે તક વકફ કરને કા ઈખ્તિયાર હે, પુરી મિલ્કત કો વકફ કરને કા ઈખ્તિયાર નહી, કયું કે વકફ સહીહ હોને કે લિયે જરૂરી હે કે વકફ કી જાને વાલી ચીઝ (મિલકત) વાકિફ કી અપની મિલકત હો, લિહાઝા મર્હૂમા લડકિ કા શોહર અપના હિસ્સા વકફ કર સકતા હે, કે વો ઉસ કી મિલકત હે ઓર વો મર્હૂમા કે સગે ભાઈ કા હિસ્સા વકફ નહી કર સકતા કયું કે વો હિસ્સા ઉસકી અપની મિલકત નહી હેં.

જબ મર્હૂમા લડકી કે ભાઈ કે હિસ્સેમે વકફ સહીહ નહી હુવા તો મર્હૂમા કે ભાઈ કો અપના યે હિસ્સા ઈદારેવાલોં સે વાપસ લેના દુરૂસ્ત હે, કે યે વકફ હી સહીહ નહી હુવા હે, અલબત્ત મર્હૂમા કે શોહર કે હિસ્સે કા વકફ શર્ઈ તોર પર દુરૂસ્ત હે ઓર વો ઈદારા પર વકફ હોગા ઉસ કો વાપસ લેના સહીહ નહી હે. *(આધારિત ફતાવા મહમૂદિય્યાઃ ડાભેલ ૧૪/૨૩૮, ફતાવા રહીમિય્યાઃ મ.એહસાનઃ ૫/૧૦૮)*

(૩) ઈદારે વાલોં કો વાકિફ (શોહર) કે હિસ્સે કી મિલ્ક કે બરાબર કબ્જા કરના સહીહ હે, ઓર ઉસકે અલાવા બાકી કી મિલ્ક મે કબ્જા કરના વકફ કે સહીહ ન હોને કી વજહ સે દુરૂસ્ત નહી હે.

ولو ان رجلين بينهما ارض فوقف احدهما نصيبه جاز فى قول ابى يوسفؒ ۔ الفتاوى العالمغيريه :٦٩٨/٥)

(૪) મર્હૂમા કા ભાઈ સિર્ફ અપને હિસ્સે કો જરૂર વાપસ લે સકતા હે કે વો ઉસકી માલિકી કા હે, ઓર ઉસને ઉસકા વકફ નહી કિયા હે. વલ્લાહુ અઅલમ.

**સવાલઃ– ૩૧૦/૨૧**

હમારા ભાઈ તૈયબ સુલેમાનભાઈ મેમણ તા. ૨૫/૫/૧૯૬૦માં ગુજરી ગયા હતા, તે વખતે તેમની દિકરી તથા તેમની પત્નિ તથા તેમની માં

તથા તેમના ત્રણ ભાઈઓ તથા તેમની ત્રણ બહેનો હયાત હતી.

હાલમા મરનારની એક દિકરી તથા એક જ ભાઈ (જે હું પોતે છું) અને ત્રણ બહેનો હયાત છે, માં તથા તેમની પત્નિ તથા તેમના બે ભાઈઓ ગુજરી ગયા છે, અને એમની અલાદમાં કોઈ નથી.

સદરહુ મરનારની મિલકત એના પોતાના નામની હતી તેમાં શરીઅત મુજબ કોનો કોનો કેટલો ભાગ લાગે તેનો ફતવો આપવા મહેરબાની કરશો ?

**જવાબઃ–૩૧૦/૨૧** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમ તૈયબભાઈની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમ તૈયબભાઈની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમ તૈયબભાઈની મિલકતના કુલ ૩૨૪૦ ભાગ કરવામાં આવશે. જેમાંથી તેમના હયાત વારસદારોને નીચે મુજબ ભાગ મળશે.

૨૦૨૫ મર્હૂમ તૈયબભાઈની દિકરીને.
૦૪૮૬ મર્હૂમ તૈયબભાઈના ભાઈને.
૦૨૪૩ મર્હૂમ તૈયબભાઈની બહેનને.
૦૨૪૩ મર્હૂમ તૈયબભાઈની બહેનને
૦૨૪૩ મર્હૂમ તૈયબભાઈની બહેનને.
૩૨૪૦ કુલ ભાગ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૧૧/૨૨**

હાજી અબ્દુર્રહમાન આમોદવાલા ખાટકીની મર્હૂમા ઓરતના વારસદારો નીચે પ્રમાણે છે.

(૧) ત્રણ ભાઈઓ, (૨) બે બહેનો (૩) શોહર

**જવાબઃ–૩૧૧/૨૨** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે મર્હૂમાના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમાએ કોઈ જાઈઝ વસિય્યત

કરી હોય તો મર્હૂમાની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમાની મિલકતના કુલ ૧૬ ભાગ કરવામાં આવશે. જેમાંથી ૮ ભાગ મર્હૂમાના પતિને અને દરેક ભાઈને ૨–૨ ભાગ અને દરેક બહેનને ૧–૧ ભાગ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૧૨/૨૩**

મારા કાકાભાઈ થોડા દિવસ પર ગુજરી ગયા જે પોતે મુખ્તિયાર હતા, તેમને એક ઓરત એક છોકરો ચાર છોકરી છે, મરનારે પોતાની હયાતીમાં પોતાના નામ ઉપર એક મકાન ફર્નિચર સાથે બનાવેલ, જે સ્ત્રીના કબજામાં છે અને ચાર છોકરીઓને ખુલ્લી જમીનના પ્લોટો એક એક આપેલા છે અને બાકીની જમીનના પ્લોટો મરનારના નામ ઉપર છે. અને એક ચાલ છે, જેમાં ભાડુતો રહે છે અને બીજુ પરચુરણ ઉઘરાણી છે, અને મરનારના નામે થોડુ કર્ઝ છે તો મારે વારસદારોને તેમનો વારસો કઈ રીતે વહેંચવો તે લખશો જેથી હું ગુનેહગાર ન બનું.

**જવાબઃ–૩૧૨/૨૩** حامدًاو مصليًا و مسلما_ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી, અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૪૮ ભાગ કરવામાં આવશે જેમાંથી ૬ ભાગ મર્હૂમના પત્નિને અને દરેક છોકરીને ૭–૭ ભાગ અને ૧૪ ભાગ છોકરાને મળશે.

સ્ત્રીના નામ પર જે મકાન છે, તે જો એ ઓરતને મહેરના બદલામાં આપ્યુ હોય અથવા તેણીને હદિયો કર્યો હોય તો તે મકાન તેણીની મિલકત ગણાશે. મર્હૂમની મિલકત ગણાશે નહી. પરંતુ માત્ર તેણીના નામ પર બનાવવાથી તેણીની મિલકત સાબિત થશે નહી. તેવી હાલતમાં તે મકાન મર્હૂમની મિલકત ગણાશે. જેમાં બધાને ભાગ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૧૩/૨૪**

મારા સસરાને બે છોકરા અને ૮ છોકરીઓ છે. બે છોકરા અને સાત છોકરીઓની શાદી થઈ ગઈ છે, એક છોકરી ગાંડી છે, મારી સાસુ ૩૦ વર્ષ પહેલા આસરે ઈન્તિકાલ કરી ગયા છે પોતાના નામ ઉપર એક મકાન છે બે ભાગમાં ભાડુત છે એક ભાગ મારા સસરાએ પોતાના આરામ માટે રાખેલ છે અને બે ભાગ છોકરાને વાપરવા માટે આપ્યા છે મારા સસરાનો મોટો વેપાર છે પોતે મુખ્તિયાર છે. નાના છોકરાને એક મકાન ભાડાની આવક માટે બનાવી આપ્યુ છે અને તેની આવકમાંથી મોટા છોકરાને એક મકાન બનાવી આપવાનું કહેતા હતા અને દરેક છોકરીને એક એક મકાન બનાવી આપવાનો વિચાર હતો. નાની છોકરીને ઘણી જ પ્યારથી રાખે છે અને હજ પઢવા પણ મોકલી, પછી મોટા ભાઈને પણ પોતાની ઓરત સાથે હજ પઢવા મોકલ્યો પછી નાની છોકરીને શાદી કરી આપી અને ઝર–ઝવેરાત ઘણુ આપ્યુ મારા સસરા પોતે મુખ્તિયાર છે તેમના સામે કોઈથી કંઈ બોલાય નહી. મારા સસરા પોતાની મરજીથી જે કંઈ કરી ગયા તેમાં ગુનેહગાર કહેવાય ?

બધા વારસદારો પોતાની રાજી ખુશીથી કઈ ભુલ થઈ હોય તો માફ કરી આપે તો તે ચાલે કે નહી ? મારા સસરાના મરણ પછી મારા સસરાના વેપાર જાગીર રહેવાના મકાનો સર સામાન સાથે મારા બેવ સારા પોતાના કબજામાં રાખી પોતાની મરજીથી બધા ભાઈ બહેનોની પાસેથી સહીઓ કરાવી લીધી અને પોતાની મરજીથી મારી સાસુના નામ પર જે મકાન હતુ તેમાંથી એક ભાડુતને કંઈક રકમ આપી કબજો લઈ રીપેર કરાવી બે બહેનોને વારસા પેટે આપ્યુ અને મારા સસરા જે રૂમમાં આરામ કરતા હતા તે રૂમને પણ રીપેર કરાવી નાની બહેનને વારસા પેટે આપ્યુ અને એક બહેનને મારા સસરાની હયાતીમાં પોતે ભાડે રહેતી હતી તે ખરીદ કરી વારસદારો પેટે આપ્યુ હતુ પછી દોઢ થી બે વર્ષ પછી મારો નાનો સારો હજ પઢવા જતા પહેલા ત્રણ બહેનોને ઉચ્ચક રકમ આપી હજ પઢવા ગયો અને ત્યાં ગુજરી ગયા પછી મારી સાસુની સોના ચાંદીની જણશો ભંગાવીને મારા સસરાએ વજન કરાવી બે ભાગ મરનારની ઓરતને અને બે ભાગ પોતાના

અને એક ભાગ દરેક બહેનોને આપ્યો કોઈના ભાગમાં સારુ તો કોઈના ભાગમાં હલકુ સોનુ ગયું તો જે ભાઈએ વજન કરાવી ભાગ પાડયા તેના માથે ગુનો થશે ?

દરેક વારસદારો પોતાની રાજીખુશીથી બધાને માફ કરે તો ચાલે ? અને નહી ચાલે તો દરેક વારસદારોને ખરો હક કઈ રીતે મળે ? તે વિગતથી સમઝાવશો.

**જવાબઃ–૩૧૪/૨૫** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

માણસ પોતાના માલનો માલિક અને મુખ્તિયાર છે પોતાની હયાતીમાં પોતાની સ્વેચ્છાએ ગમે તેને આપી શકે છે. જેથી મર્હૂમે પોતાની હયાતીમાં છોકરી સાથે જે વર્તાવ કર્યો છે તેમાં જો મર્હૂમની નિય્યત બીજા વારસદારોને નુકસાન પહોંચાડવાની નહી હોય તો ગુનેહગાર થશે નહી. અને જો બીજા વારસદારોને નુકસાન પહોંચાડવાની નિય્યત હશે તો ગુનેગાર થશે.

મર્હૂમથી તેના વારસદારોના હકકો અદા કરવામાં ભુલચુક થઈ હોય તો તેની માફી વારસદારો પોતાની સ્વેચ્છાએ આપી શકે છે, અને મર્હૂમે પોતાની હયાતીમાં જે કંઈ છોકરીને આપ્યુ છે તે બક્ષિસ છે.

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન–દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૧૨ ભાગ કરવામાં આવશે જેમાંથી દરેક છોકરીને ૧–૧ ભાગ અને દરેક છોકરાને ૨–૨ ભાગ મળશે.

મર્હૂમના છોકરાએ પોતાના બાપની મિલકતની જે વહેંચણી કરી છે તેમાં દરેક છોકરીને શર્ઈ તરીકા મુજબ જે ભાગ મળવો જોઈએ તે મળી ગયો હશે તો તે ગુનેહગાર થશે નહી. અને શરીઅતે જે નકકી ભાગ આપ્યા છે તેનાથી ઓછો હોય તો ગુનેહગાર થશે, જેથી પહેલી વહેંચણી શર્ઈ તરીકા મુજબ ન કરવામાં આવી હોય તો ફરીથી શર્ઈ તરીકા મુજબ વહેંચણી કરે જેથી ગુનેહગાર ન થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ:– ૩૧૫/૨૬**

મારો નાનો સાળો પોતાની પત્નિ સાથે હજ પઢવા ગયો, અને મકકા પહોંચી ગુજરી ગયો સમાચાર સાંભળી મારો મોટો સારો પોતાની મરજીથી નાના સાળાની હજજે બદલ પઢવા ગયો મરનાર મારા સારાને ૩ છોકરા ૩ છોકરીઓ અને ૧ ઓરત છે.

બન્નેવ ભાઈઓ સાથે વેપાર કરતા હતા અને સાથે રહે છે, મારા સાળાના મરણ પછી મારા મોટા સારાએ પોતાની આવક માટે એક મકાન બનાવ્યુ અને રહે છે મકાન પણ સારી રીતે બનાવી તેમાં પોતાની મરજીથી ફર્નીચર તથા બીજો ફુઝૂલ ખર્ચ કરે છે મરનારની ઓરત અને બચ્ચાને પણ પુછતા નથી દોઢ વર્ષ પહેલા એક છોકરી મરનારની શાદી કરી દીધી મરનાર સાળાને ૪ વર્ષ થયા તેના વારસદારો સાથે રહે છે હું વારસદારો વતી કંઈ બોલુ તો મોટા સાળાને અને તેની ઓરતને ખોટું લાગે છે અને નથી બોલતો તો અલ્લાહ તઆલાનો ડર લાગે ! આવી હાલતમાં મારે શું કરવુ ? વારસદારોને તેમનો હકક બરાબર અપાવવો હોય તો કઈ રીતે ભાગ પાડવા? તેનો જવાબ આપશો.

**જવાબ:–૩૧૫/૨૬** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

આપના બન્નેવ સાળાનો વેપાર ધંધો ભાગમાં ચાલતો હતો તેવી હાલતમાં જયારે એક સાળો ગુજરી ગયો તો શર્ઈ દ્રષ્ટ્રીએ એ ભાગીદારનો હિસ્સો ખતમ થઈ જશે. *(હિદાયા:૨/૬૧૫)*

જેથી મોટા સાળાએ જે હજજે બદલ અદા કરી છે તેનો ખર્ચ તેના ઝિમ્મે રહેશે. ભાગમાં ધંધો કરતી વખતે જે મુજબ મુંડી રોકાણ તથા નફાની શરત કરી હશે તે મુજબ ભાગ વહેંચવામાં આવશે અને મર્હૂમનો ભાગ તેની પત્નિ અને તેની ઔલાદને સુપ્રત કરવામાં આવશે અને જો તેમના બાપના મરણ પછી બાપની મિલકતની વહેંચણી કરવામાં ન આવી હોય અને બન્નેવ ભાઈનો સહિયારો કારોબાર ચાલતો આવતો હોય તો શર્ઈ તરીકા મુજબ વારસા વહેંચણી કરવામાં આવે અને મર્હૂમના બાપની મિલકતમાંથી મર્હૂમને ભાગ આવતી મિલકત તેની ઓરત અને છોકરાને સુપ્રત કરવામાં આવે.

મર્હૂમને જે મિલકત ભાગ આવશે તે મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૭૨ ભાગ કરવામાં આવશે જેમાંથી મર્હૂમની ઓરતને ૯ ભાગ દરેક છોકરીને ૭–૭ ભાગ અને દરેક છોકરાને ૧૪–૧૪ ભાગ આપવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૧૬/૨૭**

મારા વાલિદ સાહબનો ઈન્તિકાલ થઈ ગયો તેમના વારસદારોમાં, તેમની પત્નિ, પાંચ છોકરા અને છ છોકરીઓ છે.

મર્હૂમની કુલ મિલકત ચાર લાખની છે. તો દરેકને હિસ્સા પ્રમાણે કેટલા હજારની મિલકત ભાગે આવે, તે પણ લખી જણાવશો.

**જવાબઃ– ૩૧૬/૨૭** حامدًاومصليًا ومسلما_ هو الموفق للصواب

મર્હૂમ વાલિદ સાહબની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૧૨૮ ભાગ કરવામાં આવશે, જેમાંથી મર્હૂમની વિધવાને ૧૬ ભાગ અને દરેક છોકરાને ૧૪–૧૪ ભાગ અને દરેક છોકરીને ૭–૭ ભાગ મળશે.

કફન, દફન, કર્ઝ અને જાઈઝ વસિય્યત કરી હોય તો તે અદા કર્યા પછી મર્હૂમની મિલકત રૂપિયા ચાર લાખ બાકી રહેશે. તો તેમાંથી મર્હૂમની ઓરતને ૫૦,૦૦૦/– અને પાંચ છોકરાઓને ૨,૧૮,૭૫૦/– દરેક છોકરાને ૪૩૭૫૦/– અને છ છોકરીઓને ૧,૩૧,૨૫૦/– દરેક છોકરીને ૨૧,૮૭૫/–મળશે. ફકત અલ્લાહપાક વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૧૭/૨૮**

હાજી ગુલામ અહમદ હાજી સાહેબ અ.રેહમાન સા. કા ઈન્તિકાલ

હો ગયા હે ઔર ઉન્હોને અપને પીછે નીચે કે વારિસ છોળે હે.

(૧) મર્હૂમકી બીબી આયશાબીબી (૨) બહેન આમીનાબીબી અ.રહેમાન (૩) ગુલામ મુર્તુઝા અબ્દુર્રેહમાન (૪) ગુલામ મોહિયૂદીન અ.રહેમાન (૫) અ.ગફુર અ.રહેમાન (૬) અ.મજીદ અ.રહેમાન (૭) મિયાં મુહમ્મદ અ.રહેમાન.

ઈસ લિએ મર્હૂમકા વરસા કિસ તરહ સે તકસીમ હોગા. દીગર યે કે મર્હૂમ કી બીબી આયશા કા કોઈ હક હે ?

**જવાબઃ–૩૧૭/૨૮** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમ હાજી ગુલામ અહમદ હાજી સાહબ ની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૪૪ ભાગ કરવામાં આવે, જેમાંથી ૧૧ ભાગ મર્હૂમની પત્નિને અને બહેનને ૩ ભાગ અને પાંચ ભાઈઓમાંથી દરેક ભાઈને ૬–૬ ભાગ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૧૮/૨૯**

મારા ભાઈ ગુલામ મોહિયુદ્દીન અ.કરીમ અલ્લાહ તઆલાની રહમતે પહોંચી ગયા છે. અને બજારની દુકાનમાં તેમજ ફળિયાની જમીન તેમજ મકાનમાં એમનું નામ દાખલ છે, એમના મરણ પછી એક છોકરી તેમજ ઓરત હયાત છે અને છોકરો નથી તો શરીઅત મુજબ છોકરી તથા ઓરતનો કેટલો ભાગ લાગે છે ? તે જણાવશો અને એમના મરણ પછી અમો ત્રણભાઈ તેમજ એક બહેન હયાત છે તો એમની ખુલ્લી જમીન તેમજ મકાન અને દુકાનમાં હક લાગે છે કે કેમ ? તે શરીઅત મુજબ જવાબ લખી આપશો.

(તા.ક.)આ મિલકત હમારા સહિયારા નામ પર ચાલે છે અને જે દુકાન છે તેમાં મારૂનામ દાખલ નથી આપની જાણ ખાતર લખુ છું.

**જવાબઃ–૩૧૮/૨૯** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમ ગુલામ મોહિયુદ્દીનની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૫૬ ભાગ કરવામાં આવશે જેમાંથી મર્હૂમની પત્નિને ૭ ભાગ દિકરીને ૨૮ ભાગ અને ત્રણેવ ભાઈઓને ૬–૬ ભાગ અને બહેનને ૩ ભાગ મળશે. અલ્લાહપાક વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૧૯/૩૦**

હમારા અમ્મા બીબી સુલ્તાના કે જે સને ૧૯૭૦ માં ગુજરી ગયા અને તેઓની માલિકીની મિલકત આવેલી છે જેના હમો નીચે પ્રમાણે વારસદારો છીએ.

(૧) મિયાં ઈબ્રાહીમ ગુલામનબી માસ્ટર છોકરો
(૨) મિયાં મુહમ્મદ ગુલામનબી માસ્ટર છોકરો
(૩) મિયાં મુસ્તુફા ગુલામનબી માસ્ટર છોકરો
(૪) કુબરાબીબી ગુલામનબી માસ્ટર છોકરી

ઉપર પ્રમાણે મિલકતમાં હમો ૩ ભાઈઓ અને એક બહેન વારસદારો છે અને તે મુજબ વારસદારોના નામો સદર મિલકતમાં માલિકી હકકો નોંધ છે તો મિલકતમાં ચાલતા વારસદારોના ઈસ્લામી શરીઅત મુજબ કેટલા ભાગ ગણવા ?

ત્રણ ભાઈઓના હિસ્સામાં કેટલા ભાગ ગણવા અને એક બહેનનો કેટલો ભાગ ગણવો તેની વિગતવાર ખુલાસો આપવા અરજ છે.

**નોધઃ–** કુબરાબીબીના લગ્ન થયેલ છે.

**જવાબઃ–૩૧૯/૩૦** حامدًاو مصليًا و مسلما ـ هو الموفق للصواب

મર્હૂમા વાલિદાની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે મર્હૂમાના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમાએ કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમાની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમાની મિલકતના કુલ ૭ ભાગ

કરવામાં આવશે જેમાંથી દરેક ભાઈને ૨–૨ ભાગ અને બહેનને ૧ ભાગ આપવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૨૦/૩૧**

ઈસપ અહમદની વિધવા ફાતિમા છે તેમની બે બહેન છે અને તે ઈસપ અહમદ પછી ગુજરી ગયા છે. ફાતિમાના ત્રણ પીતરાઈ પોત્રાઓ છે. હવે આ ઈસપની મિલકત છે તો તે મિલકતમાં હિસ્સેદાર કોણ કોણ છે ? હવે એ મિલકતમાં બાઈનો કેટલો હિસ્સો અને એમના પોત્રોનો કેટલો હિસ્સો ? હવે એ મિલકતને ફાતિમા કોઈ પણ ઉપયોગમાં લેવા માગે તો લઈ શકે કે નહિ ?

**જવાબઃ–૩૨૦/૩૧** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૩૬ ભાગ કરવામાં આવે જેમાંથી મર્હૂમની વિધવાને ૯ ભાગ મર્હૂમની બે બહેનોમાંથી દરેક બહેનને ૧૨–૧૨ ભાગ અને મર્હૂમના કાકાના છોકરાના છોકરાઓને ૧–૧ ભાગ મળશે. મર્હૂમની વિધવા પોતાના ભાગ જે મિલકત આવે તેમા પોતાની મરજી મુજબ ઉપયોગ કરી શકે છે, એ શરતે કે તેમાં પોતાના વારસોને મહરૂમ કરવાની નિય્યત ના હોય અને તે પણ પોતાની તંદુરસ્તીના જમાનામાં. ફકત અલ્લાહ તઅલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૨૧/૩૨**

મારા નજીકના પિતરાઈ કાકા વલી અકકુ ગુજરી ગયા છે. અને તેમની ઔલાદમાં કોઈ સગો પુત્ર કે પુત્રી નથી એમના મર્હૂમ બે ભાઈની ચાર છોકરીઓ છે એટલે કે એમની ચાર સગી ભત્રીજીઓ છે. જેઓને પરણાવેલી છે અને આ મારા ગુજરી ગયેલા કાકા અને મારા બાપ બન્નેવ સગા ભાઈઓના પોતરાઓ થાઈ છે તો મને એમની મિલકતમાંથી શરીઅતની રીતથી ભાગ મળે કે કેમ તે જણાવશો ? અને મળે તો મને કેટલો

ભાગ મળે તે જણાવશો ? તથા એમની ભત્રીજીઓને ભાગ મળે કે કેમ તે જણાવશો ? અને તેમને મળે તો કેટલો મળે તે જણાવશો ? અમારી વંશાવલી નીચે પ્રમાણે છે :

દસુ સાલેહના બે પુત્ર (૧)ભાઈજી અને (૨) મુસે.

ભાઈજીનો એક દિકરો અકકુ અને અકકુના ચાર દિકરા (અહમદ, મુહંમદ, વલી, મૂસા) તેમાંથી મૂસાભાઈની એક દિકરી (ઝુબેદા) છે અને મુહમ્મદની ત્રણ દિકરીઓ (એમણા, બીબી, અમીના) છે. એવી જ રીતે

મુસે ભાઈને એક દિકરો ઈસપ અને ઈસપનો એક પુત્ર ઉમરજી અને ઉમરજીનો એક દિકરો એહમદ છે.

ઉપર મુજબની અમારી વંશાવલી છે, મારૂ નામ અહમદ ઉમરજી ઈસપ મુસે દસુ સાલેહ છે. અને મારા મર્હૂમ પિતરાઈ કાકા જેમની મિલકત વહેંચવાની છે. તેમનું નામ વલી અકકુ ભાઈજી દસુ સાલેહ છે. તથા એમની સગી ભત્રીજીઓ એક ઝુબેદા મૂસા અકકુ ભાઈજી દસુ સાલેહ છે (૨) અમીના અહમદ અકકુ ભાઈજી દસુ સાલેહ છે (૩) બીબી મુહમ્મદ અકકુ ભાઈજી દસુ સાલેહ છે (૪) એમણા મુહમ્મદ અકકુ ભાઈજી સાલેહ છે.

<u>જવાબ:–૩૨૧/૩૨</u> حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મરનારના કફન દફનનો અને દેવુ હોય તો તે પુરૂ કરી મરનારે જો વારિસો સિવાય કોઈ વસિય્યત કરી હોય તો તે ત્રીજા ભાગમાંથી આપ્યા બાદ જે મિલકત બાકી રહે છે તે બધી મિલકત દૂરના પિતરાઈના છોકરા પોત્રાને મળશે. તેમાંથી ભત્રીજીઓને કંઈ મળશે નહી. કારણકે તેઓ ઝવિલ્અરહામ છે. જેમનો ત્યારે હક પહોંચે છે જયારે અસ્બા તથા ઝવિલ્ફરૂઝ ન હોય અને અહિં અસબામાં દુરનો પોત્રો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

<u>સવાલ:– ૩૨૨/૩૩</u>

અમારા વાલિદ સાહબનો ઈન્તિકાલ તા.૧૨/૨/૮૭ ના રોજ થયો છે અલ્લાહ પાક હમારા વાલિદ સાહબ અને ઉમ્મતે મુહમ્મદિયા સ.અ.વ.ની બાલ બાલ મગ્ફિરત ફરમાવે.

વાલિદ સાહબના વારસામાં થોડી જમીન અને મકાનો અને સાથે

સાથે થોડુ કર્ઝ છે, અને તેમની ઔલાદ અમે ભાઈ બહેનો છે જેની વિગત નીચે પ્રમાણે છે.

મિલકત :– જમીન અને મકાનો

કર્ઝ :– સરકારી કર્ઝ છે.

| ક્રમ | નામ | ઉંમર | ચાલતો ધંધો |
|---|---|---|---|
| ૧ | મુહમ્મદ શફીક ઈસ્માઈલ પટેલ | ૪૨ | નોકરી |
| ૨ | ઈદ્રીસ ઈસ્માઈલ પટેલ | ૩૮ | નોકરી |
| ૩ | અબ્દુલ હમીદ ઈસ્માઈલ પટેલ | ૪૦ | મોલ્વી |
| ૪ | હિફઝુર્રહમાન ઈસ્માઈલ પટેલ | ૨૫ | મોલ્વી |
| ૫ | ઈબ્રાહીમ (શાદી થઈ નથી) | ૨૦ | અભ્યાસ |
| ૬ | અલીભાઈ (શાદી થઈ નથી) | ૧૭ | અભ્યાસ |
| ૭ | મવ.અબ્બાસ (ઈન્તિકાલ) | ૧૯૮૪ | – |
| ૮ | સખીનાબેન | પરણિત | |
| ૯ | ઝુબેદાબેન | પરણિત | |
| ૧૦ | હૂરીબેન ઈસ્માઈલ(મર્હૂમની વિધવા) | વાલિદા | હયાત છે. |

આશા છે કે આપ સાહબ સદર બાબતે યોગ્ય માર્ગદર્શન આપશો.

જવાબ:–૩૨૨/૩૩ حامدًاومصليًا ومسلما۔ هوالموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકો: (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૧૬ ભાગ કરવામાં આવે, જેમાંથી મર્હૂમની વિધવાને ૨ ભાગ અને દરેક છોકરાને ૨–૨ ભાગ અને દરેક છોકરીને ૧–૧ ભાગ મળશે.

નોધ:– મર્હૂમની વિધવાને મહર મળી ન હોય અથવા તેણીએ રાજીખુશીથી માફ કરી ન હોય તો મર્હૂમની મિલકતમાંથી મળતા ભાગ ઉપરાંત મહર પણ અદા કરવાની રહેશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૨૩/૩૪**

મારા કાકાના દિકરા નામે અલી અહમદ ઉમરનો છેલ્લા દોઢ મહીનાથી ઈન્તિકાલ થઈ ગયો છે મર્હૂમના વારસોમાં ત્રણ દિકરીઓ છે જે શાદી શુદા છે પોતાના ઘેર છે મર્હૂમની પત્નિ બાઈ હૂરી હયાત છે પણ બાઈ છેલ્લા ૩૫ વર્ષથી પોતાના પિયરમાં છે, એ ધણીના ઘેર રહેતી ન હતી કારણ કે ધણીના સાથે સંબંધો સારા ન હોવાથી એ પિયરમાં છે. મર્હૂમના બીજા વારસદારોમાં મર્હૂમના ભાઈ સુલેમાન અહમદ ઉમર હતા તેમનો પણ ઈન્તિકાલ છેલ્લા ૩૦ વર્ષથી થઈ ગયો છે. પણ મર્હૂમ પોતાની પાછળ ૨ દિકરાઓ (૧) અબ્દુલગની સુલેમાન (૨) નુરમુહમ્મદ સુલેમાન આ બે દિકરાઓ ઉપરાંત પત્નિ જે હયાત છે અને દિકરીઓ–૪ જે પોતાના ઘેર હયાત છે અને મર્હૂમની એક બહેન છે તે પણ પોતાના ઘેર હયાત છે તો શરીઅતના રૂએ મર્હૂમની મિલકતનો ખરો હકદાર કોન અને દરેક વારસદારને કેટલો કેટલો ભાગ કાયદેસર મળવો જોઈએ જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબઃ–૩૨૩/૩૪** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૭૨ ભાગ કરવામાં આવશે જેમાંથી મર્હૂમની વિધવાને ૯ ભાગ મર્હૂમની બહેનને ૧૫ અને મર્હૂમની દિકરીઓને ૧૬–૧૬ ભાગ મળશે.

મર્હૂમની વિધવા મર્હૂમના મરણ વખતે તેના નિકાહમાં હતા એટલે શર્ઈ વારસદારોમાં ગણાશે તેણી અણબનાવના લઈને પોતાના પિયરમાં રહેતી હતી તેનાથી તે શર્ઈ વારસદારોમાંથી ખત્મ નહી થઈ જાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૨૪/૩૫**

અમારી મિલકતમાંથી શરીઅત મુજબ એક ભાઈ અને એક બહેન છે

તો દરેકને કેટલો ભાગ અમે આપીએ ? એનો જલ્દીથી જવાબ આપશો.

**જવાબ:–૩૨૪/૩૫** حامدًا و مصليًا و مسلما ۔ هو الموفق للصواب

સવાલમાં જણાવેલ વારસદારો વગર મર્હૂમ બાપના બીજા કોઈ શર્ઈ વારસદારો ન હોય માત્ર આ વારસદારો જ હોય તો મર્હૂમ બાપની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકો: (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૩ ભાગ કરવામાં આવશે. જેમાંથી મર્હૂમની દિકરીને ૧ ભાગ અને દિકરાને ૨ ભાગ મળશે.

ઉપરોકત હુકમ ત્યારે છે કે મરણ પછી મિલકતની વહેંચણી કરવાની હોય અને જો પોતાની હયાતીમાં વહેંચણી કરવાની હોય તો તે પોતાની સર્વ મિલકતનો માલિક છે. પોતે પોતાની હયાતીમાં આપવા માંગતો હોય તો પોતાની ખુશી જેટલી મિલકત રાખી બાકીની મિલકતની વહેંચણી બન્નેવ ભાઈ બહેન વચ્ચે સરખે ભાગે કરવામાં આવશે. કારણ કે હયાતીમાં વહેંચણી કરવી બક્ષિસ ગણાશે. અને બક્ષિસમાં છોકરા છોકરીઓ બરાબરના હકદાર ગણાશે.

**સવાલ:– ૩૨૫/૩૬**

મુહમ્મદ અકકુ, મૂસા અકકુ અને વલી અકકુ આમ ત્રણ ભાઈ હતા જેમની સંયુકત મિલકત એક ઘર અને ૩૭ એકર જમીન હતી આ ત્રણ ભાઈઓ પૈકી પહેલા મુહમ્મદ અકકુ મરણ પામ્યા અને એ સમયે એમની ત્રણ છોકરીઓ હયાત હતી જે આજે પણ જીવંત છે એમની પત્નિ પણ હયાત હતા. પરંતુ મુહમ્મદ અકકુના મરણ પછી બીજા લગ્ન કર્યા અને તે પછી એ પણ મરણ પામ્યા હાલ ઓરતના સગા સ્નેહીઓ પૈકી માં–બાપ હયાત નથી પરંતુ ઓરતનો એક ભાઈ એટલે મુહમ્મદ અકકુનો સાળો હયાત છે.

બીજા નંબરે મૂસા અકકુનું મરણ થયુ એ સમયે પત્નિ હયાત ન હતી માત્ર એક છોકરી હયાત હતી જે આજે પણ હયાત છે.

ત્રીજા નંબરે વલી અકકુનું મરણ થયુ શાદી પછી પોતાની સ્ત્રીને તલાક આપી દીધેલ હોવાથી એમને કોઈ પણ ઔલાદ નથી. વલી અકકુના મરણ સમયે એમની માતા અથવા દાદી હયાત ન હતા તદ્‌ઉપરાંત વલી અકકુના કાકા મોટા તથા એમના છોકરા તથા છોકરાના કોઈ પણ નથી તથા વલી અકકુના દાદા–દાદી ના ભાઈ તેમના છોકરા અને છોકરાના છોકરા પૈકી કોઈ પણ હયાત નથી (હાં વલી અકકુના બાપના દાદાના ભાઈના પરપોત્રા હયાત છે.

ઉપરોકત વિગત પછી લખવાનું કે ત્રણેય ભાઈઓની સંયુકત મિલકત એક ઘર અને ૩૭ એકર જમીન હતી પરંતુ મરણ પછી બીજાના હાથમાં વહીવટ આવતા ત્રીજા નંબરે વલી અકકુ પાસે વહીવટ રહયો અને તે દર્મિયાન વલી અકકુએ ૩૪ એકર ૪ ગુંઠા જમીન વેચી નાખી એટલે હવે માત્ર ૨ એકર ૩૬ ગુંઠા જમીન અને એક ઘર બાકી છે જેના ઉપર મુહમ્મદ અકકુની ત્રણ અને મૂસા અકકુની એક આમ ચાર છોકરીઓનો કબ્જો છે પરંતુ પુછવાનુ એટલુ જ છે કે શરીઅતની દ્રષ્ટિએ એ મિલકતમાં કોનો કોનો હક લાગુ પડે ?

વલી અકકુએ પોતાના વહીવટ દરમિયાન જમીન વેચી નાખી તેનું શું ?

ત્રણ ભાઈના વારસદારોએ જમીનને નાણા આપી પાછી લઈ શકે છે?

<u>જવાબઃ–૩૨૫/૩૬</u> حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મુહમ્મદ અકકુ મૂસા અકકુ તથા વલી અકકુ એ ત્રણના મર્હૂમ બાપના મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની જે મિલકત બાકી રહે તે મિલકતના કુલ ૮૬૪ ભાગ કરવામાં આવે, મર્હૂમ મુહમ્મદ અકકુની વિધવા બાઈને મહેર ઉપરાંત જો તે મળી ના હોય તો અથવા વિધવા બાઈએ રાજી ખુશીથી માફ ના કરી હોય તો તેમના ભાઈને ૩૬ ભાગ અને મર્હૂમ મુહમ્મદ અકકુની ત્રણ છોકરીઓ પૈકી દરેકને ૬૪–૬૪–૬૪ ભાગ અને મર્હૂમ મૂસાની છોકરીને ૧૫૯ ભાગ

મળશે, અને વલીના જે તે વારસદારોને ૪૭૭ ભાગ મળશે.

વલી અકકુએ પોતાના વહીવટ દર્મિયાન બીજા વારસદારોની પરવાનગી વગર ઉપરોકત મર્હૂમોમાંથી કોઈ પણ મર્હૂમનું દેવુ આપવામાં કે કફનના ખર્ચ અદા કરવા માટે વેચાણ ના કરી હોય તો. વેચાણ કરી હશે તો આ પ્રમાણે ખરીદ વેચાણના મામલાનું શર્ઈ દ્રષ્ટિએ બૈએફુઝૂલી કહેવામાં આવે છે જેથી બાકીના વારસદારો વલી અકકુના આ સોદાને માન્ય રાખેલ છે તો વલીએ વેચેલી જમીન પાછી લેવાનો અધિકાર રહેશે નહી અને જો તેમની પરવાનગી વગર વેચેલી હશે તો પાછી લઈ શકશે.

<u>સવાલઃ– ૩૨૬/૩૭</u>

હું અમીના ટીમોલનો સગો ભાઈ હાશિમ ઈ. જાદવત, હમારી બહેન અમીના બીબી તે ઈબ્રાહીમ ટીમોલની ઔરત તા.૨૭/૧૧/૮૬ના રોજ ગુજરી ગયા છે અને તેમની મિલકતો નીચે પ્રમાણે છે તો એ મિલકતોમાં શરીઅતની રૂએ કોનો કેટલો હિસ્સો થાય છે ? તે લખી જણાવશો.

હમારી બહેન અમીનાબીબીની શાદીમાં માંગણી ૧૯૩૮માં થયેલી અને રીતરિવાજ મુજબ આપવાની થતી વસ્તુઓના બદલામાં એક ગીરો લખાણ કરી ઘર આપવામાં રૂપિયા ૬૫૦ના એવજમાં આપેલુ જે લખાણમાં ઈબ્રાહીમ ટીમોલની પણ સહી અને મંજુરી છે તેમજ બીજા સગા–સંબંધી –ઓની પણ સહી છે. આ ગીરો ખતના આધારે ઘર એમના નામ ઉપર કરવામાં આવેલુ અને લખનાર હાશિમ મુહમ્મદ ટીમોલની પણ સહી છે. (હાશિમ મુહમ્મદ ટીમોલ ૧૯૫૮માં સરવેના પહેલા ગુજરી ગયેલા અને તેમની બે ઔલાદ છે : એક છોકરો, છોકરી હયાત છે) જે આજ દિન સુધી અમીનાબીબીના નામ પર છે અને ઘર મારી બહેન અમીનાના નામ પર છે.

હમારી બહેન અમીનાબીબી ઈબ્રાહીમ ટીમોલ જેમનું મૃત્યુ ૧૯૮૬ના એન્ડમાં થયું છે.

અમારા બનેવી ઈબ્રાહીમ મુહમ્મદ ટીમોલ જેમનું મૃત્યુ ૧૯૬૮માં થયું છે.

મિલકતો એક ઘર કઠોર ગામમાં (એક ખેતર જે ત્રણ ભાઈઓના બાપીકી મિલકત કે ઘર કાંઈ હતુ નહી) અને ઘર છે એ ઘર બનેવી ઈબ્રાહીમ

ટીમોલની નાનીનું છે અને નાની સાસુએ પોતે જાતે વહુ અમીનાને શાદીમાં રૂપિયા૬૫૦ ના અવેજમાં દસ્તાવેજ થી ગીરવે આપેલ છે.

બનેવી ઈબ્રાહીમ મુહમ્મદ ટીમોલ ૧૯૬૮માં મૃત્યુ થયુ. તેમના ત્રણ ભાઈઓ (હાશિમ, કાસિમ અને ગુલામહુસૈન) અને એક બહેન (સારા બીબી) છે, જયારે બહેન અમીના ઈબ્રાહીમ ટીમોલનું મૃત્યુ ૨૭/૧૧/૮૬માં થયુ તેમના જેઠ અહમદ ટીમોલનું અવસાન ૨૨/૨/૮૮ ના થયું છે જેમની કોઈ ઔલાદ નથી. દીયર જેઓ ૧૯૫૮માં ગુજરી ગયા છે, હાલમાં તેઓની ઔલાદો પૈકી એક છોકરો અને એક છોકરી નામે મરયમ બીબી હયાત છે.

જમીન જે હમારા બનેવીના મૃત્યુ પછી એટલે ૧૯૬૮ પછીથી હમારી બહેન તેમજ તેમના જેઠના નામ ઉપર કરવામાં આવેલ છે.

આ જમીનમાં સંયુકત નામ ચાલે છે. આમ મારી બહેનની મિલકતો એટલે કે ઘર અને જમીન આવેલા છે જે મારી બહેનના મૃત્યુ થવાથી મારી બહેનના જેઠનું ૨૨–૨–૮૮માં મરણ થયુ છે તેમની ઓરતને કોઈ છોકરા નથી તે હયાત છે અને મર્હૂમ દીયર કે જે મારા બનેવીની હયાતીમાં ગુજરી ગયો હતો તેમનો છોકરો છોકરી મિલકતમાં વારસાગત રીતે ભાગ લેવા માટે ઉભા થયા છે તો ઉપરની મિલકતોમાં કોને કેટલો ભાગ મળે તે વિગતવાર લખી જણાવશો.

અમે ચાર ભાઈ બહેનો સિવાય મારી બહેનના જેઠ તેમજ મર્હૂમ દીયરની છોકરી છોકરાઓને હિસ્સો કે ભાગ મેળવવા હકદાર થાય તો શરીઅતની રૂએ કોને કેટલો ભાગ મળે ? અથવા તો કોણ કેટલો મિલકતમાં ભાગ મેળવી શકે ? તે વિગતવાર લખશો.

તા.ક.:– ત્રણેવ ભાઈઓનો ઈન્તિકાલ થયો છે અને જે પહેલા ૧૯૫૮ માં ગુજરી ગયેલા ભાઈની બે ઔલાદ છે એક છોકરી અને એક છોકરો હયાત છે. બીજો ભાઈ ૧૯૬૮ માં ગુજરી ગયેલો ઈબ્રાહીમ જે મારા બનેવી થતા હતા અને પછી મારી બહેન અમીના ૧૯૮૬માં ગુજરી ગયેલા અને ત્રીજા મોટા ભાઈ અહમદ ટીમોલ બિનઔલાદ છે, ૨૨/૨/૮૮માં ગુજરી ગયેલા એક ઔરત ત્રીજાની હયાત છે ત્રણ ભાઈઓના બાપીકી કોઈ

ઘર કે જમીન હતી નહી અને ઘર છે તે ઘર ઈ.મો. ટીમોલની નાનીનું પોતાની માલિકીનું હતુ નવાસાને (પરણાવવા) સાદમાં પલ્લાહમાં રૂપિયા ૬૫૦માં ૧૯૩૮માં રૂપિયાની એવજમાં એક ગીરોખત કરી અમીના ઈ.જાદવતની છોકરીને પલ્લા માટે આપેલુ હતુ જે ગાયકવાડી જમાનામાં ૧૯૩૮ માં રૂપિયા૬૫૦ ગીરવે ખતથી અમીનાને આપેલ છે જમીન ઈબ્રાહીમ ટીમોલની નવી શરતની ખેડ હકમાં આવેલી છે અને હાલ અમીના ઈબ્રાહીમ ટીમોલના નામે ચાલે છે તે સિવાય કોઈ મિલકત બાપીકી નહી મળે.

(૧) તા.ક. ત્રણેવ ભાઈઓમાં બે ભાઈઓની હયાતીમાં એક ભાઈ સર્વેથી નાનો હાશિમ ૧૯૫૮માં ઈન્તિકાલ થયુ હતુ અને તેમની જ બે ઔલાદ છે એક છોકરી – છોકરો તે સિવાય કોઈ હયાત નહી મળે તો એવા સંજોગોમાં તેઓ કેટલા હકદારો છે તે જણાવશો ? છોકરી પરણેલી છે છોકરો અપરણીત છે બરોડા ગાંડાની હોસ્પીટલમાં છે.

(૨) બીજો ભાઈ ઈબ્રાહીમ જે વચલો ભાઈ ૧૯૬૮માં ઈન્તિકાલ થયેલો તેમના પત્નિ અમીના ૧૯૮૬માં ઈન્તિકાલ થયેલો અમીનાની કોઈ ઔલાદ નહી હતી તેમના સગા ત્રણ ભાઈઓ એક બહેન છે.

(૩) ત્રીજો ભાગ અહમદ ૨૨/૨/૮૮ના ગુજરી ગયા, તેમની કોઈ ઔલાદ નહી મળે ત્રણ પત્નિઓમાં કોઈને કોઈ ઔલાદ નહી મળે બે પત્નિના મરણ પછી એક પત્નિ હયાત છે જે બીમાર છે કોઈ ઔલાદ નહી મળે અને વધુમાં ત્રણેવ ભાઈઓની બાપનું કોઈ ઘર નથી.ત્રણેવ ભાઈઓની નાનીનું પોતાનું ઘર એક નવાસો ઈબ્રાહીમની પત્નિ અમીનાને પલ્લામાં તેમનુ મહેરમાં ૬૫૦ માં ગીરવે દસ્તાવેજ લખી આપેલ છે.

**જવાબ:–૩૨૫/૩૬** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

(૧) અમીનાના ઈન્તિકાલ વખતે વારસદારોમાં આપના જણાવવા પ્રમાણે અમીનાના ત્રણ ભાઈ, એક જેઠ તથા દિયરના પુત્ર તથા પુત્રી સિવાય કોઈ નથી.

જવાબમાં જણાવવાનું કે અમીનાના ઈન્તિકાલ પછી મર્હૂમાની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકો: (જેમકે મર્હૂમાના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમાએ કોઈ જાઈઝ વસિય્યત

કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમાની મિલકતના કુલ ૭ ભાગ કરી દરેક ભાઈને ૨–૨ ભાગ અને બહેનને ૧ ભાગ આ રીતે મિલકતની વહેંચણી થઈ જશે. જેઠ અથવા દિયરની ઔલાદને કાંઈ મળશે નહી. હાં અમીનાના ધણી ઈબ્રાહીમ ટીમોલે પોતાની પાછળ જે મિલકત છોડી હશે તેમા તેની વિધવા પત્નિ તથા ભાઈ અહમદને મળશે. હાશિમની ઔલાદને મળશે નહી.

(૨) આપના જણાવ્યા અનુસાર જે મકાન અમીનાની નાની સાસુએ આપેલ છે અગર તે બક્ષિસ પેટે આપ્યુ છે તો જેને આપ્યુ છે તેની માલિકી ગણાશે તેના ઈન્તિકાલ પર શર્ઈ રીતે તેની વહેંચણી થશે. કદાચ બક્ષિસ નથી આપ્યુ તો જે રકમ બદલ ગીરો મુકયુ છે તે રકમ આપી નાનીના શર્ઈ વારસદારો છોડાવી લે અને મહેરમાં મળેલ રકમ અમીનાના વારસદારો ૭ ભાગમાં વ્હેચી લે શર્ઈ વારસદારોમાં અને તે મકાન નાનીના મરણ વખતના શર્ઈ રિશ્તેદારો એના વારસદાર ગણાશે કદાચ મરણ વખતે કોઈ સગા ન હોય ફકત ઈબ્રાહીમ ટીમોલ જ હોય તો તેમની મિલકત ગણાશે અને તેના મરણ વખતે વિધવા આમીના તથા ભાઈ અહમદ વારસદાર ગણાશે હાશિમની ઔલાદ વારસદાર થશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૨૬/૩૭**

મેરે નાના કા નામ હસન ઈબ્રાહીમ હે ઉનકી ચાર લળકિયાં થી (૧) આયશા, (૨) બીબી, (૩) ખદીજા, (૪) અલ્લારખી, યે ચાર લળકિયાં થી જીન્મેસે એક આયશા કા ઈન્તિકાલ મેરે નાના–નાની કી હયાતીમે હો ગયા થા, ઉસ્કે ઈન્તિકાલ કે બાદ મેરે નાના કા ભી ઈન્તિકાલ હો ગયા બાદમે મેરી અમ્મા જીન્કા નામ બીબી હે વહભી બેવા હો ગઈ થી તો ઈસ્કી વજહસે મેરી નાનીને એક મકાન મેરી વાલિદા (બીબી) કે નામ પર બક્ષિસ દે દિયા થા ઔર યે બક્ષિસ કરતે વકત હોશ હવાસ બાકી થા, અબ સવાલ (૧) મેરી સોતેલી બહન (ફાતિમા) ઔર આયશા ખાલા કી લડકી ભી હોતી હે, ઉસ્કા ઈસ મિલકતમે જો મેરી વાલિદા કે નામ પર બક્ષિસ કી હે ઉસમે કોઈ હક લગતા હે યા નહી ? સવાલ (૨) ઔર હક લગતા હૈ તો કિતના લગતા હે ?

**જવાબ:–૩૨૬/૩૭** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

સવાલમાં બતાવેલી હકીકત સાચી છે કે આપની નાનીએ તમારી વાલિદા બીબી એટલે કે પોતાની દિકરીને તંદુરસ્તીની હાલતમાં પુરા હોશ હવાસની હાલતમાં બક્ષિસ કરેલ છે, તમારી વાલિદાની મિલકતમાં તમારી સાવકી બહેન (ફાતિમા)નો ભાગ શરીઅતની રૂએ લાગશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ:– ૩૨૭/૩૮**

નીચે બતાવેલ નકશા પ્રમાણે દરેકને ભાગે કેટલો ભાગ આવે તે શરીઅત મુજબ ફતવો લખીને આપવા મહેરબાની કરશો એવી ગુજારિશ છે.

મર્હૂમ વલીભાઈના વારસદારો:– (૧) મુહમ્મદ (૨) મૂસા (૩) ઈબ્રાહીમ (૪) અહમદ (૫) ઈસ્માઈલ (૬) બીબી (૭) ફાતિમા મર્હૂમ વલીભાઈની કુલ્લે મિલકત આજ થી ૧૫ વર્ષ થયા દરેકને શરીઅત મુજબ વહેંચી આપી છે નં.૧ મુહમ્મદભાઈ આજ થી ૧૦ વર્ષ થયા ગુજરી ગયા છે, તેઓ નં.૨ થી ૭ ની હાજરીમાં ગુજરી ગયા છે. હવે નં.(૨) મૂસાભાઈ ૧૭/૮/૮૮ ના રોજ ગુજરી ગયા ૩ થી ૭ હયાત છે, અને તેઓ દરેક ભાઈ અલગ અલગ જુદા રહે છે નં.૬ અને ૭ બે બહેનો તે પણ તેમના સાસરે તેમના પરિવાર સાથે રહે છે જેથી નં.(૨)ની મિલકતમાં નં.૧ કે જે ૧૦ વર્ષ થયા ગુજરી ગયા છે. તો તેમના પરિવાર નો નં.૨ ની મિલકતમાં હક લાગે કે નહી ? અને જો લાગતો હોય તો કેટલો હક લાગે તે શરીઅત મુજબ ફતવો લખીને મોકલશો. બાદ નં. ૨ મૂસા ભાઈ છેલ્લા ત્રણ વર્ષથી નં.૩ એટલે ઈબ્રાહીમભાઈ સાથે ભેગા રહેતા હતા અને મૂસાભાઈનું ભરણ પોષણ નં.૩ કરતા હતા બાદ નં.(૨) મૂસાભાઈના નામે પો.ઓ. માં અમુક રકમ જમા છે. પરંતુ તે રકમ નં.૩ ઈબ્રાહીમ ભાઈના પુત્ર યૂસુફના નામનુ વારસદાર તરીકે મર્હૂમ મૂસાભાઈએ તેમની હયાતીમાં રૂબરૂમાં નામ લખાવેલ છે અને તે રકમ વારસદાર તરીકે યૂસુફના નામે થઈ ગયેલ છે. હવે આ રકમમાં મર્હૂમ મૂસાભાઈ નં.૨ ના કોઈ ભાઈ બહેનનો હિસ્સો લાગે કે કેમ અને જો લાગે તો કેટ કેટલો હિસ્સો મળે તે પણ લખશો. બાદ વલીભાઈ ગુજરી ગયા પછી નં.૧ મુહમ્મદભાઈ તથા નં.૨ મૂસાભાઈના ભાગે એક મિલકત

સહિયારી આવેલી હતી તે મિલકત નં.૧ મર્હૂમ મુહમ્મદભાઈના વારસદારોએ તથા નં.૨ મર્હૂમ મૂસાભાઈએ આશરે દોઢ વર્ષ પર વેચી દીધી છે અને સોદો નકકી કરેલો છે હજુ આ મિલકતનો વેચાણ દસ્તાવેજ થયો નથી. તો આ સહિયારી મિલકતમાંથી નં.૧ મુહમ્મદભાઈના નીચે સહિયારી મિલકતમાં કોણ કોણ ભાગીદાર છે અને તે ફતવો ખુલાસા સાથે લખશો.

**જવાબઃ–૩૨૭/૩૮** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

સવાલમાં બતાવેલ હકીકત મુજબ નંબર :

(૧) મુહમ્મદના પરિવારને મર્હૂમ મૂસા નં.(૨) ની મિલકતમાં હિસ્સો મળશે નહી, કારણ કે તેમનાથી કરીબી અસબાત ભાઈઓ છે.

(૨) મર્હૂમ મૂસાભાઈના જે ભાઈ બહેનો હયાત છે જે નં.૩, ૪, ૫,૬ અને ૭ આ લોકો મર્હૂમ મૂસાની મિલકતના શર્ઈ વારસદારો છે, જેથી મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની જે મિલકત બાકી રહે તે મિલકતના કુલ ૮ ભાગ કરવામાં આવશે જેમાંથી દરેક ભાઈને ૨–૨ ભાગ અને દરેક બહેનને ૧–૧ ભાગ મળશે.

(૩) ઈબ્રાહીમ ભાઈનો પુત્ર યૂસુફ એ મર્હૂમ મૂસાભાઈના શર્ઈ દ્રષ્ટિએ વારસદાર ના કહેવાય; ભલે પોષ્ટ ખાતાના ફોર્મમાં તેમનું નામ લખવામાં આવ્યું છે જો મર્હૂમે પોતાની હયાતી અને તંદુરસ્તીના જમાનામાં એવુ કહયુ હોય કે પો.ઓ. ખાતાના પૈસા યૂસુફને આપી દીધા તો તેવી સૂરતમાં તે બક્ષિસ ગણાશે અને જો એમ કહયુ હોય કે મારા મરવા પછી એના હકદાર યૂસુફ છે તો તે સૂરતમાં વસિય્યત ગણાશે અને તેવી સૂરતમાં પો.ઓ.ના ખાતાની રકમના ૧/૩ ભાગ યૂસુફને મળશે અને બાકીની રકમ મર્હૂમ મૂસાના જે શર્ઈ વારસદારો છે, ઉપરના જવાબમાં લખવા મુજબ ૧/૩ રકમ બાદ કર્યા પછી બાકીની રકમના ૮ ભાગ કરી, જવાબ (૨)માં દર્શાવેલ વિગત પ્રમાણે વહેંચણી કરવામાં આવશે પોતાના મર્હૂમ બાપની મિલકતની શર્ઈ દ્રષ્ટિ મુજબ વહેંચણી કરવામાં જે મિલકત મર્હૂમ વલીભાઈના પુત્ર

મુહમ્મદ તથા મૂસા બન્નેવ ને જે સહચારી મિલકત મળી છે. તેમાંથી અર્ધીના માલિક મર્હૂમ મૂસા છે અને અર્ધીના માલિક મર્હૂમ મુહમ્મદ છે દરેકની મિલકતમાંથી તેમના જે શર્ઈ વારસદારો છે તેમનામાં વહેચવામાં આવશે જેથી જો હવે મુહમ્મદભાઈના વારસદારો એમના મરણ વખતે ફકત નં.૨ થી ૭ સુધીના હતા તો તેવી સૂરતમાં સહિયારી મિલકતમાંથી તેમનો જે અર્ધો ભાગ લાગે છે તેના કુલ ૧૦ ભાગ કરી, નં.૨ થી ૭ સુધી દરેક ભાઈને ૨–૨ અને દરેક બહેનને ૧–૧ ભાગ મળશે અને જો મુહમ્મદભાઈના ઉપરના વારસદારોને છોડીને બીજા વારસદારો હશે તો તેવી સૂરતમાં શર્ઈ વારસદારો જણાવ્યા મુજબ જવાબ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

<u>સવાલઃ– ૩૨૮/૩૯</u>

મૌ. સાબિર શેખ રહે. ભરૂચનાની અરજ છે કે અમારા સસરા નામે ઈસા મનુ શેખનો ઈન્તિકાલ થઈ ગયો છે તેઓ પોતાની પાસે પ્રોવીડન્ડ ફંડ તેમજ અન્ય મિલકતો છોડી ગયા છે, તેમના વારસદારો આ પ્રમાણે છે. (૧) મર્હૂમની વિધવા (૨) મર્હૂમના બે છોકરાઓ (૩) મર્હૂમની બે છોકરીઓ.

મર્હૂમની બે છોકરીઓમાંની એક છોકરી મારી પત્નિ છે. આપ શ્રી જણાવશો કે વારસામાં એક છોકરી (મારી પત્નિને)તથા અન્ય ઉપરોકત વારસદારોને કેટલા ભાગો મળશે.

<u>જવાબઃ–૩૨૮/૩૯</u> حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૪૮ ભાગ કરવામાં આવે જેમાંથી મર્હૂમની વિધવાને ૬ ભાગ અને દરેક છોકરાને ૧૪–૧૪ ભાગ અને દરેક છોકરીને ૭–૭ ભાગ મળશે.

મર્હૂમની વિધવાની મહર જો તેને મળી ન હોય અથવા તેણે પોતાની રાજી ખુશીથી માફ કરી ના હોય તે આપવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૨૯/૪૦**

હું નામે મુહમ્મદ ઈબ્રાહીમ યૂસુફ મારા પિતા નામે ઈબ્રાહીમ યૂસુફ એ મુળ રહેવાસી દેવલાના પરંતુ મારા નાના ઈસપ મુહમ્મદ મિયાં રહે ખાનપુરના તેથી મારા પિતાને ઘર જમાઈ તરીકે ખાનપુરમાં રાખ્યા હતા, હવે મારા નાનાએ પોતાની હયાતીમાં જમીન અને ઘર જે મિલકત હતી નવાસા તરીકે મને લખેલી છે અને એની સાબિતી દસ્તાવેજ રૂપે છે, એ પછી માતાનુ અવસાન થયુ બાદ મારા પિતાએ બીજા લગ્ન કર્યા તેમનાથી બે ભાઈ અને બે બહેનો મળી આમ ચાર ઔલાદ છે, તો મને મારા નાનાએ લખી આપેલી મિલકતમાં મારી બીજી માતાથી જન્મેલ ચાર ઔલાદનો હક ખરો ? ખુલાસા વાર જવાબ આપશો.

**જવાબઃ–૩૨૯/૪૦** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

તમારા નાનાએ જે મિલકત તમારા નામે કરી આપને બક્ષિસ આપી છે તે મિલકતમાં આપની સાવકી માંની ઔલાદને કોઈ પણ હક લાગશે નહી. આપના નાનાના શર્ઈ વારસદારો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૩૦/૪૧**

બાઈ હજીયાણી રજનબીબી હાજી નૂરભાઈ કી વિધવા મરને કે બાદ ડાંગરાવાડ કે મોહલ્લેમે એક મકાન રખ ગયે હે, ઔર મર્હૂમ હજીયાણી રજનબીબી કે દો લળકે ઔર પાંચ લળકિયાં હયાત હેં, મર્હૂમ હજીયાણી રજનબીબી કા મકાન રૂપિયા૮૫૦૦૦/– કા બિકા હુવા હે, જીસ્સે એક એક લળકા ઓર એક એક લળકિ કો મુસ્લિમ શરીઅત કે મુતાબિક કિતના કિતના રૂપિયા કા બટવાળા દિયા જાતા હે ? વો હમકો આપ મોહર કે સાથ જવાબ દેના જીસ્સે હમ ઉનકો અલગ અલગ બટવારા કર સકેં.

વારસદાર : (૧) ઈબ્રાહીમભાઈ હાજી નૂરભાઈ (૨) અબ્દુલકરીમ હાજી નૂરભાઈ (૩) હલીમાબીબી હાજી નૂરભાઈ (૪) અમીનાબીબી હાજી નૂરભાઈ (૫) ફાતિમા બીબી હાજી નૂરભાઈ (૬) મરયમ બીબી હાજી નૂરભાઈ (૭) હનીફા બીબી હાજી નૂરભાઈ

**જવાબઃ–૩૩૦/૪૧** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

સૂરતે મસઉલામે જો વુરષા બતાએ ગયે હૈં વોહી વુરષા હૈં ઉનકે અલાવા દુસરે શર્ઈ વારિષીન નહી હૈં તો ઐસી સૂરતમેં સબસે પહેલે કર્જ અદા કિયા જાયેગા ઉસકે બાદ જો મિલકત બાકી રહેગી ઉસમે સે મૈય્યિતને જો જાઈઝ વસિય્યત કી હો ઉસકો ૧/૩ તક અદા કિયા જાયે, વસિય્યત કે અદા કરને કે બાદ જો મિલકત બાકી રહેગી ઉસકે કુલ ૯ હિસ્સે કિએ જાએગેં.

મર્હૂમકી મિલકત કી તકસીમ સે પહેલે જો હક અદા કરના હે ઉન હકકોં કો અદા કરને કે બાદ જો મિલકત બાકી હે વો પંચાસી હજાર રૂપિયા હે, તો ઉસ સૂરતમે મર્હૂમા કે દો લળકોમે સે હર લળકે કો ૧૮૮૮૯.૯૮નયા પૈસા મિલેગે ઓર હર લળકિકો ૯૪૪૪.૪૪ પૈસા મિલેગે ઓર એક નયા પૈસા સબ વારિષો કી ઈજાઝત લે કર બચ્ચોં કો સદકા કર દિયા જાએ. ફકત વલ્લાહુ અઅલમ.

<u>સવાલઃ– ૩૩૧/૪૨</u>

વિષય : સ્થાયી મિલકતના ભાગ બાબત

હું તેમજ મારા મોટા ભાઈ આમ બે ભાઈઓ છે, મારા વાલિદ સાહેબ લગભગ ૪૦ વર્ષથી અવસાન પામ્યા છે, મારા વાલિદા હયાત છે.

અમે બે ભાઈઓ અને ત્રણ બહેનો અને વાલિદા હાલમાં છે. મારી ત્રણ બહેનો ઘર બહારની છે અમારે ૧૯ વિંઘા અને ૫ ગુંઠા તથા બીડ ૨૨ ગુંઠા છે, તથા રહેવા માટે એક મકાન નીચેના ભાગે છે, ભાઈ – બહેનો તથા વાલિદાનો ભાગ કેટલો આવે ? તે જણાવશો.

<u>જવાબઃ–૩૩૧/૪૨</u> حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૮ ભાગ કરી મર્હૂમની વિધવાને ૧ ભાગ દરેક બહેનને ૧–૧ ભાગ અને તમો બન્નેવ ભાઈને ૨–૨ ભાગ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૩૨/૪૩**

ત્રણ ભાઈઓ હતા, જેમાં ત્રણ ભાઈઓની વચમાં તેના મિલકતની વહેંચણી થઈ ગઈ હતી, હવે ત્રણ ભાઈઓમાંથી એક ભાઈ મરણ પામ્યો તેના વારસદારોમાં નરીના ઔલાદ અને બે ભાઈઓ છે ભાઈઓનો પોતાના ભાઈની મિલકતમાં ભાગ લાગશે કે નહીં ?

**જવાબઃ–૩૩૨/૪૩** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

મર્હૂમની નર જાતી ઔલાદ હયાત છે જેથી મર્હૂમના ભાઈઓનો ભાગ લાગશે નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૩૩/૪૪**

અમો ચાર ભાઈ બે બહેનો છે વાલિદની મિલકતમાંથી ભાઈનો કેટલો ભાગ અને બહેનનો કેટલો ભાગ આવશે ? (દા.ત. એક મકાન ત્રીસ હજારમાં વેચાયુ તો બહેનને કેટલા પૈસા આપવા)

**જવાબઃ–૩૩૩/૪૪** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

મૈય્યિતના ઈન્તિકાલ બાદ મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૧૦ ભાગ કરવામાં આવશે, જેમાંથી દરેક ભાઈને ૨–૨ અને બહેનને ૧–૧ ભાગ આપવામાં આવશે.(દા.ત. ૩૦૦૦૦ હજારમાં દરેક ભાઈને ૬–૬ હજાર અને દરેક બહેનને ૩–૩ હજાર આપવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૩૪/૪૫**

વિષયઃ– સ્થાયી મિલકતના હક બાબાત.

મારા મોટા બા "હાજી અહમદ મૂસા લાંબા"ને બે ઓરતો છે એક હજીયાણી ફાતિમાબેન અને હજીયાણી હૂરી બહેન પહેલી ઔરતને ત્રણ દિકરાઓ છે, એમની પહેલી ઔરતનો આજથી લગભગ સાત આઠ વર્ષ પહેલા ઈન્તિકાલ થયો ત્યાર પછી મારા મોટા બા હાજી અહમદ મૂસા

લાંબાનો ઈન્તિકાલ થયો અને છેલ્લે એમની બીજી ઔરતનો તા.૧૫/૬/૮૯ ના રોજ ઈન્તિકાલ થયો એમની બીજી ઔરતને એક પણ સંતાન નથી.

હાજી અહમદ મૂસા પાસે લગભગ ૧૬ વિંઘા જમીન છે અને અમે જે રહીએ છીએ તે મકાનના ઉપરના હિસ્સાનું મકાન એમનું છે.

મર્હૂમ હાજી અહમદ મૂસાના સગા ભાઈ મર્હૂમ ઈસ્માઈલ મૂસા લાંબાના બે દિકરાઓ છે તો ઉપરોક્ત મિલકતનો કેટલો હક કોનો ? શર્ઈ હુકમ જણાવશો.

મર્હૂમના મકાનમાં વાસણ કુસણ, ફર્નિચર વગેરે પણ છે તો તે કોને મળે ? એમાં પણ શર્ઈ હુકમ શું છે.

**જવાબઃ–૩૩૪/૪૫** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૧૪૪ ભાગ કરવામાં આવશે જેમાંથી મર્હૂમની તે વિધવા હૂરી બેનને જે મર્હૂમના મરણ વખતે હયાત હતા તેમને ૧૮ ભાગ અને દરેક છોકરીને ૩૨ – ૩૨ ભાગ અને એમના ભત્રીજાઓને ૧૫–૧૫ ભાગ મળશે.

મર્હૂમની જે પત્નિની તેમની હયાતીમાં વફાત થઈ તેને મર્હૂમની મિલકતમાંથી ભાગ મળશે નહીં, હાં ! તેણીની મહેર અદા કરવામાં ન આવી હોય તો અથવા તેણીએ તેની રાજી ખુશીથી માફ ન કરી હોય તો તે મર્હૂમના સિરે કરજ લેખાશે તે મર્હૂમની રકમ મર્હૂમના વારસદારોને આપવામાં આવશે.

જમીન,ઘર અને બીજો જે કઈ સામાન ફર્નિચર,વાસણ, ખાટલા, ગોદળા દરેક વસ્તુની મર્હૂમના વારસદારોમાં વહેંચણી કરવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૩૫/૪૬**

મારા નાના ભાઈ નામે ઈબ્રાહીમ ઈસ્માઈલ પટેલ કરમાડ તા.જી.

ભરૂચ જેઓ અંકલેશ્વર ખાતે જંતુનાશક દવા બનાવતી ફેકટરીમાં કામ કરતા હતા તો તેઓ આકસ્મિક રીતે ઝેરી દવાની અસર હેઠળ આવી જવાથી મૃત્યુ પામ્યા છે. એમના વારસદારોમાં નીચે જણાવેલ રિશ્તેદારો છે.

(૧) મર્હૂમની ઓરત (નિસંતાન) (૨) મર્હૂમના વાલિદા (૩) મર્હૂમની બે બહેનો (૪) મર્હૂમના ત્રણ ભાઈઓ.

તો મર્હૂમની મિલકતમાંથી ઉપરોકત વારસદારોને શરીઅતના કાનૂન મુજબ દરેકને કેટલો ભાગ મળશે. તે લખી જણાવવા આપ સાહબને નમ્ર ગુજારિશ છે.

(૨) વળી મર્હૂમ ફેકટરીમાં અકસ્માતથી મૃત્યુ પામ્યા હોય ફેકટરી એકટની જોગવાય પ્રમાણે મર્હૂમના કલેઈમની રકમ પણ ફેકટરી તરફથી મળશે તો એ રકમમાં પણ ઉપરોકત વારસદારોમાંથી દરેકને કેટ કેટલો હિસ્સો મળશે તે પણ જણાવવા નમ્ર ગુજારીશ છે.

**જવાબઃ—૩૩૫/૪૬** حامدًاو مصليًا و مسلما ۔ هو الموفق للصواب

આપના મર્હૂમ નાનાભાઈની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા—વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૯૬ ભાગ કરી મર્હૂમની વિધવાને મહર ઉપરાંત જો તે મળી ગઈ ન હોય અથવા વિધવાએ રાજી ખુશીથી માફ ન કરી હોય તો તે આપ્યા બાદ ૨૪ ભાગ મર્હૂમના વાલિદાને ૧૬ ભાગ અને દરેક બહેનને ૭—૭ ભાગ અને દરેક ભાઈને ૧૪— ૧૪ ભાગ આપવામાં આવે.

(૨) મર્હૂમના કલેઈમની રકમ મળે તેના પણ ઉપર જણાવ્યા મુજબ ૯૬ ભાગ કરી દરેક વારસદારોને ઉપર જણાવ્યા મુજબ વહેંચણી કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ— ૩૩૬/૪૭**

ઝૈદ કે ઈન્તિકાલ કે બાદ વુરષા મે એક બીવી સાત લળકિયા ઓર તીન લળકે ઓર ઉસકે દો સાલ બાદ એક લળકે કા ઈન્તિકાલ હો ગયા,ઓર

ઉસકે વૂરસા મે એક બીવી એક લળકિ ઓર એક લળકા મૌજૂદ હે, બયનલ વૂરસા તકસીમે તરકા કા તરીકા કયા હોગા ?

**જવાબ:–૩૩૬/૪૭** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમ ઝૈદની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકો: (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૧૨૪૮ ભાગ કરવામાં આવશે, જેમાંથી મર્હૂમ ઝૈદની વિધવાને ૧૫૬ ભાગ અને મર્હૂમ ઝૈદની દરેક દિકરીને ૮૪–૮૪ ભાગ તથા મર્હૂમ ઝૈદના બન્નેવ દિકરાને ૧૬૮–૧૬૮ ભાગ અને મર્હૂમ દિકરાની વિધવાને ૨૧ ભાગ મર્હૂમના પોત્રાને ૯૮ ભાગ અને મર્હૂમની પોત્રીને ૪૯ ભાગ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ:– ૩૩૭/૪૮**

મારા દાદા મર્હૂમ મુહમ્મદના બે છોકરાઓ એકનું નામ આદમ મુહમ્મદ બીજાનું નામ ઉમરજી મુહમ્મદ છે. આદમ મુહમ્મદને એક છોકરો અને બે છોકરીઓ છે છોકરાનું નામ અબ્દુલ્લાહ આદમ છોરીઓના નામ (૧) ફાતિમા આદમ (૨) એમણ આદમ. ઉમરજી મુહમ્મદની બે છોકરીઓ (૧) મર્હૂમ બીબી ઉમરજી (૨) મર્હૂમ આયશા ઉમરજી.

મારા દાદા મર્હૂમ મુહમ્મદની હયાતીમાં મારા વાલિદ આદમનો ઈન્તિકાલ થયો જે વખતે મારૂ બચપન હતું ત્યાર બાદ હું મારા મર્હૂમ કાકા ઉમરજી મુહમ્મદ પાસે રહયો તે વખતે મર્હૂમ મુહમ્મદની મિલકતની વહેંચણી થઈ ન હતી પરંતુ મારા કાકા મર્હૂમ ઉમરજી મુહમ્મદે મારૂ નામ પણ મિલકતમાં ચઢાવી આપ્યું જે હાલમાં પણ છે મર્હૂમ ઉમરજીની હયાતી સુધી મિલકત વિષે કોઈ પણ જાતનો લડાઈનો વિષય નથી થયો ત્યાર બાદ મારા કાકા ઉમરજીની હયાતીમાં બન્ને છોકરીઓ (બીબી અને આયશા)નો ઈન્તિકાલ થયો ત્યાર બાદ ૧૦ થી ૧૫ વર્ષ પછી મારા કાકા ઉમરજીનો ઈન્તિકાલ થયો. મારા મર્હૂમ ઉમરજી કાકા એ એમની પાછળ પોતાની વિધવા બાઈ ફાતિમા અને ભત્રીજા અબ્દુલ્લાહ આદમ અને નવાસાઓ

છોડેલા છે મારા કાકા મર્હૂમ ઉમરજીની મિલકતમાંથી વિધવા બાઈ ભત્રીજા અને નવાસાનો કેટલો હક છે એમની મિલકતની વિગત આ પ્રમાણે છે મારા કાકા મર્હૂમ ઉમરજીએ પોતાની હયાતીમાં રાજી ખુશીથી સાત વિંઘા અલ્લાહના રસ્તામાં આપ્યા ત્યાર બાદ ૪૫ વિંઘા જમીન હાલમાં છે અને બે મકાનો અને એક ખાલી પ્લોટ છે એમાંથી એક મકાનની કીંમત આસરે ૯૦ હજાર છે અને બીજા મકાનની કીંમત આશરે ૭૦ હજાર છે અને ખાલી પ્લોટની કીંમત આશરે ૨૦ હજાર છે આ બધી મિલકત શરીઅતના કાનૂન પ્રમાણે દરેક હકદાર વારિષને કેટલા વિંઘા મળે એની વિગત અને મકાનોની વિગત જણાવી આપશો. ત્યારબાદ શરીઅતના કાનૂનના હિસાબે હકદાર ના હોય તો પણ કોર્ટથી લડીને લેવાની કોશિસ કરી મિલકત લેવી ? એનો કુર્આન અને હદીસમાં શું અઝાબ છે એ બાબત ઉપર થોડી રોશની આપશો. ફકત વસ્સલામ.

**જવાબઃ–૩૩૭/૪૮** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

મર્હૂમ મુહમ્મદની મિલકતમાંથી સૌ પ્રથમ તેમના કફન દફન તથા કર્ઝ હોય તો તે અદા કરવામાં આવે ત્યાર બાદ વારસદાર સિવાય બીજી કોઈ વ્યકિત માટે વસિય્યત કરી હોય તો ૧/૩ ભાગ તેને વસિય્યતમાં આપવામાં આવે ત્યાર બાદ મર્હૂમ મુહમ્મદના વારસદારોમાં ફકત ઉમરજી મુહમ્મદને તેમના વારસામાંથી સઘળો હિસ્સો મળશે મર્હૂમ આદમ મુહમ્મદ તથા તેમના છોકરા છોકરીઓને કાંઈ પણ મળશે નહીં ત્યાર બાદ મર્હૂમ ઉમરજીની મિલકતમાંથી કફન દફન કર્ઝ જાઈઝ વસિય્યત બાદ કુલ મિલકતના ચાર હિસ્સા કરવામાં આવે તેમાંથી મર્હૂમ ઉમરજી ની વિધવાને એક ભાગ અને તેમના ભત્રીજા અબ્દુલ્લાહ આદમને ત્રણ ભાગ આપવામાં આવે મર્હૂમના નવાસાને કાંઈ પણ મળશે નહી.

**સવાલઃ– ૩૩૮/૪૯**

હમારા વાલિદ જનાબ સિદીકખાં કેસરખાંનો ઈન્તિકાલ થઈ ગયો છે તેઓ તેમની પાછળ ૩ છોકરાઓ અને ૪ છોકરીઓ મુકી ગયેલ છે.

ઉપરના વારસદારોને તેમની મિલકતમાંથી કેટલો ભાગ મળે તે વિગત વાર જણાવવા મહેરબાની કરશો.

**નોટ :** અમારી વાલિદાનો પણ ઈન્તિકાલ થઈ ગયેલ છે. તે જાણશો.

**જવાબ:–૩૩૮/૪૯** حامدًا و مصلیًا و مسلما۔ ھو الموفق للصواب

મર્હૂમ સિદ્દીકખાંની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૧૦ ભાગ કરવામાં આવશે. જેમાંથી દરેક છોકરાને ૨–૨ ભાગ અને દરેક છોકરીને ૧–૧ ભાગ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૩૯/૫૦**

જમીલ અહમદ બોકડાની વિધવા તથા ઝૈતૂન બીબી યાકૂબ બોકડાની વિધવાની અરજ કે અમારા લગ્ન ૨૦ વર્ષ પહેલા ઉપરોકત ઈસ્મો સાથે થયા હતા તે સમયે અમો સૌ હમારા સાસુ–સસરા સાથે રહેતા હતા તે સમયે અમારા સાસુ– સસરા પાસે કાંઈ ધન દોલત ન હતો. અને અમો મેહનત મજુરી કરી ગુજરાન ચલાવતા હતા.

ત્યાર પછી અમારા પતિઓ (જમીલ–યાકૂબ એ ધંધાની લાઈનમાં હોશિયાર થયા જેથી ગામડામાં એક સરકારી જગ્યા મેળવી ત્યાં જ મકાન બાંધવામાં આવ્યુ અને ત્યાં શરૂમાં નાના પાયે ધંધો શરૂ કર્યો ધંધામાં જેમ જેમ સમય વીતતો ગયો તેમાં બરકત થતી ગઈ અને ખુદાએ ધંધામાં બરકત આપી જેમાંથી અમોએ સૌ પ્રથમ અમારા સાસુ–સસરાને સને ૧૯૮૨ માં હજ પઢવા મોકલ્યા હજ પરથી આવ્યા પછી અમારા સાસુ સસરાનું કહેવુ હતું કે હવે અમો ગામડામાં રહેવા આવીએ નહી, અને અમારા બે જણનો ચુલા ખર્ચ ગોધરા મોકલી આપ્યો અને ખુદા તમારા ધંધામાં બરકત આપે તેવી દુઆ પણ કરી હતી બંનેવ છોકરાઓ માં–બાપના ફરમાબરદાર હતા અને તેમના માતા–પિતાના કહેવા મુજબ તેમને ચુલા ખર્ચના પૈસા આપતા હતા. ચુલા ખર્ચની સાથે સાથે વધારાના હાથ ખર્ચના ૫૦૦ રૂપિયા પણ મરનાર બંનેવ ભાઈઓ પોતાના પિતાને આપતા હતા. પરંતુ તેમા તેમની સાથે મરનાર યાકૂબે એવી શરત મુકી હતી કે આ ૫૦૦/– રૂપિયામાંથી

૧૦૦/– તમારા હાથ ખર્ચના ગણવાના અને બાકીના ૪૦૦/– ના હિસાબ લેવામાં આવશે તો અમારા સસરાએ તે વાત માન્ય રાખીને એટલે કે હજ પઢીને આવ્યા પછી ચુલા ખર્ચના રૂપિયા ૮૦૦/– વધારાના હાથ ખર્ચ પેટે રૂપિયા૫૦૦/– દર મહિને નિયમિત તેમના પિતાને આપતા હતા વધુમાં અરજ કે દુકાનની સાથે સાથે ખાતર અને ફળોનો ધંધો બંનેવ ભાઈઓએ પોતાની અકકલ હોશિયારી પોતાની સ્વતંત્ર સત્તાથી કોઈનો સાથ લીધા વગર પોતાની રીતે શરૂ કર્યો હતો અને ખાતર અને ફળોનો ધંધો પોતાની હિંમત અને પોતાના જોખમે શરૂ કર્યો હતો તેમાં તે ભાઈઓ સિવાય ઘરના કોઈની સાથે સહકાર ન હતો. તેમાં ખુદાએ ઘણી જ બરકત આપી અને માં–બાપના કહેવા મુજબ તે બંનેવ ભાઈઓ તે વેપારની આવકમાં નફા અને બરકતમાંની રકમ પોતાની પાસે દુકાન ઉપર રાખતા હતા સદર રકમ આજ થી વર્ષ દોઢ વર્ષ અગાઉ બંનેવ ભાઈઓએ ગામડાની દુકાને થી ખસેડીને તેમની બહેનની ત્યાં અમાનત તરીકે મુકી હતી સદર અમાનતની રકમની ખબર ન હતી.

પાછલા ઓકટોબર માસમાં ગોધરા તેમજ ગુજરાતના રામશીલા રામ મંદિર, બાબરી મસ્જિદ વિવાદના કારણે ગામડાઓનુ વાતાવરણ દિવસે દિવસે બગડતુ ગયુ એક દિવસ એવો આવ્યો કે ૩૦/૧૦/૯૦ ના રોજ સાંજે પાંચ વાગે ગામડાના જનુની લોકો ચડી આવ્યા અને હુમલો કર્યો તેમાં બંનેવ ભાઈઓ એકી સાથે શહીદ થઈ ગયા (ઈદ્દતના બે માસ વીતી ગયા પછી મરનારની બહેને કહયુ કે મરનાર બંનેવ ભાઈઓની અમાનત મારા ઘરે મુકેલી છે જે ગામડામાંથી વર્ષ દોઢ વર્ષ પહેલા લાવીને મુકી હતી) તેમાં શું છે તે મને પણ ખબર નથી એવુ મરનારની બહેન કહેતી હતી મરનાર બંનેવ ભાઈઓ સિવાય બીજુ કોઈ જાણતુ ન હતુ કે તે અમાનતમાં શું છે ? તેવી મહોલ્લાના પેશ ઈમામ સાહબ તેમજ અમો વિધવાના સંબંધીઓની રૂબરૂમાં તે અમાનત કે જે ત્રણ ડબલાઓમાં બંધ હતી તેને ખોલવામાં આવી તો નીચે મુજબ રકમ મળી.

ડબ્બા–૧ માંથી રૂપિયા૧,૪૦,૧૫૦ રૂપિયા અને ડબ્બા–૨ માંથી ૯૧,૦૦૦રૂપિયા અને ડબ્બા–૩ માંથી અમુક દાગીના નિકળયા હતા.

બેંકની ચોપડીમાંથી બેંક બેલેન્સમાં ગોધરાની બેંકોની ચોપડીઓ ૪૫૦૬૦/– રૂપિયાનિકળયા તે પણ મળી આવેલા છે. આ મિલકત મરનાર યાકૂબના ખાતામાં કમાઈમાંથી છોડી ગયા છે. મરનાર બંનેવ ભાઈઓના વારસદાર નીચે મુજબ છે.

મર્હૂમ જમીલ અહમદ બોકડાના વારસદારોમાં માં–બાપ, પાંચ બહેનો, પત્નિ, ૨ પુત્રો અને ૭ પુત્રીઓ છે, જયારે મર્હૂમ યાકૂબ બોકડાના વારસદારોમાં પણ માં–બાપ, પાંચ બહેનો, પત્નિ, ૬ છોકરીઓ અને એક દત્તક પુત્ર છે.

મરનારાઓની મિલકત આ મુજબ છે.

ચાર મકાન પૈકી ૨ મકાન મરનાર બંનેવ ભાઈઓના નામે છે જયારે બીજા બે મકાનમાં મરનાર બંનેવ ભાઈઓ તેમજ તેમનો એક બનેવી ભાગીદાર છે ઉપરોકત સઘળી હકીકત ધ્યાનમાં લઈ ઉપર દર્શાવેલી મિલકતમાંથી ઉપર જણાવેલ તેમના વારસદારોને શરીઅતના નિયમ મુજબ કેટલો કેટલો ભાગ લાગે છે તે લખી આપવા હાર્દિક અરજ છે.

**નોટઃ–** ઉપરોકત સઘળી હકીકત ધ્યાનમાં લઈ (૧) શરીઅતની રૂએ આ મિલકત કોની ગણાશે ? (૨) સદર મિલકત મરનાર બંનેવ ભાઈઓની ગણાશે કે તેમના માં–બાપ ની ? (૩) મરનારની મિલકતમાં તેમના વારસદારોને કેટલા ભાગ મળશે ? (૪) વધુમાં અરજ કે મરનાર યાકૂબ સાત વર્ષ તેમની મોટી બહેનને ત્યાં દુકાન ઉપર કામ કરવા ગયા હતા અને ત્યા વેપાર ધંધામાં હોશિયાર થઈ સને. ૧૯૬૯ માં પાછા પોતાની દુકાને આવી ગયા હતા, એ પછી બંનેવ ભાઈઓએ ભેગા મળી ખાતર તથા ફળોનો ધંધો શરૂ કર્યો હતો, જેના માટે નાના ગામડાઓ તેમજ અજમેર રાજસ્થાનના બીજા શહેરોમાં તેમજ ઉત્તર પ્રદેશ સુધી જતા હતા. તેમજ રાત દિવસ ઠંડી, ગરમી, વરસાદ વિગેરેની પરવા કર્યા વગર બંનેવ ભાઈઓ સખત મહેનત કરતા હતા તો મહેનતથી ઉપરોકત રકમ ભેગી કરી હતી તે રકમમાં બંનેવ ભાઈઓની જ મહેનત હતી તો આ બધી જ વિગત ધ્યાનમાં લેશો ધ્યાનમાં લઈ શરીઅતની રૂએ વારસદારોને કેટલો કેટલો ભાગ લાગે છે ? તે વિગત લખી જણાવશો.

**જવાબઃ—૩૩૯/૫૦** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

જમીલ અહમદ + યાકૂબ બનેંવ ભાઈઓ પોતાની જાત મહેનત અને હોશિયારી તથા આવડત વડે જે કાંઈ માલ મિલકત ભેગી કરી છે તે તેમની પોતાની ગણાશે એમના માં—બાપની મિલકત નહી ગણાશે, જેથી એમની મિલકતમાં છે એમના જે શર્ઈ વારસદારો હશે તેમને ભાગ મળશે એટલે કે તેમની વિધવાઓ અને ઔલાદને પણ ભાગ મળશે.

મર્હૂમ જમીલ અહમદના ભાગે આવતી મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા—વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૨૬૪ ભાગ કરવામાં આવશે જેમાંથી મર્હૂમની વિધવાને ૩૩ ભાગ અને મર્હૂમની માં ને ૪૪ ભાગ અને મર્હૂમના પિતાને ૪૪ ભાગ અને દરેક છોકરાને ૨૬—૨૬ ભાગ અને દરેક છોકરીને ૧૩—૧૩ ભાગ મળશે.

મર્હૂમ યાકૂબની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા—વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૧૬૨ ભાગ કરવામાં આવશે તેમાંથી મર્હૂમની વાલિદાને ૨૪ ભાગ, મર્હૂમની વિધવાને ૧૮ ભાગ, મર્હૂમના વાલિદને ૨૪ ભાગ, અને મર્હૂમની છોકરીઓને ૧૬—૧૬ ભાગ આપવામાં આવશે.

યાકૂબ અને જમીલે પોતાની મહેનત અને હોશિયારીથી વસાવેલી મિલકત એ બંનેવ ભાઈ યાકૂબ+જમીલની ગણાશે એ મિલકત એમના બાપની નહી ગણવામાં આવે મરનારની મિલકતમાંથી બહેનો અને પાલક છોકરાને ભાગ મળે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ— ૩૪૦/૫૧**

મારા અબ્બાની હયાતીમાં કુવેત ગયો હતો અને ત્યાંથી દર મહીને હુ

ઘર ખર્ચ માટે અબ્બાને ૧૫૦/–રૂપિયા રવાના કરતો હતો પણ ભાઈ ભાડાની દુકાન લઈને ગોશ્ત વેચતા હતા. પણ જયારે એ મિલકત કે જેમાં ગોશ્તની દુકાન હતી તે વેચવા માટે મકાન માલિકે કાઢી ત્યારે એ ભાઈને મકાન માલિકે પુછયુ કે ભાઈ આ મિલકત તમારે લેવી છે ? તો ભાઈએ કહયુ કે મારી પાસે તો પૈસા નથી પરંતુ હું મારા ભાઈને જે કુવેતમાં છે એને કાગળ લખું અને એ પૈસા મોકલે તો હું ખરીદી લઈશ, ભાઈનો કાગળ મારી ઉપર આવ્યો કે તુ પૈસા મોકલે તો હું આ મિલકત ખરીદી લઉ તો મે ભાઈ ઉપર રૂપિયા૫૦૦/– મોકલ્યા અને એ મિલકત મોકાની જગ્યા પર હોવાથી ૨૭૫/– રૂપિયા માં ઉપરનો માટીનો અમલો ખરીદી લીધો અને જમીન સૈય્યદ નાગામિયાંની હતી. અને તે જમીન ૩૦ વર્ષ પછી સૈય્યદ નાગામિયાં પાસેથી મારા પૈસાથી જ ખરીદી છે અને મારા નામનો જ દસ્તાવેજ પણ છે. તો શું આ મિલકતમાં ભાઈઓનો હકક લાગશે ?

**જવાબ:–૩૪૦/૫૧** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

આપના જણાવ્યા પ્રમાણે જયારે ઉપરોકત જમીન આપના પૈસાથી આપના નામના દસ્તાવેજ સાથે ખરીદવામાં આવી છે તો એ આપની મિલકત ગણાશે. ભાઈઓનો એમા કાંઈ પણ હક લાગશે નહી. આપની મહેનતથી જે કાંઈ માલ મિલકત ભેગી કરી છે તે આપની જ ગણાશે. ફકત વસ્સલામ.

**સવાલ:– ૩૪૧/૫૨**

એક માણસ પોતાની પાછળ ૪ છોકરા અને ૪ છોકરીઓ વારસદાર તરીકે છોડી ગયો છે તો મૈય્યિતની મિલકત મજકૂર વારસદારોમાં શરીઅત મુજબ કઈ રીતે વહેંચવી ?

**જવાબ:–૩૪૧/૫૨** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકો: (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૧૨ ભાગ કરવામાં આવશે જેમાંથી દરેક

છોકરાને ૨–૨ ભાગ અને છોકરીને ૧–૧ ભાગ આપવામાં આવશે.

**સવાલઃ– ૩૪૨/૫૩**

એક માણસ પોતાની હયાતીમાં પોતાની મિલકત પોતાના વારસદારોને વહેંચવા માંગે છે વારસદારોમાં સાત છોકરા અને એક છોકરી છે તો શરીઅત મુજબ દરેકને કેટલો હિસ્સો મળશે ?

**જવાબઃ– ૩૪૨/૫૩** حامدًاو مصليًا و مسلما۔ هوالموفق للصواب

માણસના મરણ પછી વિરાસતના હકકો લાગુ પડશે પરંતુ કોઈ માણસ પોતાની હયાતીમાં (લડાઈ ઝઘડાને ખતમ કરવા માટે) પોતાનો વારસદારોને આપવા માંગતો હોય તો બધા (છોકરા–છોકરી)ને સરખા ભાગે આપે, એ જ યોગ્ય છે અને જો પોતાના મરણ પછી વહેંચણી કરવાની હોય ત્યારે મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૧૫ ભાગ કરવામાં આવે અને દરેક છોકરાને ૨–૨ ભાગ અને છોકરીને ૧ ભાગ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૪૩/૫૪**

ગોધરા તાલુકાના કડાદરા ગામે સને ૧૯૯૦ ના ઓકટોબર મહિનામાં એક બનાવ બન્યો હતો તેની વિગત આ પ્રમાણે છે.

કડાદરા ગામે હાજી સુલેમાન ઈબ્રાહીમ બોકડા રહેતા હતા ત્યાં તેમની ખેતી તેમજ કરિયાણાની દુકાન મોટા પાયે હતી સદર ખેતી અને દુકાનનું મોટા ભાગનું સંચાલન તેમનો મોટો પુત્ર નામ મુહમ્મદ હનીફ કરતો હતો સદર દુકાનનું લાયસન્સ શેખ મુહમ્મદ હનીફ બોકડા એન્ડ બ્રધર્સના નામે રજીસ્ટર થયેલુ હતુ.

સદર ગામમાં હાજી સુલેમાન બોકડાની જમીનનો અમુક ભાગ સરકારી ધારા ધોરણ પ્રમાણે નહેરમાં કપાઈ ગઈ હતી તે જમીનના બદલામાં સરકાર શ્રી એ તેમને બીજી જમીન ફાળવી હતી સદર જમીનની

ફાળવણી થતા તે ગામના લોકોમાં અસંતોષની લાગણી જાગી એ હાજી સુલેમાન ઈબ્રાહીમ બોકડા સાથે તે ગામના લોકોએ વેર વારયુ ત્યાર પછી અંદરો–અંદર ઝઘડો થયો હાજી સુલેમાન ઈબ્રાહીમ બોકડાને માર્યા અને દવાખાને દાખલ કર્યા ગામના લોકો વિરૂધ્ધ ફરિયાદ કરી અને તેઓને જેલમાં પુર્યા આ બનાવથી વેરવૃત્તિમાં વધારો થયો પાછળથી સમાધાન થયું સદર બનાવથી ગામડાના લોકોના મન મેલા હતા.

ઓકટોબર ૧૯૯૦ માં હાજી સુલેમાન ઈબ્રાહીમ બોકડા તેમના ત્રણ પુત્રો નામે (૧) મુહમ્મદ હનીફ (૨) કાસમ (૩) અબ્દુલ રઝઝાક. કડોદરા ગામે હતા તે દર્મિયાન દેશના ઘણાં ખરા ભાગોમાં કોમી હુલ્લડોના પડઘા કડોદરા ગામે પણ પડયા, ગામના લોકો સાથે અગાઉ જે વેર હતુ (જેની હકીકત ઉપર દર્શાવી છે) તેનો બદલો લેવા માટે હાજી સુલેમાન ઈબ્રાહીમ બોકડા તેમજ તેમના ત્રણે પુત્રો સામે ગામડાના લોકોને મોકો મળ્યો અને તેમને ઘેરામાં લીધા આ પરિસ્થિતિ જોઈને હાજી સુલેમાન ઈબ્રાહીમ બોકડા અને તેમના ત્રણે પુત્રો જાન બચાવવા માટે ભાગી છુટયા, પરંતુ હુમલાખોરોનું મોટુ ટોળુ તેમની પાછળ હતુ જેથી પોતાનો જીવ બચાવવા માટે ભાગતા ભાગતા તેઓ એક મકાનમાં ઘુસી ગયા હુમલાખોરોએ એ સદર મકાનને ઘેરી લીધું, હાજી સુલેમાન ઈબ્રાહીમ બોકડા પોતાના અને પોતાના ત્રણે પુત્રોના સ્વબચાવ માટે બંદુકમાંથી હવામાં ધડાકા કર્યા પરંતુ કોઈ મેળ પડયો નહી, છેવટે હુમલાખોરોએ એ મકાનને આગ ચાંપી નાછુટકે આગથી બચવા માટે બાપ દિકરા ઘરમાંથી બહાર નિકળવા લાગ્યા, જેમ જેમ બાપ દિકરા મકાનમાંથી બહાર નિકળતા ગયા તેમ તેમ તેમનો પીછો કરી ગામડાના લોકોએ તેમના ઉપર હુમલો કર્યો અને એ બાપ અને ત્રણે દિકરાઓને મારી નાખ્યા.

લોક મુખે એક વાત ચર્ચાય છે કે છોકરાઓના પિતા હાજી સુલેમાન ઈબ્રાહીમ ઉપર અસલ હુમલો કરવામાં આવ્યો હતો અને તેમને શહીદ કરવામાં આવ્યા હતા, કારણ કે હુમલાખોરોનો અસલ વેરીવૃત્ત તેમની સાથે હતો અને તેઓમાં બદલાની ભાવના પણ હતી પરંતુ જો એકલા સુલેમાન હાજી બોકડાને મારી નાખે અને તેમના ત્રણે પુત્રોને જતા કરે તો કાનૂની રીતે

તેઓ પુરાવા બને અને હુમલાખોરોને સજા થાય, એ સંજોગોને ધ્યાનમાં રાખીને પુરાવા નષ્ટ કરવા માટે હાજી સુલેમાન બોકડાના ત્રણે છોકરાને પણ શહીદ કરી દેવામાં આવ્યા; આમ પિતાના કુસૂરના કારણે પુત્રોએ પણ જાન ગુમાવી એ એક સત્ય હકીકત છે.

સદર ત્રણ છોકરાઓ નામે મુહમ્મદ હનીફ કે જે પરણિત હતા તેને એક બેવા ઓરત એક છોકરો અને બે છોકરીઓને વારસદાર તરીકે છોડયા છે.

મુહમ્મદ હનીફના શહીદ થયા પછીથી આજ દિન સુધી તેમની બેવા ઓરત અને ત્રણ માસૂમ કુમળી વયના બાળકો તેમના નાના (મોટા બાવા) ને ત્યાં કરૂણ જીંદગી ગુજારે છે. મરનાર હાજી સુલેમાન ઈબ્રાહીમ બોકડા કે જેઓ લાખ્ખો રૂપિયાની માલ મિલકત અને રોકડ રકમ મુકીને ગુજરી ગયા અને સદર મિલકત તેમના હયાત વારસદારોના હાથમાં છે અને તેઓ તેનો ઉપયોગ કરે છે.

તેમના હયાત વારસદારોમાં એક ઓરત ચાર છોકરા અને ત્રણ છોકરીઓ અને મરનાર મુહમ્મદ હનીફની બેવા ઓરત અને તેમની માસુમ ઔલાદમાં અને બે છોકરીઓ છે.

મરનાર મુહમ્મદ હનીફ હા.સુલેમાન બોકડાના છોકરા તેમજ તેમના પિતાની વેપારી પેઢીના એક ભાગીદાર પણ હતા વેપાર ધંધાની પેઢી તેમને ગર્વમેન્ટના લાયસન્સ શેખ મુહમ્મદ હનીફ એન્ડ બ્રધર્સના નામની હતી, પરંતુ બાપ દિકરા વચ્ચે તેમજ સદર પેઢી વચ્ચે અને ઘરના અન્ય ભાગીદારો વચ્ચે કોનો કેટલો ભાગ નકકી કરવામાં આવ્યો હતો ? તે હમો જાણતા નથી; સદર હકીકતની જાણ મર્હૂમ સુલેમાન હાજી ઈબ્રાહીમ બોકડાના હયાત વારસદારોને હશે.

ઉપરની આખી વિગત ધ્યાનમાં રાખી નીચેના સવાલોના જવાબ આપવા અરજ છે.

(૧) મર્હૂમ હાજી સુલેમાન ઈબ્રાહીમ બોકડાના વારસદારો અને ભાગીદાર.

મર્હૂમ મુહમ્મદ હનીફ કે જેઓ સુલેમાન હાજીના પુત્ર અને પેઢીના ભાગીદાર તેમના વારસદારો ઓરત ૧, પુત્ર ૧ અને પુત્રીઓ ૨, ઓરત ૧,

પુત્ર ૪, પુત્રી ૩.

મર્હૂમ સુલેમાન ઈબ્રાહીમ બોકડાની મિલકતના કેટલા ભાગ થશે ? અને ઉપર દર્શાવેલ વારસદારોને કેટલો ભાગ મળશે ?

(૨) મર્હૂમ મુહમ્મદ હનીફના વારસદારોના ભરણપોષણની ચુકતે જવાબદારી કોના ઉપર ? મર્હૂમ મુહમ્મદ હનીફના ભાઈઓ તેમજ મા હયાત છે અને લાખ્ખો રૂપિયાની મિલકત કે જે હાજી સુલેમાન બોકડાએ છોડી છે તે તેમની પાસે છે.

**જવાબ:—૩૪૩/૫૪** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમ હાજી સુલેમાન ઈબ્રાહીમ બોકડાના હયાત શરઈ વારસદારો સવાલમાં બતાવવામાં આવે છે એના વગર બીજા કોઈ ના હોય, અને જે કારણોના લઈને વિરાસતથી મહરૂમ કરી દેવામાં આવે છે, તેમાંથી કોઈ સબબ ન હોય તો મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા—વહેંચણી પહેલાના હકો: (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની જે મિલકત બાકી રહે તે મિલકતના કુલ ૮૮ ભાગ કરવામાં આવશે. જેમાં મર્હૂમની વિધવાને ૧૧ ભાગ દરેક છોકરીને ૭—૭ ભાગ અને દરેક છોકરાને ૧૪—૧૪ ભાગ મળશે.

મર્હૂમ મુહમ્મદ હનીફના ભાગે એમના મર્હૂમ બાપની મિલકતમાંથી જે ભાગ મળશે તેમાંથી મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા—વહેંચણી પહેલાના હકો: (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યારબાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની જે મિલકત બાકી રહે તે મિલકતના કુલ ૩૨ ભાગ કરવામાં આવશે તેમાંથી મર્હૂમની વિધવાને ૪ ભાગ મર્હૂમની દરેક દિકરીને ૭—૭ ભાગ અને છોકરાને ૧૪ ભાગ મળશે.

અને મુહમ્મદ હનીફ નામે જે પેઢી ચાલતી હતી તે પેઢીની બધી આવક અને મિલકતો મર્હૂમ હાજી સુલમાનની ગણાશે, તેમની વારસા—

વહેંચણીમાં તે મિલકતનો પણ સમાવેશ કરી લેવામાં આવશે, સવાલમાં બતાવેલા તમામ વારસદારોને શરીઅત મુજબ હિસ્સો મળશે.

મર્હૂમ હાજી સુલેમાન બોડકાની મિલકતની વહેંચણી ન થાય ત્યાં સુધી તે મિલકતનો કોઈને પણ ઉપયોગ કરવાનો અધિકાર નથી અને બીજા વારસદારોની પરવાનગી વગર તેનો ઉપયોગ કરવો હરામ છે. જો મર્હૂમ હાજી સુલેમાન બોડકાના વારસદારો મર્હૂમ મુહમ્મદ હનીફના વારસદારોને તેમનો શર્ઈ હિસ્સો ન આપતા હોય તો તેમને જે પ્રમાણે શકિત હોય તે પ્રમાણે પોતાનો શર્ઈ હકક વસૂલ કરી લે વધારે લેવાનો હકક નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૪૪/૫૫**

અમે છ ભાઈ, બે બહેનો, વાલિદા કુલ ૯ અને વાલિદ સાહબ ૬૦,૭૮૬ ની મિલકત છોડી અલ્લાહની રહેમતમાં પહોંચી ગયા છે હવે એની વહેંચણી કરવી છે, તો શરીઅતમાં કેવી રીતે વહેંચાશે ? એનો કુર્આન અને હદીસની રોશનીમાં સહીહ જવાબ સાથે દરેકનો હિસ્સો વહેંચી આપો.

**જવાબઃ–૩૪૪/૫૫** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૧૬ ભાગ કરવામાં આવે ૬૦,૭૮૬ રૂપિયામાંથી. તેમની વિધવાને રૂપિયા ૭૫૯૮ અને ૨૪ પૈસા અને છોકરીને ૩૭૯૯ રૂપિયા અને ૧૨ પૈસા અને બીજી છોકરીને પણ છોકરીને ૩૭૯૯ રૂપિયા અને ૧૨ પૈસા તથા છ છોકરાઓ માંથી દરેક છોકરાને ૭૫૯૮ રૂપિયા અને ૨૪ પૈસા મળશે.

આ પ્રમાણે મર્હૂમની મિલકતની વહેંચણી કરવામાં આવે, છેલ્લે ૮ પૈસા વધે છે તે કોઈ ગરીબને આપવામાં આવે.

**સવાલઃ– ૩૪૫/૫૬**

હમારા વાલિદ સાહબ તા.૧૧/૧/૮૨ ના રોજ ગુજરી ગયા છે.

હમારા વાલિદ સાહેબે પોતાની સ્થાવર મિલકતોમાંથી કેટલોક ભાગ પોતાના મોટા પુત્રને તેમની હયાતીમાં બક્ષિસ આપી હતી તે સિવાયની બાકી રહેલી સ્થાવર મિલકતો માટે મરનારે કોઈ વીલ કે વસિય્યત કરેલ નથી. હમારા વાલિદના નીચે મુજબના વારસો છે.

(૧) વિધવા પત્નિ (૨) ૪ પુત્રો (૩) ૩ દિકરીઓ. કુલ ૮ સગા હોઈ દરેકને ઈસ્લામી શરીઅત મુજબ મરનારની સ્થાવર મિલકતમાં કેટલો હિસ્સો પ્રાપ્ત થાય તે જણાવવા મહેરબાની કરશો.

**<u>જવાબઃ–૩૪૫/૫૬</u>** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૮૮ ભાગ કરવામાં આવશે. જેમાંથી મર્હૂમની વિધવાને કુલ ૧૧ ભાગ દરેક છોકરાને ૧૪–૧૪ ભાગ અને દરેક છોકરીને ૭–૭ ભાગ મળશે.

**<u>સવાલઃ– ૩૪૬/૫૭</u>**

મર્હૂમ બાપની એક મિલકત ૯૧ હજારમાં વેચાય છે તો એમાં સાત ભાઈ એક બહેન અને વાલિદા, આ બધાના ભાગે કેટલી રકમ ભાગે પડતી આવે ? એ ખુલાસાવાર લખી જણાવશો. તો કોણ કેટલુ હકદાર છે ? મકાન વેચાયુ છે.

**<u>જવાબઃ–૩૪૬/૫૭</u>** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

મર્હૂમની મિલકતમાંથી સર્વ પ્રથમ વારસા–વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન, દફનનો ખર્ચ, ત્યાર બાદ જે મિલકત બાકી રહેશે તેમાંથી મર્હૂમના કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો મર્હૂમની બાકી મિલકતના ત્રીજા ભાગમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલકતના કુલ ૧૨૦ ભાગ કરવામાં આવે જેમાંથી મર્હૂમની વિધવાને ૧૫ ભાગ અને મર્હૂમની છોકરીને ૭ ભાગ અને દરેક છોકરાને ૧૪–૧૪ ભાગ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ– ૩૪૭/૫૮**

મારા ભાઈ ગુલામ મોહિયુદ્દીન અ.કરીમ અલ્લાહ તઆલાની રહમતે પહોંચી ગયા છે. અને બજારની દુકાનમાં તેમજ ફળિયાની જમીન તેમજ મકાનમાં એમનું નામ દાખલ છે. એમના મરણ પછી એક છોકરી તેમજ ઓરત હયાત છે. અને છોકરો નથી તો શરીઅત મુજબ છોકરી તેમજ ઓરતને કેટલો હક હિસ્સો લાગે છે ? તે ખુલાસા વાર જવાબ આપશો. અને એમના મરણ પછી અમે ત્રણ ભાઈ તેમજ એક બહેન હયાત છે તો એમની ખુલ્લી જમીન તેમજ મકાન અને દુકાનમાં હક હિસ્સો લાગે છે કે કેમ તે શરીઅત મુજબ જવાબ આપશો.

આ મિલકત અમારા સહિયારા નામ ઉપર ચાલે છે અને જે દુકાન છે તેમાં મારૂ નામ દાખલ નથી. તે તમારી જાણ ખાતર લખુ છું.

**જવાબઃ–૩૪૭/૫૮** حامدًاومصليًا ومسلما۔ هو الموفق للصواب

વારસા વહેંચણી કરતાં પહેલા જે હકો અદા કરવા વાજિબ છે, જેમકે કફન દફનવિધીનો ખર્ચ તથા તેના માથે દેવુ હોય તથા તેણે કોઈ જાઈઝ વસિય્યત કરેલ હોય (વસિય્યત તેની મિલ્કતના ત્રીજા ભાગમાંથી અદા કરવામાં આવશે.) આ બધા હકો અદા કર્યા પછી મર્હૂમની મિલ્કતના ૫૬ ભાગ કરવામાં આવશે, જેમાંથી મર્હૂમની પત્નીને ૭ ભાગ, દિકરીને ૨૮ ભાગ, અને ત્રણ ભાઈને ૬–૬ ભાગ મળશે અને બહેનને ૩ ભાગ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલઃ–૩૪૮/૫૯**

હમારા દાદાનો ઈન્તિકાલ થઈ ગયાને ઘણા વર્ષો થયા, મર્હૂમ દાદા સાહેબના પાછળ તેમના ચાર દિકરા અને ત્રણ દિકરીઓ છે. (જે હમારી ફોઈઓ થાય) મર્હૂમ દાદા સાહેબના ચાર દિકરામાંથી એક દિકરો એટલે કે હમારા વાલિદ સાહેબનો ઈન્તિકાલ થઈ ગયો છે. હમારા વાલિદ સાહેબના હમો ચાર દિકરા બે દિકરીઓ અને હમારી વાલિદા હયાત છે.

મર્હૂમ વાલિદ સાહેબ સાથે હમારા દાદાના ૪ દિકરા ૩ દિકરીઓ છે. તો મીરાસ કઈ રીતે વહેંચણી કરવી ? ફોઈઓનો હિસ્સો લાગુ પડે કે કેમ ? અમો ભત્રીજાઓએ હમારી ફોઈઓને હિસ્સો આપવો કે કેમ ?

હમારા વાલિદ સાહેબના હિસ્સામાંથી મારા વાલિદ સાહેબના ૪ દિકરા ૨ દિકરીઓ અને વાલિદહના હિસ્સે કેટલુ આવે ?

સવિસ્તાર મસ્લાનો જવાબ આપવા મહેરબાની કરશોજી.

**જવાબ:–૩૪૮/૫૯** حامدًا ومصليًا ومسلما۔ هو الموفق للصواب

**મૈય્યિત/ ૧૧/૪૪૦**

| દિકરો–૧ | દિકરો–૨ | દિકરો–૩ | દિકરો–૪ | દિકરી–૧ | દિકરી–૨ | દિકરી–૩ |
|---|---|---|---|---|---|---|
| ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૧ |
| | ૮૦ | ૮૦ | ૮૦ | ૪૦ | ૪૦ | ૪૦ |

**મર્હૂમ દિકરો /૮૦/૪૦...........તવાફુક બિન્નિસ્ફ......................૨/૧**

| પત્નિ | દિકરો | દિકરો | દિકરો | દિકરો | ૧૦ | દિકરી | દિકરી | ભાઈ–૩ | બહેનો–૩ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૭ | ૭ | ૭ | મ | મ |
| ૧૦ | | | | | ૭૦ | | | | |

વારસા વહેંચણી પહેલાના હકો: (જેમકે કફન દફનનો ખર્ચ અને કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મય્યિતે જાઈઝ વસિય્યત કરી હોય તો ૧/૩ માલમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલ્કતના કુલ ૪૪૦ ભાગો કરવામાં આવશે જેમાંથી મર્હૂમના જીવિત વારસદારોને નીચે મુજબ ભાગો મળશે :

**જીવિત વારસદારો .....................૪૪૦...................................**

| દિકરો–૨ | દિકરો–૩ | દિકરો–૪ | દિકરી–૧ | દિકરી–૨ | દિકરી–૩ |
|---|---|---|---|---|---|
| ૮૦ | ૮૦ | ૮૦ | ૪૦ | ૪૦ | ૪૦ |

**મર્હૂમ દિકરા– ૧ના જીવિત વારસદારો**

| પત્નિ | દિકરો–૧ | દિકરો–૨ | દિકરો–૩ | દિકરો–૪ | દિકરી–૧ | દિકરી–૨ |
|---|---|---|---|---|---|---|
| ૧૦ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૭ | ૭ |

**સવાલ:–૩૪૯/૬૦**

એક માણસનો ઈન્તિકાલ થઈ ગયો તેણે પોતાના પાછળ એક પત્નિ

ત્રણ છોકરા બે છોકરીઓ છોડી છે તો દરેકના હિસ્સામાં કઈ રીતે વહેંચણી કરવી ?

**જવાબ:–૩૪૯/૬૦** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

પોતાના વાલિદની મિલકતમાંથી વારસા વહેંચણી પહેલાના હકોઃ (જેમકે કફન દફનનો ખર્ચ અને કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મય્યિતે જાઈઝ વસિય્યત કરી હોય તો ૧/૩ માલમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલ્કતના કુલ ૬૪ ભાગ કરવામાં આવશે. જેમાંથી મર્હૂમની વિધવાને (૮) ભાગ અને દરેક છોકરાને ૧૪–૧૪ ભાગ અને દરેક છોકરીને ૭–૭ ભાગ મળશે. ૫૬ ભાગ કરવામાં આવશે, જેમાંથી મર્હૂમની પત્નીને ૭ ભાગ, દિકરીને ૨૮ ભાગ, અને ત્રણ ભાઈને ૬–૬ ભાગ મળશે અને બહેનને ૩ ભાગ મળશે. ع અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**સવાલ:–૩૫૦/૬૧**

હમારા દાદાનો ઈન્તિકાલ થઈ ગયાને ઘણા વર્ષો થયા, મર્હૂમ દાદા સાહેબના પાછળ તેમના ચાર દિકરા અને ત્રણ દિકરીઓ છે. (જે હમારી ફોઈઓ થાય) મર્હૂમ દાદા સાહેબના ચાર દિકરામાંથી એક દિકરો એટલે કે હમારા વાલિદ સાહેબનો ઈન્તિકાલ થઈ ગયો છે. હમારા વાલિદ સાહેબના હમો ચાર દિકરા બે દિકરીઓ અને હમારી વાલિદા હયાત છે.

મર્હૂમ વાલિદ સાહેબ સાથે હમારા દાદાના ૪ દિકરા ૩ દિકરીઓ છે. (હમારી ફોઈઓ) તો મીરાસ કઈ રીતે વહેંચણી કરવી ? ફોઈઓનો હિસ્સો લાગુ પડે કે કેમ ? અમો ભત્રીજાઓએ હમારી ફોઈઓને હિસ્સો આપવો કે કેમ ?

હમારા વાલિદ સાહેબના હિસ્સામાંથી મારા વાલિદ સાહેબના ૪ દિકરા ૨ દિકરીઓ અને વાલિદહના હિસ્સે કેટલુ આવે ?

સવિસ્તાર મસ્લાનો જવાબ આપવા મહેરબાની કરશોજી.

**જવાબ:–૩૫૦/૬૧** حامدًا و مصليًا و مسلما۔ هو الموفق للصواب

**મૈય્યિત/ ૧૧/૪૪૦**

| દિકરો–૧ | દિકરો–૨ | દિકરો–૩ | દિકરો–૪ | દિકરી–૧ | દિકરી–૨ | દિકરી–૩ |
|---|---|---|---|---|---|---|
| ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૦ | ૮૦ | ૮૦ | ૪૦ | ૪૦ | ૪૦ |

મર્હૂમ દિકરો /૮૦/૪૦..............તવાફુક બિન્નિસ્ફ...................૨/૧

| પત્નિ | દિકરો | દિકરો | દિકરો | દિકરો | ૧૦ | દિકરી | દિકરી | ભાઈ—૩ | બહેનો—૩ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧/૧૦ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૭ | ૭ | ૭ | મ | મ |
| | | | | | ૭૦ | | | | |

વારસા વહેંચણી પહેલાના હકો: (જેમકે કફન દફનનો ખર્ચ અને કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મય્યિતે જાઈઝ વસિય્યત કરી હોય તો ૧/૩ માલમાંથી) અદા કર્યા પછી મર્હૂમની મિલ્કતના કુલ ૪૪૦ ભાગો કરવામાં આવશે જેમાંથી મર્હૂમના જીવિત વારસદારોને નીચે મુજબ ભાગો મળશે :

જીવિત વારસદારો .......................૪૪૦...................................

| દિકરો—૨ | દિકરો—૩ | દિકરો—૪ | દિકરી—૧ | દિકરી—૨ | દિકરી—૩ |
|---|---|---|---|---|---|
| ૮૦ | ૮૦ | ૮૦ | ૪૦ | ૪૦ | ૪૦ |

મર્હૂમ દિકરા— ૧ના જીવિત વારસદારો

| પત્નિ | દિકરો—૧ | દિકરો—૨ | દિકરો—૩ | દિકરો—૪ | દિકરી—૧ | દિકરી—૨ |
|---|---|---|---|---|---|---|
| ૧૦ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૭ | ૭ |

**સવાલ:—૩૫૧/૬૨**

એક માણસનો ઈન્તિકાલ થઈ ગયો તેણે પોતાના પાછળ એક પત્નિ ત્રણ છોકરા બે છોકરીઓ છોડી છે તો દરેકના હિસ્સામાં કઈ રીતે વહેંચણી કરવી ?

**જવાબ:—૩૫૧/૬૨** حامدًا و مصليًا و مسلما ـ هو الموفق للصواب

પોતાના વાલિદની મિલકતમાંથી વારસા વહેંચણી પહેલાના હકો: (જેમકે કફન દફનનો ખર્ચ અને કર્ઝની અદાયગી કુલ માલમાંથી અને જો મય્યિતે જાઈઝ વસિય્યત કરી હોય તો ૧/૩ માલમાંથી) અદા કર્યા પછી

મર્હૂમની મિલ્કતના કુલ ૬૪ ભાગ કરવામાં આવશે. જેમાંથી મર્હૂમની વિધવાને (૮) ભાગ અને દરેક છોકરાને ૧૪–૧૪ ભાગ અને દરેક છોકરીને ૭–૭ ભાગ મળશે.

**સવાલઃ– ૩૫૨/૬૩**

એક ભાઈનો ઈન્તિકાલ થયો, તેના વારસદારોમાં એક છોકરો અને છોકરાની છોકરી છે તો છોકરાને કેટલો ભાગ મળશે ? અને છોકરાની છોમરીને કેટલો ભાગ મળશે ?

**જવાબઃ–૩૫૨/૬૩** حامدًاو مصليًا و مسلما۔ هو الموفق للصواب

સવાલમાં બતાવવામાં આવેલ મર્હૂમના સહીહ વારસદારો છે તો મર્હૂમના કફન, દફન વિધીનો ખર્ચ તથા મર્હૂમના માથા પર કર્જ હોય તો તે અદા કર્યા પછી મર્હૂમે કોઈ જાઈઝ વસિય્યત કરી હોય તો ૧/૩ માલમાંથી અદા કર્યા પછી બાકીનો માલ મર્હૂમના છોકરાને મળશે, અને મર્હૂમની પોત્રી એટલે કે મર્હૂમના છોકરાની છોકરીને કંઈ મળશે નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.